


સાદડી નિવાસી ધર્મપ્રેમી શ્રીમાન હસ્તીમલજી અનરાજજી
નાહરની સ્મૃતિમાં— રાજીબાઈ સોનારોનોવાસ-સાદડીના
—સૌજન્યથી

# जैनी वाणी स्तुति ।

जीयात् जीयात् सदा जीयात्, जैनी वाणी जगत्त्रये ।
संसारतापदग्धानां जीवानां सौख्यदायिनी ॥१॥

अर्हद्वक्त्रप्रसूता या कर्मौघदाहने क्षमा ।
मोहक्रोधशमे मुख्या मोक्षमार्ग विधायिका ॥२॥

सन्मतिज्ञानलाभार्थे, भाषानुवादगुम्फिता ।
व्याख्याप्रज्ञप्ति पूज्या सा पूर्णानन्दं ददातु मे ॥३॥

जैनीवाणी प्रथयतु सुखं मादृशेभ्यो जनेभ्यः,
'पूर्णानन्दा' जिनवरमुखे शोभमाना सदैव ।
पापासक्तैर्विनयरहितैः क्रोधमायानुबद्धैः,
सेव्या पूज्या नहि भवति या दुर्जनैः सा सवीत्र ॥४॥

—पं. पूर्णानन्दविजय (कुमारश्रमण)

# પ્રકાશકીય નિવેદન

પરમપૂજ્ય પન્યાસજી શ્રી પૂર્ણાનન્દવિજયજી (કુમારશ્રમણ) તથા વયોવૃદ્ધ મુનિરાજશ્રી દેવવિજયજી મ.ના વરદ હસ્તે સ્થાપિત 'શ્રી વિદ્યાવિજયજી સ્મારક ગ્રન્થમાળા' નામની સંસ્થા અમારા સાઠંબાના સંઘને ગૌરવ લેવા જેવી છે.

શાસનદીપક, અજોડવક્તા, પૂજ્યપાદ મુનિરાજશ્રી વિદ્યાવિજયજી મહારાજ સાહેબ. એટલે પ્રભાવશાલી મુખમંડળ, હાસ્યયુક્ત મુખાકૃતિ, મસ્તકપર વિરલ ધવલ કેશરાશિ, મહાવીરસ્વામીની અહિંસાને સૂચવનાર શુદ્ધ પવિત્ર અને સફેદ ખાદીના વસ્ત્રોથી આવૃત્તશરીર, મન્દ અને વિનમ્ર ચાલ, શાન્ત અને કયારેક સમાજની વિષમતાઓથી વ્યથિત થઈ પ્રલયંકર તોફાન. પ્રતિવાદી માટે અજેય વ્યક્તિત્વના માલિક હતાં.

"आंखों में हो तेज, तेज में सत्य सत्य में ऋजुता।
वाणी में हो ओज ओज में विनय विनय में मृदुता॥

પૂજ્યગુરૂદેવની આંખોમાં તેજ હતું. તેજમાં પણ સત્ય હતું. અને સત્યમાં પણ ઋજુતા (સરળતા) હતી. તેમની વાણીમાં ઓજ હતુ ઓજ પણ વિનય ધર્મમય હતુ અને વિનય પણ માર્દવગુણ યુક્ત હતો.

તેમની શાસન અને સમાજની સેવા, અહિંસા અને સત્યધર્મનો પ્રચાર સર્વથા અજોડ હતા. આવા ગુરુની સ્મૃતિ અમારા સંઘને કાયમ રહે તે માટે સ્થાપન કરેલી આ સસ્થા જેને હજી પાચ વર્ષ પણ પૂરા થયા નથી. આ સસ્થા ફડ તથા પ્રચાર વિનાની છે. કેવળ મૂકભાવે સમાજની સેવા કરવી અને જ્ઞાનપ્રચાર દ્વારા સમાજને સારા વિચારો દેવા એજ અમારી સસ્થાનો મુદ્રાલેખ છે ફળસ્વરુપે પૂ. ગુરૂદેવના હાથે સક્ષેપથી લખાયેલુ અને તેમના શિષ્ય પૂ પન્યાસજીના હસ્તે વિસ્તૃત થયેલો 'ભગવતીસૂત્ર સાર સગ્રહ' નામનો સર્વશ્રેષ્ઠ આગમ સાહિત્ય ગ્રન્થ સમાજને અર્પણ કરતા અમને ઘણો જ આનન્દ થાય છે.

પૂ પન્યાસજી મહારાજ ભગવતી સૂત્રના અધિકારી છે ઘણા સ્થળોમા ભગવતીસૂત્રનો પ્રસાદ ચતુર્વિધ સઘને આપ્યો છે માટે તેમના હાથે સપાદિત, વિવેચિત અને પરિવર્દ્ધિત થયેલા આ ગ્રન્થ માટે અમારે કઇ પણ કહેવાપણુ રહેતુ નથી સૌને માટે પ્રત્યક્ષ આ ગ્રન્થ જ અમારી સંસ્થાની અને અમારા સાઠંબાના સંઘની કદર કરશે.

ભાવનગર આનન્દ પ્રિન્ટિંગ પ્રેસના માલિક શ્રી હરિલાલ દેવચંદ શેઠનો તથા ઉદારદિલ સંસ્થાઓ, સઘો તથા પુણ્યશાલિ ભાગ્યવતો જેઓ આ પ્રકાશનમા અમને સહાયરૂપ બન્યા છે, તે સૌનો અમે આભાર માનીએ છીએ.

આ પુસ્તક અગે છાપકામ તેમજ અન્ય દરેક બાબતમા શ્રી મનસુખલાલ તારાચદ મહેતાએ જે કાળજી અને સંભાળ રાખી છે તેમજ આ પુસ્તકની પ્રસ્તાવના લખી આપવા માટે જે ઉદારતા બતાવી છે તે માટે અમે તેઓશ્રીનો અંત:કરણપૂર્વક આભાર માનીએ છીએ.

પંડિત અમૃતલાલ તારાચંદ દોસી (વ્યાકરણ તીર્થ)નો પણ અમે આભાર માનીએ છીએ, કેમકે આ ગ્રન્થની સમ્પૂર્ણ પ્રેસકોપીથી પ્રુફ સંશોધન સુધીના પ્રત્યેક કામમાં તેમની સેવા અમારે મન બહુ કિંમતી છે. અને છેવટે અમે તથા અમારા સાઠંબાનો સંઘ સૌનો આભાર માને છે

પૂ. પન્યાસજી સાહેબ માટે કંઈ પણ કહેવું તે વધારે પડતું છે. તેઓશ્રી અમને આવા પવિત્ર માર્ગે લઈ જનારા અને શાસન તથા સમાજની સેવા કરવાની તક આપનારા છે. કેવળ એટલું જ શાસનદેવને પ્રાર્થીએ કે પૂ. પન્યાસજીના હાથે આવા અનેક ગ્રન્થો લખાતા રહે અને અમે પ્રકાશિત કરતા રહીએ ઇતિ શમ્ ।

વિ. સં. ૨૦૩૧
વીર સં. ૨૫૦૧
ધર્મ સં. ૫૪
મહાવીરસ્વામી
જન્મ કલ્યાણક

લિ. સાઠંબા સંઘની વતી
જગજીવનદાસ કસ્તુરચંદ શાહ
C/O શ્રી વિદ્યાવિજયજી સ્મારક ગ્રંથમાળા
(સાબરકાંઠા) મુ. સાઠંબા. વાયા ધનસુરા

A P. Ry.

## શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ



જલંધર (પંજાબ) નિવાસી સરદારીલાલ જૈનના સ્મરણાર્થે હા. ત્રિશલાદેવી જૈન

# श्री विजयधर्मसूरि गुरुवन्दना ।

ख्याता ये वसुधातले यतिगुणैः सत्संयमाराधकाः,
विद्वद्वृन्द सुपूजितांघ्रि कमलाः काश्यां पुरि सर्वदा ।
कृत्वाऽहर्निशमुद्यमं जिनवृष येऽस्थापयन् सर्वत,
स्ते पूज्या गुरुवर्य धर्मविजयाः कुर्वन्तु नो मंगलम् ॥१॥

ये जैनागमवार्धिपारगमिनश्चारित्ररत्नाकरा,
ये कारुण्यसुधाप्रपूर्णहृदया लोकोपकारोद्यताः ।
सद्विद्याः सकला मुदा प्रतिदिनं येऽध्यापयन् सेवकाँ,
स्ते पूज्या गुरुसूरिधर्मविजया जीयासुरुर्वीतले ॥२॥

वाराणसी विबुधसेवितपादपद्माः
सज्ज्ञानदानपरितोषितशिष्यसंघाः ।
यज्जीवितं सततमेव परोपकृत्यै,
तत्सूरिधर्मविजयांघ्रियुगं नमामः ॥३॥

संस्थाप्य काश्यां शुभज्ञानशाला,
मध्यापयन् शिष्यगणान् सुविद्याः ।
परोपकाराय यदीयजीवितं,
तद्धर्मपादाब्जयुगं स्मरामः ॥४॥

—पं. पूर्णानन्दविजय (कुमारश्रमण)

# સંપાદકીય નિવેદન



મારા હસ્તે સંપાદિત અને પરિવર્દ્ધિત થઈ 'ભગવતી સૂત્ર સાર સંગ્રહ' નામનો તાત્ત્વિક ગ્રન્થ આજે પ્રકાશિત થઈ રહ્યો છે, જે મારા માટે પરમ સૌભાગ્યની વાત છે પરમોપકારી, વિદ્યાવ્યાસંગી: શત્રુવત્સલ, અહિંસા અને સંયમના મહાન પ્રચારક, સિન્ધ, યૂ. પી. સી પી બંગાળ, બીહાર આદિ દેશોમાં હજારો કુટુંબોને માંસાહાર તથા શરાબ પાનનો ત્યાગ કરાવનાર, નિડર વકતા અને લેખક મારા પરમ પૂજ્ય ગુરુદેવ શ્રી ૧૦૦૮ શ્રી શાસન દીપક, સ્વ. મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મ. સા.ના હાથે ભગવતી સૂત્ર જેવા અર્થ ગંભીર સૂત્ર ઉપર સંક્ષેપથી પણ સારભૂત વિવેચન આજથી લગભગ ૩૫–૩૬ વર્ષ પહેલા લખાયેલુ હતુ.

પૂજ્ય ગુરુદેવના સ્વર્ગવાસ પછી પણ લગભગ ૧૬–૧૭ વર્ષ સુધી એ નોટ બુકો મારી પાસે પડી રહી હતી. પરંતુ દ્રવ્ય, ક્ષેત્ર કાળ અને ભાવની અનુકૂલતા ન હોવાથી તે લખાયેલું અમૂલ્ય સાહિત્ય સંસ્કાર પામ્યા વિનાનુ તેમને તેમ પડી રહ્યુ હતું.

છતાં પણ આ અર્થ ગંભીર વિવેચનને પરિમાર્જન અને સંસ્કારિત કરી તથા પ્રશ્નોત્તરોને અત્યન્ત વિશદ રૂપે આલેખીને એક સુન્દરમાં સુન્દર વાંચન જૈન સમાજને ભેટ આપવાનો મારો વિચાર

હતો જ પૂના સઘનો ઉપાશ્રય, ત્યાંના ટ્રસ્ટીઓની સજ્જનતા સાથે છાપકામ માટે દ્રવ્યની પણ અનુકૂલતા મળતા લખાણનો પ્રારંભ થયો જે આજે પ્રકાશિત થઈને સમાજના કરકમળોમાં પહોચી રહ્યો છે. આમ તો ભગવતી સૂત્રો ઉપરના વ્યાખ્યાનો ઘણા છપાયાં છે, પણ તે બધાએ મંગળાચરણના શ્લોકોની મર્યાદાને ઉલ્લંઘી શકયા નથી તો પછી પ્રશ્નોત્તરો સુધી પહોચવાની વાત જ કયાં રહી ?

સંભવ છે કે, આ બધી વાતો ધ્યાનમાં રાખીને જ પૂજ્ય ગુરુદેવે આ ગ્રન્થનો પ્રશ્નોત્તરથી જ પ્રારંભ કર્યો છે. જે સમાજને અમુલ્ય અને અદ્વિતીય ભેટ રૂપે પૂરવાર થશે.

## ઉત્કૃષ્ટતમ સાહિત્ય

જેને વાંચવાથી, જાણવાથી, જોવાથી કે લખવાથી માનવના કામ, ક્રોધ, લોભ, મદ, માયા આદિ વૈકારિક તત્ત્વો શાન્ત થાય અને જીવન, સરળ, શાંન્ત તેમજ નિર્વિકારી બને તેજ ઉત્કૃષ્ટતમ સાહિત્ય છે ' सहितस्य भावः साहित्य ' આ વ્યુત્પત્તિથી જે સાહિત્ય આશ્રવ માર્ગનો ત્યાગ કરાવીને સંવર ભાવ પ્રત્યે પ્રસ્થાન કરાવે તે જ સાહિત્ય છે અનાદિ કાળથી આપણે સૌ એક બીજાથી આશ્રવના કારણે જ જૂદા પડયા છીએ, ઝઘડયા છીએ, વૈર વિરોધની ગાઠે બંધાયેલા છીએ અને હજી પણ આશ્રવ માર્ગ છોડવા માંગતા નથી, આથીજ આપણે સમજી શકીએ છીએ કે "જીવ–અજીવ, કેવળજ્ઞાન કે કેવળજ્ઞાનીની ચર્ચા કરવી ઘણીજ સરળ છે પણ જીવનમાંથી આશ્રવ માર્ગનો ત્યાગ કરવો સુદુસાધ્ય છે"

આવી પરિસ્થિતિમાં સંત સમાગમ અને સત્સાહિત્યનુ વાંચન–મનન અને નિદિધ્યાસનજ આપણા ભાવરોગોને નાબૂદ કરાવી કઈક અંશે સંવરમાર્ગે પ્રસ્થાન કરાવવાં માટે સમર્થ છે.

## ભગવતી સૂત્ર

આવા પ્રકારના સાહિત્યમા ભગવતી સૂત્ર ઉત્કૃષ્ટતમ આગમીય સાહિત્ય છે, જેમાં હેય–ઉપાદેય અને જ્ઞેય તત્ત્વોની ભરમાર છે; ખૂબ યાદ રાખવાનુ કે 'કોઈપણ તત્ત્વની ચર્ચા કે વિતંડાવાદ આપણને ઉદ્ધરી શકે તેમ નથી, પણ—

**हेयं हानोचितं सर्वं, कर्त्तव्यं करणोचितम् ।**
**श्लाघ्यं श्लाघोचितं वस्तु, श्रोतव्यं श्रवणोचितम् ॥**

ત્યાગ કરવા યોગ્ય અઢારે પાપસ્થાનક, ઇન્દ્રિયોની ચંચલતા મનની વક્રતા, અને વિષયોની લોલુપતા ત્રણે કાળમાં અવશ્યમેવ ત્યાગ કરવા યોગ્ય છે.

સમિતિ–ગુપ્તધર્મ, મન અને ઇન્દ્રિયોની સ્વસ્થતા, તથા શ્રાવક ધર્મ, જીવનમાં સ્વીકારવા યોગ્ય છે.

મહાવ્રતોના ગુણગાન, અરિહંતોની પ્રશંસા મુનિરાજોનું જીવન અને અહિંસા સંયમ તથા તપોધર્મ પ્રશંસાનેજ યોગ્ય છે. તેવી રીતે સાભળવા યોગ્ય જૈની વાણી છે.

ઉપર પ્રમાણે ચારે વસ્તુઓનુ યથાયોગ્ય વર્ણન. તલસ્પર્શી વ્યાખ્યાઓ, હેતુઓ, ઉદાહરણો, ભગવતી સૂત્રમાં સંગ્રહાયેલા છે. માટેજ સંસારભરના સમ્પૂર્ણ સાહિત્યમાં દ્વાદશાંગી સર્વ શ્રેષ્ઠ છે. અને તેમાં પણ ભગવતી સૂત્ર સર્વોપરિ છે.

## ટીકાકાર

આ સૂત્ર ઉપર, પૂજ્યપાદ અભયદેવસૂરિજીની ટીકા અત્યન્ત વિશદ, સ્પષ્ટ અને વિષયસ્પર્શિની છે.

મૂળસૂત્ર અને ટીકા પર પંડિતરાજ બેચરદાસભાઈનો પરિશ્રમ સર્વશ્રેષ્ઠ, સર્વગ્રાહ્ય અને સર્વાંગીણ સુન્દર છે. આટલો બધો પરિશ્રમ પંડિતજીને છોડીને બીજાને માટે લગભગ અશકય છે. આપણી બુદ્ધિ ઉપર યદિ સમ્યગ્ શ્રુતનો પડછાયો પડ્યો હશે તો તેમની આગમ ભક્તિ ઉપર આપણે ફીદા થયા વિના ન રહી શકીએ

## પંડિતરત્નોના સર્જનહાર

આ બધાએ સર્વશ્રેષ્ઠ પંડિતોને મૂળમાંથી જ તૈયાર કરવામાં શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય નવયુગ પ્રવર્તક શ્રી ૧૦૦૮ શ્રી વિજયધર્મ-સૂરીશ્વરજી મ. સા,ની માનસિકી, વાચિકી અને કાયિકી વૃત્તિ તથા પ્રવૃત્તિ મુખ્ય કારણરૂપે છે.

ભારતદેશનો જગજૂનો જમાનો જ્યારે અસ્તાચલ પર હતો ત્યારે સંસારભરમાં પાશ્ચાત્યદેશોના પંડિતો, વિદ્વાનો અને સ્કોળરોનો ઉદયકાળ હતો. તે સમયે જ જૈનશાસનની, જૈન વાઙ્મયની સેવા કરવાનો અપૂર્વ સંકલ્પ, પુરુષાર્થ પૂ દાદાગુરૂજીએ આદર્યો હતો જેમાં બનારસમાં સ્થાપિત સંસ્કૃત પાઠશાળા પ્રધાન હતી. દેશ સમાજ અને ધાર્મિક જીવનના ઉત્થાનમાં સુયોગ્ય પંડિતો અને શ્રેષ્ઠતમ સાહિત્યની રચના જ શ્રેષ્ઠ છે અને મુખ્ય છે. આ બંને ભગીરથ કાર્યો માટે પૂજ્યપાદ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મ.નું પુણ્યપવિત્ર શરીર, મન અને આત્માની ત્રિપુટી પૂરેપૂરી કામે લાગીને સમાજને સારામાં સારા પંડિતરત્નો આપ્યા છે જેમાંના એક બેચરદાસ પંડિત છે.

આ પ્રમાણે જૈનશાસન, જૈનાગમ અને જૈનસમાજની અપૂર્વ સેવા કરનાર વિજયધર્મસૂરીશ્વરજી મ.ને જૈન સમાજનો કોઈ પણ સમ્યક્ત્વધારી ભાગ્યશાલી ભૂલી શકે તેમ નથી. તે પૂજ્યશ્રીના દિગ્-ગજ વિદ્વાન સાધુશિષ્યોમા મારા ગુરૂદેવ, શાસનદીપક, સ્વ મુનિ

રાજશ્રી વિદ્યાવિજયજી મ. એક હતા. તેઓશ્રી સામાજિક જીવનના અજોડ રસિયા હતાં તેવી રીતે આગમજ્ઞાનમાં પણ પૂરેપૂરા મસ્ત હતાં. જ્યારે એકાકી બેસતાં ત્યારે મોતીઓની જેમ આગમીય સૂકતો જ તેમની જીભ ઉપર ચમકતા રહેતા હતાં શુદ્ધ, સાત્ત્વિક તથા ખુલ્લી કિતાબ જેવું તેમનુ નિર્મળ જીવન હતુ, તેમજ આડંબર વિનાના ક્રિયાકાડમાં તેઓ પૂર્ણ મસ્ત હતા. તેથીજ ભગવતી સૂત્ર પર પોતાની કલમ ચલાવી શકયા છે

પૂજ્ય ગુરુદેવના ચરણોમા મારૂ બાહ્ય અને આભ્યન્તર જીવન ઘડાયુ છે. મારા પઠન–પાઠનમા તેઓ શ્રી પ્રત્યક્ષ અને પરોક્ષ રૂપે પણ સહકારી હતા. તેથી જ ગુરુચરણોમા રહીને મારા જેવો સર્વથા અબુધ માણસ પણ જૈન વાઙ્‌મયને થોડે ઘણે અંશે પણ સ્પર્શી શકયો છે. ફળસ્વરૂપે ગુરુજીની હૈયાતીમાં જ ચાતુર્માસના વ્યાખ્યાનોમાં ભગવતી-સૂત્ર વાંચવા માટે ભાગ્યશાલી બની શકયો હતો. પછી તો ભોપાલ, દહેગાંમ, મહુધા, સાદડી બાલી અને પૂનાના ચાતુર્માસોમાં પણ ચતુર્વિધ સંઘ સમક્ષ ભગવતી સૂત્ર પર બોલવા માટે અવસર મળતો રહ્યો છે.

આવી સ્થિતિમાં પણ મારા અન્તર્હૃદયમા ભગવતીસૂત્રના યોગોદ્વહન કરવાની ઉત્કટ ભાવના હતીજ અને છેવટે મુંબઇ પાયધુની નમિનાથના ઉપાશ્રયે પરમપૂજ્ય શાન્તસ્વભાવી. જૈનાચાર્ય ૧૦૦૮ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મ. અને જૈનાચાર્ય શ્રી વિજય સુબોધચન્દ્ર-સૂરીશ્વરજી મ. ( તે સમયે પંન્યાસ હતાં )ની ચરણ નિશ્રામાં યોગોદ્વહન નિર્વિઘ્ને પૂરા થયા અને તા. ૨૪–૧૧–૭૧ના દિવસે પંન્યાસ પદની પ્રાપ્તિ થઈ.

મોડે મોડે પણ થઈ ગયેલા યોગોદ્વહન માટે મને અપૂર્વ આનન્દ હતો. દ્રવ્ય અને ભાવથી મારા જેવા પ્રમાદીને યોગોદ્વહન કરાવનાર બન્ને આચાર્ય ભગવતોનો ઉપકાર મારા પર અમિટ છે.

કાળગ્રહણ લેવામાં મારા પ્રાણસમા લઘુબંધુ ન્યાયપાઠી મુનિરાજશ્રી અરૂણવિજયજી મ. અને મહાતપસ્વી શ્રી શાન્તિચન્દ્રવિજયજીનો મળેલો સહકાર જીવનના છેલ્લા શ્વાસ સુધી પણ ભૂલાય તેમ નથી. ભગવતી સૂત્ર ઉપર કંઈક લખવું અને ગુરુદેવના કાર્યનું ચિરસ્મરણ રહે એવી ભાવના થતા મારા મનમાં નીચે મુજબના સંકલ્પો ઠેઠ સુધી રહ્યાં હતા અને આજે પણ વિદ્યમાન છે.

(૧) અનધિકારી ચેષ્ટા થવા ન પામે તે માટે હું પૂરેપૂરો જાગૃત હતો માટે જ એક વિષયને સ્પષ્ટ કરતા બીજા આગમોને પણ મારે જોવા પડતાં હતાં. માત્ર તે ઉદ્ધરણ ઘણા સ્થાને આપી શક્યો નથી તેનો મને રંજ છે.

(૨) અર્થગંભીર આ સૂત્ર ઉપર કંઈક લખવાનો પ્રયાસ કેવળ મારા મતિજ્ઞાનની તાજગી, શ્રુતજ્ઞાનની સ્ફૂરણાપૂર્વક સારા સ્વાધ્યાયનો હુ યત્કિંચિત અંશે માલિક બનું તેમજ મારા બાહ્ય અને અભ્યંતર દોષોનુ શમન થાય, ઈન્દ્રિયોનુ દમન થાય, મિથ્યાત્વનું જોર ઘટે, કામ ક્રોધ આદિ દોષો શાન્ત થાય, તેમજ લોભ, પરિગ્રહ અને મૂર્ચ્છામાંથી મુક્ત થવા ભાગ્યશાળી બનું આ પ્રમાણે મારા જ દોષો ખ્યાલમાં રાખીને તે તે ભાવોને મેં આ વિવેચનમા ઉપસાવ્યા છે.

(૩) કોઈ પણ વિષય, ચર્ચામાં ઉતરવા ન પામે તેવી પૂરેપૂરી તકેદારી રાખેલી હોવા છતાં પણ ક્યાંક હકિકત દોષ આદિ દેખાય તો વાચક વર્ગ ભાવદયાપૂર્વક મને જણાવશો તો મારા મતિજ્ઞાનનો વિકાસ થશે અને શ્રુતજ્ઞાનમાં રહેલી મારી ભૂલો સુધરવા પામશે ઈત્યાદિક સંકલ્પો ધ્યાનમાં લઈને પ્રારંભ કરેલુ મારૂ કામ આગળ વધતું ગયું અને છેવટે મારા કલ્યાણમિત્ર ઉદારમના મનસુખલાલભાઈ તારાચંદ મહેતાની સલાહ લઈને છાપકામની શરૂઆત કરી. અથ થી ઇતિ સુધીની તેમની સહાયતા, પ્રેસકામ માટે કરી

ાપેલી અનુકુળતા અને સમયે સમયે પોતાની નાદુરસ્ત તબીયત
ાવા છતાં પણ લીધેલો જાતપરિશ્રમ મારા જેવા ટૂંકપુંજીયા માટે
ા મહાન અમૂલ્ય નિધિ સમાન છે. પંડિત અમૃતલાલભાઈ તારાચંદ-
ાશી જે મારા પ્રાથમિક વિદ્યાગુરુ છે અને લઘુવૃતિ-દ્વયાશ્રયકાવ્ય
જેવા વૈયાકરણ અને સાહિત્યના પાઠક છે. તેમણે પ્રારંભથી જ પરિ-
શ્રમ લીધેલ છે. તે માટે તેમનો આભાર માનું છુ.

આ ગ્રન્થમાં મોટા અક્ષરોમા છપાયેલો ભાગ પૂ. ગુરુદેવનો
લખેલો છે. જયારે સ્વસ્તિક નિશાનથી નાના અક્ષરોમાં જે લખાણ
છે તે મારૂ છે. જેની નંબર સંખ્યા પણ સાથે આપેલી છે.

છઠ્ઠું શતક અપ્રકાશિત રાખવામાં ભવિષ્યમા પણ ફરીથી લખ
વાની પ્રેરણા જાગે તેટલા પૂરતો જ આશય હોવાના કારણે આ
શતક આ ગ્રન્થમાં શમાવી શકયા નથી આખાએ ગ્રન્થનો પ્રારંભ
અને અંત ઝડપથી થયેલ છે, તેથી બીજી ત્રીજીવાર ફરીથી જોઈ
શકવાનો અવકાશ હતો નહી આ કારણે કયાંક વાકય દોષો, ભાષા
દોષો, હેડિંગ દોષો, અને કયાક અનુક્રમ દોષો પણ સ્થળે સ્થળે રહી
ગયા છે તેવીજ રીતે પ્રેસ દોષની પણ ભરમાર છે; જે ક્ષન્તવ્ય નથી.

છતાં મારી લાચારી છે સુજ્ઞ વાચકો આ બધું દરગુજર કરે.
સુજ્ઞોને મારી એટલીજ વિનંતી છે કે દોષો તરફ જોયા વિના આ
ગ્રન્થનું પરિશીલન, મનન અને વાંચન કરી ઘેર બેઠા પણ ભગવતિ
સૂત્રના મર્મનો સ્પર્શ કરે, જેથી આપણા આત્માને લાભ થશે.

પૂ. ગુરુદેવની અસીમ કૃપાનું આ ફળ છે, તે માટે મને
આનન્દ છે મારા કાર્યમાં જે પુણ્યશાલીઓએ ભાગ લીધો છે અને
સહાયરૂપ બન્યા છે તેઓ સૌને મારા ધર્મલાભ હોજો.

ગોડી ટેંપલ ટ્રસ્ટ પૂના સંઘના આગેવાન ભાગ્યશાલીઓનો

તેમજ પૂના પોરવાલ મંદિર તથા ગોડી દેરાસરના ટ્રસ્ટીઓને મારા ધન્યવાદ.

અંતે શાસનમાતા પદ્માવતીને મારી એજ પ્રાર્થના છે કે હું કંઈને કંઈ શુભ પ્રવૃત્તિ કરતો રહું તેમાં સહાયક બનજો.

इतिशम्

ન્યા. વ્યા. કા. તીર્થ પન્યાસ પૂર્ણાનન્દવિજય (કુમારશ્રમણ)

C/o સંભવનાથ જૈન દેરાસર
ઓરીવલી વેસ્ટ જામલી ગલી
મુંબઈ નં. ૯૨

વિ. સં. ૨૦૩૧ વીર સં. ૨૫૦૧
ધર્મ સ ૫૪
મહાવીરસ્વામી જન્મકલ્યાણક દિવસ



# शासनदीपक श्री विद्याविजयगुरु वन्दना।

आबाल्यं ब्रह्मचर्यं जिनवचनबलात् पालयन्त स्त्रिधाये,
निष्णाता आगमाब्धौ जनिमृतिभयदं मोहशत्रुं जयन्तः।
त्यक्त्वा स्वार्थं परार्थे सुविमलहृदये धर्मध्यानं दधाना,
जीयासुस्ते हि विद्याविजयगुरुवराः भूतले ज्ञानपूर्णाः ॥१॥

यद्वाचामृतपानलुब्धमनसः प्राज्ञाः सदोपासते,
ये भव्यान् प्रतिबोधयन्ति वचनैः सद्धर्मतत्त्वं मुदा।
तत्त्वातत्त्वविचारणैकपटवो विद्याब्धिपारं गता,
स्ते विद्याविजया जयन्तु भुवने चारित्ररत्नाकराः ॥२॥

येऽजस्रं परित्यज्य स्वार्थमखिलं लोकोपकारोद्यताः,
येषां नो हृदये सदा स्वपरता येषां कुटुम्बं जगत्।
हेयादेयं समस्त वस्तु निवहं ये बोधयन्तो जनान्,
तद्विद्याविजयांघ्रि पद्मयुगलं ध्यायामि मे मानसे ॥३॥

—पं० पूर्णानन्दविजय (कुमारश्रमण)

આ ગ્રંથના લેખક



મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ સાહેબ

# સમર્પણ

विना गुरुभ्यो गुणनीरधिभ्यो
जानाति धर्मं न विचक्षणोऽपि ।
आकर्णदीर्घोज्ज्वललोचनोऽपि
दीपं विना पश्यन्ति नान्धकारे ॥

મહાન લેખક અને પ્રખર વક્તા
શાસનદીપક અને સમાજસુધારક
મારા પરમોપકારી
સ્વ. ગુરુદેવ શ્રી ૧૦૦૮
**શ્રી વિદ્યાવીજયજી મ.ના**
કરકમળમાં સમર્પણ.

આપશ્રીનો ચરણ કિંકર
—પૂર્ણાનંદવિજય (કુમારશ્રમણ)
ની કોટિશઃ વન્દના

## સ્વ. શાસનદીપક મુનિ.શ્રી વિદ્યાવિજયજી મહારાજનો

# સંક્ષિપ્ત પરિચય

પૂજ્યપાદ સ્વ. શાસનદીપક મુનિરાજશ્રી વિદ્યાવિજયજી મહારાજ સાહેબે ઘણા વર્ષો પહેલા શ્રી ભગવતી સૂત્રનો (શાબ્દિક) અનુવાદ કરેલો જે અત્યાર સુધી અપ્રકાશિત અવસ્થામાં હતો. તેમને પ્રકાશિત કરવાનો વિચાર તેઓશ્રીના વિદ્વાન્ સુશિષ્ય પં. પૂર્ણાનંદવિજયજી મહારાજને થયો અને તેથી મને પુના બોલાવી તેની પ્રેસ કોપી અને પ્રુફ સંશોધનનું કામ સોંપ્યું. અહિં એટલું લખી દઉં કે પૂજ્યપાદ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ સાહેબ સાથે મારો ઘનિષ્ઠ સંબંધ રહ્યો છે અને તેમના શિષ્ય પંન્યાસજી શ્રી પૂર્ણાનંદ-વિજયજી મહારાજ સાથે પણ આત્મીય બંધુ જેવોજ સંબંધ રહ્યો છે. પુસ્તક પૂરૂં થવા આવ્યું ત્યારે પંન્યાસજી મહારાજે પૂજ્ય વિદ્યાવિજયજી મહારાજના આંતર જીવન સંબંધી બે અક્ષર હું લખું એમ પત્ર દ્વારા ઇચ્છા વ્યક્ત કરી અને તે મેં સહર્ષ સ્વીકારી લીધી. અનુવાદ ઉપર પંન્યાસજી પૂર્ણાનંદ-વિજયજી મહારાજે ભવ્ય જીવોના હિતને લક્ષમાં રાખી વિસ્તૃત વિવેચન કરી વિષયને સરળ બનાવ્યો છે અને પોતાના પાંડિત્યની પણ ઝાંખી કરાવી છે. પુસ્તકનું નામ રાખવામાં આવેલું છે—'ભગવતીસૂત્ર સારસંગ્રહ'

કોઈ પણ મહાપુરુષના આંતરજીવન વિષે લખવું ઘણું જ કઠણ છે. સામાન્ય માણસ મહાપુરુષના મનના ભાવો કે આંતરવૃત્તિઓનું માપ શી રીતે કાઢી શકે? સામાન્ય રીતે સ્વ-પર હિતના માટે માણસ સાધુ થાય છે અને એ રીતે

તેઓ જીવ્યા ત્યાંસુધી જૈન સમાજના કલ્યાણમાં જ રત રહ્યા. તેઓ બહુ જ અપ્રમત્ત સાધુ હતા. તેમના જીવનમાં જન—કલ્યાણની પ્રવૃત્તિઓનો પ્રવાહ નિરંતર જોવાતો. ગીતાના શબ્દોમાં કહીએ તો તેઓ કર્મઠ સાધુ હતા. ઉદારતાનો ગુણ તેમનામાં ખૂબજ વિકસીત થયેલો. સંકુચિતતાની ભાવનાથી તેઓ હંમેશા પર જ રહેતા. તેઓ પોતાને તેમના ગુરુદેવની માફક જૈન સાધુ નહીં પરન્તુ જન સાધુ માનતા અને **वसुधैव कुटुम्बकम्** આ તેમનો મુદ્રાલેખ હતો. જગતના બધા જીવો સુખી થાય આવી તેમની હૃદયની ભાવના હતી. તેઓશ્રીના વ્યાખ્યાનો માત્ર ઉપાશ્રયમાં જ નહિં પરન્તુ જાહેર મેદાનમાં કે ચોકમાં થતા કરાંચીની તેમની ધર્મ પ્રવૃત્તિઓ જેમણે નિહાળી છે તેઓ કહેતા કે કરાંચીના બધા સંપ્રદાયવાળા તેમને પોતાના સાધુ માનતા. કરાંચીના પિતા પવિત્ર પુરુષ શ્રી જમશેદજી મહેતા જેવા પણ અવાર—નવાર તેમના દર્શનાર્થે આવતા. એક પારસી સદ્‌ગૃહસ્થ ભાઈ ખરાસે તો તેમનો ઉપદેશ સાંભળી પોતાના જીવનભરના પાપોનો તેમને સામે એકરાર કરી—પ્રાયશ્ચિત લઈ તેમના ભક્ત બની ગયા હતા. આટલો તેમના વ્યાખ્યાનોનો કે તેમના આંતરજીવનનો પ્રભાવ હતો.

પૂજ્ય વિદ્યાવિજયજી મહારાજ સાહેબના આંતર જીવન વિષે સુપ્રસિદ્ધ સાક્ષર સ્વ. ડુંગરશી ધરમશી સંપટે મારી કચ્છ યાત્રામાં જે અભિપ્રાય લખ્યો તે અહીં ટાંકુ છું.

"....પરન્તુ એમનું માનસિક સ્વાસ્થ્ય હંમેશા સતેજ, સજાગૃત અને સુંદર રહ્યું છે. એઓ નવા નવા અનુભવો મ્હાલી શકે છે. પોતે તેમાં અલિપ્ત રહીને પણ વિનોદ વૃત્તિથી બીજાઓને કુતુહલ વૃત્તિ ઉત્પન્ન કરાવી શકે છે.

એમની ઇન્દ્રિયરૂપી દેવતાઓને અવલોકવા, વિચારવા અને વર્ણવવાની સહજ નૈસર્ગિક શક્તિ છે! પૂજ્ય મહારાજશ્રી બળવાન આત્મા છે. नायमात्मा बलहीनेन लभ्यः મહારાજશ્રી પોતાના મજબૂત હૃદયબળથી બીજાઓની નબળાઈ પારખી શકે છે. પરન્તુ એમનામાં ઉદાર ચરિત્રોની वसुधैव कुटुम्बकम् ની મહાન્ દિવ્ય ભાવના છે. એઓ ક્ષમા કરી શકે છે. મીઠા શબ્દોમાં ક્યારેક વિનોદ કરતી એમની કલમ ક્યારેક કટાક્ષમયતા તરફ ઝોક લઈને ફરી પાછી क्षमा 'तेजस्विनां गुणः' તરફ વહે છે...."

આ છે તેઓના આંતર જીવનનું તાદૃશ્ય ચિત્ર, જો કે તેઓ પ્રવૃત્તિ માર્ગમાં જ વધારે લીન હતા, છતાં તેઓ અન્તર્મુખી પણ હતા. કોઈ પણ પ્રવૃત્તિ તેમની રાગ–દ્વેષાત્મક ન હતી. તેથી જ તેઓ તેમાં સફળ થયા. તેમના હૃદયની ભાવના જૈનોની નબળાઈઓ દૂર કરી જૈન ધર્મને સાચા સ્વરૂપે જગત સમક્ષ મૂકવાની હતી.

## જીવન રેખા

નવયુગ પ્રવર્તક સ્વ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજય-ધર્મસૂરીશ્વરજી મહારાજ સાહેબના પ્રસિદ્ધ શિષ્યોમાંના મુનિરાજશ્રી વિદ્યાવિજયજી મહારાજ એક અને લગભગ અગ્રુઆ શિષ્ય રત્ન હતા.

તેઓ મહાન્ સુધારક, પ્રખર વક્તા, સિદ્ધહસ્ત લેખક, નિર્ભીક વિચારક, મહાન્ સંચાલક અને પોતાના પ્રભાવશાલી વક્તવ્યથી સામાને આંજી નાખનાર દૃઢ મનોબળ ધારણ કરનાર મહાન્ આત્મા હતા.

તેમનો જન્મ સાઠંબા (સાબરકાંઠા) જેવા ન્હાના ગામમાં થયો હતો. તેમનું મૂળનામ બેચરદાસ હતું. માત-પિતાનો સ્વર્ગવાસ બાલ્યાવસ્થામાં જ થઈ જવાથી તેઓ પોતાના મોસાળમાં– દેહગામમાં મોટા થયા હતા. મામાનું નામ હતું. શ્રી બુલાખિદાસ અનોપચંદ બહુ જ હસમુખા અને વિનોદ-વૃત્તિના. કેરીનો એમનો મુખ્ય વેપાર હતો અને કેરી જેવા જ મીઠા અને એજ મીઠાશ પૂ. મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજમાં પણ ઉતરી આવેલી.

પ્રાથમિક અભ્યાસ દેહગામમાં પૂરો કર્યા પછી તેમણે સાંભળ્યું કે–બનારસમાં આચાર્યશ્રી વિજય ધર્મસૂરીશ્વરજી મહારાજે 'યશોવિજયજી જૈન પાઠશાળા' નામની એક સંસ્થા ખોલી છે અને તેમાં ભણવાની તથા રહેવાની નિ.શુલ્ક વ્યવસ્થા છે. ભાઈ બેચરદાસ પણ બનારસ પહોંચી ગયા અને સાત-આઠ વર્ષ સુધી સંસ્કૃત–પ્રાકૃત–ધાર્મિક–હિન્દી વગેરે ભાષાનો અભ્યાસ કર્યો અને તેમા નિપુણતા મેળવી. વક્તા બનવાની એમની પ્રબળ ભાવના. પં માલવીયાજી કે સુરેન્દ્ર-નાથ બેનરજી જેવો વકતા બનુ એવી ભાઈ બેચરદાસની ઉંડે ઉંડે મનમા તમન્ના પ્રબલ ઈચ્છા શું નથી કરી શકતી તેઓ પ્રખર વક્તા બન્યા. વ્યવસ્થા શક્તિ કે કાર્ય શક્તિ પણ તેમનામાં પહેલેથી સારી આચાર્ય વિજય ધર્મસૂરીશ્વરજીના કાર્યોમાં તેઓ વિદ્યાર્થી અવસ્થામા જ સહયોગ દેવા લાગ્યા. આચાર્યશ્રીજીની પણ તેમના પ્રત્યે મમતા પરિણામે કલકત્તામાં બીજા ચાર સહાધ્યાયો સાથે બેચરદાસભાઈએ દીક્ષા લીધી અને તેમનું નામ 'વિદ્યાવિજય' પાડવામાં આવ્યું. જેમાના એક ન્યાય વિશારદ ન્યાયવિજયજી મહારાજ પણ હતા. સાધુ અવસ્થામાં હમેશાં વ્યાખ્યાન આપવાનું હોય છે. તેથી તેમની

વકતૃત્વ શક્તિ ધીરે ધીરે સોળે કળાએ ખીલી ઉઠી. વ્યાખ્યાન આપવાની તેમની શૈલી સર્વત્ર પ્રશંસા પામી: અને તેમના વ્યાખ્યાનોની ધૂમ મચવા લાગી. 'ઇન્દોર વ્યાખ્યાનમાળા' અને કરાંચીના તેમના વ્યાખ્યાનો તો પુસ્તકરૂપે પણ પ્રગટ થઈ ચૂકયા છે. જેને લોકો ખૂબ પ્રેમથી વાંચે છે.

આચાર્યશ્રી વિજય ધર્મસૂરીશ્વરજી મહારાજના શિવપુરીમાં સ્વર્ગવાસ થતાં તેમના મહાન્ કાર્યોની જવાબદારી મુખ્યરૂપે વિદ્યાવિજયજી મહારાજ ઉપર આવી પડી. શ્રી વીરતત્ત્વ પ્રકાશક મંડળ શિવપુરી, શ્રીવિજયધર્મ લક્ષ્મી જ્ઞાનમંદિર આગ્રા. અને શ્રી યશોવિજયજી જૈન ગ્રંથમાળા, ભાવનગર આ મુખ્ય સંસ્થાઓનું કુશળતા ભરી રીતે તેઓ સંચાલન કરવા લાગ્યા. સાથે સાથે લેખન કાર્ય અને ધર્મપ્રચાર કાર્ય પણ ચાલુ જ હતું. "ધર્મ ધ્વજ" નામના એક પત્રનું પણ તેઓ સંચાલન કરતા. જેમના અગ્રલેખોના 'સમયને ઓળખો' નામના બે ભાગ બહાર પાડ્યા છે. જે સારી પ્રસિદ્ધને પામ્યા છે અને જેણે રુઢિચુસ્તોમા ખળભળાટ મચાવ્યો હતો. વડોદરા સ્ટેટના સંન્યાસ પ્રતિબંધક કાયદામાં આ પુસ્તકો આધારભૂત માનવામાં આવ્યા હતા. 'સૂરીશ્વર અને સમ્રાટ્' નામનુ ઐતિહાસિક પુસ્તક પણ મહારાજશ્રીએ લખ્યું છે, જેમાં શ્રી હીરવિજયસૂરીશ્વર અને અકબર બાદશાહનો પ્રમાણિત ઇતિહાસ લખવામાં આવ્યો છે.

શ્રી વીરતત્ત્વપ્રકાશક મંડળના સંચાલન વખતે પૂ. મહારાજશ્રી સવારમાં બાળકો જ્યારે તેમને પ્રતિદિન વંદન કરવા જતા તે વખતનું તેમનું પ્રવચન બાળકોમાં ઉત્તમ ભાવનાઓ અને ધાર્મિક સંસ્કારો રેડનારુ થતું. જેથી શિવપુરીમાંથી ઘણા તેજસ્વી વિદ્યાર્થિઓ નિકળ્યા જેઓ ધાર્મિક શિક્ષણ અને

સાહિત્ય ક્ષેત્રે સારામાં સારું કાર્ય કરી રહ્યા છે. મને યાદ છે એક વખત છોટીસાદડી નિવાસી શ્રીયુત ચંદનમલજી નાગોરી શિવપુરી પધાર્યા હતા અને સવારમાં વંદનની ક્રિયા પતી ગયા પછી તેઓ પણ પ્રવચન સાંભળવા બેસી ગયા. પ્રવચન પુરું થયા પછી શ્રીયુત ચંદનમલજીએ બોલતા કહ્યું કે– "આજે આ આશ્રમની રમણીયતા, પવિત્રતા અને જ્ઞાનયજ્ઞમયતા જોઈ હું તો ધન્ય બની ગયો છું.' અને પૂ. મહારાજશ્રીને જોતાં અને સાંભળતા તેઓ જાણે બીજા સ્વામી વિવેકાનંદ ન હોય તેવું મને તો થાય છે વગેરે."

શિવપુરીમાં આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજનું એક ભવ્ય સમાધિમંદિર બનાવવામાં આવ્યું છે અને તેની જ છત્રછાયામાં આ વીરતત્ત્વ પ્રકાશક મંડળ નામની સંસ્થા પણ ચાલે છે. આ સમાધિમંદિરના દર્શનાર્થે યુરોપના મોટા મોટા વિદ્વાનો આવતા. ડૉ. હર્મન જેકોબી, સ્ટીનકોનો, અને શુબ્રીંગ વગેરે મુખ્ય હતા. એક વખત ઈગરટન (?) કરીને એક મોટા વિદ્વાન્ તે સમાધિ મંદિરના દર્શનાર્થે આવેલા અને રાજ્યના ગેસ્ટ થઈને હોટલમાં ઉતરેલા, મહારાજશ્રીએ તેમનું વ્યાખ્યાન ગ્વાલિયરનરેશ મહારાજાધિરાજ માધવરાવ સિંધિયા પ્રમુખપણા નીચે ત્યાંના ટાઉન હોલમાં રાખેલું. તે વિદ્વાને વિજયધર્મસૂરીશ્વરજી મહારાજની વિદ્વત્તા અને તેમની પાસેથી જૈનધર્મ સંબંધી મેળવેલ જ્ઞાનનું લંબાણથી વિવેચન કરી રહ્યા પછી મુનિરાજશ્રી વિદ્યાવિજયજી મહારાજે પ્રાચીન ઋષિઓ અને રાજાઓ વચ્ચેના સંબંધ ઉપર લગભગ પોણો કલાક સુધી વિવેચન કર્યું જેથી માધવરાવ સિંધિયા ખૂબ જ પ્રભાવિત થયા અને સંસ્થાને પ્રતિવર્ષ પાંચ હજારની ગ્રાન્ટ આપવાનું વચન આપવા સાથે રાજ્ય સાથે ઘણો જ સારો

સંબંધ બંધાયો જે ઉત્તરોત્તર વિકસિત થતો ગયો.

ડો. બ્રાઉન, મીસ જોન્સન અને ડો. ક્રાઉઝે (સુભદ્રાદેવી) જેવા વિદ્વાનો તો ત્યાં અભ્યાસ કરવા આવેલા, ડો. ક્રાઉઝેએ સાત–આઠ વર્ષ સુધી આગમોનો અભ્યાસ કરવા સાથે જૈનોના વ્રતો પણ ગ્રહણ કરેલા. અને તેથી સંસ્થાની ખ્યાતિ ખૂબ જ વધી ગઈ હતી.

સંસ્થાનો વાર્ષિક મેળાવડો પણ પૂ. મહારાજશ્રીના પ્રયત્નથી બહુ જ ઉચ્ચ કોટિનો અને ભવ્ય રીતે થતો. પ્રમુખ તરીકે બહારથી કોઈ શિક્ષણપ્રેમી પ્રસિદ્ધ પુરુષને બોલાવવામાં આવતા અને ગ્વાલિયર સ્ટેટની કાઉન્સીલના પણ લગભગ બધા મેમ્બરો હાજર રહેતા. સંસ્થાના સ્થાનિક બાહોશ સેક્રેટરી શેઠ ટોડરમલજી ભાંડાવત શેઠ કાનમલજી સાંદુલા પણ પૂર્ણ જેહમત ઉઠાવતા. જેમાં સંસ્થાની પ્રગતિના વિવેચન સાથે ઉત્તીર્ણ વિદ્યાર્થીઓને પદવી પણ આપવામાં આવતી.

હિંદુના રખેવાલ દયાનંદ સરસ્વતી પછી જેમ સ્વામી શ્રદ્ધાનંદ થયા. તેવી જ રીતે જૈનધર્મના રખેવાલ આચાર્ય વિજયધર્મસૂરિજી પછી પ્રખર વક્તા મુનિરાજશ્રી વિદ્યાવિજયજી થયા, એમ મને લાગે છે.

ઈ. સ. ૧૯૩૨ની વાત છે. અમદાવાદમાં સંવેગી સાધુઓનું એક મોટું સમ્મેલન ભરાવાયુ હતું. મોટા ભાગના સાધુઓ તેમાં સમ્મિલિત થવા અમદાવાદ ભણી પ્રસ્થાન કરી ચૂક્યા હતા. તે વખતે સમાજમા ચર્ચાના વિષય બનેલા અયોગ્ય બાળ દીક્ષા, દેવદ્રવ્ય, એકલવિહારી સાધુઓ વિગેરે સંબંધી ઐતિહાસિક નિર્ણયો લેવાના હતા.

તે વખતે જૈન સમાજમાં બે મોટા પક્ષો પડી ગયા હતા. એક સુધારક વર્ગ અને બીજો રૂઢિચુસ્ત વર્ગ. સુધારક વર્ગના સાધુઓએ પોતાનો પક્ષ દૃઢ કરવા માટે દેહગામમાં મુનિરાજશ્રી વિદ્યાવિજયજી મહારાજની દોરવણી પ્રમાણે તે વખતના યુગદૃષ્ટા આચાર્યશ્રી વિજય વલ્લભસૂરીશ્વરજીની અધ્યક્ષતામાં એક સંમેલન ભર્યું અને તેમાં મુનિ સમ્મેલનમાં આપણે સૌએ એકમત થઈને કેમ કામ કરવું તે બાબતનો નિર્ણય લેવામાં આવ્યો. જેમાં કહેવાય છે કે ૨૫૦ થી ૩૦૦ સાધુઓએ ભાગ લીધેલો. અને પછી સૌએ ત્યાંથી વિહાર કરી એક સાથે અમદાવાદમાં પ્રવેશ કર્યો. તે વખતે જૈન જ્યોતિના તંત્રી શતાવધાની ધીરજલાલ ટોકરશી શાહે પોતાના પત્રના આગળના પેજનાં મોટા હેડીંગથી લખેલું કે–'જૈન સમાજનો માર્ટીન લ્યુથર રાજનગરમાં પ્રવેશ કરે છે.' આ માર્ટીન લ્યુથર તે બીજો કોઈ નહીં પરન્તુ મુનિરાજશ્રી વિદ્યાવિજયજી હતા. જેમની કુનેહભરી ચાતુરતાથી સમ્મેલનની આખી કાયા પલટ થઈ ગઈ. સૂરિસમ્રાટ્ આચાર્યશ્રી વિજય નેમિસૂરીશ્વરજી મહારાજ પણ વિદ્યોવિજયજી મહારાજની આ ચાણક્ય બુદ્ધિથી ચકિત થઈ ગયા હતા અને તેથી દરેક વિષયનો નિર્ણય બહુમતિથીજ કરવામાં આવ્યો હતો. અને સુધારકો પોતાના કાર્યમાં ફલીભૂત થયા હતા.

જૈનધર્મ ઉપર થતા આક્ષેપોના પ્રતિકાર માટે જે સમિતિ નિમાણી હતી તેમાં પણ તેઓશ્રીનું નામ હતું.

ગવરમેન્ટના ગેઝેટમાં ભારતના વર્ષના ઉચ્ચ કોટિના વિદ્વાનોની નામાવલિમા પણ તેમનું નામ લેવામાં આવ્યું છે. એમ મને યાદ છે.

બાકી તો સર્વજ્ઞ પરમાત્મા સિવાય બધાએ છદ્મસ્થો ઓછાવત્તા ગુણ-દોષોથી ભરેલા છે. કાક વૃત્તિની માફક દોષો તરફ ન જોતાં હંસ વૃત્તિની માફક ગુણ ગ્રાહક શક્તિ જૈન સમાજ કેળવશે તો તેમાંજ તેમનું શ્રેય છે.

शिवमस्तु सर्व जगतः

અમૃતલાલ તારાચંદ દોશી-લીંગડીકર.
(વ્યાકરણતીર્થ)

—: ગ્રંથ વિવેચક :—



પંન્યાસ શ્રી પૂર્ણાનંદવિજયજી મહારાજ સાહેબ

# પ્રસ્તાવના

'શ્રી ભગવતીસૂત્ર સારસંગ્રહ'ના આ ગ્રંથમાં, જગત્પ્રસિદ્ધ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય સ્વ વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ સાહેબના સુપ્રસિદ્ધ અને પ્રખર વક્તા શિષ્ય સ્વ. મુનિરાજશ્રી વિદ્યાવિજયજી મહારાજ સાહેબે, ભગવતીસૂત્રના શતકો પર જે વિવેચન કર્યું છે, તે પૈકીના પાંચ શતકોનું વિવેચન આપવામાં આવ્યુ છે. આ વિવેચન પર વિસ્તૃત નોંધ તેમના સુશિષ્ય પંન્યાસ શ્રી પૂર્ણાનન્દવિજયજી મહારાજ સાહેબે કરેલ છે. બાળ, યુવાન અને વૃદ્ધ સૌ કોઈ સહેલાઈથી સમજી શકે, એ દૃષ્ટિ પૂર્વક આ નોંધો કરવામાં આવી છે, જે ખરેખર પ્રશંસાને પાત્ર છે. આ રીતે સોનામાં સુગંધ મળે એવો સુભગ યોગ પ્રસ્તુત ગ્રંથમાં થયેલો છે. પૂ. શ્રી પૂર્ણાનન્દવિજયજી મહારાજ સાહેબે, આ રીતે પોતાના ગુરુદેવનું અધૂરું કાર્ય પૂર્ણ કર્યું છે અને આજ સાચી ગુરુભક્તિ કહેવાય. પૂ. મહારાજ શ્રી વિદ્યાવિજયજીનું વિવેચન મૂળમાં આપવામાં આવ્યું છે અને ફૂટનોટમાં નીચે પૂ. પં. શ્રી પૂર્ણાનન્દવિજયજીની વિસ્તૃત નોંધ આપવામાં આવી છે. લખાણની નીચે વિસ્તૃત નોંધ આપવામાં આવેલી હોય, વાચક વર્ગને વિવેચન સમજવું સહેલું થઈ પડે છે. પ્રસ્તુત ગ્રંથમાં ભગવતી સૂત્રના પ્રથમ પાંચ શતકો પર વિવેચન અને વિસ્તૃત નોંધ આપવામાં આવેલ છે. છઠ્ઠા શતકનું લખાણ તૈયાર હોવા છતાં, ગ્રંથ બહુ મોટો થઈ જાય એ દૃષ્ટિએ પ્રસ્તુત ગ્રંથમાં સામેલ નથી કર્યું, પણ ટૂંક સમયમાં તે બહાર પાડવામાં આવશે. મહારાજશ્રીની વિસ્તૃત નોંધ વાંચતા તેઓશ્રીએ સાગરને ગાગરમાં સમાવવા જેવું ભગીરથ કાર્ય કર્યું છે, એમ સ્પષ્ટ સમજી શકાય છે. મુશ્કેલ અને કઠિન બાબતોને એમણે સરળ અને સહેલી બનાવવા સ્તુત્ય પ્રયાસો કર્યા છે, જે માટે

ખરેખર તેઓ ધન્યવાદને પાત્ર છે.

આપણે ત્યાં પિસ્તાલીસ આગમ છે, જેમાં ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ૪ મૂલ સૂત્ર, ૬ છેદ સૂત્ર, ૧૦ પ્રકીર્ણક અને ૨ ચૂલિકા સૂત્રનો સમાવેશ થાય છે. અંગ, ઉપાંગ, મૂલ, છેદ, પ્રકીર્ણક અને ચૂલિકા એ આગમોના પડાયેલા છ વર્ગના નામ છે. અંગો અસલ તો બાર હતાં, પણ બારમું અંગ હાલ ઉપલભ્ય નથી, એટલે કે અગિયાર અંગો જ મળે છે. આ બધાં પણ પૂરાં મળતાં નથી. આ અગિયાર અંગો પૈકી પાંચમું અંગ તે 'વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ સૂત્ર.' નામ ઉપરથી જ સૂચિત થાય છે, તેમ આ આખું સૂત્ર પ્રશ્નો અને તેની વ્યાખ્યાઓ એટલે વિસ્તૃત ઉત્તરો રૂપ છે. 'વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ સૂત્ર' નામ હોવા છતાં, તેની મહત્તા દર્શાવનારું વિશેષણ 'ભગવતી સૂત્ર' નામે તે અંગ પ્રસિદ્ધ છે.

ભગવતી સૂત્રમાં કેવળ જ્ઞાનીને ગણધરે પૂછેલા પ્રશ્નોનો સીધો સમાવેશ થાય છે. મુખ્ય પ્રશ્નકારો છે–ઇન્દ્રભૂતિ (ગૌતમ સ્વામી), અગ્નિભૂતિ, વાયુ ભૂતિ, મ ડિત પુત્ર, માકંદી પુત્ર, રોહક, જયંતી શ્રાવિકા તેમજ અન્ય તીર્થિકો અર્થાત્ અન્ય સંપ્રદાયીઓ. આમ છતાં આ સૂત્ર મુખ્યત્વે શ્રી ગૌતમ અને ભ. મહાવીરના સવાલ જવાબ રૂપ જ છે. પ્રશ્નોની રજૂઆતમાં વિષયનો કે દલીલનો કોઇ ખાસ ક્રમ જોવામાં આવતો નથી. કોઈ કોઈવાર એક જ ઉદ્દેશકમાં ભિન્ન ભિન્ન વિષયને લગતા પ્રશ્નો પણ જોવામાં આવે છે.

આપણે ત્યાં ભગવતીસૂત્રનું માહાત્મ્ય અનેરૂં છે. ચોમાસાના ચાર માસ દરમિયાન પર્યુષણના દિવસો સિવાય શ્રી ભગવતીસૂત્રનું પારાયણ થાય છે. કેવળજ્ઞાનીના એક એક બોલની કિંમત અમૂલ્ય હોય, એ બોલને ભારોભાર સુવર્ણ

જેવો કીમતી ગણી, ધનવાન અને શ્રદ્ધાળુ જૈન વર્ગ સોના-નાણું કે ચાંદી નાણું મૂકે છે. ભગવતી સૂત્ર બહુ મોટુ છે. શ્રી ભગવતી સૂત્રના હાલ એકતાલીશ વિભાગો છે. આ દરેક વિભાગને શતક કહેવાય છે અને તેના પેટા વિભાગને ઉદ્દેશક કહેવાય છે. આ અગમાં એકસો કરતાં વધારે અધ્યયનો, દશ હજાર ઉદ્દેશકો, છત્રીસ હજાર વ્યાકરણ (પ્રશ્નો) અને બે લાખ અઠ્યાસી હજાર પદો હતાં. વીર સંવત ૯૮૦ કે ૯૯૩માં શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના પ્રમુખ પદે, આગમોનું લિપિબદ્ધ કરવાનું મહાભારત કાર્ય કરવામાં આવ્યું હતું. તે વખતે વિવિધ આગમોની જે સંકલના કરાઈ, તેને અનુરૂપ વર્તમાન ભગવતીસૂત્ર છે. એટલે વર્તમાન ઉદ્દેશકો પદોની, સખ્યા પહેલાની માફક જોવામાં આવતા નથી.

દરેક ધર્મગ્રંથોના મુખ્ય બે વિભાગો પડી શકે છે. એક વિભાગ ઉપદેશ ગ્રંથોનો અને બીજો વિભાગ સિદ્ધાંત ગ્રંથોનો. ઉપદેશ ગ્રંથોમાં સામાન્ય રીતે માણસને વૈરાગ્યાદિ ભાવ ઊપજે, તે રીતે બાબતો ચર્ચવામાં આવે છે, જેથી કોઈ પણ વાચે તો સહેલાઈથી તે સમજી શકે છે આપણા આગમ ગ્રંથોમાં ઉત્તરાધ્યયન સૂત્ર આવા ઉપદેશથી ભરેલું છે જ્ઞાનના સાગર રૂપી ભગવતી સૂત્રમા જો કે ગણિતાનુયોગની પ્રધાનતા છે, છતા પણ તેમાં દ્રવ્યાનુયોગ, ચરિતાનુયોગ અને કથાનુ-યોગના પાઠ મૌક્તિકો પણ પૂર્ણ માત્રામાં જોવા મળે છે. આ રીતે, ભગવતીસૂત્રમા ઉપદેશ અને સિદ્ધાતનો સુભગ સંયોગ છે, જે આ સૂત્રની વિશેષ વિશિષ્ટતા છે.

અસંવૃત્ત–સંવૃત્ત અણગાર (પા ૨૪) ની વાત બહુ સમજવા જેવી છે. અનાદિ કાળથી રઝળતા આપણા જીવનનો—અનતા ભવો થયા છતાં—અંત કેમ નથી આવતો ? રઝળપાટ

બંધ કેમ નથી થતો ? આ પ્રશ્ન દરેક વિચારક માણસને આવ્યા વિના ન રહે. આનું કારણ વિસ્તૃત નોંધમાં સમજાવવામાં આવ્યું છે, જે જન્મ મરણના અંત માટે બહુ ધ્યાનમાં રાખવા જેવું છે. **आश्रवो भवहेतुः स्यात् संवरो मोक्ष-कारणम्** આશ્રવ અને સંવર આ બે તત્ત્વો વડેજ જીવાત્મા સંસાર સાથે બંધાય છે અને સંસારથી મુક્ત થાય છે. આત્માની સાથે કર્મનો સંબંધ થવાના કારણોને આશ્રવ કહેવાય છે. ' 'संवर' શબ્દ सम् પૂર્વક वृ ધાતુથી બનેલો છે. सम પૂર્વક वृ ધાતુનો અર્થ રોકવુ–અટકાવવું થાય છે. કર્મ બંધાતું અટકે તે સંવર, સંવર એટલે ઇંદ્રિયો, મન વાસના ઉપરનો સંપૂર્ણ જય. મુક્તિ પથનો સાચો અને સચોટ માર્ગ સંવર છે. જ્યાં સંયમ છે ત્યાં સવર છે. જયાં સંવર છે ત્યાં આશ્રવ માર્ગ બંધ થવાથી કર્મ બંધન પણ નથી અને જ્યાં આવતા કર્મોને રોકી લીધાં ત્યાં જૂનાં કર્મોની નિર્જરા થતા વાર લાગતી નથી. જયાં નિર્જરા છે ત્યાં અવશ્ય મોક્ષ છે. અને મોક્ષમાં અવ્યાબાધ અનંત સુખ જ છે જૈન ધર્મમાં પ્રધાનતા પુરુષાર્થની છે. કર્મ બાંધવું કે છોડવું એમાં માણસ માત્ર સ્વતંત્ર છે. એટલે જુદી જુદી યોનિઓમાં ભટકવું અગર એમ ભટકવામાંથી કાયમ માટે મુક્ત થવું, એ આપણા પોતાના જ હાથની વાત છે.

લેશ્યાનું સ્વરૂપ અને સમજણ (પાન ૩૩ અને ૨૯૬) પણ આ ગ્રંથમાં સરસ રીતે સમજાવવામાં આવ્યા છે. આત્માની સાથે કર્મ પુદ્‌ગલોને ચોંટાડનાર જે વસ્તુ, તેનું નામ લેશ્યા. થર્મોમિટર વડે જેમ શરીરની ઉષ્ણતાનુ માપ સમજી શકાય છે એમ લેશ્યાની સમજણથી માણસ પોતાના મનના અધ્યવસાયો સમજી તેનું સ્વરૂપ પણ સમજી શકે.

આપણે ત્યાં લેશ્યાના છ પ્રકારો છે કૃષ્ણ લેશ્યા, નીલ લેશ્યા, કાપોત લેશ્યા, તેજો લેશ્યા, પદ્મ લેશ્યા અને શુકલ લેશ્યા. મનુષ્યની ક્રૂરમાં ક્રૂર વૃત્તિને કૃષ્ણ લેશ્યા કહેવાય છે. જેમ જેમ એ ક્રૂરતા ઓછી થતી જાય અને તેમાં સાત્ત્વિક વૃત્તિનો ભાવ મળતો જાય, તેમ તેમ માનવતાનો વિકાસ થતો જાય છે અને લેશ્યા ઉત્તરોત્તર શુભ બનતી હોય છે. કૃષ્ણ લેશ્યા કરતાં જેમાં થોડો વધારે વિકાસ છે તે વૃત્તિને નીલ લેશ્યા, તેથી વધારે વિકાસ તે કાપોત લેશ્યા એમ ઉત્તરોત્તર સમજવાનું છે. સાંખ્ય દર્શનની પરિભાષામાં કહીએ તો, તામસીવૃત્તિ એ કૃષ્ણ અને નીલ લેશ્યા, રાજસીવૃત્તિ એ કાપોત અને તેજો લેશ્યાનું સ્વરૂપ છે, જ્યારે પદ્મ અને શુકલ લેશ્યા એ સાત્ત્વિક વૃત્તિનું સ્વરૂપ છે.

બીજા શતકમાં મુખ્યત્વે જીવોની ભિન્નભિન્ન જાતિઓની વાતો આવે છે. આ શતકમાં દેવ અને નરકનું વિસ્તૃત વર્ણન આવે છે. દેવોના મુખ્ય ચાર ભેદો છે. વૈમાનિક–વિમાનમાં રહેનારા, ભવનપતિ ભવનમાં રહેનારા, વાણવ્યંતર–પહાડ, ગુફા અને વનના આતરાઓમા રહેનારા અને જ્યોતિષ્ક દેવોમાં સૂર્ય–ચંદ્ર–ગૃહ–નક્ષત્ર–તારાનો સમાવેશ થાય છે. ત્રીજા શતકમાં (પાન ૨૨૮) ચમરેન્દ્ર અને શક્રેન્દ્ર વચ્ચેના યુદ્ધની વાત આવે છે. શક્રની વધારે ઋદ્ધિ, સમૃદ્ધિ અને સત્તા જોઈ ચમરેન્દ્રને ઇર્ષ્યા આવી અને યુદ્ધ કર્યું. શક્રની ઇન્દ્રાણીઓ પ્રત્યે તેની કુદૃષ્ટિ થઈ અને તેને તાબે કરવા પ્રયત્નો થયા. ભગવાનની અપાર કરુણાથી ચમરેન્દ્રનો બચાવ થયો. આ બધી વાતો વાંચતા વિચાર આવે છે કે દેવો અને અસુરો પણ, લોભ અને વિષયવાસનાને આધીન થઇ યુદ્ધો કરે છે. આમાં શાતિ–સમતા કે સમભાવ જોવા ક્યાં મળે છે? દેવો

માટે પચ્ચખાણ કે તપ માટે કોઇ શકચતા નથી. આ દૃષ્ટિએ દેવ કરતાં માનવ જન્મ ઉચ્ચ અને શ્રેષ્ઠ ગણાય છે. તેથી જ કહેવાયું કે न मानुषात् श्रेष्ठतरं हि किञ्चित् માનવીથી કોઈ વધારે ચડિયાતું નથી. બહુ ઊંડું મંથન કરીએ તો આપણને ખાતરી થશે કે, માનવે મૃત્યુ પછી મુક્તિ અને તે શકય ન હોય તો ફરી માનવજન્મ પ્રાપ્ત કરવા પોતાનું લક્ષ કેન્દ્રિત કરવું જોઇએ. મૃત્યુ પછી દેવગતિમાં જવાની ઈચ્છા રાખવી એ તો માણસ માટે નીચલી કક્ષામાં જવા જેવું–માનવ જન્મનું અપમાન કરવા જેવું હીન કાર્ય છે. ત્યાગ–તપ–સંયમની પાછળ આવી ઉચ્ચતમ દૃષ્ટિ અને ભાવના કેળવવા જોઇએ. આ દૃષ્ટિએ માનવયોનિ પ્રાપ્ત કર્યા પછી પણ, આપણે જો રાગ–દ્વેષ અને વિષયકષાયોમા ફસાયેલાં રહીએ, તો આપણાથી વધુ મૂર્ખ કોને કહેવા એ એક કોયડો છે.

માનવને વેદના, આઘાત અને વ્યથા શા માટે ભોગવવા પડે છે, તેની ચર્ચા બહુ સુંદર રીતે ત્રીજા શતકના સાતમા ઉદ્દેશકમાં કરતાં, પૂ. પં. શ્રી પૂર્ણાનન્દવિજયજી મહારાજ સાહેબે સ્પષ્ટ શબ્દોમાં સાચું જ કહી દીધું છે કે : "ક્રિયા-જન્ય કર્મ અને કર્મજન્ય વેદના હોય છે. મુનિવેષને ધારણ કર્યા પછી પ્રમાદને વશ થઇને મુનિરાજો પણ ઉપયોગ શૂન્ય બનીને ખાવાપિવાની, ગમનાગમન કરવાની, સૂવા ઉઠવાની ક્રિયાઓ કરશે, તો ચોક્કસ રીતે ભગવતીસૂત્ર સાક્ષી આપે છે કે, તે મુનિરાજો પણ કર્મને બાંધશે અને તેમને માટે પણ સંસારનું ચક્કર સદૈવ તૈયાર જ છે" (પાન ૨૫૪) 'ચારિત્ર યોગનું સ્પષ્ટીકરણ' શીર્ષક નીચેની વિસ્તૃત નોધમાં (પાન ૩૩૫) પૂ મહારાજશ્રીએ અનાસક્ત ભાવે જીવન જીવવાની વાત પર ભાર મૂકતાં સાચું જ કહ્યું છે કે, "પુદ્ગલો-

છોડવાના નથી પણ તેમના પ્રત્યેનો દુરાચાર છોડવાનો છે. શ્રીમંતાઈ કે સત્તા છોડવાની નથી, પણ તેના પ્રત્યેની સાધ્ય ભાવનાને ત્યાગી સાધનભાવ પેદા કરવાનો છે." જનકરાજા પાસે વૈભવ અને રિદ્ધિસિદ્ધિનો કોઈ પાર ન હતો, પણ તેમ છતાં તેઓ વિદેહી કહેવાયા છે, તેનું કારણ આજ છે. કમળ, જળની વચ્ચે રહ્યાં છતાં પાણીથી જેમ અલિપ્ત રહે છે, તેમ સંસારમાં રહીને પણ અલિપ્ત ભાવે રહી શકે, તો તે એક ઉચ્ચ કોટિની સાધના છે.

ઇન્દ્રલોકની ત્રણ સભાનું વર્ણન (પાન ૩૩૬) કરતાં જણાવ્યુ છે કે, દેવલોકમાં દેવતાઓની માફક દેવીઓ પણ સભાસદપદને શોભાવે છે અને ત્યાં દેવીઓનું પણ દેવોની માફક બહુમાન કરવામાં આવે છે. આ અંગેની નોંધમાં પૂ. પં. શ્રી પૂર્ણાનન્દવિજયજી મહારાજ સાહેબે સાચું જ લખ્યું છે કે, "માતૃસ્વરૂપા સ્ત્રીઓને હલકી ગણવાનું પ્રયોજન શું છે ? શુ પુરુષો કરતા સ્ત્રીઓ બુદ્ધિબળમાં ઓછી છે ? આ બધી અને આના જેવી બીજી પણ કલ્પનાઓમા પુરુષ જાતની જોહુકમી સિવાય બીજું કંઈ પણ તત્ત્વ નથી" (પાન ૩૩૯). સ્ત્રી અને પુરુષ વચ્ચે કોઈ મૂળભૂત ફરક નથી. સ્ત્રીપણુ અને પુરુષપણું એ તો માત્ર દેહદૃષ્ટિએ છે. આત્મતત્ત્વની દૃષ્ટિએ તો સ્ત્રીનો આત્મા અને પુરુષનો આત્મા બંને એકસમાન છે.

'શ્રી ભગવતી સૂત્ર સાર સંગ્રહ'ની પ્રસ્તાવના લખવાનો મને મુદ્દલ અધિકાર નથી, એ વાત હું સારી રીતે સમજું છું આ એક પ્રકારની અનધિકાર ચેષ્ટા કરવાનો ટૂંકો ખુલાસો પણ કરી દઉં આજથી પચીસ વર્ષ પહેલાં ઇ. સ ૧૯૫૦માં શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડની 'આગમ વિભાગ'ની પરીક્ષામાં હું બેઠેલો અને પાસ થયેલો એ વખતે આ

વિભાગના અભ્યાસક્રમમાં પાઠ્ય પુસ્તક તરીકે (૧) શ્રી ભગવતી સાર (૨) ઉત્તરાધ્યયન સૂત્ર (૩) કલ્પસૂત્ર એમ ત્રણ ગ્રંથો હતા. ભગવતીસાર એ તો ભગવતી સૂત્રનો માત્ર છાયાનુવાદ હતો, એટલે એ બળ વડે આ ગ્રંથની પ્રસ્તાવના લખવી, એ તો સૂંઠના ગાંઠીયે ગાંધી થઇ જવા જેવી બાલિશતા છે. હકીકત એ છે કે, આઠ વર્ષની વયે જીવનમાં પ્રથમવાર હું શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય સ્વ. આચાર્ય વિજયધર્મસૂરીશ્વરજી, જેમણે વિશ્વમા જ્ઞાનની ગંગા વહાવી અનેક શ્રેષ્ઠ કોટિના સાધુ ભગવંતો અને પંડિત રત્નો જૈન સમાજને આપ્યા, તેમના તથા એ સંઘાડાના સાધુઓના પરિચયમાં આવ્યો. ઇ. સ. ૧૯૧૬મા તેઓ સૌ અમરેલીમાં ચોમાસુ હતાં. તે પછી તેમના શિષ્ય રત્નો આ. ઇન્દ્રસૂરિજી તથા શ્રી વિદ્યાવિજયજી મહારાજ સાથે મારો સતત સંપર્ક રહ્યો. પચીસેક વર્ષ પહેલા પૂ. વિદ્યાવિજયજી મહારાજને વાંદવા શિવપુરી ગયેલો, ત્યારે તેમના પ્રશાંત શિષ્ય પૂ. પં. શ્રી પૂર્ણાનન્દવિજયજી મહારાજ સાહેબ સાથે પરિચય થયો. તેઓ એ વખતે ન્યાય, વ્યાકરણ અને કાવ્યતીર્થની પરીક્ષા માટે તૈયારી કરી રહ્યા હતા. તે પછી દિનપ્રતિદિન અમારો સંબંધ વધતો ગયો અને સંપર્ક ચાલુ જ રહ્યો. પ્રસ્તુત ગ્રંથની પ્રસ્તાવના લખવા પ્રેમભાવે તેમણે મને આજ્ઞા કરી અને તેનું ઉલ્લંઘન ન કરી શકવાના કારણે, પ્રસ્તાવના લખવાની આ અનધિકાર ચેષ્ટા મારાથી થઈ ગઇ છે. સંભવ છે કે આ પ્રસ્તાવના લખવામાં શાસ્ત્રવિરુદ્ધ કે અન્ય કોઇ દોષો મારાથી થઇ જવા પામ્યા હોય, તો તે માટે વાચકો મોટું દિલ રાખી મને ક્ષમા કરે એવી નમ્ર પ્રાર્થના સાથે વિરમું છું.

—મનસુખલાલ તારાચંદ મહેતા

# વિષયાનુક્રમણિકા

# વિષયાનુક્રમણિકા

# શ્રી ભગવતીસૂત્ર સારસંગ્રહ

## ભાગ ૧ લો

શતક : ૧–૨

नमोत्थुणं समणस्स भगवओ महावीरस्स
नमो नमः श्री प्रभुधर्मसूरये
ॐ ह्रीं अर्हं नमः

## પરિચય

णमो अरहन्ताणं
णमो सिद्धाणं
णमो आयरियाणं
णमो उवज्झायाणं
णमो सव्वसाहूणं
णमो बंभीए लिवीए
णमो सुअस्स

ટીકાકારના મંગલાચરણ પછી સૂત્રકાર શ્રી સુધર્માસ્વામીએ ભગવતીસૂત્રના પ્રારંભમાં પંચપરમેષ્ઠીને નમસ્કાર કરવારૂપે મંગલાચરણ કર્યું છે, તેનો ભાવાર્થ આ છે:—

અરિહંતો, સિદ્ધો, આચાર્યો, ઉપાધ્યાયો અને સર્વ સાધુ મહારાજાઓને દ્રવ્ય અને ભાવથી હું નમસ્કાર કરું છું.

પહેલા પદમાં અરહંત, અરુહંત અને અરિહંત આ ત્રણે શબ્દો વ્યાકરણના સૂત્રોથી સિદ્ધ થાય છે.

(૧) અરહંત એટલે જેઓ જન્મથી ઇન્દ્રો, અસુરો અને નરપતિઓથી પૂજ્ય છે. અને નિશ્ચયથી જેઓ સંપૂર્ણ કર્મોનો નાશ કરીને સિદ્ધિ (મોક્ષ) પદને મેળવશે, અથવા 'सर्वं जानातीति सर्वज्ञ' આ વ્યુત્પત્તિથી ત્રણે લોકના તથા ત્રણે કાળના કોઈપણ પદાર્થને યથાર્થરૂપે જાણવા માટે જેમનાં જ્ઞાનમાં કોઈપણ જાતનો અંતરાય નથી તે અરહંત કહેવાય છે.

(૨) અરુહંત એટલે કે જેમના કર્મબીજો સર્વથા ક્ષય પામી ગયા હોવાથી સંસારમાં ફરીથી જન્મ લેવાનો નથી તે અરુહંત કહેવાય છે.

(૩) અરિહંત એટલે અત્યન્ત દુર્જેય ભાવશત્રુઓને જીતીને જેમણે કેવળજ્ઞાન મેળવ્યું છે તે અરિહંત દેવ કહેવાય છે.

સાકાર અરિહંત દેવોને નમસ્કાર કરવાનું કારણ બતાવતાં ટીકાકાર કહે છે કે—અનંત દુઃખોથી ભરેલા આ સંસારમાં ભયભીત બનેલા જીવોને અનંત સુખોના સ્થાનરૂપ સિદ્ધિ ગમનનો માર્ગ બતાવતા હોવાથી તે અરિહંતો—અરહંતો તથા અરુહંતો નમસ્કાર—વંદન કરવા યોગ્ય છે.

સંપૂર્ણ કર્મોનો નાશ કરી કૃતકૃત્ય થઈ જેઓ સિદ્ધશિલામાં વિરાજમાન છે તથા અનંતજ્ઞાનાદિ ચતુષ્ટયના સ્વામી બનેલા હોવાથી સર્વ જીવોનો नामाकृतिद्रव्यभावैः...દ્વારા અનુપમ ઉપકાર કરવાવાળા હોય છે. માટે નિરાકાર સિદ્ધ ભગવંતો નમસ્કારને યોગ્ય છે.

આગમોના સૂત્રાર્થને જાણનારા, સલ્લક્ષણયુક્ત, ગચ્છના નાયક, એવા આચાર્ય ભગવંતો સ્વયં જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચારના પાલક છે અને સંઘને પણ પળાવવાવાળા છે, તેથી સંઘ ઉપર તેમનો મહાન ઉપકાર સદૈવ સ્મરણીય છે. માટે આચાર્યો વંદનીય અને પૂજનીય છે.

જેઓ શિષ્યોને જ્ઞાન—સંપાદન કરાવનાર છે. જેમની પાસેથી અનુષ્યોને સાચા જૈનત્વનું ભાન થાય છે, અને જૈન શાસનમાં સ્થિર થાય છે, પત્થર સમ જડ પ્રાણીઓને પણ પીગળાવવાની જેમનામાં શક્તિ છે તેવા ઉપાધ્યાય ભગવંતો વંદનીય છે.

જેઓ નિર્વાણપદની પ્રાપ્તિ માટે પોતાના મન—વચન—કાયાને સમાધિયુક્ત બનાવે છે, સંપૂર્ણ જીવો ઉપર સમ

યોગવાલા છે, તે ભાવમુનિઓ કહેવાય છે, તેવા સર્વ સાધુ મહારાજોને મારો નમસ્કાર હોજો.

સર્વ શબ્દથી અઢીદ્વીપમાં રહેલા, જૈન શાસનની આરાધનામાં સમાહિત બનેલા, સામાયિકાદિ વિશેષણ યુક્ત, પ્રમત્તાદિક, પુલાકાદિક–જિનકલ્પિક–સ્થવિર કલ્પિક–પ્રતિમાધારી વગેરે બધાએ મુનિવરો જેઓ ભરતક્ષેત્રમાં–મારવાડમાં–ગુજરાતમાં–સૌરાષ્ટ્રમાં–મહારાષ્ટ્રમાં–પંજાબમાં–ઐરાવતક્ષેત્રમાં–મહાવિદેહ-ક્ષેત્રમાં જ્યાં ક્યાંય પણ વિચરતા હો તેમને સૌને મારી ભાવ વંદના હોજો.

આ સર્વ શબ્દનો વિશાળ અર્થ છે, જે ભગવતીસૂત્રને માન્ય છે. સારાંશ કે પોતાના જ ગચ્છમાં અને પોતાના જ સંઘાડામાં રહેલા સાધુઓ તથા સાધ્વીઓ વંદનીય છે. આવો ટૂંકો અર્થ ભગવતીસૂત્રને માન્ય છે જ નહીં. પણ પ્રત્યેક આચાર્યો પાસે ઉપાધ્યાયો પાસે (जावंत केवि साहू ..) જે કોઈ પણ સાધુઓ છે, તે બધાને મારૂં વંદન હોજો.

જીવમાત્રને મોક્ષમાર્ગ માટેનાં સહકાર અને ઉત્કટ પ્રેરણા દેવાવાલા હોવાથી મુનિરાજો અવશ્યમેવ વંદનીય છે.

આ પ્રમાણે પરમેષ્ઠિઓને કરેલું વન્દન જ સર્વશ્રેષ્ઠ ભાવમંગલ છે. પાપોને નાશ કરાવનાર છે, માટે જ પંચ-પરમેષ્ઠી નમસ્કાર જૈનશાસનનો સાર છે.

બ્રાહ્મીલિપિ યદ્યપિ દ્રવ્યશ્રુત છે તો પણ ભાવશ્રુતને પ્રાપ્ત કરાવવા માટે સમર્થ સાધન છે, માટે દ્રવ્યશ્રુતને વંદન કરવું યોગ્ય છે.

દ્રવ્યક્રિયાને કરતાં કરતાં જ ભાવક્રિયામાં અવાય છે, માટે દ્રવ્યક્રિયા, દ્રવ્યપૂજા આદિ વિધાનોનું બહુમાન કરવું આવશ્યક છે.

દ્રવ્ય વેષધારી મુનિને જોઇને પણ જેમ આપણા મનમાં જૈનત્વનો પ્રકાશ થાય છે. તેમ દ્રવ્યશ્રુત પણ અત્યંત ઉપકારી હોવાથી વંદનીય છે.

પૂરા સૂત્રને માટે મંગલાચરણ કર્યા પછી પ્રથમ શતકના પ્રારંભમાં પુનઃ દ્વાદશાંગીરૂપ શ્રુતજ્ઞાનને નમસ્કાર કરે છે. કેમકે શ્રુતજ્ઞાન અર્હંત પ્રવચનરૂપ હોવાના કારણે માંગલિક છે.

સમવસરણમાં વિરાજમાન થતાં તીર્થંકરો પણ '**नमो तित्थस्स**' આ પ્રમાણે તીર્થ (શ્રુત)ને નમસ્કાર કરે છે. તેથી આપણે માટે પણ શ્રુતજ્ઞાન વંદનીય અને બહુમાનનીય છે. અરિહંતો આપણે માટે પૂજ્યતમ છે, તો શ્રુતજ્ઞાન પણ પૂજ્યતમ જ છે.

तारयतीति तीर्थः—જે સંસાર સમુદ્રથી તારે તે તીર્થ. સંસાર સમુદ્રથી પાર પમાડવા માટે તીર્થસ્વરૂપ શ્રુતજ્ઞાન જ સર્વપ્રથમ અને સર્વશ્રેષ્ઠ કારણ છે, તે માટે જ કહ્યું છે કેઃ- 'જ્ઞાનને વંદો, જ્ઞાની મ નિંદો, જ્ઞાનીએ શિવસુખ ચાખીયું રે'....

પ્રભુ મહાવીરે આ પ્રથમ શતક, કે જેમાં દશ ઉદ્દેશા છે, એનો અર્થ કયાં પ્રકાશ્યો ? અને એ દશે ઉદ્દેશામાં મુખ્ય વિષય કયો છે, એનું કથન જે ગાથામાં કરવામાં આવ્યું છે તે નીચે મુજબ છેઃ—

रायगिहचलणदुक्खे कंखपओसे य पगइपुढवीओ ।
जावंते नेरइए वाले गुरुए च चलणाओ ॥

અર્થાત્—રાજગૃહ નગરીમાં, ૧ ચલન, ૨ દુઃખ, ૩ કાંક્ષાપ્રદોષ, ૪ પ્રકૃતિ, ૫ પૃથ્વી, ૬ યાવત્ ૭ નૈરયિક, ૮ બાલ, ૯ ગુરુક, અને ૧૦ ચલનાદિ—એ દશ વિષયોનો અર્થ પ્રકાશ્યો છે.

## પ્રશ્નોત્થાન

ભગવતીસૂત્રના પહેલા સૂત્રમાં મંગલાચરણ અને બીજામાં અભિધેય–કથનીય વસ્તુનો નામોલ્લેખ કર્યા પછી ત્રીજા સૂત્રમાં ભગવાને ક્યાં રહીને દેશના આપી? શ્રી ગૌતમસ્વામીના પ્રશ્નના ઉત્તરો આપ્યા? તે બતાવ્યું છે અને તે પછી ગૌતમસ્વામીએ કેવા વિવેકપૂર્વક એ પ્રશ્નો પૂછેલા છે, એ જણાવવામાં આવ્યું છે. આ ઉપરથી સમજી શકાય છે કે—

રાજગૃહ નગરીની બહાર, ઉત્તર–પૂર્વ અર્થાત્ ઈશાન ખુણામાં આવેલા ગુણશીલચૈત્યમાં સમવસરણની રચના થઈ, અને ભગવાને તેમાં વિરાજમાન થઈને ઈન્દ્રભૂતિ ગૌતમના પ્રશ્નોના ઉત્તરો આપ્યા છે મૂળસૂત્રમાં આ વખતે રાજગૃહ નગરીમાં રાજ્ય કરતા રાજાનું નામ શ્રેણિક અને તેની રાણીનું નામ ચિલ્લણાદેવી આપ્યું છે. 'सेणिए राया चिल्लणादेवी'.

પ્રશ્નકાર ગૌતમસ્વામીનો પરિચય આમ આપવામાં આવ્યો છે. ભગવાન મહાવીર દેવના મ્હોટા શિષ્ય, ગૌતમગોત્રવાળા, સાત હાથ ઊંચા, સમચોરસસંસ્થાનવાળા, વજ્રઋષભનારાચ સંઘયણવાળા, ઉગ્રતપસ્વી, ઉદાર, ઘોરબ્રહ્મચર્યમાં રહેવાના સ્વભાવવાળા, ચૌદપૂર્વના જ્ઞાતા, અને ચાર જ્ઞાનને પ્રાપ્ત વગેરે.

શ્રી ગૌતમસ્વામી ભગવાનને પ્રશ્નો પૂછવાની શરુઆત કરે છે, એ વખતના તેમના દિલના ભાવોનું અને વિનયનું જે વર્ણન સૂત્રમાં કરવામાં આવ્યું છે, તેનો સંક્ષેપાર્થ આ છેઃ—

શ્રદ્ધાપૂર્વક ગૌતમસ્વામી ઉભા થાય છે, ભગવાન મહાવીર સ્વામીની નજદીક આવે છે. ભગવાનને ત્રણ પ્રદક્ષિણા દે છે, વાંદે છે, નમે છે, બહુ પાસે નહિં બહુ દૂર નહિં, એમ

વિનય વડે લલાટે હાથ જોડી, વિનમ્ર થઈ પ્રશ્ન કરે છે.[૧]

卐 ૧. અનંતજ્ઞાનનાં સ્વામી, દેવાધિદેવ, ભગવાન મહાવીર સ્વામીને કેવળજ્ઞાન થયાં પછી ત્રણ ભવ પૂર્વે ઉપાર્જિત કરેલ તીર્થંકર નામકર્મનો ઉદય થાય છે.- અદ્વિતીય-અતિશયોની મહાસંપત્તિથી પરિપૂર્ણ ભગવાન સમવસરણમાં વિરાજમાન થઈને ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળ સંબંધી મર્ત્યલોક, અધોલોક તથા ઊર્ધ્વલોકમાં રહેલા નવતત્ત્વ સંબંધી કોઈક સમયે પૂછાયેલા અને કોઈક સમયે નહિ પૂછાયેલા તત્ત્વોનું સ્પષ્ટીકરણ કરે છે. ચાર જ્ઞાનનાં સ્વામી અને ભગવંતચરણોપાસક ભગવાન ગૌતમસ્વામી આદિ પોતાના જ્ઞાનની વૃદ્ધિ અર્થે તથા પર્ષદામાં વિરાજમાન ભવ્યજીવોના કલ્યાણ માટે પ્રશ્નો પૂછે છે.

ગણધર ભગવાન શ્રીસુધર્માસ્વામી જેઓ દેવાધિદેવ મહાવીર સ્વામીના શાસનની પાટ પરંપરાના આદ્ય પટ્ટધર મહાપુરુષ છે ૧૪ પૂર્વના જ્ઞાતા અને રચયિતા હોવાના કારણે ભગવાન મહાવીર સ્વામીના શ્રીમુખેથી પ્રસારિત દિવ્યજ્ઞાનને સ્વયં કર્ણગોચર કરેલું અને વૈરાગ્યથી પરિપૂર્ણ પોતાના મુખ્ય શિષ્ય શ્રીજંબૂસ્વામીને આપેલું છે, માટે આ ચારે મહાપુરુષો અત્યન્ત પૂજનીય છે, શ્રદ્ધેય છે, અને તેમનાં વચનો મન-વચન તથા કાયાથી આદરણીય છે કેમકે અનંત પર્યાયોથી પરિપૂર્ણ દૃશ્યમાન તથા અદૃશ્યમાન પદાર્થોનું વ્યાકરણ (સ્પષ્ટીકરણ) કેવળી ભગવાન વિના બીજો કોણ કરવા સમર્થ છે? કેવળજ્ઞાન પામ્યા વિનાનો મહાપંડિત, મહાવૈરાગી, અને મહાતપસ્વી ગમે તે હોય તો પણ પદાર્થોનું સમ્યગ્જ્ઞાન મેળવી શકે તેમ નથી.

જે એક પદાર્થને પણ સમ્યક્ પ્રકારે ન જાણી શકે, તે અનંત પદાર્થોને કેવી રીતે જાણશે? કેમકે આ સંસારમાં અનંતાનંત જીવો છે. અનંતાનંત પુદ્ગલ સ્કંધો છે. અસંખ્યાત દ્વીપો છે, અને

## શતક ૧ લું ઉદ્દેશક–૧

પ્રથમ શતકના પ્રારંભમાં આ મુખ્ય બાબતો છે. હવે પ્રથમ શતકના પહેલા ઉદ્દેશકની શરુઆતમાં અભિધેય પ્રમાણે ચલન સંબંધી પ્રશ્નોત્તરો શરુ થાય છે.

### મોક્ષતત્ત્વ

આ ઉદ્દેશાના આરંભના બે પ્રશ્નોત્તરોમાં મોક્ષતત્ત્વનું નિરુપણ કરવામાં આવ્યું છે. જો કે ખુલ્લી રીતે એમાં મોક્ષ-તત્ત્વ નથી દેખાતું, પરંતુ તેનું ઊંડુ રહસ્ય મોક્ષતત્ત્વ તરફ લઈ જાય છે.

થતી ક્રિયા એ 'થઇ કહેવાય' કે કેમ ? એ આ પ્રશ્નનો ઉદ્દેશ છે. આ સંબંધી નવપદો પ્રશ્નમાં પૂછવામાં આવ્યા છે.

૧ ચાલતું હોય તે 'ચાલ્યું' કહેવાય ?

૨ ઉદીરાતું હોય તે 'ઉદીરાયું' કહેવાય ?

---

અસંખ્યાત સમુદ્રો છે. અને એક એક દ્રવ્યમાં અનંત અનંત પર્યાયો છે. તે બધાઓનું સમ્યગ્જ્ઞાન તીર્થંકર પરમાત્માઓને જ હોય છે

માટેજ ગૌતમસ્વામી, બીજા ગણધરો, પરિવ્રાજકો તથા વિશિષ્ટ જ્ઞાનીઓથી પૃછાયેલા પ્રશ્નોના જવાબો દ્વાદશાંગીમા સર્વશ્રેષ્ઠ, દેવદેવેન્દ્રોથી પૂજ્ય શ્રી ભગવતી સૂત્રમા ગૂંથાયેલા હોવાથી આ સૂત્ર આપણે સૌને માટે વંદનીય છે જ્ઞાનના સાગરસમા આ સૂત્રમા દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરિતાનુયોગ અને કથાનુયોગના પાઠ–મૌક્તિકો પૂર્ણમાત્રામાં જોવા મળશે

આમાં ઘણા શતકો છે, એક એક શતકમાં અમુક ઉદ્દેશાઓ છે અને પ્રત્યેક ઉદ્દેશામાં ઘણા ઘણા પ્રશ્નો છે.

૩ વેદાતું હોય તે 'વેદાયું' કહેવાય ?
૪ પડતું હોય તે 'પડયું' કહેવાય ?
૫ છેદાતું હોય તે 'છેદાયું' કહેવાય ?
૬ ભેદાતું હોય તે 'ભેદાયું' કહેવાય ?
૭ બળતું હોય તે 'બળ્યું' કહેવાય ?
૮ મરતું હોય તે 'મર્યું' કહેવાય ?
૯ નિર્જરાતું હોય તે 'નિર્જરાયું' કહેવાય ?

આ બધાનો ઉત્તર ભગવાન્ મહાવીર સ્વામી 'હા' માં આપે છે. અર્થાત્ ચાલતું 'ચાલ્યું' કહેવાય અને ઉદીરાતું 'ઉદીરાયું' કહેવાય, વગેરે.

એ કહેવાની જરૂર નથી કે-ભગવાન્ મહાવીરનો સિદ્ધાન્ત-જૈન સિદ્ધાન્ત અનેકાન્તવાદ પૂર્ણ છે. કોઈ પણ એક પદાર્થ અનેક પ્રકારની દૃષ્ટિઓથી ભિન્ન ભિન્ન રૂપે જોઈ શકાય છે. અને તે તે દૃષ્ટિએ તે સત્ય હોય છે ચાલતું હોય તે 'ચાલ્યું' અને ઉદીરાતું હોય તે 'ઉદીરાયું' વગેરે જે કહેવાય છે, એ નિશ્ચયનયની અપેક્ષાએ છે. બેશક વ્યવહારનયને અવલંબીને કહેવામાં આવે તો, જ્યાં સુધી તે કાર્ય પૂરું ન થાય, ત્યાં સુધી 'ચાલ્યું' 'ઉદીરાયું' વગેરે ન કહેવાય.

ભગવાન મહાવીર સ્વામીના ભાણેજ જમાલીના સિદ્ધાન્તનો આમાં પ્રતિવાદ છે. જમાલીનો સિદ્ધાન્ત એક દૃષ્ટિ માત્રથી જોઈને નિશ્ચય કરાવનારો હતો. બીજી દૃષ્ટિએ જોતાં તે જ વસ્તુ સાચી હોય છે, એ વાતનું ભાન જમાલીએ ન રાખ્યું. એનું પરિણામ એ આવ્યું કે તેણે-મહાવીર દેવના સિદ્ધાન્તથી પૃથક્ સિદ્ધાન્ત ચલાવ્યો.

એક વખત બિમારીના પ્રસંગે જમાલીએ સાધુઓને સંથારો–પથારી કરવા કહ્યું. થોડીવારમાં સાધુઓને પૂછ્યુંઃ 'કેમ સંથારો થયો?' જો કે સંથારો પૂરો ન્હોતો થયો. છતાં સાધુઓએ કહ્યું કે 'હા, થયો.' જમાલીએ જઈને જોયું તો તે પૂરો થયો ન્હોતો. આથી ક્રુદ્ધ થઈ, 'કરાતું હોય તો કર્યું કહેવાય,' એ જિનવચનો ખોટાં છે, એમ પ્રરૂપણા કરી ઘણાઓને પોતાના પંથમાં ભેળવ્યા.

જ્યારે બુદ્ધિમાં વૈપરીત્ય આવે છે, ત્યારે ગમે તેવી સાદામાં સાદી વાત પણ સમજવામાં આવતી નથી. જમાલી જેવા બહુશ્રુતને પણ ન સમજાયું કે–કપડાનો એક છેડો સળગતો હોય છતાં કહી શકાય છે કે–'અરે, કપડું સળગ્યું.' કપડું વણાતું હોય, થોડું વણ્યું હોય અને વણનાર કહી શકે છે કે–'જૂઓ કેવું સુંદર કપડું વણ્યું.' યદ્યપિ અહિં કપડું આખું નથી બળી ગયું, તેમ કપડું આખું નથી વણાઈ ગયું, છતાં એમ 'બળ્યું' 'વણાયું' જરૂર કહેવાય છે. આ નિશ્ચયનયની અપેક્ષાએ કહેવાય છે. વ્યવહારનયની અપેક્ષાએ તો કાર્ય પૂરું થાય, ત્યારે જ પૂરું થયું કહેવાય. પણ આ વાત જમાલીને ન સૂઝી.[૨]

卐 ૨. પદાર્થમાત્રને જોવા માટે બે દૃષ્ટિઓ છે પદાર્થનો સ્વભાવ જ તથાપ્રકારનો હોવાથી જ્ઞાતાનો અભિપ્રાય કોઈક સમયે નિશ્ચયનયથી પદાર્થનો નિશ્ચય કરવાનો હોય છે. ત્યારે બીજા સમયે તેજ પદાર્થનો નિશ્ચય વ્યવહારનયથી કરે છે. માટે જનપદોમા કરાતો ભાષા વ્યવહાર પ્રાયઃ કરીને અસત્ય નથી હોતો. સાડીનો એક છેડો જ બળી રહ્યો હોય છે, છતાંએ શિક્ષિત કે અશિક્ષિત એકજ અવાજે કહે છે કે–'સાડી બળી ગઇ,' અથવા 'તે મારી સાડી બાળી નાખી' રસોઇ કરવાની શરૂઆત જ થઇ છે, છતાં પણ

**આ પ્રથમ પ્રશ્નોત્તર, યદ્યપિ બાહ્યદૃષ્ટિએ જમાલીના મતનું નિરાકરણ કરનાર દેખાય છે, પરન્તુ તાત્ત્વિક દૃષ્ટિએ તે મોક્ષતત્ત્વનું સૂચક પણ છે. કારણ કે શ્રી અભયદેવસૂરિની વૃત્તિમાં કહેવા પ્રમાણે—**

---

ધર્મપત્ની પોતાના પુત્ર સાથે કહેવડાવે કે 'રસોઇ તૈયાર થઇ ગઇ છે, જમીને જજો'

આ પ્રમાણે તથા આના જેવા બીજા ભાષા વ્યવહારોને આપણે (જેમા તાર્કિકો, વિતંડાવાદિઓ તથા જલ્પ, હેત્વાભાસ, છળ, જાતિ અને નિગ્રહસ્થાન દ્વારા મોક્ષની કલ્પના કરનારાઓ) બધાએ સત્ય સ્વરૂપે માનીએ છીએ અને તે પ્રમાણે વ્યવહાર કરીએ છીએ

મૂળ વાત આ છે કે કોઇપણ ઉત્પાદ્ય કાર્યને માટે નિમિત્ત કારણો બરાબર ગોઠવાઈ ગયા હોય, તથા તે કાર્ય માટેનુ ઉપાદાન કારણ પણ યથાયોગ્ય તૈયાર હોય તો કાર્યના પ્રારંભકાળમાં જ પ્રત્યેકને વિશ્વાસ રહે છે કે "કાર્ય થઈ ગયુ" માટે કરાતુ 'કરાયુ,' બળતુ 'બળાયુ' આ પ્રમાણે જ સર્વત્ર બોલાય છે અને આવા પ્રકારનો ભાષાવ્યવહાર નિશ્ચયનયથી સત્ય મનાય છે જ્યારે આજ વાતને વ્યવહારનય બીજા પ્રકારે કહે છે કાર્યની પૂર્ણતાને પામેલો ઘડો જ્યારે પાણી ભરવાના કામમાં આવે, વણાઇ ગયેલુ કપડુ દરજીને ત્યા દેવા માટે કામમા આવે અને સરસ રીતે સીવાઈ ગયેલુ કપડુ પહેરવા માટે કામમા આવે ત્યારે જ કામ થયુ એમ કહેવાય છે.

આ પ્રમાણે ઉત્પાદ્ય કાર્યમાં બન્ને દૃષ્ટિઓ સત્ય સ્વરૂપે સમાયેલી હોવાથી સ્થૂલ બુદ્ધિના માલિકને તથા પૂર્વગ્રહથી ગ્રસ્ત આત્માને ધ્યાનમા ન આવે તેથી કરીને પદાર્થોના સ્વરૂપોનો અને તેમને જોવાની અલૌકિક દૃષ્ટિઓનો દોષ નથી

ચાર પુરુષાર્થમાં 'મોક્ષ' નામનો પુરુષાર્થ મુખ્ય છે, અને એ મોક્ષનાં સાધનો સમ્યગ્દર્શનાદિ છે મોક્ષના વિપક્ષનો–વિરુદ્ધપક્ષનો ક્ષય થવાથી મોક્ષ થાય આ વિપક્ષ તે કર્મોનો બંધ છે. તે કર્મોના ક્ષય નિમિત્તે 'चलमाणे चलिये' ઇત્યાદિ પદ કહ્યા છે. અર્થાત્ આ આદિનું સૂત્ર કર્મક્ષયનું સૂચક છે. અને તેથી જ તેને પ્રથમ મૂકવામાં આવ્યું છે. 'ચલમાણે' એમાં ચલત્–સ્થિતિના ક્ષયથી ઉદયમાં આવતું, વિપાકરૂપ (ફલનું દેવુ) પરિણામ માટે અભિમુખ થતું જે કર્મ, તે કર્મ 'चलितम्' એટલે 'ઉદયમાં આવ્યું,' એ પ્રમાણે વ્યપદેશ થાય છે. કર્મ પુદ્ગલોના પણ અનંત સ્કન્ધો, અનંત પ્રદેશો છે, તેથી તે અનુક્રમે–પ્રતિ સમયે જ ઉદયમાં આવ્યા કરે છે. અર્થાત્ ચાલ્યા કરે છે. એમાં જે પ્રારંભનો 'ચલન' સમય છે. તે સમયમાં ચાલતાં કર્મને 'ચાલ્યુ' એમ કહેવાય.

આ દૃષ્ટિએ આ પ્રશ્નોત્તરમાં 'મોક્ષતત્ત્વ' રહેલું છે. એમ કહી શકાય છે.[3]

---

卐 ૩. मिथ्यादर्शनाविरतिप्रमादकषाययोगाः वन्धहेतवः। ઉપરનાં પાંચે કારણો અથવા પાંચમાંથી એક એક કારણ પણ કર્મોનું બંધન કરાવનાર છે. મિથ્યાદર્શનનાં ક્ષયોપશમ તથા ઉપશમ કરવાની શક્તિ (કરણ–લબ્ધિ) જ્યાં સુધી આત્માને પ્રાપ્ત નથી થતી ત્યાંસુધી કોઈ પણ જીવાત્માને આત્મદર્શનનો લાભ મળતો નથી. આવી સ્થિતિમા—

૧ અવિરતિ—(પાપસ્થાનકોના ત્યાગનો અભાવ)

૨ પ્રમાદ—(કાષાયિકી ભાવના, વિકથા કરવાનુ કુતૂહલ, આહાર સંજ્ઞાની લાલસા, સ્વપ્નશીલતા તથા વૈષયિક ભાવ.)

૩. કષાય—(અનંતાનુબંધી ક્રોધ, માન, માયા તથા લોભનો ઉદય અથવા ઉદીરણા કરવા માટેની તૈયારી)

૪. યોગ—(મન, વચન, કાયાની વક્રતા) ઉપરના ચારે ભાવો મિથ્યાત્વમોહનીય કર્મના સદ્‌ભાવમાં નિયમા વિદ્યમાન હોયજ છે. જેનાથી પ્રતિસમયે કર્મબંધન ચાલુ જ રહે છે.

માનસિક જીવન ઉપર સુસંસ્કારો જ્યારે દઢીભૂત નથી થતા ત્યારે બાહ્યજીવન સભ્ય દેખાવા છતાં પણ આન્તરિક જીવનમાં કૃષ્ણલેશ્યા, નીલ લેશ્યા અને કપોત લેશ્યાનુ જોર ઘટતુ નથી. આવી પરિસ્થિતિમા જેમ જૂદા જૂદા નિમિત્તોને લઇને જૂદા જૂદા કર્મોનો પ્રવાહ આત્મામાં અવિરત ચાલુજ હોય છે તેવી રીતે બંધાયેલા કર્મો પોતાની સ્થિતિ (મર્યાદા)નો ક્ષય થયે છતે ઉદયાવલિકામાં પ્રવિષ્ટ થયા છતાં પ્રથમ સમયથીજ ચાલવા માંડે છે અને ચાલવા માંડેલા કર્મો 'ચાલ્યા.' આમ નિશ્ચયનયનો આશ્રય લઇને કહી શકાય છે

ઉદીરણાનો અર્થ આ પ્રમાણે છે. ભવિષ્યના લાંબા કાળે ઉદયમા આવનારા કર્મદલિકોને સદ્ધ્યાન, સ્વાધ્યાય, તથા સાત્ત્વિક તપશ્ચર્યાના બળે આત્માના વિશિષ્ટ અધ્યવસાયોથી ખીચીને ઉદયાવલિકામા પ્રવેશ કરાવવા જૈન શાસનમાં આત્માની તેવી વિશેષ શક્તિને ઉદીરણાના નામે સંબોધાય છે.

સત્યાર્થ આ છે કે જેમ એક માણસ અશુભ અને અશુદ્ધ વિચારધારાઓથી પ્રતિસમયે કર્મદલિકોને પોતાના આત્માના પ્રદેશોમાં ભેગા કરતો જાય છે જ્યારે બીજો માણસ સમ્યગ્દર્શનની શુદ્ધિ દ્વારા, અષ્ટ પ્રવચન માતાના પાલન દ્વારા તથા રાગ, દ્વેષ, કષાય, વિકથા આદિ પ્રમાદથી દૂર રહેનારો તથા મન, વચન, કાયાનું પ્રતિક્ષણે પરમાત્માના ધ્યાનમાં લીન કરનારો ભાગ્યશાલી પોતાની

શુભ અને શુદ્ધ આત્માની વિચારધારાઓ વડે પ્રતિસમયે બાંધેલા કર્મોને જે લાંબાકાળે ઉદયમાં આવનાર હતા તેમને ખપાવતો જ જાય છે. આત્માથી અસંયમિત માનસિક બળ કર્મોને ઉપાર્જન કરવામાં કારણ બને છે. જ્યારે જ્ઞાન, દર્શન, ચારિત્ર સંપન્ન આત્માથી સંયમિત બનેલું મન કર્મોના નાશ માટે હોય છે. માટેજ કહ્યું છે કે–**'मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः'** માણસોનું મન જ બંધ અને મોક્ષનુ કારણ છે.

બાંધેલા કર્મોનો ઉદય બે પ્રકારે થાય છે.

૧. અસુક સમયની મર્યાદા સુધીના કર્મો પોતાનો સમય પૂરો થતા પોતાની મેળે ઉદયમાં આવે છે

૨ વૈરાગ્ય પૂર્ણ જીવન જીવનારો અને ઇશ્વરના ધ્યાનમા તથા તેમની આજ્ઞામા મસ્ત બનનારો ભાગ્યશાલી આત્મા પોતાના સદ્ધ્યાનદ્વારા ઉદીરણાકરણથી મર્યાદા પહેલા પણ ઘણા અનિકાચિત કર્મોને ઉદયમાં લાવીને અર્થાત્ કર્મોના ફળોને ભોગવ્યા વિના જ કર્મોના પ્રદેશોને ખપાવી શકે છે. આ બન્ને પ્રકારે વેદાતા કર્મોને 'વેદાયા' કહેવામાં નિશ્ચયદૃષ્ટિએ વાંધો નથી

દૂધ અને સાકરની માફક એકાકાર થયેલા કર્મો પોતાની મેળે અથવા ઉદીરણાને લઈને આત્મપ્રદેશોથી ખરી પડવાની–છૂટાં થવાની શરુઆત જ્યારે કરે ત્યારે કર્મો છૂટા થયા કહી શકાય છે.

'છેદાતુ હોય તે છેદાયુ' એટલે દીર્ઘકાળ સુધીની મર્યાદાવાલા કર્મોને 'અપવર્તના' નામની કરણશક્તિવડે ઓછી સ્થિતિ (સમય મર્યાદા) વાલા કરવાં તેને છેદન ક્રિયા કહેવાય છે.

અપ્રમત્ત અવસ્થાને લઈને આત્મામા એક એવી અજોડ શક્તિ આવે છે, જેને લઇને દીર્ઘકાળના કર્મોને ઓછા કાળની મર્યાદામા

લાવી શકાય છે. તે પ્રમાણે અશુભ કર્મોમાં જે તીવ્ર રસ (કર્મોના ફળ દેવાની તીવ્રતા) હતો તેને પશ્ચાત્તાપ, પ્રાયશ્ચિત્ત, દુષ્કૃત્યોની વારંવાર આલોચનાથી તીવ્રરસવાળાં કર્મો પણ 'અપવર્તના' કરણથી મન્દરસવાળા કરાય છે અને મન્દરસવાળાં કર્મો 'ઉદ્વર્તના' કરણથી તીવ્રરસવાલા પણ બની જાય છે.

તાત્પર્ય એ છે કે–શુભ અને શુદ્ધ ભાવનામાં રહેવાવાલો આત્મા પ્રતિ સમયે શુભ કર્મો તો બાંધે જ છે સાથે સાથે શુભ ભાવનાને લઇને પહેલાના બાધેલા અશુભ કર્મોનો રસ પણ મન્દ કરતો જાય છે. અને ભાવનાનો રંગ જો તીવ્ર બની જાય તો અશુભ કર્મોના મૂળીયા પણ કાપતો જાય છે તેનાથી વિપરીત હિંસા, જૂઠ, પ્રપંચ, વ્યભિચાર, પરિગ્રહ આદિ અશુભ ભાવનામા રાત–દિન મસ્ત રહેનારો આત્મા પ્રતિ સમયે અશુભ (પાપ) કર્મોનો સંગ્રહ કરતો રહે છે સાથે સાથે પહેલાના બાંધેલા શુભ (પુણ્ય) કર્મોને પણ અશુભ કરે છે

'બળતુ બળાયુ' એટલે અગ્નિવડે દગ્ધ થયેલા લાકડા કાષ્ટરૂપને છોડીને જેમ ભસ્મરૂપે થાય છે, તેમ શુભ ધ્યાન તથા શુદ્ધ ધ્યાનરૂપી અગ્નિવડે કર્મરૂપી ઢગલાબંધ કાષ્ટસમૂહ પણ ખાખ થઈ જાય છે.

'મરતુ મરાયુ' એટલે આવીચિક મરણવડે આ જીવાત્મા જન્મના પ્રથમ સમયથી પોતાના આયુષ્યકર્મનાં દલિકોને ભોગવી રહ્યો છે અને ૭૦ વર્ષની ઉમ્રે કર્મનો છેલ્લો અંશ ભોગવીને તે માણસ મરણ પામે છે

વ્યવહારનયે ભલે આપણે કહીએ કે આ માણસ ૭૦ મા વર્ષે મર્યો, પરન્તુ આ કર્મના દલિકો બધા એકીસાથે ૭૦ માં વર્ષે જ નથી ભોગવાતા, પણ જન્મથી લઇને પ્રતિ સમય ભોગવાતા કર્મદલિકો ૭૦ મા વર્ષે પૂરા થાય છે. આ પ્રમાણે બાંધેલુ આયુષ્ય કર્મ પ્રતિક્ષણ ક્ષય પામતુ હોય છે

પરવશતાને લઈને ઇચ્છા વિના ભૂખ, તરસ, સહન કરવાં પડે છે, બ્રહ્મચર્ય પાળવાની મુદ્દલ ઇચ્છા નથી, છતાં સંજોગો નહિં મલવાથી બ્રહ્મચર્ય ફરજીયાત પાલવું પડે છે, ઈત્યાદિ વગર ઇચ્છાએ જે હાડમારીઓ ભોગવવી પડે છે, તે કારણોથી પણ કર્મો ક્ષય પામતાં જાય છે, તે અકામ નિર્જરા કહેવાય છે.

જ્યારે ગુરુ–ઉપાસના, ધર્મ–શ્રવણ, જ્ઞાન, વિરતિ તથા પ્રત્યાખ્યાન આદિ ધાર્મિક કૃત્યો પ્રત્યે અત્યન્ત શ્રદ્ધાલુ માણસ પોતે પરવશ કે દરિદ્ર હોવા છતાં પણ જ્ઞાન અને વિવેક પૂર્વક ભૂખ–પ્યાસ વગેરે બધી હાડમારીઓ સમતાથી સહન કરશે, અકૃત્યોને સમજીને છોડી દેશે. અને પોતાના આત્મધર્મમાં સ્થિર થઈને પૂર્વ ભવના પાપો અને અંતરાયોને હસતે મુખે ભોગવશે તે સકામનિર્જરા કહેવાય છે. તથા પૈસે ટકે સુખી માણસો પણ ભોગ્ય તથા ઉપભોગ્ય પદાર્થોમાં જાણી બુઝીને મર્યાદા કરશે. તથા ઢગલાબંધ બંધાતા નિરર્થક પાપોને અનર્થદંડ વિરમણવ્રત દ્વારા રોકવાનો ભાવ રાખશે. અને તેમ કરીને હિંસક ભાવમાંથી અહિંસક ભાવમાં, દુષ્કૃત્યોને છોડી સંયમ ભાવમાં તથા ભોગ વિલાસોને મર્યાદિત કરીને ત્યાગ તથા તપો ધર્મ પ્રત્યે અનુરાગી બનશે. તે ભાગ્યશાલીઓ પણ સકામ નિર્જરાના સ્વામી બનીને પોતાનું આત્મકલ્યાણ સાધવા માટે સમર્થ બનશે.

ઉપર પ્રમાણેના નવે પદોમાં ભિન્ન ભિન્ન વ્યંજનો અને સ્વરો હોવા છતાં તે સમાનાર્થ છે ? કે ભિન્નાર્થ છે ? આના જવાબમાં ભગવાને ફરમાવ્યું કે—

૧. ચાલતું હોય તે ચાલ્યું.
૨. ઉદીરાતું હોય તે ઉદીરાયું.
૩. વેદાતું હોય તે વેદાયું.
૪. પડતું હોય તે પડ્યું.

ઉત્પાદ નામના પદાર્થને કહેવાવાળા ઉપરના ચારે પદો સમાન અર્થવાલા છે અને તે ઉત્પાદ પર્યાય પણ કેવળજ્ઞાન જ હોઇ શકે છે કેમકે .-

અનંત સંસારમાં ભટકતા જીવાત્માએ કોઈ કાળે પણ કેવળજ્ઞાન નામનો પદાર્થ મેળવ્યો નથી માટે જ કર્મોનો નાશ થયે કેવળજ્ઞાન અને મોક્ષપ્રાપ્તિ આ બે ફળો પ્રાપ્ત થાય છે. અને તે કર્મોનાં નાશમાં આ ચારે પદો સમાનાર્થ આ પ્રમાણે છે. પોતાની સ્થિતિ ક્ષય થયે કર્મો પોતાના સ્થાનથી ચાલે છે, એટલે ઉદયમાં આવે છે. ઉદયમાં આવેલા કર્મો ભોગવાય છે, અને ભોગવાયેલા કર્મો આત્મપ્રદેશથી સર્વથા છૂટા પડે છે.

જ્યારે પાછળના પાચે પદો ભિન્નાર્થ આ પ્રમાણે છે, 'છેદાતુ છેદાયુ' આ પદમાં સ્થિતિબંધની વિચારણા છે, કેમકે સયોગી કેવળી પોતાના અંતકાળે યોગનિરોધ કરવાની ઇચ્છાથી વેદનીય, નામ અને ગોત્ર કર્મની દીર્ઘસ્થિતિને અપવર્તના કરણથી અન્તર્મુહૂર્તની કરી લે છે. 'ભેદાતુ ભેદાયુ'' આમા રસબંધની વિચારણા છે જે સમયે સ્થિતિઘાત કરાય છે, તે જ સમયે રસઘાત પણ કરે છે 'બળતુ બળાયુ' આમા પ્રદેશબંધની વિચારણા છે 'મરતું મરાયુ' આમાં આયુષ્યકર્મની વિચારણા છે અને છેલ્લા પદથી બધાએ કર્મોની નિર્જરાની વિચારણા છે.

આ પ્રમાણે પાંચે પદોમાં ભિન્નભિન્ન અર્થ રહેલો હોવાથી ભિન્નાર્થ કહેવાય છે

卐

મોક્ષતત્ત્વનું નિરુપણ કર્યા પછી ત્રીજા પ્રશ્નથી જીવોના સંબંધમાં વર્ણન કરવામાં આવ્યું છે, હવે જીવોના ચોવીસ ભેદ ગણાવવામાં આવે છે :—

| | |
|---|---|
| ૧ નૈરયિક | ૧ પંચેન્દ્રિય તિર્યંચ |
| ૧૦ અસુરકુમારાદિ | ૧ મનુષ્ય |
| ૫ પૃથ્વીકાયાદિ | ૧ વ્યન્તર |
| ૩ દ્વીન્દ્રિયાદિ | ૧ જ્યોતિષ્ક |
| | ૧ વૈમાનિક |

## જીવના ચોવીશ ભેદ ૨૪

એ પ્રમાણે જીવોના ૨૪ ભેદો હોઇ, આ હરેક માટે પ્રશ્નત્તરો આપવામાં આવ્યા છે. દાખલા તરીકે નૈરયિક.

નૈરયિકની સ્થિતિ કેટલા કાળની છે? નૈરયિકો કેટલા કાળે શ્વાસ લે છે? શું નૈરયિકો આહારાર્થી છે? નૈરયિકો વડે કેટલા પ્રકારના પુદ્ગલો લેવાય? નૈરયિકો કેટલા પ્રકારના પુદ્ગલોનો ચય કરે? કેટલા પ્રકારના પુદ્ગલોની ઉદીરણા કરે? વગેરે અનેક પ્રશ્નોત્તરો નૈરયિકો સબંધી છે * ૪

卐 * ૪ સૂક્ષ્મ નિગોદથી લઇને ઇન્દ્રપદ સુધીનાં અનંતાનંત જીવો ૨૪ દંડકમાં પ્રવેશ પામેલા છે. **दण्डयत्ते जीवोऽस्मिननेव वा इति दण्डकः ।** આમાં સૌથી પ્રથમ નરકસ્થાનીય નારકી જીવોને માટેના પ્રશ્નો છે, અને જવાબો છે, આ અને આવા પ્રકારના પ્રશ્નોત્તરોથી એ નિષ્કર્ષ નીકળે છે કે નરકાદિ ભૂમિઓ છે અને તેમાં જવાવાળા જીવો પણ અનાદિકાળથી અનંતકાળ સુધી છે. ગમે તે ક્ષેત્રથી ચારે ગતિઓમાં જવા વાલા અને ચારે ગતિઓમાંથી નિકળીને પાછા ચારે ગતિઓમાં રખડપટ્ટી કરનારા જીવો પણ છે. કોઈ કાળે પણ સંસારનો સર્વથા નાશ જૈનશાસનને માન્ય નથી

**આવીજ રીતે અસુરકુમાર અને નાગકુમાર સંબંધી, આવી રીતે પૃથ્વીકાયિકાદિ સંબંધી–પૃથ્વીકાયિક જીવોની સ્થિતિ, શ્વાસ, આહાર, આહારનો સમય વગેરે સંબંધી બાબતો છે. આમ બે ઇન્દ્રિય, ત્રીન્દ્રિયાદિ, મનુષ્યાદિ વાણ વ્યન્તરાદિના ધર્મો સંબંધી પ્રશ્નોત્તર થયા પછી 'આત્મારંભાદિ'નું નિરુપણ કરવામાં આવ્યું છે.**

---

તેમજ આ સંસારને કોઈ ઉત્પન્ન કરનાર છે, એ માન્યતા પણ જૈન શાસનની નથી.

નરક શબ્દનો અર્થ ટીકાકાર આમ કરે છે, "ચાલ્યું ગયું છે ઇષ્ટફળ દેવાવાળું કર્મ જે સ્થાનમાંથી" તે નરકભૂમિ કહેવાય છે. આ ભૂમિમા ઉત્પન્ન થવા વાલા જીવો 'નારક' અથવા 'નૈરયિક' કહેવાય છે.

અસંખ્યાતા જીવો સાથે વૈર, ઝેર, પાપકર્મ, ચૌર્યકર્મ મૈથુનકર્મ તથા રૌદ્રધ્યાનથી કરેલી હિંસા વગેરે નિકૃષ્ટતમ પાપોને ભોગવવા માટેનું આ સ્થાન છે આવા પ્રકારના પાપકર્મી આત્માને સુખ ક્યાથી હોય ? નારક જીવ નરકમાં કેટલા કાળ સુધી રહે ? તેનો જવાબ

| ઉત્કૃષ્ટ સ્થિતિ | | | જઘન્ય સ્થિતિ |
|---|---|---|---|
| ૧ સાગરોપમ | — | પહેલી નરક ભૂમિમા | ૧૦ હજાર વર્ષ |
| ૩ ,, | — | બીજી નરક ભૂમિમા | ૧ સાગરોપમ |
| ૭ ,, | — | ત્રીજી નરક ભૂમિમા | ૩ ,, |
| ૧૦ ,, | — | ચોથી નરક ભૂમિમાં | ૭ ,, |
| ૧૭ ,, | — | પાંચમી નરક ભૂમિમા | ૧૦ ,, |
| ૨૨ ,, | — | છઠ્ઠી નરક ભૂમિમા | ૧૭ ,, |
| ૩૩ ,, | — | સાતમી નરક ભૂમિમાં | ૨૨ ,, |

## આત્મારંભાદિ

આત્મારંભ એ વસ્તુ છે કે–જીવોની આશ્રવ દ્વારે પ્રવૃત્તિ થવી તે. તેમાં આત્માને જે આરંભે—(જીવને ઉપઘાત–ઉપદ્રવ થાય તે.) અથવા આત્મા વડે સ્વયં આરંભ કરે તે આત્મારંભી કહેવાય. અને પરને અથવા પરવડે જે આરંભ કરે તે પરારંભી કહેવાય.

અહિં, શું જીવો આત્મારંભ છે? પરારંભ છે? તદુભયારંભ છે કે અનારંભ છે? આ સંબંધી ઘણોજ સુંદર વિચાર કરવામાં આવ્યો છે. તે પછી નૈરયિકોના આત્મારંભાદિ ભેદો વર્ણવવામાં આવ્યા છે *૫

---

આંખના પલકારાના સમય જેટલુ પણ જેમને સુખ નથી તેવા નારકો અત્યન્ત દુઃખી હોવાના કારણે સતત શ્વાસ, નિશ્વાસ લે છે અને મૂકે છે. અતિતીવ્ર ક્ષુધા વેદનીય કર્મના કારણે પ્રતિસમયે નારક જીવો જે આહાર લે છે, તે અનાભોગિક આહાર કહેવાય છે અને ઇચ્છા પૂર્વક 'હું આહાર કરુ' તે આહાર અન્તર્મુહૂર્તે લે છે, જે આભોગિક આહાર કહેવાય છે.

આ બધી બાબતો વિસ્તારપૂર્વક જાણવા માટે પ્રજ્ઞાપના સૂત્રથી જાણવી. એમ ટીકાકાર કહે છે. નારક જીવોની જેમ અસુરકુમાર, નાગકુમાર, તથા પૃથ્વીકાયાદિ જીવોની આયુષ્યમર્યાદા, આહારાભિલાષા વગેરે પ્રકરણ ગ્રન્થોથી જાણી લેવી

卐 * ૫ અનાદિ કાળથી આશ્રવતત્ત્વને સેવનારા જીવાત્માના માનસિક, વાચિક અને કાયિક વ્યાપારમા સરંભ, સમારભ તથા આરંભ નામનો આશ્રવ ઉદયકાળે પ્રવર્તતો જ હોય છે.

મનમાં સદૈવ ક્રોધ, માન, માયા અને લોભ સંબધી કાષાયિક

વિચારોની વર્તનાને સરંભ કહેવાય છે મનની કાષાયિક ભાવનાઓથી પ્રેરાઈને બીજા જીવના ઘાત માટે તથા પોતાના અધઃપતન અને આત્મહનન માટે તેવા પ્રકારના શસ્ત્રાદિ તથા કુસંગ–અસદાચાર વગેરેની સામગ્રી ભેગી કરવી તે સમારંભ છે. અને જીવ હત્યા કરવી તે આરંભ છે. આ ત્રણે આશ્રવો કૃત, કારિત અને અનુમોદિત રૂપે ૩×૩=૯ પ્રકારે થયા. મન–વચન–કાયાના ૩ ભેદ વડે ગુણતાં ૯×૩=૨૭ પ્રકારો થયા. તેને ક્રોધ, માન, માયા અને લોભવશ સેવવાં તેથી ૨૭ ને ૪ ગુણતાં ૨૭×૪=૧૦૮ ભાગે આશ્રવતત્વ જૈનશાસનને માન્ય છે. માળાના ૧૦૮ મણકાનો આશય એજ છે કે એક એક મણકે આપણને સૌને ૧૦૮ પ્રકારે આશ્રવતત્વ સ્મૃતિમા રહી શકે જેથી આશ્રવ હેય જ હોય છે. આ વાત યાદ રૂપે બની શકે કેમકે :— **आश्रवो भवहेतुः स्यात्** આશ્રવ સંસારવૃદ્ધિનુ કારણ છે. '**बुद्धिः कर्मानुसारिणी**' આ ન્યાયે દુર્બુદ્ધિના વશવર્તી આત્માનો સશક્ત બનેલો માનસિક વ્યાપાર આ જીવાત્માને બળજબરીથી આરંભમા જોડે છે, તથા દુર્ભવ્ય અથવા આવતા ભવનો નરકગતિનો અધિકારી આત્મા પોતેજ જાણીબુઝીને આરંભકાર્યોમા સપડાય છે. ત્યારે જ 'હુ તો નરકમા જઈશ પણ તને તો જીવતો નહિ જ રહેવા દઉં' 'હુ ભલે ભિખારી બની જાઉં પણ તને તો સૌથી પહેલા પાયમાલ કરીને છોડીશ' આવા પ્રકારની હિંસક અને રૌદ્રીભાવના ઉદયકાળે પ્રાય કરીને પ્રવર્તતી જ હોય છે.

પ્રશ્નના જવાબનો સારાશ આ છે કે—મુક્તિગત જીવોને કર્મોનો વ્યાપાર નહિ હોવાથી તેઓ અનારંભી છે જ્યારે સંસારવર્તી જીવાત્માઓ–જેઓએ અપ્રમત્ત અવસ્થા સ્વીકારી છે, એટલે કે પોતાની આત્મિક વિચારધારાઓમાથી રાગ-દ્વેષ, વિષય–વાસના, રાજકથા, દેશકથા, ભોજન કથા, સ્ત્રીકથા તથા કાષાયિક ભાવોનો જેમણે ક્ષય કરી નાખ્યો છે, અથવા ઉદયમા આવતા તે ભાવોને

## જ્ઞાનાદિના ભેદ

આ પછી જ્ઞાનાદિ સંબંધી પ્રશ્નોત્તરો પણ વિચારવા લાયક છે, જ્ઞાન, દર્શન (સમ્યક્ત્વ) અને ચારિત્ર એ ત્રણરત્નો ઐહભવિક, પારભવિક, તદુભયભવિક છે? આ પ્રશ્ન છે. તેમાં જ્ઞાન અને દર્શનને ઐહભવિક, પારભવિક અને તદુભયભવિક બતાવવામાં આવ્યા છે. જ્યારે ચારિત્રને ઐહભવિક બતાવવામાં આવ્યું છે. પારભવિક કે તદુભયભાવિક નહિં અને ચારિત્રની માફક તપ અને સંયમ પણ બતાવ્યાં છે.

---

ઉત્કૃષ્ટ સ્વાધ્યાયબળ, ધ્યાનબળ, તથા તપોબળથી દબાવી દીધા છે, તેઓ પણ અનારંભી છે અને પ્રમત્ત હોવા છતાં પણ જેઓ ગુરુકુલવાસમાં રહીને શુભ ભાવ દ્વારા ઉપયોગવંત થઈને શુદ્ધ અનુષ્ઠાનોમાં સદા રત રહે છે, તેઓ પણ અનારંભી છે

જ્યારે સંયમધારી હોવા છતાં પણ જેમનાં મન, વચન અને કાયા રસગારવ, ઋદ્ધિગારવ અને શાતાગારવના માલિક બનીને અશુભવૃત્તિઓ તથા પ્રવૃત્તિઓ આદરે છે, ત્યારે તેઓ આત્મારંભી, પરારંભી અને ઉભયારંભીજ બને છે, પણ અનારંભી બની શકતા નથી. દ્રવ્યવિરતિનો સ્વામી બન્યા પછી પણ જ્યા સુધી સાધક ભાવવિરતિ (ભાવસંયમ) તરફ પ્રયાણ કરતો નથી, ત્યા સુધી સંરંભ સમારંભ અને આરંભના વિચારોથી તથા પ્રવૃત્તિઓથી મુક્ત બની શકતો નથી. સંપૂર્ણ આરંભોને કરાવનાર અવિરતિ હોય છે. માટેજ એકેન્દ્રિયાદિ જીવોથી લઈને બધાએ જીવો તારતમ્ય જોગે આરંભવાલા હોય છે.

કૃષ્ણ, નીલ અને કાપોત લેશ્યાવાલા જીવો ભાવસંયત અર્થાત્ ભાવનિક્ષેપે વિરતિધર નહિ હોવાના કારણે આત્મારંભી, પરારંભી અને તદુભયારંભીજ હોય છે, પણ અનારંભી નથી હોતા

ઐહુભવિક, પારભવિક અને તદુભયભવિક–એ શું છે, એ જરા જાણી લેવું જોઇએ.

**ઐહુભવિક**— જે જ્ઞાન માત્ર આ ભવની અંદરજ રહી શકે તે.

**પારભવિક**— જે જ્ઞાન, ચાલુભવ પછી થવાવાળા બીજા ભવમા પણ સહચરપણે રહી શકે તે.

**તદુભયભવિક** – તદુભયભવિક જ્ઞાનનો અર્થ જો. આ ભવ અને આગામી ભવ–એ બન્ને ભવમાં સહચરપણે રહે તે, એમ કરવામાં આવે તો, તદુભયભવિક જ્ઞાન પરભવમાં વર્તવાવાળા જ્ઞાનથી જૂદુ નથી થતું, અને તેટલા માટે અહિં તદુભયભવિકજ્ઞાન કહેવામાં આવે છે.

આમાં જ્ઞાન અને દર્શન (સમ્યક્ત્વ)ને ઐહુભવિક, પારભવિક અને તદુભયભવિક બતાવવામાં આવ્યા છે. કારણ કે તે બન્ને વસ્તુઓ આ ભવમાં પ્રાપ્ત કરેલી, તે આગામીભવોમાં આત્માની સાથે જઇ શકે છે. પરન્તુ ચારિત્ર સાથે જતું નથી. કારણકે જે ચારિત્ર આ ભવમાં સ્વીકારવામાં આવે છે, તેજ ચારિત્રવડે બીજા ભવમાં ચારિત્રવાળા થવાતું નથી. આ ભવમાં સ્વીકારેલું ચારિત્ર યાવજ્જીવ સુધીને જ માટે હોય છે. બીજું એ પણ વિચારણીય છે કે– સર્વવિરતિ કે દેશવિરતિ ચારિત્રવાળાની ગતિ 'દેવલોક કહી છે, જ્યારે દેવલોકમાં તો 'વિરતિ'નો–ચારિત્રનો અભાવ છે. કદાચ કોઇ ચારિત્રધારી મોક્ષમાં જાય,' તો ત્યાં પણ ચારિત્રનું કંઇ પ્રયોજન નથી. કારણ કે सिद्धेनो विरत्ती અર્થાત્ ચારિત્ર ક્રિયારૂપ હોવાથી

અને મોક્ષમાં શરીરનો અભાવ હોવાથી ત્યાં અનુષ્ઠાનરૂપ ચારિત્રનો યોગજ નથી * ૬



## અસંવૃત સંવૃત અણુગાર

આ પછી અસંવૃત અને સંવૃત અણગારના સંબંધમાં કેટલાક પ્રશ્નોત્તરો છે.

અસંવૃત અણગાર એટલે કર્મને આવવાનાં દ્વારો આશ્રવદ્વારોને ન રોકે, તે અસંવૃતસાધુ કહેવાય. અને જે આશ્રવદ્વારોને રોકે છે–તે સાધુ સંવૃત સાધુ કહેવાય આ અસંવૃત અને સંવૃત્તસાધુ સિદ્ધ થાય, બોધ પામે, સંસારથી મૂકાય, નિર્વાણ પામે, સર્વદુઃખોનો અંત કરે, એ પ્રશ્ન છે. ભગવાન્ અસંવૃત સાધુને માટે નિષેધ કરે છે, જ્યારે સંવૃત સાધુને માટે હા ભણે છે.

---

卐 * ૬ આ ભવમા પ્રાપ્ત કરેલું સમ્યગ્જ્ઞાન આવતાં ભવમા સાથે ન જાય તે ઐહભવિક કહેવાય છે ભવાન્તરમાં પણ સાથે જાય તે પારભવિક કહેવાય છે. અને ત્રણ ચાર ભવો સુધી જ્ઞાન–સસ્કારો બન્યા રહે તે ઉભયભવિક કહેવાય છે. આ પ્રમાણે સમ્યગ્દર્શન પણ જાણવું જ્યારે દેશવિરતિ અને સર્વવિરતિ ચારિત્ર આ વર્તમાન ભવ પૂરતુંજ હોય છે. કેમકે બન્ને પ્રકારની વિરતિમાં રહેનાર ભાગ્યશાલી દેવગતિમા જ જાય છે. જ્યાં વિરતિ (વ્રત–નિયમ–પચ્ચક્ખાણ) હોતી નથી તેમજ અશરીરી–સિદ્ધાત્માને પણ ચારિત્ર હોતુ નથી. આ પ્રમાણે તપશ્ચર્યા પણ ઐહભવિક હોય છે

## અસંયતભાવ

છેવટે અસંયત જીવના સંબંધમાં પ્રશ્નોત્તર છે. અસંયત એટલે અસાધુ અથવા સંયમ રહિત પ્રાણાતિપાતાદિની વિરતિથી રહિત આવો અસંયત જીવ અહિંથી ચ્યવીને દેવ થાય ? આ મુખ્ય પ્રશ્ન છે.

ભગવાન્ આના ઉત્તરમાં કેટલાક દેવ થાય, અને કેટલાક ન થાય, એમ કહે છે. અને તેમાં કારણ એ બતાવે છે કે- જે જીવો ગામ, નગર, આકર આદિમાં અકામ તૃષ્ણા, અકામ ક્ષુધા, અકામ બ્રહ્મચર્ય, અકામ ટાઢ-તડકો, ડાંસ-મચ્છર વગેરેના દુઃખોને સહન કરે છે, આત્માને કલેશિત કરે છે, તેઓ મરીને વાણવ્યન્તરાદિ દેવલોકના કોઇ પણ દેવલોકમાં ઉત્પન્ન થાય, અર્થાત્ સાધુ નહિ હોવા છતાં સંયમ રહિત જીવન ગાળવા છતાં પણ જો એવાં અકામ કષ્ટોને સહન કરે, તો તે વાણવ્યન્તર દેવ થઈ શકે છે જ્યાં જઘન્યથી દશ હજાર, અને ઉત્કૃષ્ટથી પલ્યોપમની આયુર્મર્યાદા છે. * ૭

卐 * ૭ સારાંશ કે આશ્રવ અને સવર આ બે તત્વો વડે જ જીવાત્મા સસાર સાથે બધાય છે, અને સમારથી મુક્ત થાય છે. માટે જ "आश्रवो भवहेतु: स्यात् संवरो मोक्ष कारणम्" આ ટકશાળી વચન જ આપણને જાગૃતિ આપે છે

તોફાની ઘોડાની ઉપમા વાલી સ્પર્શેન્દ્રિય, રસેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય અને શ્રોત્રેન્દ્રિય આ પાંચે ઇન્દ્રિયો જો આત્માથી સંયમિત નહી હોય તો આ જીવાત્મા પ્રતિસમયે નવા નવા પાપો ઉપાર્જન કરશે ચારે કષાયો અને હિંસા, જૂઠ, ચોરી, મૈથુન, તથા પરિગ્રહ જે મોટામા મોટા પાપો કહેવાયા છે. તેમની અવિરતિ તથા જેમની

ઉપર સમ્યગ્જ્ઞાન તથા સમ્યક્ચારિત્રનો પડછાયો પડયો નથી તેવા મન, વચન અને કાયાના યોગે પણ આપણો આત્મા પ્રતિસમયે જે પાપસ્થાનકો સેવે છે સેવરાવે છે અને સેવનારને અનુમોદે છે, તે આશ્રવ કહેવાય છે ચારિત્ર ગ્રહણ કર્યા પછી પણ સાધક જો આશ્રવતત્વનો ત્યાગ નથી કરી શકતો તથા આર્યદેશ, આર્યખાનદાનીમાં જન્મીને જે મહાવીરસ્વામીના શાસનની મર્યાદામા નથી આવતા તેવા શ્રીમન્તો, સત્તાધારીઓ પણ ભયંકરમાં ભયંકર પાપકર્મો ઉપાર્જન કરે છે. અને ભવ–ભવાંતરમા અત્યન્ત દુઃખદાયી અસાતા-વેદનીય કર્મને વારંવાર બાંધે છે, જેને લઈને તેમનો સંસાર અત્યન્ત દુઃખદાયી બનવા ઉપરાંત પ્રત્યેક ભવોમા ભયંકર અસાતા, ભૂખ, તરસ, દરિદ્રતા માતાપિતાનો વિયોગ, પરણેતર જીવન પછી અત્યન્ત હાડમારિઓ વગેરે દુઃખો ભોગવવાની લાયકાત મેળવે છે. જ્યારે ગૃહસ્થાશ્રમીઓના સંસર્ગથી દૂર રહીને આત્મસાધનામા મસ્ત રહેનારો મુનિ તથા ગૃહસ્થાશ્રમમાં રહીને સમ્યક્ત્વ તથા દેશવિરતિને સ્વીકાર કરી, વ્રત, પચ્ચક્ખાણમા શ્રદ્ધાલુ બનેલો ગૃહસ્થ નવાં પાપોનાં દ્વાર બંધ કરીને જૂના પાપોને છોડતો જાય છે. તથા ખૂબ ખૂબ શાતા વેદનીય કર્મને બાંધતો ભવ–ભવાંતરમાં સુખી બને છે.

આ પ્રમાણે ભગવાન મહાવીર સ્વામીની અમૃતદેશનાને સાંભળીને ગૌતમસ્વામી તથા પર્ષદાપૂર્ણ આનંદને પામતી પુન પુન. દેવાધિદેવને વંદન નમન કરતી પોત પોતાના સ્થાને ગઈ



# કર્મભોગ

પહેલા ઉદ્દેશામાં ચલનાદિ ધર્મવાલા કર્મનું નિરુપણ કરવામાં આવ્યું છે. આ બીજા ઉદ્દેશામાં 'દુઃખ'નું વર્ણન કરવાનું છે. એમ ગ્રંથની આદિમાં અભિધેય ગાથાથી આપણે જાણીએ છીએ. 'દુઃખ' શી વસ્તુ છે? 'દુઃખ'એ કર્મનું જ પરિણામ છે. સાંસારિક સુખ એ પણ ખરી રીતે તો દુ.ખરૂપ જ છે. અત એવ 'દુઃખ' શબ્દથી 'કર્મ'નું ગ્રહણ કરીને આ ઉદ્દેશામાં કર્મ ભોગવવા સંબંધી જ વર્ણન કરવામાં આવ્યું છે.

આ ઉદ્દેશાના પ્રારંભમાં જીવો સ્વયંકૃત (પોતે કરેલાં) કર્મને વેદે છે? અને સ્વયંકૃત આયુષ્યને વેદે છે? આ બે પ્રશ્નોનું નિરાકરણ કર્યા પછી નૈરયિક, અસુર કુમારાદિ પૃથ્વીકાયિક, બે ઇન્દ્રિયાદિ, મનુષ્ય, દેવ, લેશ્યાવાલા જીવો, લેશ્યા, સંસાર, સંસ્થાનકાળ, અંતક્રિયા, ઉપપાત, અસંજ્ઞિ આયુષ્ય, આટલા વિષયો સંબંધી પ્રશ્નોત્તરો છે.

આમાં નૈરયિકોના આહાર, કર્મ, વર્ણ, લેશ્યા, વેદના, ક્રિયા, ઉમર સંબંધી પ્રશ્નોત્તરો છે અને લગભગ તેજ બાબતના પ્રશ્નો આગળ અસુરકુમારાદિને માટે છે. તેમાં જ્યાં જ્યાં વિશેષતા છે, તે તે વિશેષતાઓ બતાવવામાં આવી છે.

આ બધા પ્રશ્નોત્તરો ઉપરથી જે બાબતો ખાસ ધ્યાન ખેંચનારી છે તેમાંની મુખ્ય આ છે:—



## નૈરયિકોના ભેદો

નૈરયિકો બે પ્રકારના બતાવવામાં આવ્યા છે મોટા શરીરવાળા અને ન્હાના શરીરવાળા, બીજી રીતે નૈરયિકોના બે ભેદ બતાવવામાં આવ્યા છે પૂર્વોપપન્નક (પહેલાં ઉત્પન્ન થયેલ) અને પશ્ચાદુપપન્નક (પછીથી ઉત્પન્ન થયેલ) ત્રીજી રીતે પણ બે ભેદ બતાવવામાં આવ્યા છે સંજ્ઞિભૂત અને અસંજ્ઞિભૂત. વળી એક રીતે નૈરયિકોના ત્રણ ભેદ બતાવવામાં આવ્યા છે. સમ્યગ્દૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્મિથ્યાદૃષ્ટિ. એક રીતે નૈરયિકના ચાર ભેદ પણ બતાવવામાં આવ્યા છે સરખી ઉંમરવાળા અને સાથે ઉત્પન્ન થયેલા. સરખી ઉમરવાળાને આગળ–પાછળ ઉત્પન્ન થયેલ, વિષમ ઉમરવાળાને સાથે ઉત્પન્ન થયેલ, તેમ વિષમ ઉમરવાળાને વિષમપણે ઉત્પન્ન થયેલ.

જુદી જુદી દૃષ્ટિથી પડેલા આ ભેદોના કારણેજ આહાર, કર્મ, વર્ણ, લેશ્યા, વેદના, ક્રિયા અને ઉમર આદિમાં ભેદોની ન્યૂનાધિકતા હોય, એ સ્વાભાવિક છે.

પૃથ્વીકાયિકો બધા માયી અને મિથ્યાદૃષ્ટિ બતાવવામાં આવ્યા છે પૃથ્વીકાયિક જીવો માયા અનંતાનુબંધી કષાયના ઉદયવાળા હોય છે, અને તેથીજ મિથ્યાદૃષ્ટિવાળા અર્થાત્ મિથ્યાત્વના ઉદયની વૃત્તિવાળા હોય છે

આમ બે ઇન્દ્રિયાદિઓની અંદર પંચેન્દ્રિયતિર્યંચ-યોનિવાળાઓના ત્રણ ભેદ બતાવવામાં આવ્યા છે. સમ્યગ્દૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્મિથ્યાદૃષ્ટિ પછી સમ્યગ્દૃષ્ટિના બે ભેદ છે અસંયત અને સંયતા–સંયત.

આવી રીતે મનુષ્યના પણ ત્રણ ભેદ બતાવવામાં આવ્યા છે. સમ્યગદૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિ, અને સમ્યગૂમિથ્યાદૃષ્ટિ. સમ્યગદૃષ્ટિના ત્રણ ભેદ, સંયત, સંયતાસંયત અને અસંયત સંયતના બે ભેદ. સરાગ સંયત અને વીતરાગ સંયત. સરાગ સંયનના બે ભેદ: પ્રમત સંયત અને અપ્રમતસંયત ૮ *

---

૧ જેમના કષાયો ક્ષીણ કે ઉપશાંત થયા નથી

૨ જેમના કષાયો ઉપશાત કે ક્ષીણ થયા છે

卐 * ૮ રાજગૃહી નગરીમા સ્થપાયેલ સમવસરણમાં વિરાજમાન થયેલા ભગવાન મહાવીર સ્વામીએ બીજો ઉદ્દેશો આ પ્રમાણે પ્રરૂપિત કર્યો — જીવો પોતાનાજ કરેલા કર્મોને વેદે છે (ભોગવે છે.) આમાં એટલુ વધારે સમજવુ કે- સત્તામા પડેલા બધાએ કર્મો વેદાતા નથી પણ જે ઉદિત છે તેજ વેદાય છે પણ અનુદિત (અનુદીર્ણ-ઉદયમાં નહી આવેલા) વેદાતા નથી. આયુષ્યકર્મ પણ ઉદયમાં આવેલું વેદાય છે પણ જે હજુ અનુદિત છે તે વેદાતુ નથી કૃષ્ણ મહારાજાએ પણ મિથ્યાત્વના જોરે પ્રથમની ત્રણ નરકોનુ આયુષ્ય નિકાચિત અને છેલ્લી ચાર નરકોનુ આયુષ્ય અનિકાચિત બાધ્યુ હતુ પણ તે કર્મ ઉદયમાં આવે તે પહેલા જ સમ્યક્ત્વની શુભ ધારા વડે અધ્યવસાયોની શુદ્ધતાને કારણે બાધેલુ અનિકાચિત આયુષ્યકર્મ તોડી નાખવા સમર્થ બન્યા અને નિકાચિત રૂપે બાંધેલ કર્મ ઉદયમા આવવાથી તે ભોગવવા માટે ત્રીજી નરકે ગયા તેથી કહેવાય છે કે ઉદયમાં આવેલા કર્મો ભોગવાય છે નારકના જીવો જે મોટા શરીરવાલા છે તેઓને આહાર વધારે હોય છે શ્વાસ-નિશ્વાસ પણ વધારે હોય છે વ્યવહારમાં પણ પ્રાયઃ કરીને જોવાય છે કે સ્થૂલ શરીરવાળો માનવી વધારે ખાય છે. શ્વાસોચ્છવાસ પણ વધારે લે છે. જે પૂર્વોત્પન્નક નારક છે, તેઓના ઘણા કર્મો નિર્જરિત થઈ ગયેલાં હોવાથી અલ્પ કર્મવાલા કહેવાય છે. અને પછીથી ઉત્પન્ન

થયેલા નારકોને હજુ ઘણા કર્મો ભોગવવાનાં હોવાથી તેઓ મહાકર્મવાળા હોય છે

આ પ્રમાણે પૂર્વોત્પન્નક નારક તદ્ભવીય કર્મોના ભારથી અતિશય મુક્ત થયેલા હોવાથી વિશુદ્ધવર્ણવાળા અને ભાવલેશ્યાની પણ વિશુદ્ધતાવાળા હોય છે માટે કહેવાય છે કે–નારક જીવોના આહાર, વર્ણ, લેશ્યા તથા શ્વાસ–નિશ્વાસ સરખા હોતા નથી.

જે સંજ્ઞીભૂત નારક છે અર્થાત્ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ જે નારકને થઇ છે અથવા સમ્યગ્દર્શનને સાથે લઇને જે નરકમા ગયા છે, તેઓ નરકભૂમિમા ક્ષેત્રજન્ય, પરસ્પરોદિત, અને પરમાધામી અસુરો દ્વારા કરાતી વેદનાઓને ભોગવતા પોતાના જ કરેલા અશુભ કર્મોનો આ વિપાક છે, આ પ્રમાણે સ્મરતાં 'અરે આ ભયંકર દુ ખ માથા ઉપર આવી પડ્યું છે ગયા મનુષ્યભવમા સપૂર્ણ દુ ખોનો ક્ષય કરાવનાર અરિહંત દેવોનો ધર્મ શુદ્ધ મને આરાધ્યો નથી, આનાજ પરિણામે લીધેલા વ્રતોમા સ્ખલનાઓ થઇ અને અતિચારો વધતા ગયા માટે જ નરકગતિના મ્હેમાન બન્યા આ પ્રમાણે માનસિક વેદના સંજ્ઞાભૂત નારકોને વધારે હોય છે જ્યારે અસંજ્ઞીભૂત નારકોને માનસિક વેદના ઓછી હોય છે.

જે જે ક્રિયાઓમાં સાંપરાયિકતા (કષાયભાવ) હોય છે ત્યાં કર્મોનુ આવાગમન પણ છે જ આ હિસાબે નારકી જીવોને કઈ અને કેટલી ક્રિયાઓ છે ? આના જવાબમાં ભગવાને ફરમાવ્યું કે નારક જીવો ત્રણ પ્રકારના છે. સમ્યગ્દષ્ટિ, મિથ્યાદષ્ટિ અને મિશ્રદષ્ટિ. આમા સમ્યગ્દષ્ટિ નારકને આરંભિકી, પારિગ્રાહિકી, માયા પ્રત્યયિકી અને અપ્રત્યાખ્યાન ક્રિયા હોય છે જ્યારે પાછળના બન્ને નારકોને મિથ્યાદષ્ટિ પ્રત્યયા નામની ક્રિયા વધવાથી પાચે ક્રિયાઓ હોય છે.

તે ક્રિયાઓનુ સ્વરૂપ આ પ્રમાણે છે –

(૧) આરંભિકી– જે ક્રિયામા પાંચે સ્થાવર, વિકલેન્દ્રિય, અને પચેન્દ્રિય જીવોનો ઘાત થાય તે ક્રિયા

(૨) પારિગ્રહિકી– પરિગ્રહ વધારવાની લાલસાથી થતો માનસિક, વાચિક અને કાયિક વ્યાપાર

(૩) માયા પ્રત્યયિકી– ત્રણે યોગમાં વક્રતા, વચકતા કપટયુક્ત જે વ્યાપાર થાય તે.

(૪) અપ્રત્યાખ્યાનિકી–પાપના કારણોને બદ નહિ કરેલા હોવાથી જે પાપયુક્ત ક્રિયા થાય તે

(૫) મિથ્યાદર્શન પ્રત્યયા– જૈન–આગમોમા, જૈનત્વમાં, અરિહત દેવ, પચમહાવ્રતધારી ગુરુ, અને ધાર્મિક અનુષ્ઠાનોરૂપ અહિસા મૂલક ધર્મમાં શંકા–સશય–અશ્રદ્ધા કરવાથી જે ક્રિયા લાગે તે મિથ્યાદર્શનપ્રત્યયા ક્રિયા કહેવાય છે આના પરિણામે જીવમાત્ર પોતાના આત્માની ઓલખાણમા અને તેની શુદ્ધિમા એ ધ્યાન રહેવાથી એની (જીવાત્માની) બધીએ ક્રિયાઓ ચારે ગતિમાં રખડાવનારી જ હોય છે.

અસુરકુમારો ભવધારણીય શરીરની અપેક્ષાએ જઘન્યથી અગુલના અસખ્યેય ભાગે અને ઉત્કૃષ્ટથી સાત હાથ પ્રમાણના શરીરવાળા હોય છે જ્યારે ઉત્તરવૈક્રિય શરીરની અપેક્ષાએ જઘન્યથી અંગુલના સખ્યેયભાગે અને ઉત્કૃષ્ટથી એક લાખ યોજનવાળા હોય છે. આમાં જે મોટા શરીરવાળા હોય છે તે મનોભક્ષણ લક્ષણ આહારની અપેક્ષાએ ઘણા પુદ્ગલોનો આહાર કરે છે વારંવાર ખાય છે. નિરતર શ્વાસ–નિશ્વાસ લે છે આ વાત ચતુર્થભક્ત (ઉપવાસ) પહેલા આહાર કરનારા અને સાત–સ્તોક પહેલા શ્વાસ લેનારા અસુરકુમારોની અપેક્ષાએ જાણવી શેષ નૈરયિકોની સમાન છે. પણ કર્મ, વર્ણ અને લેશ્યાઓ અસુરકુમારો ને નારકોથી વિપરીત છે.

જેમકે પૂર્વોત્પન્નક અસુરકુમારો નારક જીવોને અનેક પ્રકારે યાતના આપે છે, પીડા આપે છે. ઇત્યાદિક કારણોને લઇને ભયંકર કર્મોને બાંધનારા હોવાથી અશુભ કર્મો, અશુભવર્ણ, અને અશુભ લેશ્યાઓ તેમની વધતી જ જાય છે.

સંજ્ઞીભૂત અસુરકુમારોને પૂર્વભવની ચારિત્રવિરાધના તથા દર્શન વિરાધના યાદ આવવાનાં કારણે માનસિક પીડા વધારે હોય છે

પૃથ્વીકાયિક જીવો આહાર–વર્ણ–કર્મ અને લેશ્યાથી નારક જેવા જ હોય છે. માત્ર ન્હાના મોટા શરીરની અપેક્ષાએ આહારમાં તફાવત છે. આમ તો પૃથ્વીકાયિક જીવોનું અંગુલના અસંખ્યેય ભાગ પ્રમાણ શરીર હોય છે. છતાએ કોઇક જીવો બીજા પૃથ્વીકાયિક જીવો કરતાં સંખ્યાત ભાગહીન, અસંખ્યાત ભાગહીન, સંખ્યાતગુણવૃદ્ધિ અને અસંખ્યાત ગુણવૃદ્ધિવાલા હોવાથી શરીર ન્હાના મોટા હોય છે. માટે આહારમા પણ તારતમ્ય હોઇ શકે છે.

"ઉન્માર્ગની દેશના કરનાર, સન્માર્ગનો નાશક, અત્યન્ત ગૂઢ હૃદયવાળો, માયા–પ્રપચમા રચ્યો–મચ્યો અને ધૂર્ત તથા ત્રણ (માયા–મિથ્યાત્વ અને નિદાન) શલ્યવાળો જીવ તિર્યંચગતિનુ આયુષ્ય બાંધે છે. મોટા શરીરવાળા, દેવકુરુ આદિ ક્ષેત્રોમાં ઉત્પન્ન થયેલા યુગલિયાઓ ત્રણ દિવસ પછી કવલાહાર રૂપે આહાર લે છે અને અલ્પ શરીરવાળા સમૂચ્છિંમ મનુષ્યોને નિરંતર આહાર હોય છે

ક્ષીણ અને ઉપશાંત કષાયના માલિક હોવાથી વીતરાગ સયમી ક્રિયા વિનાના છે. અને અપ્રમત્ત સંયમીને કદાચ શાસનની રક્ષા માટે કંઇક કરવુ પડે તે માટે માયાપ્રત્યયા ક્રિયા હોય છે. જ્યારે પ્રમત્ત સંયમીને આરંભી અને માયા પ્રત્યયા ક્રિયા હોય છે

卐

## લેશ્યા-સ્વરૂપ

આ પછી લેશ્યા પ્રકરણ આવે છે. 'પ્રજ્ઞાપના સૂત્ર'માંનું 'લેશ્યાપદ' લેશ્યાના સંબંધમાં વધું સારો પ્રકાશ પાડે છે. અહીં તો માત્ર લેશ્યાની સંખ્યા માત્ર જ કહી છે.

લેશ્યા એ વસ્તુ શી છે? ટૂંકમાં કહીએ તો આત્માની સાથે કર્મપુદ્ગલોને ચોંટાડનાર જે વસ્તુ, તેનું નામ લેશ્યા. આ લેશ્યા, એ મન, વચન, કાયાના વ્યાપારના-અર્થાત્ યોગના પરિણામ રૂપ જ છે. કારણ કે જ્યાં યોગનો નિરોધ હોય છે,-મન-વચન-કાયાના યોગોનો અભાવ હોય છે, ત્યાં લેશ્યાઓ હોતી નથી.

લેશ્યાઓ છ ગણાવી છે, કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા, તેજોલેશ્યા, પદ્મલેશ્યા અને શુક્લલેશ્યા.

## સંસાર-સંસ્થાન કાળ

આ પછી સસ્થાનકાળ સંબંધી વર્ણન આવે છે. સંસારમાં કેટલાક લોકો એવું માનનારા હોય છે કે અનાદિ સંસારમાં આ જીવની સ્થિતિ એક જ પ્રકારની રહે છે. પરંતુ ખરી રીતે તેમ નથી. સંસારથી ચાર ગતિ લેવાની છે. નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ. આ ગતિમાંનું જે સંસ્થાન-અવસ્થાન અર્થાત્ સ્થિર રહેવા રૂપ ક્રિયા અને તેનો જે સમય, તેનું નામ છે સંસ્થાનકાળ. આ સંસ્થાનકાળના શૂન્યકાળ, અશૂન્યકાળ અને મિશ્રકાળ એમ ત્રણ ભેદો છે. એમાં નારકને સંસાર અવસ્થાનકાળ ત્રણ પ્રકારનો છે. તિર્યંચોને બે પ્રકારનો છે.

તેમાં શૂન્યકાળ નથી, મનુષ્ય અને દેવોને ત્રણે પ્રકારનો બતાવવામાં આવ્યો છે.

આવી રીતે અંતક્રિયા, ઉપપાત અને અસંતિઆયુષ્ય સંબંધી પ્રશ્નોત્તરો પછી આ ઉદ્દેશો સમાપ્ત થાય છે.

## કાંક્ષા મોહનીય

આ ઉદ્દેશકમાં અનેક વિષયો અતિ મહત્ત્વના છે. કાંક્ષા મોહનીય, અસ્તિત્વ–નાસ્તિત્વ, કાંક્ષામોહ બંધાદિ, નૈરયિકાદિ અને શ્રમણોનો કાંક્ષામોહ, એ આ ઉદ્દેશકની ખાસ બાબતો છે.

કાંક્ષામોહનીય કર્મ જીવકૃત છે કે ? એ પ્રશ્નથી શરૂઆત થાય છે. ધ્યાનમાં રાખવું જોઈએ કે–કાંક્ષા મોહનીય એ પણ એક પ્રકારનું કર્મ છે, જે કરાય છે, તે કર્મ કહેવાય છે. 'કાંક્ષા મોહનીય' પણ જીવ કરે છે, અતએવ તે પણ એક કર્મ છે. મોહનીય કર્મને તો સૌ કોઈ જાણે જ છે કે–જે મોહ પમાડે છે. મુંઝવે છે, એ મોહનીય છે. આ મોહનીય કર્મના બે ભેદ શાસ્ત્રોમાં વર્ણવેલા છે. એક ચારિત્રમોહનીય અને બીજું દર્શનમોહનીય. 'કાંક્ષા' એનું નામ છે કે–જુદા જુદા મતો–દર્શનોની ઇચ્છા કરવી. એ મતોનું પણ ગ્રહણ કરવું. આ 'કાંક્ષા મોહનીય' એ મિથ્યાત્વ મોહનીય છે. એક મત ઉપર શ્રદ્ધા ન રાખતાં જુદા જુદા મતોનુ અવલંબન લેવું, એનું નામ છે મિથ્યાત્વ. 'શ્રદ્ધા' તો એકમાં જ હોઈ શકે. આ 'કાંક્ષા–મોહનીય' પણ કરાય જ છે. માટે જ તે કર્મ છે. એને કરવાની ક્રિયા જુદી જુદી રીતે થાય છે. એ અનુલક્ષીને વિવરણકારે એના ભેદો પણ બતાવ્યા છે:—

તેમાં—

૧ અવયવથી અવયવની ક્રિયા

૨ અવયવથી આખાની ક્રિયા

૩ આખાથી અવયવની ક્રિયા

૪ આખાથી આખાની ક્રિયા

એમ ભેદો બતાવવામાં આવ્યા છે.卐[૯]

---

卐 ૯. આ ચારે ભાંગાઓમાંથી પ્રસ્તુત વિષયમાં ચતુર્થ ભાંગો જ માન્ય કરવાનો છે કેમકે-મોહનીય કર્મની ઉદયાવસ્થા અથવા અજ્ઞાનવશ મોહનીય કર્મની ઉદીરણા કરનાર જીવાત્માના સંપૂર્ણ પ્રદેશો (આઠ રૂચક પ્રદેશ સિવાય) મોહનીય કર્મના નશામાં પૂરેપૂરા બેભાન બનીને આઠે કર્મોની અનંત વર્ગણાઓ ઉપાર્જન કરે છે. સારાંશ કે આત્માના બધાએ પ્રદેશોવડે આઠે પ્રકારનાં કર્મો બંધાય છે આત્માના અમુક પ્રદેશો અમુક કર્મને બાંધે છે, જ્યારે બીજા અમુક પ્રદેશો વડે બીજા કર્મો બંધાય છે, આમ માનવાની ભૂલ કદાપિ કરવી નહિ કારણકે જૈન શાસનમાં અમુક પ્રદેશો અમુક કર્મને માટે નિયત નથી પરન્તુ બધાએ કર્મો બધાએ પ્રદેશોથી જ બંધાય છે

આત્માના એક પ્રદેશ ઉપર જ્ઞાનાવરણીય પણ હોય, દર્શનાવરણીય પણ હોય, યાવત્ અંતરાયકર્મ પણ હોય છે આમ બધા પ્રદેશોમા બધાએ કર્મો હોય છે માટેજ કહેવાય છે કે—આત્માના એક એક પ્રદેશ પર અનંત અનંત કર્મોની વર્ગણા ચોંટેલી છે. જેને લઇને અનંત શક્તિનો સ્વામી આ આત્મા પોતાનું મૂળ સ્વરૂપ સમજી શકતો નથી. તથા પોતાની સત્તા માનવા માટે પણ બેધ્યાન છે. આવા પ્રકારનો કાક્ષા મોહનીય કર્મનો ઉદયકાળ—વેદન-

## અસ્તિત્વ-નાસ્તિત્વ

તે પછી અસ્તિત્વ-નાસ્તિત્વ સંબંધી પ્રશ્નોત્તરો છે. અસ્તિત્વ અસ્તિત્વમાં પરિણમે છે અને નાસ્તિત્વ નાસ્તિત્વમાં પરિણામે છે? એ પ્રશ્નનો ઉઠાવ છે. ભગવાન્ 'હા'માં ઉત્તર આપે છે. પછી તેમ શાથી થાય છે? જીવની ક્રિયાથી કે સ્વભાવથી? ભગવાન બન્ને રીતે પરિણમવાનું જણાવે છે.

આ પ્રસંગે આપણે 'અસ્તિત્વ' 'નાસ્તિત્વ' એ શું છે? એનો સંક્ષેપમાં વિચાર કરી લઈએ.

કહેવામાં આવ્યું છે કે 'જે પદાર્થ જે રૂપે હોય, તે પદાર્થનું તે જ રૂપે રહેવાપણું એનું, નામ છે અસ્તિત્વ. અને અન્યરૂપે તે 'નાસ્તિત્વ' છે. દાખલા તરીકે—મનુષ્ય મનુષ્યરૂપે

---

કાળ થતાં જીવ માત્રને જિનેશ્વર ભગવતોના વચનો પ્રત્યે દેશથી અથવા સર્વથી શંકાઓ થાય છે બીજા બીજા દર્શનોનુ ગ્રહણ કરવાની ઇચ્છા થાય છે. ધાર્મિક અનુષ્ઠાનોના ફળોમાં પણ સશય રહે છે. આ જૈન શાસન છે? અથવા આ? 'આ પ્રમાણે' જૈન શાસનની માન્યતા પ્રત્યે મતિ-બુદ્ધિમાં દુવિધા પ્રાપ્ત થાય છે, તેમ થતા મતિભ્રમ નામનો દોષ પણ થાય છે.

ઉપરના પાચે કારણો કાંક્ષામોહનીય કર્મના કારણો છે. માટે ગુરુઓના સમાગમમાં આવીને શકા આદિ દૂષણો ટાળવા જોઈએ તથા આપણી આત્મિક અને માનસિક વિચારણામાં "જે જિનેશ્વર દેવોએ કહ્યુ છે તે જ સત્ય છે," આવી શ્રદ્ધાને સ્થિર કરવી જોઈએ. જેથી આત્મદર્શનનો લાભ થતાં જ અરિહત દેવની ઓળખાણ પણ સત્ય સ્વરૂપે થશે.

સર્વકાળે સત્ છે-વિદ્યમાન છે. આસ્તિત્વરૂપ છે; જ્યારે મનુષ્ય અશ્વરૂપે સર્વકાળે અસત્ છે.

વળી જે વસ્તુ અસત્ રૂપ હોય છે, તે કોઈ કાળે સત્ રૂપ થતી નથી. જેમકે શશશૃંગ. આવી જ રીતે જે સત્ રૂપ છે તે અસત્ રૂપ ન થાય. જેમકે અપટ એ અપટપણામાં જ રહે, પટમાં નહિં.卐[૧૦]

---

卐 ૧૦ આનો સારાંશ આ છે કે—અમુક અપેક્ષાને લઈને દ્રવ્યમાં અસ્તિત્વ (વિદ્યમાનતા) અને નાસ્તિત્વ (અવિદ્યમાનતા)ના પર્યાયોની વિચારણા અનુભવ સિદ્ધ છે. અથવા તો દ્રવ્ય માત્રનો સ્વભાવ જ આવો છે. જેથી તે પદાર્થોમાં અમુક પર્યાયોનું અસ્તિત્વ અને અમુક પર્યાયોનુ નાસ્તિત્વ અપેક્ષાએ સ્વત સિદ્ધ છે. જ્ઞાતા પોતે પણ એક દ્રવ્યના અનત પર્યાયો એક સમયે જાણવા માગતો નથી તેથી કોઈ પણ પદાર્થના યથાર્થ જ્ઞાનમાં અપેક્ષાદૃષ્ટિ—સાપેક્ષ-વાદ જ સહાયક બને છે.

ઘડો ખરીદનાર માણસ દુકાનદાર પાસે જઇને આ પ્રમાણે કહે છે—મારે અમદાવાદની માટીનો લાલ રગનો માગસર મહિનામાં ઘડાયેલો ઘડો ખરીદવો છે. ત્યારે ખરીદનારના મસ્તિષ્કમાં અસંખ્યાતા ગામોના કાળા, પીળા તથા ધોળા રગના, પોષ મહિનાથી લઇને કાર્તિક મહિના સુધીમાં ઘડાયેલા ઘડાઓ જે જુદા જુદા દ્રવ્યોના બનેલા હોય છે, છતાં પણ ખરીદનાર જ્ઞાતા પોતે જાણવા માગતો નથી અને પોતાની ઇચ્છિત વસ્તુની જ માંગણી કરે છે. ત્યારે આપણે માનવું પડે છે કે એક ઘડામાં દ્રવ્યને લઇને માટી દ્રવ્યની વિદ્યમાનતા છે અને સુવર્ણ, ચાંદી આદિ દ્રવ્યની અવિદ્યમાનતા છે. ક્ષેત્રથી અમદાવાદી ઘડો છે, ત્યારે પાટણ—ખંભાત આદિ ક્ષેત્રોની વિદ્યમાનતા નથી. કાળથી માગસર મહિનાની બનાવટ છે, બીજા

## કાંક્ષા મોહનીયના હેતુઓ

આ પછીના પ્રશ્નોત્તરોમાં કાંક્ષામોહનીય કર્મ બાંધવાના હેતુઓનું વર્ણન છે. તેનો સાર એ છે કે–કાંક્ષામોહનીય કર્મ પ્રમાદરૂપ હેતુથી અને યોગરૂપ નિમિત્તથી બંધાય છે. તે પ્રમાદ–મન–વચન–કાયાના વ્યાપારથી–યોગથી ઉત્પન્ન થાય છે. તે યોગ વીર્યથી ઉત્પન્ન થાય છે. વીર્ય શરીરથી પેદા થાય છે. અને શરીર જીવથી ઉત્પન્ન થાય છે. અને જ્યારે

---

માસની બનાવટ નથી. અને ભાવથી લાલ રંગનો છે, કારણકે બીજા રંગોનો અભાવ પ્રત્યક્ષ જોવાય છે. આ પ્રમાણે પ્રત્યેક પદાર્થ (દ્રવ્ય)માં સ્વ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ અને ભાવને લઇને વિદ્યમાનતા છેજ અને પરદ્રવ્યાદિને આશ્રયીને અવિદ્યમાનતા છે, એ પણ સત્ય હકીકત છે. સારાંશ કે એકજ દ્રવ્યમાં અમુક પર્યાયોને લઇને અસ્તિત્વ છે જ્યારે અમુક પર્યાયોને લઇને નાસ્તિત્વ પણ સ્વતઃ સિદ્ધ છે.

આજ પ્રમાણે આંગળી એ દ્રવ્ય છે. પણ જ્ઞાતાને અમુક કારણવશાત્ સીધી આંગળીથી મતલબ છે, માટે આંગળીરૂપી દ્રવ્યમાં સીધાપણું અને વાંકાપણું પર્યાયોની વિદ્યમાનતા હોવાથી કહેવાય છે કે 'આ આંગલી સીધી છે,' અથવા 'આ આંગળી વાંકી છે.'

જે સમયે આંગલી સીધી હોય છે ત્યારે 'સરળતા' પર્યાયનું અસ્તિત્વ અને 'વક્રતા' પર્યાયનું નાસ્તિત્વ પણ આપણને સાફ દેખાઈ આવે છે. એજ પ્રમાણે જ્યારે આંગળી વાંકી હોય છે ત્યારે 'વક્રતા' પર્યાયનું અસ્તિત્વ અને 'સરળતા' પર્યાયનું નાસ્તિત્વ પણ હેતુ સિદ્ધજ છે. છતાં પણ આ બન્ને પર્યાયોમાં આંગલી દ્રવ્ય તો એક જ છે.

તેમ છે તો પછી ઉત્થાન, કર્મ, બલ, વીર્ય અને પરાક્રમ (પુરુષાર્થ)ની જરૂર છે.

અહિ વિવરણકારે પ્રમાદ અને યોગ ઉપર સુંદર વિવેચન કર્યું છે.

કાંક્ષામોહનીય કર્મ બાંધવાનું મુખ્ય કારણ પ્રમાદ છે. આ પ્રમાદ એટલે મિથ્યાત્વ, અવિરતિ અને કષાય. ખરી રીતે તો પ્રમાદના આઠ પ્રકાર બતાવવામાં આવ્યા છે. ૧ અજ્ઞાન, ૨ સંશય, ૩ મિથ્યાજ્ઞાન, ૪ રાગ, ૫ દ્વેષ, ૬ મતિભ્રંશ, ૭ ધર્મમાં અનાદર, ૮ યોગો અને દુર્ધ્યાન. આમાં ઉપરના ત્રણનો મિથ્યાત્વ, અવિરતિ અને કષાયનો સમાવેશ થઈ જાય છે આ પ્રમાદનો ઉત્પાદક યોગ છે. મન-વચન-કાયાનો વ્યાપાર છે. આ ત્રણની ક્રિયા વિના મદ્યાદિ પ્રમાદ સંભવી શકે નહિં. આ યોગની ઉત્પત્તિ વીર્યથી બતાવવામાં આવે છે. આ વીર્ય શું છે? લેશ્યાવાળા જીવનો મન-વચન-કાયરૂપ સાધનવાળો આત્મપ્રદેશના પરિસ્પંદરૂપ જે વ્યાપાર તેનું નામ છે વીર્ય, આ વીર્યનુ ઉત્પાદક શરીર છે. કારણ કે શરીર વિના વીર્ય થઈ શકતું નથી. અને શરીરનો ઉત્પાદક જીવ છે. જો કે જીવની સાથે કર્મ પણ કારણ જરૂર છે. પરન્તુ એ કર્મનું કારણ પણ જીવ હોઈ મુખ્ય જીવ જ બતાવેલ છે.卐[૧૧]

---

卐 ૧૧ અર્થ અને કામની ઉપાર્જનાથી લઇને ધર્મ તથા મોક્ષ પુરુષાર્થની આરાધના માટે ઉત્થાન, કર્મ, બળ, વીર્ય અને પુરુષાર્થની અત્યન્ત અને અનિવાર્ય આવશ્યકતા જૈનશાસનને માન્ય છે "ભાગ્યથી જ બધું મળે છે, તથા મોક્ષ પણ ભાગ્ય વિના નથી મળવાનો" આ માન્યતા જૈન ધર્મની નથી

વ્યવહાર માર્ગમા એટલે કે અર્થ તથા કામની ઉપાર્જનામાં,

તે પછી નૈરયિકાદિ અને શ્રમણો કાંક્ષામોહનીયકર્મને વેદે છે કે કેમ? એ સંબંધી પ્રશ્નો છે. જેમાં ભગવાન 'હા' કારથી જવાબ આપે છે.

## અવધિમનઃપર્યવજ્ઞાન

આ પ્રશ્નોત્તરના વિવરણમાં અવધિજ્ઞાનથી મનઃપર્યવજ્ઞાન

---

ભોગવટામાં અને તે ભોગવટાથી થતા ક્ષણિક આનંદમાં પણ કોરા ભાગ્યના ભરોસે કોઈ રહ્યો નથી, રહેતો નથી અને રહેશે પણ નહિ જીવમાત્ર અન્ને વસ્તુઓને મેળવવા માટે બગાસાં ખાઈને બેસી રહેતો નથી પણ કંઈને કંઇ પ્રયત્ન કરતો જ જોવામા આવે છે સંસારનો વ્યવહાર ભાગ્યના ભરોસે, ઈશ્વરના વિશ્વાસે કે મંત્ર, જંત્ર તથા જ્યોતિપના આધારે પણ નથી ચાલતો. આત્મા પોતેજ જ્યારે તે તે વસ્તુઓને મેળવવા માટે કંઈક ઉત્થાન કરે છે, તે માટેની અમુક શારીરિકાદિ ક્રિયાઓ કરે છે, થોડુ બળ પણ વાપરે છે તથા પોતાની સ્ફૂર્તિરૂપ પરાક્રમ પણ કરે છે અને છેવટે તે પદાર્થો મેળવવા માટેનો યોગ્ય પુરુપાર્થ પણ આદરે છે. ત્યારેજ વસ્તુની સિદ્ધિ થાય છે. ભાગ્યવાદ (નિયતિવાદ)નો પ્રરૂપક ગોશાળો પણ પોતાના ભોજન, સ્નાન, વિહાર, ઉપદેશ તથા બીજાઓને પોતાના મતમાં મેળવવા માટે ઉત્થાન, કર્મ (ક્રિયા) બળ (શારીરિક-બળ) વીર્ય (આત્માની સ્ફૂર્તિ) તથા મન-વચન અને કાયાથી પુરુષાર્થ કરતો જ હતો.

કોઈપણ વાદ-વિવાદ-ચર્ચા અથવા સિદ્ધાંતનો અભિનિવેશ જ્યાંસુધી માણસ માત્રનાં જીવનવ્યવહારમાં ઉતરવા લાયક ન બને ત્યાંસુધી કપોળકલ્પિત સિદ્ધાંતોથી દેશને, સમાજને તથા વ્યક્તિને આધ્યાત્મિક નુકશાન સિવાય બીજું કંઈ પણ પ્રાપ્ત થતું નથી.

જુદુ શા માટે ? તેમજ દર્શન અને ચારિત્ર સંબંધીનુ વિવરણ પણ ખાસ સમજવા લાયક છે. તેનો સાર એ છે કે-અવધિજ્ઞાનથી જો કે મનોદ્રવ્યો પણ ઉપલબ્ધ થઈ શકે છે, છતાં મનઃપર્યાયજ્ઞાન અવધિજ્ઞાનના ભેદોમાં ગણી શકાતું નથી. કારણ કે એ બન્ને (અવધિ અને મનઃપર્યવ)જ્ઞાનનો સ્વભાવ જુદો જુદો છે. એટલે કે-મનઃપર્યાયજ્ઞાન માત્ર મનોદ્રવ્યોને જ ગ્રહણ કરે છે. અને આ જ્ઞાનમાં પ્રથમ દર્શન (સામાન્ય જ્ઞાન) હોતું નથી. જ્યારે અવધિજ્ઞાનમાં કેટલુંક મનઃ સિવાયના દ્રવ્યોનું ગ્રાહકત્વ છે. કેટલુંક મનને અને બીજાં દ્રવ્યોને પણ ગ્રહણ કરે છે. વળી અવધિજ્ઞાનમાં સૌથી પહેલાં દર્શન હોય છે. પણ કોઈ એવું અવધિજ્ઞાન નથી કે જે કેવળ મનોદ્રવ્યોને જ ગ્રહણ કરતું હોય.

## દર્શન

'દર્શન' સંબંધી વિવેચનમા 'દર્શન'ના જુદા જુદા અર્થો કરવામાં આવ્યા છે.

એક 'દર્શન'નો અર્થ કર્યો છે 'સામાન્ય જ્ઞાન', એના ચક્ષુદર્શન અચક્ષુદર્શન એમ બે ભેદો બતાવ્યા છે. એમાં કારણરૂપ ઈન્દ્રિયોને 'પ્રાપ્યકારિ' અને 'અપ્રાપ્યકારિ' રૂપે વર્ણવી છે.

બીજો 'દર્શન'નો અર્થ 'સમ્યક્ત્વ' કરેલ છે. આંના બે ભેદ 'ક્ષાયોપશમિક' અને 'ઔપશમિક' બતાવીને તે ઉપર શંકા સમાધાન છે.

વીર્યતાથી ઉપસ્થાન કરે. ઉપસ્થાન એટલે પરલોક પ્રતિ ગમન. અહિ વીર્યતાના ત્રણ ભેદ બતાવવામાં આવ્યા છે.

---

તેના જવાબમાં ભગવાને ફરમાવ્યુ કે તીવ્ર, તીવ્રતર અને તીવ્રતમ આત્મિક અધ્યવસાયોને લઈને બધાતા કર્મો આઠ પ્રકારના હોય છે. તેના સ્વભાવો આ પ્રમાણે :—

(૧) જ્ઞાનાવરણીયકર્મ—પદાર્થમાત્રમાં વિશેષ અને સામાન્યધર્મ સમવાયને લઈને ભાડુતી રૂપે નહિં પણ સ્થાયીરૂપે રહેવાવાલા સ્વત. સિદ્ધ ધર્મો છે. જેમકે આ ઘડો સોનાનો છે, આ માટીનો છે, આ અમદાવાદનો છે, આ લાલ રંગનો ઘડો છે. આ વ્યક્તિ વિદ્વાન્ છે, આ અતિશય જ્ઞાની છે. આ પ્રમાણે પ્રત્યેક પદાર્થનુ જાતિ, ગુણ, નામ વગેરેને લઈને જે જ્ઞાન થાય છે, તે વિશેષ જ્ઞાન કહેવાય છે. પંડિતોના—મહાપંડિતોના મત—મતાન્તરરૂપ વિપચક્રને જવા દઈએ, તો એ અનંત વિચિત્રતાથી ભરેલો આ સંસાર સૌને માટે પ્રત્યક્ષ છે. જેમા કેટલાક જીવો ઘણાજ અલ્પ જ્ઞાનવાળા, કેટલાક અસ્પષ્ટ જ્ઞાનવાળા, કેટલાક મિથ્યાજ્ઞાનવાળા, બુદ્ધિભ્રમવાળા, પૂર્વગ્રાહિત જ્ઞાનવાળા અને કેટલાક યથાર્થજ્ઞાનવાળા હોય છે જેમને આપણે સૌ પ્રત્યક્ષરૂપે અનુભવીએ છીએ

આકાશમાં રહેલા ઓછા—વધતા વાદળાને લઈને સૂર્યનો પ્રકાશ જેમ મન્દ—મન્દતર અને મન્દતમ બને છે. તેમ આત્માનાં સહજ સિદ્ધ જ્ઞાનગુણને ઢાંકનાર જ્ઞાનાવરણીયકર્મ છે. આંખ ઉપર પાટો બાધેલો માણસ જેમ કંઈપણ જોઈ શકતો નથી, તેમ આ કર્મને લઈને જે આત્માને વિશેષ જ્ઞાન થવામાં અવરોધ ઉભો થાય છે.

(૨) દર્શનાવરણીયકર્મ—જે

બાલવીર્યતા, પંડિતવીર્યતા અને બાલપંડિતવીર્યતા. આ ત્રણ પૈકી બાલવીર્યતાથી ઉપસ્થાન થાય, એમ સમજવું.

---

જેમકે—આ ઘડો છે, આ માણસ છે, આ પશુ છે, આ બધા જીવો છે. આમ નામ, ઠામ, ગતિ વગેરેથી રહિત સામાન્ય જ્ઞાનને જૈન શાસનમાં 'દર્શન' કહેવાય છે. આવા દર્શનને આવરણ કરનારૂ—રોકનારૂ કર્મ દર્શનાવરણીય કહેવાય છે.

(૩) વેદનીય કર્મ—સુખ-દુઃખ-સંજોગ અને વિયોગ આદિ દ્વન્દ્વોને લઇને માનસિક પરિણામોમા સાતા (સુખ) અસાતા (દુઃખ-પીડા) અનુભવાય તે વેદનીય કર્મ છે યદ્યપિ ઉદયમાં આવતા બધાએ કર્મોનુ વેદન તો થાય જ છે તો પણ કાદવમાં જેમ દેડકા, મચ્છર, માખી અને કમળ પણ ઉત્પન્ન થાય છે, છતાં પણ **"पंके जायते इति पंकज"** આ ઉક્તિને અનુસારે પંકજ શબ્દથી 'કમળ' જ લેવાય છે, તેવી રીતે રૂઢ અર્થમાં વેદનીય શબ્દ હોવાથી સુખ-દુઃખરૂપે ભોગવાય છે તે વેદનીય શબ્દનો અર્થ અહિં ઇષ્ટ છે.

(૪) મોહનીય કર્મ—જે કારણથી સત્-અસત્, સત્ય-અસત્યના વિવેક વિનાનો આ આત્મા થાય છે અર્થાત્ કોઇપણ માનસિક, વાચિક અને કાયિક પ્રવૃત્તિમા સત્ય-અસત્યનો જે કારણથી નિર્ણય ન થાય તે મોહનીય કર્મ કહેવાય છે

(૫) આયુષ્ય કર્મ—પૂર્વભવમા પોતાના કરેલા કર્મોને લઇને પ્રાપ્ત કરેલી નરકગતિમાંથી બહાર આવવા માટેની ઇચ્છા રાખનાર જીવોને બહાર આવવા માટે રોકે તે આયુષ્ય કર્મ કહેવાય છે જેમકે જેલમા રહેલો માણસ જેલરની આજ્ઞા વિના જેલમાથી મુક્ત થઈ શકતો નથી તેમ બેડી જેવા આ કર્મને લઇને નરકગતિનો આત્મા તથા મનુષ્યાદિ ગતિઓમા ભયંકર યાતનાઓને

## ચારિત્ર

આવી જ રીતે ચારિત્રના બે ભેદો : 'સામાયિક' અને 'છેદોપસ્થાપનીય' ઉપર શંકા સમાધાન છે. ચારિત્રના આમ બે ભેદો બતાવવાનું કારણ સાધુઓનું ઋજુ જડત્વ અને વક્ર જડત્વ કહેવામાં આવ્યું છે. જો પહેલું એક જ પ્રકારનું ચારિત્ર બતાવવામાં આવે તો એમ બનવાનો સંભવ છે કે-કોઈએ ચારિત્ર લીધું અને કંઈક જરા દોષ લાગી ગયો, જરા ભૂલ થઈ ગઈ, એટલે એ એમ સમજે કે મારું ચારિત્ર નષ્ટ થઈ ગયું અને તેમ સમજીને તે ગભરાઈ જાય, આકુળ-વ્યાકુળ થઈ જાય, પણ બીજી વાર ચારિત્ર લેવાનું હોય તો તે ગભરાય નહિ. અને પોતાની થોડી ભૂલથી એમ ન સમજે કે 'હું ચારિત્રથી ભ્રષ્ટ થઈ ગયો' તેથી જ પહેલા અને અંતિમ તીર્થંકરના સાધુઓ અનુક્રમે ઋજુ જડ અને વક્ર જડ હોવાથી તેમના માટે પહેલાં સામાયિક અને પછી વ્રતનો આરોપ કહ્યો છે. કારણ કે જો સામાયિક કંઈક અશુદ્ધ થયું હોય, તો પણ વ્રતોનો બાધ આવતો નથી. મતલબ કે સામાયિક સંબંધી થોડી ભૂલ થાય તો પણ વ્રતો રહે છે

## સમાચારી

આવી જ રીતે ભિન્ન ભિન્ન સમાચારીઓ—પદ્ધતિઓ જોઈને કેટલાકો ભડકી જાય છે. તેના માટે પણ આ જ પ્રકરણમાં વિવરણકારે ખુલાસો કર્યો છે કે—ભલે સમાચારી ભિન્ન હોય, પરન્તુ તે વિરુદ્ધ ન કહેવાય. કારણ કે તેનું આચરણ કરનારા—તેના પ્રવર્તક 'ગીતાર્થ' અને 'અશઠ' હોય.

છે. અર્થાત્ એવી સમાચારી, કે જેના પ્રવર્તક ગીતાર્થ હોય–અશઠ હોય, અને જે સમાચારી અસાવદ્ય–નિષ્પાપ હોય, તેમજ જેનો કોઈએ નિષેધ કર્યો ન હોય, અને જે બહુમત હોય, એવી સમાચારીઓ–પદ્ધતિઓ કંઈ સાધ્ય નથી હોતી પણ સાધન છે, અને સાધન માટે વિરોધ કરવો એ તો અજ્ઞાનતા જ કહેવાય.卐[૧૨]

## કર્મ પ્રકૃતિ

આ ઉદ્દેશકમાં મુખ્ય વિષય કર્મ પ્રકૃતિ સંબંધી છે. અર્થાત્ કર્મ પ્રકૃતિ કેટલી? મોહનીયકર્મ જ્યારે ઉદયમાં આવેલું હોય, ત્યારે જીવ પરલોક ગમન કરે કે કેમ? કરે તો શાથી? આવી જ રીતે પુદ્‌ગલની ભૂત–વર્તમાન અને ભવિષ્ય-કાળની વિદ્યમાનતા સંબંધી, તેમ જ છદ્મસ્થ મનુષ્ય સિદ્ધ–બુદ્ધ થાય કે કેમ? એ સંબંધી વર્ણન છે. તેનો સાર આ છેઃ

કર્મ પ્રકૃતિઓ આઠ છે–જેનુ વર્ણન પ્રજ્ઞાપના સૂત્રમાં છે.卐[૧૩] મોહનીય કર્મ જ્યારે ઉદયમાં આવેલું હોય, ત્યારે જીવ

---

卐 ૧૨. આ પ્રશ્નોત્તરમા નિર્ગ્રન્થ શબ્દની સાથે શ્રમણ શબ્દ હોવાના કારણે શ્રમણનો અર્થ જૈન સાધુ જ લેવાનો છે

ત્યાગ અને વૈરાગ્યથી દીક્ષિત થયેલ સાધુ પણ ગુરુકુળ–વાસ અને સ્વાધ્યાય–બળ પ્રત્યે જો બેદરકાર રહેશે તો તેમને પણ શંકાઓ ઉત્પન્ન થશે અને ક્રમશ વધશે. અને વધતી શંકાઓ સાધકને પુન· મિથ્યાત્વ મોહનીય પ્રત્યે ધસડી જશે

卐 ૧૩. કર્મો કેટલા પ્રકારનાં છે? તે શાથી બંધાય? ક્યા કારણે કર્મો બંધાય? તેની કેટલી પ્રકૃતિઓ વેદાય? વગેરે પ્રશ્નો છે.

આવી જ રીતે અપક્રમણ સંબંધી વિચાર છે. અપક્રમણ એને કહેવામાં આવે છે કે–ઉત્તમગુણસ્થાનકથી હીનતર ગુણ-

---

ભોગવતો જીવાત્મા બહાર આવી શકતો નથી. અથવા એક ભવમાથી બીજા ભવમાં જવા માટે ઉદયમાં આવનારું કર્મ આયુષ્ય કર્મ કહેવાય છે. આ કર્મરાજાની બેડીમાં સપડાયેલો જીવ એક ભવને સમાપ્ત કરીને જ ભવાન્તરમાં જાય છે.

(૬) નામકર્મ—શુભ કે અશુભ યોગથી બાંધેલા કર્મો સદ્‌ગતિ-દુર્ગતિ, સારી જાતિ–ખરાબ જાતિ, સારું કે કદરૂપ શરીર, સારુ કે નબળુ સંઘયણ આદિ શુભાશુભ પર્યાયોને જે પ્રાપ્ત કરાવે તે નામકર્મ કહેવાય છે.

(૭) ગોત્રકર્મ— આ માણસ હલકા કુલનો છે, આ ઊંચા કુલનો છે, આ આર્ય છે, આ અનાર્ય છે, આવા પ્રકારના શબ્દોવડે શરીરધારી આત્મા જે સંબોધાય છે– બોલાવાય છે તે આ ગોત્રકર્મને આભારી છે

(૮) અંતરાયકર્મ— દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય (પરાક્રમ) લબ્ધિઓનો ઉપયોગ કરવાની ઇચ્છા રાખનારા જીવને જે કર્મોને લઇને અન્તરાયો નડે વચ્ચે વિઘ્નો આવે તે આ અંતરાયકર્મને આભારી છે

આ પ્રમાણે આઠે કર્મોના નિયત થયેલા સ્વભાવોને લઇને અનંત શક્તિઓનો સ્વામી આ જીવાત્મા પોતાના મૂળ ખજાનાને અનંતશક્તિને મેળવી શકતો નથી.

હવે પ્રશ્ન આ છે કે– ઉપર પ્રમાણે આઠે કર્મોનો અનુક્રમ ક્યા કારણે રાખ્યો છે?

જવાબમા જાણવાનુ કે– 'ગુણ અને ગુણી' કથંચિત્ એક જ

સ્થાનકમાં જવું. મોહનીયકર્મ જ્યારે ઉદયમાં આવેલું હોય ત્યારે જીવ અપક્રમણ પણ કરે. અને તે બાલવીર્યતાથી અને

હોય છે આ ન્યાયે ગુણી એવા આત્માનાં જ્ઞાન દર્શન ગુણો હોવાથી આત્મા અને જ્ઞાન અપેક્ષાએ એક જ છે

**"यत्र यत्र ज्ञानं (चैतन्यं) तत्र तत्र जीवः। यत्र चैतन्यं नास्ति स जीवो न भवति परन्तु अजीवोऽस्ति यथा घटपटादि पौद्गलिकपदार्था।"**

આ કથનને અનુસારે જીવ જ્યારે ચેતના લક્ષણથી લક્ષિત છે ત્યારે જીવને જ્ઞાન-દર્શનનો અભાવ હોય છે આમ મનાય જ કેવી રીતે? આ બન્નેમા પણ જ્ઞાન પ્રધાન છે, જેના પ્રભાવથી સંપૂર્ણ શાસ્ત્રોના વિષયની વિચાર પરંપરાની પ્રવૃત્તિ સુલભ બને છે.

અનાદિકાળથી પરિભ્રમણ કરતા જીવાત્માને જે ઉચ્ચ-ખાનદાન આર્યજાતિ, આર્યસંસ્કૃતિ, પંચેન્દ્રિયપટુતા અને ધાર્મિક-સંસ્કારો વગેરેની લબ્ધિઓ પ્રાપ્ત થાય છે, તે સમ્યગ્જ્ઞાનને આભારી છે.

સંપૂર્ણકર્મોથી મુક્ત થયેલા કેવલી ભગવંતને પણ સર્વ પ્રથમ જ્ઞાનોપયોગ જ હોય છે, અને બીજી ક્ષણે દર્શનોપયોગ હોય છે. માટે જે કર્મોના કારણે આ જ્ઞાનશક્તિ આવૃત્ત થાય છે તે જ્ઞાનાવરણીય કર્મને સૌથી પ્રથમ મૂક્યુ છે જ્ઞાનોપયોગથી ચ્યુત થયેલો જીવ દર્શનોપયોગમાં સ્થિર થાય છે આ શક્તિ જેનાથી ઢંકાય તે દર્શનાવરણીય કર્મ બીજા નંબરે જ હોઈ શકે આ બન્ને કર્મોનો ઉદયકાળ જ્યારે વર્તતો હોય છે ત્યારે તારતમ્યભાવે જીવાત્માને સુખ-દુઃખરૂપ વેદનાનો અનુભવ થાય છે જેમકે-જ્ઞાનાવરણીયકર્મનો પ્રબળ ઉદય વર્તતો હોય છે ત્યારે 'અરેરે, હું કંઈ પણ જાણતો નથી, મને કંઇ પણ આવડતુ નથી આમ આ જીવાત્મા બીજા

કદાચિત્ બાલપંડિતવીર્યતાથી પણ થાય છે. પંડિત વીર્યતાથી નથી થતું વળી આ પ્રકરણમાં એ પણ કહેવામાં આવ્યું છે

જ્ઞાની પુરુષોને જોઈ ને દુઃખનો જ અનુભવ કરતો હોય છે. જ્યારે પ્રકૃષ્ટ જ્ઞાનનો ઉદય હોય છે, ત્યારે જીવને સુખશાંતિનો અનુભવ થાય છે.

તથા દર્શાનાવરણીય કર્મના પ્રબળ ઉદયે જાત્યન્ધતા, બધિરતા, તથા આંખ, કાન, નાક, અને સ્પર્શેન્દ્રિયોની કમજોરીનો જ્યારે આ જીવ અનુભવ કરે છે ત્યારે પણ બહુ જ દુ.ખનો અનુભવ થાય છે. અને તેનાથી વિપરીત પાચે ઈન્દ્રિયોની પટુતાને લઈને આ જીવને સુખની પ્રાપ્તિ પણ સ્પષ્ટ દેખાય છે. માટે જ આ બન્ને કર્મોની પછી આ વેદનીયકર્મ મૂકવામાં આવ્યું છે.

ઈન્દ્રિયોને ગમતાં અને નહિ ગમતાં પદાર્થોની પ્રાપ્તિ અને અપ્રાપ્તિમા સંસારી જીવને રાગ–દ્વેષાદિ થયાં વિના રહેતાં નથી, અને જ્યાં રાગ–દ્વેષ હોય છે, ત્યા મોહનીયકર્મની સત્તા અવશ્યમેવ હોય જ છે. તે કારણે આ કર્મને ચોથા સ્થાને મૂકવામા આવ્યુ છે.

શરાબપાન જેવા આ કર્મને લઈને અત્યન્ત મૂઢ બનેલા જીવોને આરંભ–સમારભ તથા પરિગ્રહ વધારવામા જ અને તેના ભોગવટામાં જ સપૂર્ણ રસ હોય છે. તેથી તેમને નરકાદિ ગતિઓનુ આયુષ્ય કર્મ બધાવવુ અનિવાર્ય છે. માટે જ આયુષ્ય કર્મને પાંચમા સ્થાને મૂકયુ છે અને ત્યાર પછી ગતિ આદિ નામકર્મ પણ આયુષ્ય કર્મને આધીન હોવાથી નામ કર્મને છઠ્ઠે સ્થાને મૂકવામાં આવ્યુ છે નામ કર્મના ઉદયમાં જ ઊંચ–નીચ ગોત્રથી બોલાતો જીવ ગોત્ર કર્મને વેદતો હોવાથી સાતમે સ્થાને આનું સ્થાન યુક્તિ યુક્ત છે. અને ત્યાર પછી અતરાય કર્મને મૂકવાનો આશય

કે-કરેલા પાપકર્મને વેદ્યા વિના-અનુભવ્યા વિના નારક,

એ છે કે—ઉચ્ચકૂલમાં જન્મેલા જીવને દાનાદિ લબ્ધિઓ સુલભ હોય છે, જ્યારે નીચ ખાનદાનમાં તે લબ્ધિઓનો પ્રાય કરીને અભાવ હોય છે. તે કારણે આ કર્મને છેલ્લુ મૂક્યું છે.

આ જીવ આઠ પ્રકારે કર્મબંધન કેવી રીતે કરે છે? આના જવાબમાં ભગવાને ફરમાવ્યુ કે—જ્યારે જ્ઞાનાવરણીય કર્મનો ઉદયકાળ વર્તતો હોય છે, ત્યારે દર્શનાવરણીય કર્મનો અનુભાવ પણ નિયમા હોય છે, અને આના વિપાકે દર્શન મોહનીય કર્મ પણ હોય છે. ત્યારે આ જીવાત્મા આઠ પ્રકારે કર્મ બાંધે છે.

અતત્ત્વોને તત્ત્વ તરીકે માનવુ અને તત્ત્વોને અતત્ત્વ તરીકે માનવું મિથ્યાત્વ જ છે. માટે શાસ્ત્રીય વચન છે કે—મોહનીય કર્મના ઉદય કાળમાં તથા ઉદીરણા કાળમાં ઉત્તર કર્મો એટલે કે નવા કર્મો બંધાતા જ હોય છે. જેમ બીજ તત્ત્વ નાશ પામેલું ન હોય તો અંકુરાદિની ઉત્પત્તિ દેખાય છે તેવી રીતે મિથ્યાત્વની હાજરીમાં જીવાત્માને અવિરતિ કષાય, પ્રમાદ અને યોગ વક્તા હોવાથી કર્મોનાં અંકુરો પ્રતિ સમયે ઉત્પન્ન થતાં જ રહે છે "જીવોના જેવા અધ્યવસાયો હોય છે તેવા જ પુદ્ગલો કર્મરૂપે પરિણમે છે. અને પુદ્ગલોનો જેવો ઉદય હોય છે, જીવાત્માઓની પરિણતિ પણ તેવી જ હોય છે."

કેટલા સ્થાનોવડે જ્ઞાનાવરણીયાદિ કર્મો બંધાય છે? આના જવાબમાં ભગવાને ફરમાવ્યું છે કે—હે, ગૌતમ! રાગ અને દ્વેષ આ બે કારણોથી કર્મ બંધાય છે પ્રીત્યાત્મક રાગ અને અપ્રીત્યાત્મક દ્વેષ યદ્યપિ ક્રોધ, માન, માયા, લોભથી જૂદા નથી. માટે આ ચાર કષાયોમાં રાગ-દ્વેષનો સમાવેશ થઈ જાય છે, તથાપિ નયવાદને લઈને આ સમાવેશ કેવા વિચિત્ર પ્રકારે થાય છે, તે જરા

તિર્યંચ, મનુષ્ય અને દેવના જીવનો મોક્ષ થતો નથી. અહિં

જોઈ લઈએ.

સંગ્રહનયની માન્યતા આવા પ્રકારે છે કે—કોઈને પણ ગમતો નહિં હોવાના કારણે ક્રોધ અપ્રીત્યાત્મક છે અને પારકાના ગુણો સહન નહિં થવાના કારણે માન કષાય પણ અપ્રીત્યાત્મક હોય છે. માટે આ બન્ને ક્રોધ અને માન દ્વેષરૂપે જ છે. જ્યારે આત્માને ગમતો હોવાથી લોભ કષાય અને પારકાને ઠગવારૂપે આત્માને અભિલષિત હોવાથી માયા કષાય. આ પ્રમાણે લોભ અને માયાનો સમાવેશ રાગમાં થાય છે.

આજ વાતને વ્યવહારનય આમ કહે છે કે—પરઉપઘાતને માટે માયા કષાયનો પ્રયોગ થાય છે, અને તે દ્વેષ વૃત્તિના અભાવમાં બનતો નથી માટે 'માયા'નો દ્વેષમાં અંતર્ભાવ થાય છે. ક્રોધ અને માનતો અપ્રીત્યાત્મક હોવાથી દ્વેષ જ છે. જ્યારે લોભ કષાય ન્યાય–નીતિના સ્વીકાર પૂર્વક અર્થ પ્રત્યેની મૂર્ચ્છા પરોપઘાત વિનાની હોવાથી 'રાગ'માં સમાવિષ્ટ થશે આ પ્રમાણે આ નયના મતે ક્રોધ, માન, માયા દ્વેષરૂપે છે અને લોભ રાગરૂપે છે.

જ્યારે ઋજુસૂત્રનય આમ કહે છે કે—'ક્રોધ' કષાય અપ્રીત્યાત્મક હોવાથી પરોપઘાતી છે, માટે તેનો દ્વેષમાં સમાવેશ થશે, પણ શેષ જે માન, માયા અને લોભ છે તેમના બે બે ભેદ પડે છે જેમકે.–પોતાના ગુણોનુ બહુમાન સૌને ગમતું હોવાથી અહંકારના ઉપયોગ સમયે માન કષાય પ્રીત્યાત્મક હોવાથી રાગરૂપે બને છે, પણ માત્સર્ય વગેરેના કારણે પારકાના ગુણો પ્રત્યે દ્વેષનો ઉપયોગ હોવાથી માન કષાય અપ્રીત્યાત્મક બને છે.

પારકાના દ્રવ્યનુ ગ્રહણ કરવાની ચિંતા સમયે માયા પણ પ્રીત્યાત્મક હોય છે. અને પારકાને ઠગવા સમયે આત્માના પરિણામો

પરોપઘાતકારક હોવાથી અપ્રીત્યાત્મક બનવાનાં કારણે માયા દ્વેષરૂપે પણ બનશે

ક્ષત્રિય આદિ વીર જાતિને લઈને લોભ કષાયનો વિચાર કરવામા આવે તો તે આવી રીતે પ્રીત્યાત્મક પણ બનશે— ક્ષત્રિયોની માન્યતા છે કે **'वीर भोग्या वसुंधरा'** આ વસુંધરા-પૃથ્વી વીરોને માટે છે અને તે બીજા દેશોનુ અપહરણ અમારા માટે ન્યાય્ય છે' આ ઉક્તિને માન્ય રાખીને સ્વાર્થ સાધિકા પ્રવૃત્તિ કરવી તેમને ગમે છે, માટે પ્રીત્યાત્મક હોવાથી લોભ 'રાગ'માં સમાવિષ્ટ થશે અને શત્રુઓના દેશોનો સ્વીકાર કરવા માટે અભિયોગ થાય ત્યારે લોભ અપ્રીત્યાત્મક થવાથી દ્વેષના આકારને ધારણ કરશે કેમકે તે અભિયોગ-લડાઈ પરોપઘાત હોય છે આ પ્રમાણે આ ત્રણે કષાયો રાગ અને દ્વેષ રૂપે બની શકશે

જ્યારે પાછળના શબ્દનયો આમ કહે છે – ક્રોધ અને લોભનો સમાવેશ માન અને માયામાંજ થઈ જાય છે, તે આ પ્રમાણે માન અને માયા કષાયમા પારકાને હાનિ કરનારા આત્માના જે અધ્યવસાયો હોય છે, તે અપ્રીત્યાત્મક હોવાથી ક્રોધ છે અને સ્વગુણોના ઉત્કર્ષરૂપ પરદ્રવ્ય પ્રત્યેની મૂર્ચ્છા આત્માને ગમતી હોવાથી લોભ છે લોક પ્રસિદ્ધ લોભ પણ પારકાનો ઉપઘાત કરનાર હોય ત્યારે અને મૂર્ચ્છાત્મકરૂપે હોય ત્યારે આમાં પરોપઘાત લોભ ક્રોધ કહેવાય છે અને ક્રોધ દ્વેષ જ છે. જ્યારે મૂર્ચ્છારૂપ લોભનો સમાવેશ રાગમાં થશે આ પ્રમાણે રાગ અને દ્વેષને લઈને જ્ઞાનાવરણીયાદિ કર્મો સતત બંધાય છે.

યદ્યપિ કર્મોનુ બંધન રાગ-દ્વેષ નથી કરતાં, પરંતુ આત્મા જ્યારે રાગ-દ્વેષને લઈને પોતાનુ ભાન ભૂલી જાય છે, ત્યારે આત્મા

એમાં પ્રદેશકર્મ અવશ્ય વેદવું પડે છે, અને અનુભાગકર્મમા

પોતેજ કર્મોનો કર્તા બને છે.

જીવાત્માના પ્રતિપ્રદેશે ચારે ઘાતી કર્મોની જે રજ ચોંટેલી છે, તે ક્ષીણઘાતી કેવળીને છોડીને બધાય જીવોને તે કર્મો વેદવા જ પડે છે, જ્યારે આયુષ્ય કર્મ, નામ કર્મ, ગોત્ર કર્મ અને વેદનીય કર્મ સંસારના ચરમ સમય સુધી કેવળી ભગવંતોને પણ વેદવા પડે છે.

રાગ-દ્વેશ વશ જીવાત્માએ બાંધેલા અર્થાત્ કર્મરૂપે પરિણમેલા આત્માના પ્રદેશો સાથે એકાકાર થયેલા, વધારે ગાઢતર એકાકાર થયેલા, અબાધાકાળને છોડીને ઉત્તર સમયે વેદનને યોગ્ય નિષિક્ત થયેલા, આગળ આગળ પ્રદેશ હાનિ અને રસવૃદ્ધિ દ્વારા સ્થાપિત થએલા, સમાન જાતીય પ્રકૃતિઓમાં સંક્રમણ થયેલા, કંઈક વિપાક અવસ્થાને પામેલા, વિશેષ વિપાક સન્મુખી થયેલા, ફળ દેવા માટે તૈયાર થયેલા, સામગ્રીવશ ઉદયમાં આવેલા (જેમ કેરી પહેલા કંઈક પાકે છે પછી સામગ્રી વશ વિશેષ પકાવવામાં આવે છે અને પાકી ગયા પછી ખાનારને તૃપ્તિ અને આનંદ આપે છે.) આ પ્રમાણે કર્મ બંધનથી બંધાયેલા જીવો પણ મિથ્યાત્વ આદિને લઈને ફરી ફરી કર્મોને ઉપાર્જન કરે છે

યદ્યપિ જીવાત્મા પ્રતિસમય જ્ઞાન દર્શનના ઉપયોગવાળા હોવા છતાં પણ જ્યારે સામગ્રીવશાત્ રાગ તથા દ્વેષની લેશ્યાઓ વૃદ્ધિ પામે છે ત્યારે કર્મોનુ બંધન થાય છે.

જે સમયે કર્મો બંધાય છે, તે જ સમયે બંધાતા કર્મવર્ગણાના પુદ્દગલોને ગ્રહણ કરતો આ જીવ અનાભોગિક વીર્ય (આત્મિક પરિણામો) વડે જ્ઞાનાવરણીય આદિ કર્મોને જૂદા જૂદા સ્થાપન કરે છે, જે પ્રમાણે આપણે આહાર કરતા હોઈએ છીએ ત્યારે જ, ખાધેલા આહારમાંથી જ અમૂક પુદ્દગલો લોહી માટે, માંસ માટે,

કેટલુંક વેદાય છે અને કેટલુંક નથી વેદાતું.

હાડકા માટે, મજ્જા માટે અને શુક્ર ધાતુ માટે નિર્ણીત થઇ જાય છે ખાધેલા બધાએ આહારનું લોહી બનતું નથી યાવત્ શુક્ર બનતુ નથી. પરન્તુ લોહીને યોગ્ય પુદ્ગલોનું લોહી બને છે અને બાકીનો ખાધેલો આહાર જે રસરૂપે બનેલો છે, તે વિષ્ઠા, મૂત્ર, પરસેવો, નખ, બાલ તથા નાક, કાન અને આંખના મેલ દ્વારા બહાર નીકળી જાય છે

તે જ પ્રમાણે બંધાયેલા કર્મોનું ફળ આપવા માટેનો સ્વભાવ પણ ત્યારે જ (કર્મ બાંધતા સમયે જ) નિશ્ચિત થઈ જાય છે.

ત્યારપછી આત્માના વિશેષ પ્રકારે એટલે સમ્યગ્જ્ઞાન પ્રત્યે દ્વેષ-પ્રદ્વેષ, જ્ઞાન અને જ્ઞાનીની નિંદા-તિરસ્કાર, ગુરુનો અપલાપ, જ્ઞાનના ઉપકરણોની આશાતના વગેરે કારણોથી બાંધેલા કર્મોનું ઉત્તરોત્તર પરિણામ વધતુ જ જાય છે.

આ પ્રમાણે સામાન્ય અને વિશેષ અધ્યવસાયોથી બાંધેલા કર્મોના વિપાક (ફળ)ની પ્રાપ્તિ સમયે ઉદયમાં આવેલાં, પારકાથી ઉદયમાં લાવેલા, અને સ્વપર નિમિત્તને લઇને ઉદયમાં આવે છે.

કેટલાક કર્મો અમુક ગતિને આશ્રીને વિશેષ પ્રકારે ઉદયમાં આવે છે. જેમકે નરકગતિને આશ્રીને અસાતવેદનીય કર્મ ઉદયમાં આવે છે કેમકે-તે જીવોને અસાતકર્મ (અસાતાવેદનીય) જેટલો તીવ્ર હોય છે, તેટલો તિર્યંચોને હોતો નથી ઉત્કૃષ્ટ સ્થિતિથી બાંધેલા કર્મોમા રસ પણ તીવ્ર હોય છે. જેમ અમુક ભવને આશ્રીને મિથ્યાત્વની તીવ્રતા હોય છે.

મનુષ્ય અને તિર્યંચ અવતારમાં નિદ્રા નામનું દર્શનાવરણીય-કર્મ વિશેષ પ્રકારે ઉદયમાં હોય છે. યદ્યપિ દેવોને તથા નારકોને

ઉપર જે બાલવીર્યતાદિ ભેદો બતાવવામાં આવ્યા છે, પણ દર્શનાવરણીયકર્મ સત્તામાં તો હોય જ છે. પણ સુખમાં મસ્ત બનેલા દેવોને તથા દુઃખમા નિમગ્ન બનેલા નારકોને નિદ્રાનો ઉદય મનુષ્યો તથા તિર્યંચોની અપેક્ષાએ થોડો હોય છે.

હવે પરને લઇને કર્મો આ પ્રમાણે ઉદયમા આવે છે, જેમકેઃ—કોઇ માણસ આપણા ઉપર પત્થર કે લાકડું ફેંકે અથવા તલવાર કે લાકડી લઇને આપણા ઉપર હુમલો કરે ત્યારે આપણને અસાતા અને ક્રોધનો ઉદય થઈ આવે છે.

હવે કેટલાક કર્મો પુદ્‌ગલોના પરિણામથી ઉદયમાં આવે છે. જેમ ભોજન કરવાના સમયે ખાધેલું અન્ન નહીં પચવાના કારણે અજીર્ણ થઇ જવાથી તાવ, ઉધરસ, વમન તથા ઝાડા આદિ ચવારૂપ અસાતા વેદનીય કર્મ ઉદયમાં આવે છે.

ક્યા કર્મનો કેવા પ્રકારે રસોદય હોય છે? આના જવાબમાં ભગવાને ફરમાવ્યુ કે—જ્ઞાનાવરણીય કર્મનો દશ પ્રકારે રસોદય હોય છે. એટલે કે આ કર્મનો ઉદયકાળ વર્તતો હોય છે ત્યારે દશ પ્રકારે ફળ ભોગવવા પડે છે તે આ પ્રમાણે :—

| | |
|---|---|
| ૧ શ્રોત્રાવરણ | શ્રોત્રેન્દ્રિય જ્ઞાનાવરણીય |
| ૨ ચક્ષુરાવરણ | ચક્ષુરિન્દ્રિય જ્ઞાનાવરણીય |
| ૩ ઘ્રાણાવરણ | ઘ્રાણેન્દ્રિય જ્ઞાનાવરણીય |
| ૪ રસનાવરણ | રસનેન્દ્રિય જ્ઞાનાવરણીય |
| ૫ સ્પર્શાવરણ | સ્પર્શેન્દ્રિય જ્ઞાનાવરણીય |

અહીં શ્રોત્રાવરણ, ચક્ષુરાવરણ, ઘ્રાણાવરણ, રસનાવરણ અને સ્પર્શાવરણ આ પાંચે દ્રવ્યેન્દ્રિયો જાણવી અને બાકીની શ્રોત્રેન્દ્રિય

તેમાં વિવરણકારે વીર્યનો અર્થ પ્રાણી કર્યો છે. અર્થાત્—

જ્ઞાનાવરણીય, ચક્ષુરિન્દ્રિય જ્ઞાનાવરણીય, ઘ્રાણેન્દ્રિય જ્ઞાનાવરણીય, રસનેન્દ્રિય જ્ઞાનાવરણીય અને સ્પર્શેન્દ્રિય જ્ઞાનાવરણીય આ પાંચે ભાવેન્દ્રિય જાણવી.

કેમકે એકેન્દ્રિય જીવોને જીભ, નાક ચક્ષુ અને કાન આ ચારે દ્રવ્યેન્દ્રિયો નહી હોવાથી જેમ દ્રવ્યેન્દ્રિય કર્મોનું આવરણ કર્મ ઉદયમા છે, તેમ લબ્ધિ અને ઉપયોગ રૂપ ભાવેન્દ્રિયોનુ પણ આવરણ પ્રાય. કરીને હોય છે. યદ્યપિ બકુલ આદિ વૃક્ષોમા ભાવેન્દ્રિયોનો અસ્પષ્ટરૂપે પણ અનુભવ જણાય છે તો પણ દ્રવ્યેન્દ્રિયોનો અભાવ હોવાથી તે વનસ્પતિઓ પચેન્દ્રિય તરીકે સબોધાતી નથી આ પ્રમાણે બે ઇન્દ્રિય જીવોને ઘ્રાણ, ચક્ષુ અને કાનનો અભાવ હોવાથી તદ્‌વિષયક જ્ઞાનનુ પણ આવરણ સ્પષ્ટ છે

તેઇન્દ્રિય જીવોને ચક્ષુ અને કાન તથા ચતુરિન્દ્રિય જીવોને કાનનો અભાવ હોવાથી તદ્‌વિષયક જ્ઞાનનું પણ આવરણ છે.

દ્રવ્યેન્દ્રિયો પ્રાપ્ત થયે છતે પણ તે તે ઇન્દ્રિયોનો તેવા પ્રકારે રોગ પ્રાપ્ત થતાં પણ ઇન્દ્રિયાવરણીય કર્મનો પ્રાય કરીને તારતમ્ય જોગે આવરણ આવી જાય છે જેમકે કુષ્ઠ આદિ ચામડીના વ્યાધિના કારણે સ્પર્શેન્દ્રિય જ્ઞાનાવરણીય પ્રાય ઉદયમા આવે છે. આ પ્રમાણે બધી ઇન્દ્રિયોમા જાણી લેવુ

પંચેન્દ્રિય હોવા છતા પણ જાત્યધ અથવા અમુક ઉમ્ર થયે છતે આવેલ અધત્વ કે બધિરત્વ પણ તે તે ઇન્દ્રિયોના આવરણને સૂચવે છે.

આ પ્રમાણે જેમ આપણે જ્ઞાનાવરણીય કર્મનો રસોદય જાણી શક્યા છીએ તેમ બીજા કર્મોનો રસોદય પ્રજ્ઞાપના સૂત્રના ૨૩મા પદથી જાણી લેવું.

પ્રાણીપણું એટલે વીર્યતા. હવે 'બાલ'નો અર્થ એ કરવામાં આવ્યો છે કે- "જે જીવને સમ્યગ્અર્થનો બોધ ન હોય, અને સદ્બોધ કારક વિરતિ ન હોય, તે જીવ 'બાલ' કહેવાય છે. 'બાલ' અર્થાત્ મિથ્યાદષ્ટિ જીવ. જે જીવ સર્વપાપનો ત્યાગી હોય, તે 'પંડિત'. એટલે સર્વ વિરતિ હોય તે પંડિત. તેવીજ રીતે અમુક અંશે વિરતિ હોવાથી પંડિત અને અમુક અંશે વિરતિ ન હોવાથી બાળ માટે તે બાલપંડિત. અર્થાત્ દેશવિરતિવાળો કહેવાય છે.

હવે ઉપર જે પ્રદેશકર્મ અને અનુભાગ કર્મ કહેવામા આવ્યું છે, તેનો અર્થ આ છે :-

## પ્રદેશ અને અનુભાગનો અર્થ

પ્રદેશ એટલે કર્મનાં પુદ્ગલો. જીવના પ્રદેશોમા જે કર્મ પુદ્ગલો ઓતપ્રોત છે, તે પ્રદેશ-કર્મ કહેવાય છે. અને તેજ કર્મપ્રદેશોનો અનુભવાતો રસ અને તદ્રૂપ જે કર્મ તેનું નામ અનુભાગ કર્મ છે. આ બેમાં પ્રદેશકર્મનું વેદવું નિશ્ચિત છે. કહેવામાં આવ્યું છે કે આ કર્મપ્રદેશનો વિપાક નથી અનુભવાતો, છતાં કર્મપ્રદેશોનો નાશ તો નિયમે થાય જ છે. અનુભાગ કર્મ વેદાય પણ છે, અને નથી પણ વેદાતું.

આગળ પુદ્ગલના સંબંધમાં કહેતાં પુદ્ગલ ભૂતકાળમાં હતાં, વર્તમાનકાળમાં છે અને ભવિષ્યકાળમાં જરૂર રહેશે. 'અહિં પુદ્ગલનો અર્થ પરમાણુ કરવામાં આવ્યો છે.卐 ૧૪

卐 ૧૪ ભગવાને ફરમાવ્યું કે- ગૌતમ ! પુદ્ગલ પરમાણુઓ ત્રણે કાળે શાશ્વત છે, કેમકે જે 'સત્' હોય છે, તે ક્ષેત્ર અને કાળને

## પુદ્ગલ છદ્મસ્થ

હવે છદ્મસ્થાદિના સંબંધમાં વાત એમ છે કે છદ્મસ્થ મનુષ્ય કેવળ સંયમથી, કેવળ સંવરથી, કેવળ બ્રહ્મચર્યથી અને કેવળ પ્રવચન માતાથી સિદ્ધ-બુદ્ધ યાવત્ સર્વ દુઃખોનો નાશ કરનાર થયો નથી, થતો નથી. કારણ કે સિદ્ધ, બુદ્ધ, મુક્ત તો તે જ થઈ શકે છે કે-જે અંતકર છે, અંતિમ શરીરવાળા છે, તેઓ ઉત્પન્ન જ્ઞાન-દર્શનધર, અરિહંત, જિન કેવલી થયા પછી જ સિદ્ધ થાય છે. અને તેજ પૂર્ણ કહેવાય છે.

---

લઇને તિરોભાવ રૂપે અર્થાત્ રૂપાન્તર અવસ્થાને પામી શકે છે પરન્તુ સર્વથા નાશ અવસ્થાને પામતુ નથી

જે પ્રલયકાળે સસારનો સર્વથા નાશ માને છે. તેમને હિતશિક્ષા આપતા દેવાધિદેવ ભગવાને કહ્યુ કે— પરમાણુઓ ભૂતકાળમાં હતાં, અત્યારે છે અને ભવિષ્યકાળે પણ રહેશે બેશક, સામગ્રીવશથી તેઓનું રૂપાન્તર થયા કરે છે જેમ માટીના પીંડમાથી કુંભારના પ્રયત્ન વિશેષથી માટલું બને છે અને પાછુ ફૂટે ત્યારે ઠીકરા રૂપ થઇને પાછુ સમય જતા માટી દ્રવ્ય રૂપે પરિણમે છે. કેમકે માટી દ્રવ્ય 'સત્' છે, ગમે તેવા પ્રલયકાળમા પણ રૂપાન્તરને પામતું તે 'સત્' સર્વથા નાશ પામતુ નથી

પ્રજ્વલિત દીપક પદાર્થના સહવાસથી તામસ પુદ્ગલો (અધકારના પુદ્ગલો) પણ પ્રકાશિત થઇને સૌને પ્રકાશ આપે છે. અને પાછા પ્રકાશિત થયેલા પુદ્ગલોનુ અમુક પ્રયત્નથી દીપક ઓલવાઈ જતા અધકાર રૂપે પરિણમન થઈ જાય છે. જે તામસ પુદ્ગલો છે તે તૈજસ પણ બને છે અને જે તૈજસ પુદ્ગલો અત્યારે દેખાય છે, તે તામસ રૂપે પણ પરિણમે છે.

## અવધિજ્ઞાનના ભેદો

એક વાત અહિં ધ્યાનમાં રાખવાની છે કે–અહિં 'છદ્મસ્થ'નો અર્થ 'અવધિજ્ઞાન' વિનાનો જીવ સમજવાનો છે. 'માત્ર કેવળજ્ઞાન વિનાનો હોય તે છદ્મસ્થ.' એમ સમજવાનું નથી. આ અવધિજ્ઞાન દેવોને અને નૈરયિકોને જન્મથી જ હોય છે. અને મનુષ્ય તથા તિર્યંચોને તેનું પ્રતિબંધક કર્મ નાશ પામે અને ઠંડું પડે ત્યારે થાય છે. આ અવધિજ્ઞાનના છ ભેદ બતાવવામાં આવ્યા છે:–અનાનુગામિક, આનુગામિક,

---

એક જ જાતના પરમાણુઓ જ્યારે રૂપાન્તરને પામે છે, ત્યારે જાણે નવા જ ઉદ્ભવેલા ન હોય તેમ આપણને ભાસે છે અને તિરોભાવને પામતાં જાણે નાશ થઇ ગયા છે એમ આપણને લાગે છે.

જૈન દર્શન દીપકના પ્રકાશની જેમ અંધકારને પણ પુદ્ગલ–દ્રવ્ય રૂપે માને છે. ગર્દભ શ્રૃંગની જેમ તે અંધકાર પ્રકાશના અભાવ રૂપે નથી. પણ અંધકારમાં શ્યામ–શીતત્ત્વાદિ ગુણો હોવાથી–દ્રવ્ય રૂપે છે. માટે સંસાર, દ્રવ્યો, પુદ્ગલો, પરમાણુઓ શાશ્વત જ છે. કોઈ કાળે પણ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ તથા જીવો સર્વથા નાશ પામવાના નથી.

આ પ્રમાણે 'સત્' કદાપિ 'અસત્' થતુ નથી, તેમ 'અસત્' પણ 'સત્' રૂપે નથી થતું. આ સનાતન સત્ય છે.

ગધેડાને શીંગડાનો અભાવ છે, તેમ કોઈ કાળે પણ તેને શીંગડાની વિદ્યમાનતા કોઇએ જોઇ પણ નથી અને અનુભવી પણ નથી. તેવી જ રીતે જીવો તથા પુદ્ગલો વિનાનો સંસાર પણ નથી. અને સંસાર પણ જીવ અને પુદ્ગલથી ખાલી નથી.

હીયમાનક, વર્ધમાનક, અનવસ્થિત અને અવસ્થિત 卐 ૧૫

## નરકાવાસો

આ ઉદ્દેશકમાં પૃથ્વીઓ, તે પૃથ્વીઓમાં નિરયાવાસો, અસુરકુમારોના આવાસો, પૃથ્વીકાયિકોના આવાસો, પૃથ્વી. વગેરે જીવાવાસોમાં દશ સ્થાન, અવગાહના, સંસ્થાનો, શરીર–સંઘર્ષણ, લેશ્યા, જ્ઞાન વગેરે અસુરકુમારાવાસોમાંના સ્થિતિ સ્થાનો, પૃથ્વીકાયિકોનાં સ્થિતિસ્થાનો, બે ઇન્દ્રિયાદિ પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યના સ્થાનોવડે ભાંગા વગેરેનું વર્ણન છે.

સાર એ છે કે– પૃથ્વીઓ સાત છે, રત્નપ્રભા, શર્કરા પ્રભા, વાલુકાપ્રભા, પંકપ્રભા, ધૂમપ્રભા, તમઃપ્રભા અને તમસ્તમ પ્રભા. 'રત્નપ્રભા' શાથી કહેવાય છે? રત્નપ્રભા પૃથ્વીમાં ત્રણ કાંડ છે, રત્નકાંડ, જલકાંડ, અને પંકકાંડ એમાં રત્નકાંડમાં નરકાવાસવાળા સ્થાનને છોડી બીજા સ્થાનોમાં ઇન્દ્રનીલાદિ રત્નો છે. તે રત્નોની પ્રભા જ્યાં જ્યાં પડે છે, તેનું નામ છે રત્નપ્રભા. બાકીની પૃથ્વીઓમાં પણ નામ પ્રમાણે એમજ સમજવું.

---

卐 ૧૫. આનો સાર એટલો જ છે કે–સયમ, સવર, બ્રહ્મચર્ય અને અષ્ટ પ્રવચન માતાની આચરણા કેવળજ્ઞાન મેળવવા માટે કારણભૂત બની શકે છે પણ મોક્ષગતિ આપી શકતા નથી કેમકે અનંત સંસાર રૂપી કારાવાસમાંથી તો કેવળજ્ઞાન થયા પછી જ મોક્ષ મેળવવા માટે જીવ ભાગ્યશાળી બનશે; અને તેને માટે ચરમાવર્તની છેલ્લી ભૂમિકામા જીવાત્માને પ્રવેશ કરવાની આવશ્યકતા છે મહાવીરસ્વામી ભગવાન પણ તપશ્ચર્યા, સાધના અને ધ્યાનરૂપી ભટ્ટીમા કર્મોને ભસ્મીભૂત કરી કેવળજ્ઞાન મેળવીને મોક્ષ પામ્યા છે.

આ સાતે પૃથ્વીઓમાં નરકાવાસો છે. તેની સંખ્યા જુદી જુદી છે, તે આ પ્રમાણે :–

રત્નપ્રભામાં ૩૦ લાખ, વાલુકાપ્રભામાં ૧૫ લાખ, ધૂમપ્રભામાં ૩ લાખ, શર્કરાપ્રભામાં ૨૫ લાખ, પંકપ્રભામાં ૧૦ લાખ, તમઃ– પ્રભામાં ૯૯૯૯૫ હજાર અને તમસ્તમઃ પ્રભામાં ૫

આવી રીતે અસુરકુમારોના આવાસો–

અસુરકુમારોના ૬૪ લાખ, નાગકુમારોના ૮૪ લાખ, સુવર્ણકુમારોના ૭૨ લાખ, વાયુકુમારોના ૯૬ લાખ અને દ્વીપકુમાર, દિક્કુમાર, ઉદધિકુમાર, વિદ્યુત્કુમાર, સ્તનિતકુમાર અને અગ્નિકુમાર આ છએ યુગલકના ૭૬ લાખ આવાસો છે.

## પૃથ્વીકાયિકાદિનાં આવાસો

પૃથ્વીકાયિકોનાં અસંખેય લાખ આવાસો કહ્યાં છે અને એજ પ્રમાણે જ્યોતિષિકોનાં પણ અસંખેય લાખ વિમાનાવાસો છે.

સૌધર્માદિ કલ્પોમાં અનુક્રમે ૩૨ લાખ, ૨૮ લાખ, ૧૨ લાખ, ૮ લાખ, ૪ લાખ, ૫૦ હજાર, ૪૦ હજાર વિમાનાવાસો છે. સહસ્રાર દેવલોકમાં ૬ હજાર, આનત–પ્રાણતમાં ૪ સો, આરણ–અચ્યુતમાં ૩ સો. ૧૧૧ વિમાનાવાસો અધસ્તનમાં, ૧૦૭ વચલામાં અને ૧૦ ઉપરનામાં છે. અનુત્તર વિમાનો પાંચ જ છે.

## દશ સ્થાનો

પૃથ્વી વગેરે જીવાવાસોમાં દશ પ્રકારનાં સ્થાનો કહેવામાં

આવ્યા છે. સ્થિતિ, અવગાહના, શરીર, સંહનન, સંસ્થાન, લેશ્યા, દૃષ્ટિ, જ્ઞાન, યોગ અને ઉપયોગ.

આ દશ પ્રકારનાં સ્થિતિ સ્થાને। પૃથ્વી આદિ આવાસોમાં કેટકેટલાં છે, એ બતાવ્યું છે. સંક્ષેપમાં તે આ પ્રમાણે છે.

એક એક નિરયાવાસમાં રહેનારા નૈરયિકોની ઉમર ઓછામાં ઓછી દશ હજાર વર્ષની છે.

એ નિરયાવાસમાં રહેનારા નૈરયિકો ક્રોધોપયુક્ત, માનોપયુક્ત, માયોપયુક્ત, અને લોભોપયુક્ત છે કે કેમ ? આના ઉત્તરમાં બહુ વિસ્તારથી ભાંગા બતાવવામાં આવ્યા છે, તે ત્યાંથી જોઇ લેવા.

આ પછી અવગાહના સ્થાન બતાવવામાં આવેલ છે. અર્થાત્ એ નૈરયિકોનાં અવગાહના સ્થાને। અસંખ્યેય છે. ઓછામાં ઓછી અંગુલના અસંખ્યેય ભાગ જેટલી અવગાહના, તે એક પ્રદેશાધિક, બે પ્રદેશાધિક-એમ યાવત્ અસંખેયપ્રદેશાધિક જાણવી.

નૈરયિકોને ત્રણ શરીરો બતાવવામાં આવ્યા છે :-વૈક્રિય, તૈજસ અને કાર્મણ.

નૈરયિકોને શરીર-સંઘયણ નથી હોતું. તેમનાં શરીરમાં હાડકાં, નસો અને સ્નાયુ નથી હોતા. અને શરીર-સંઘાતનપણે જે પુદ્ગલો પરિણમે છે, તે અનિષ્ટ, અકાંત, અપ્રિય, અશુભ અને અમનોજ્ઞ હોય છે.

નૈરયિકોનાં શરીરના સંસ્થાનનાં સંબંધમાં કહેવાયું છે કે-નૈરયિકોનાં શરીરો બે પ્રકારનાં છે. ભવધારણીય અને ઉત્તર વૈક્રિય. ભવ ધારણીય એટલે જીવે ત્યાંસુધી રહેનારૂં શરીર,

ભવધારણીય શરીર અને ઉત્તર વૈક્રિય શરીર બન્ને હુંડક સંસ્થાનવાળાં કહ્યાં છે.' 卐[૧૬]

---

卐 ૧૬. નરકભૂમિઓ એક બીજાની નીચે નીચે એમ સાત જ છે. જે સ્થળે આપણે બેઠા છીએ ત્યાથી એક લાખ એંશી હજાર યોજન જાડાઇવાળી પહેલી નરકભૂમિ છે. ઉપર અને નીચેથી એક એક હજાર યોજન છોડીને બાકીના ૧૭૮૦૦૦ યોજનવાલી નરકભૂમિમાં એક મહેલના માળાની જેમ ૧૩ પડલ (પ્રસ્તર–માળા) છે અને તેમાં ૩૦ લાખ નરકાવાસો છે એટલે કે પહેલી નરકભૂમિમાં ઉત્પન્ન થનારા નારકી જીવોને પ્રાય કરીને ૩૦ લાખ સ્થાન (આવાસો) છે. સાતે ભૂમિઓમાં પ્રાય કરીને ૮૪ લાખ આવાસો છે.

જઘન્યથી પહેલા નારકજીવોની જે દશહજાર વર્ષની આયુષ્ય–મર્યાદા છે, તે ૧૩ પ્રસ્તરમાથી પહેલા પ્રસ્તરને અનુલક્ષીને છે તેમની ઓછામા ઓછી ૧૦ હજાર વર્ષની ઉમ્ર હોય છે. તેમાં કોઇની ૧૦ હજાર વર્ષ ઉપર એક–બે–ત્રણ યાવત્ અસખ્ય સમય સુધીની વધારે પણ ઉમ્ર હોય છે. તે બધા ખાસ કરીને ક્રોધોપયુક્ત જ હોય છે, એટલે કે નારક જીવોને ક્રોધસજ્ઞા વધારે હોય છે પાપકર્મી હોવાથી નારકજીવો અનિષ્ટ, અકાત, અપ્રિય, અશુભ અને અમનોજ્ઞ પુદ્ગલોના શરીર સંઘાતવાલાજ હોય છે. એટલે કે તે જીવોના શરીર ઈષ્ટ નથી હોતાં, મનોહર નથી હોતા, પ્રિય નથી હોતાં, શુભ હોતાં નથી અને મનોજ્ઞ હોતા નથી

સમ્યગ્દર્શનને સાથે લઇને જે જીવો નરકમાં ગયા છે. તેમને મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન હોય છે, અને સંજ્ઞી અથવા અસજ્ઞી અવસ્થામાથી મિથ્યાત્વને લઈને જે નારક બન્યા છે, તેમને મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને વિભગજ્ઞાન હોય છે.

## લેશ્યાદિ

રત્નપ્રભાદિ સાત પૃથ્વીઓમાં છ લેશ્યાઓ પૈકી કઈ કઈ લેશ્યા છે? તેના ઉત્તરમાં કહ્યું છે કે-પહેલી અને બીજીમાં કાપોત લેશ્યા. ત્રીજીમાં કાપોત અને નીલ લેશ્યા. ચોથીમાં નીલ લેશ્યા, પાંચમીમા નીલ અને કૃષ્ણ લેશ્યા. છઠ્ઠીમાં કૃષ્ણ લેશ્યા અને સાતમીમાં પરમ કૃષ્ણ લેશ્યા છે.

આ રત્નપ્રભાદિ પૃથ્વીઓમાં રહેનારા નૈરયિકો સમ્યગ્દૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્મિથ્યાદૃષ્ટિ-એમ ત્રણે પ્રકારના છે. વળી તે જીવો જ્ઞાની અને અજ્ઞાની બન્ને પ્રકારના છે. જેઓ જ્ઞાની છે, એમને ત્રણ જ્ઞાન નિયમપૂર્વક હોય છે, અને જેઓ અજ્ઞાની છે, તેઓને ત્રણ અજ્ઞાન ભજનાપૂર્વક હોય છે. નૈરયિક જીવો મનોયોગી, વચનયોગી અને કાયયોગી-એમ ત્રણે પ્રકારના છે. વળી તે જીવો સાકારોપયુક્ત અને અનાકારોપયુક્ત પણ છે.

અસુરકુમારાદિના સંહનન, સંસ્થાન અને લેશ્યામાં નારકો કરતાં ભેદ હોય છે. તેઓનાં શરીર સંઘયણ વિનાનાં હોય છે. પરન્તુ તેમનાં શરીરસંઘાતપણે તે જ પુદ્ગલો પરિણમે છે. જે ઇષ્ટ અને સુંદર હોય છે.

તેમનું જે ભવધારણીય કાયમનું શરીર છે, તે સમચોરસ સંસ્થાને સ્થિત છે. અને જે શરીર ઉત્તર વૈક્રિય રૂપ છે, તે કોઈ એક સંસ્થાને રહેલું હોય છે. તેમને લેશ્યાઓ ચાર હોય છે. કૃષ્ણ, નીલ, કાપોત અને તેજો લેશ્યા.

પૃથ્વીકાયિકોને ત્રણ શરીર કહ્યાં છે:-ઔદારિક, તૈજસ્ અને કાર્મણ.

પૃથ્વીકાયિકોનાં શરીરસંઘાતરૂપે સારાં અને ખરાબ બન્ને પ્રકારનાં પુદ્ગલો પરિણમે છે. વળી તેઓ હુંડ સંસ્થાનવાળાં છે, એ વિશેષતા છે. તેમને લેશ્યાઓ પણ ચાર છે. તેઓ નક્કી મિથ્યાદૃષ્ટિ છે. તેઓ જ્ઞાની નથી પણ અજ્ઞાની છે. બે અજ્ઞાન જ હોય છે. તેઓ કેવળ કાયયોગી છે. આવી જ રીતે અપ્કાયિક જીવોનું પણ જાણવાનું છે.

વાયુકાદિકનાં ચાર શરીર કહ્યાં છે:—ઔદારિક, વૈક્રિય, તૈજસ અને કાર્મણ.

વનસ્પતિકાયિકો પૃથ્વીકાયિકોની માફક જાણવા. વિકલેન્દ્રિય (બે ઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય)ની સ્થિતિ પૃથ્વીકાયિકાદિના જેવી જાણવી. વિશેષ એ કે તેમનામાં તેજોલેશ્યા હોતી નથી. તેઓ સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિવાળા હોય છે. તેઓ જ્ઞાની અને અજ્ઞાની પણ છે.

જેઓ જ્ઞાની છે, એમને બે જ્ઞાન હોય છે. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન, જે અજ્ઞાની છે તેમને બે અજ્ઞાન હોય છે: મતિ અજ્ઞાન અને શ્રુત અજ્ઞાન. તેઓ વચન યોગી અને કાય યોગી હોય છે, પરન્તુ મનો યોગી નથી.

પંચેન્દ્રિય તિર્યંચોની સ્થિતિ નારક સૂત્રો (જીવો)ની માફક સમજવી. વિશેષતા એ છે કે—એમને ચાર શરીરો હોય છે: ઔદારિક, વૈક્રિય, તૈજસ અને કાર્મણ. તેમને છ'એ સંઘયણો હોય છે. અને સંસ્થાનો તથા લેશ્યાઓ પણ છ'એ હોય છે.

મનુષ્યોની સ્થિતિમાં—

મનુષ્યોને પાંચ શરીર હોય છે: ઔદારિક, વૈક્રિય,

આહારક, તૈજસ્ અને કાર્મણ મનુષ્યોને છ એ સંઘયણ, છ એ સંસ્થાન અને છ'એ લેશ્યાઓ હોય છે.

મનુષ્યોને જ્ઞાન પાંચ હોય છે · આભિનિબોધક મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન.卐[૧૭]

---

卐 ૧૭. પાચ શરીરમાંથી છેલ્લા બે શરીરો સૂક્ષ્મ હોય છે અને જીવાત્માની સાથે અનાદિકાળથી સબધવાળા છે, લોઢાના ગોળામાં જેમ અગ્નિ પ્રતિ અણુ પ્રવેશ કરે છે. તેમ પ્રતિ સમયે કરાતાં કર્મો પણ આત્માના પ્રત્યેક પ્રદેશમાં ચોટેલા છે. તે અનતાનત કર્મોનો સમૂહ જ કાર્મણ શરીર કહેવાય છે જે અત્યન્ત સૂક્ષ્મ અને અદશ્ય છે છતા પણ તેમા અનત શક્તિ રહેલી હોવાથી જીવાત્માને એક ભવમાથી બીજા ભવમા રખડાવે છે. જે સમયે પહેલાનો ભવ છોડીને આ જીવ બીજો ભવ લેવાને માટે માની કુક્ષિમાં આવે છે. તે જ સમયે શુક્ર અને રજનો 'આહારપર્યાપ્તિ' દ્વારા આહાર રૂપે ગ્રહણ કરે છે અને ઓજ શક્તિ વડે ગ્રહણ કરાયેલા આહારને તૈજસ શરીર દ્વારા પચાવે છે માટે આ બન્ને શરીરો સૂક્ષ્મ અનાદિકાલીન છે

જ્યારે ઔદારિક શરીર જેમાં હાડ, માસ, ચરબી, મૂળ, મૂત્ર તથા પરસેવો વગેરે હોવાના કારણે ભોગ્ય છે કેમકે કરેલા કર્મો તે ભોગવવાં માટે શરીર ધારણ કરવુ પડે છે આ શરીર ઉદારતત્ત્વોથી સભર છે. તેથી કોઇક સમયે ઘટે છે, વધે છે તદુરસ્ત તથા રોગિષ્ટ બને છે કર્મોને બાધતા પણ આવડે છે અને તેનાં મૂળીયા સર્વથા બાળીને ખાખ કરતાં પણ આવડે છે માટે મોક્ષ મેળવવા માટે આ ઔદારિક શરીર જ આપણા માટે ઉપકારક છે.

વૈક્રિય શરીર કે જેમા હાડ, માસ નથી હોતા તે પુણ્યકર્મી દેવતાઓને પુણ્યકર્મ ભોગવવા માટે અને પાપકર્મી નારકોને પાપ

વાણુ વ્યંતરાદિ સંબંધી—

ભવનવાસીઓનું અને વ્યંતરોનું સમમાનપણું છે, પણ જ્યોતિષ્કાદિનું તેમ નથી. જ્યોતિષ્કાદિના ૧૦ ભેદો છે,

જ્યોતિષ્કોને એક જ તેજોલેશ્યા હોય છે. તેમને ત્રણ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન હોય છે.

વૈમાનિકોને તેજોલેશ્યાદિ ત્રણ લેશ્યાઓ હોય છે, અને ત્રણ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન હોય છે.

## સૂર્યનું દેખાવું

આ ઉદ્દેશકમાં સૂર્યના દેખાવાની, સૂર્યના પ્રકાશક્ષેત્રની અને આથમવાની લંબાઈ, લોકાન્ત–અલોકાન્તની સ્પર્શના, જીવો દ્વારા કરાતી ક્રિયાઓનો વિચાર, લોક અને અલોકાદિમાં પહેલું કોણ ને પછી કોણ? લોકસ્થિતિના પ્રકારો અને સૂક્ષ્મ અપ્કાયનો વિચાર.

---

ભોગવવા માટે હોય છે. વૈક્રિયશરીરધારી દેવતાઓ પાસે ઘણી મોટી શક્તિઓ હોય છે. પણ તે એકયે શક્તિ મોક્ષ અપાવવા માટે સમર્થ નથી.

આહારક શરીર જે ઔદારિક અને વૈક્રિયની અપેક્ષાએ સૂક્ષ્મ હોય છે, તે ઉપયોગવંત, અપ્રમત્ત એવા સંયમધારી ચતુર્દશ પૂર્વધારીને જ હોય છે. તેઓ સંશય નિવારણાર્થે આ શરીર ધારણ કરે છે.

સંઘયણ એટલે હાડકાઓની રચના અને સંસ્થાન એટલે શરીરની સુંદરતા. કેવળજ્ઞાન મેળવવા માટે પ્રાયઃ કરીને વજ્ર-ઋષભનારાચ સંઘયણની આવશ્યકતા હોય

આમ જુદા જુદા વિષયો સંબંધી પ્રશ્નો છે. આમાંની કેટલીક બાબતો-બલ્કે આખાય પ્રકરણની બાબતો વૈજ્ઞાનિક છે. સારાંશ એ છે કે:—

ઊગતો સૂર્ય જેટલે દૂરથી જોવાય છે, તેટલે જ દૂરથી આથમતો સૂર્ય પણ જોવાય છે. કહેવાયું છે કે-સૂર્ય સૌથી અંદરના માંડલામાં ૪૭૨૬૩ થી કંઈક વધારે યોજન જેટલે દૂરથી ઉદયાવસ્થામાં દેખાય છે. અને આથમતાં પણ એટલે જ દૂરથી દેખાય છે. આવી જ રીતે ઊગતો સૂર્ય જેટલા ક્ષેત્રને પ્રકાશે છે-તપાવે છે, તેટલા જ ક્ષેત્રને આથમતો સૂર્ય પણ પ્રકાશે છે અહિં સૂર્યના તાપથી સ્પર્શાયેલી દિશાઓ ૬ કહેવામાં આવી છે.

સંસારમાં લોક અને અલોક એમ બે પદાર્થો માનેલા છે. આ લોક અને અલોક, એ બે એક બીજાથી કેટલા દૂર-કેવી રીતે રહેલા છે, એ સંબંધીના પ્રશ્નોથી સ્પષ્ટ થાય છે કે—

લોકનો અંત એ અલોકના અંતને અને અલોકનો અંત એ લોકના અંતને સ્પર્શે છે. અને તે છએ દિશાઓમાં સ્પર્શાય છે આમ બેટનો છેડો સમુદ્રના છેડાને, સમુદ્રનો છેડો બેટના છેડાને, પાણીનો છેડો વહાણના છેડાને અને વહાણનો છેડો પાણીના છેડાને સ્પર્શે.

આ વિષય આ પ્રશ્નોની વૃત્તિમાં સારી રીતે સમજાવ્યો છે, ત્યાંથી જોવાની ભલામણ છે.

હવે ક્રિયા વિચારમાં જણાવવામાં આવ્યું છે કે—જીવો દ્વારા પ્રાણાતિપાતાદિ ક્રિયા કરાય છે, તે ક્રિયા નિર્વ્યાઘાતવડે છ દિશાને અને વ્યાઘાતને આશ્રીને કદાચ ત્રણ-ચાર કે પાંચ

દિશાને સ્પર્શે છે. જે ક્રિયા કરાય છે તે કૃત છે, અને તે આત્મકૃત છે, નહિં કે પરકૃત યા તદુભયકૃત, તે ક્રિયા અનુક્રમપૂર્વક કૃત છે. વળી જે કૃત ક્રિયા કરાય છે અને કરાશે, તે બધીયે અનુક્રમપૂર્વક કૃત છે, પણ અનુક્રમ સિવાય કૃત નથી.

નૈરયિકો દ્વારા પણ ક્રિયા કરાય છે અને તે નિયમે છ’એ દિશાઓમાં કરાય છે. આ નૈરયિકોની માફક વૈમાનિક સુધીના બધા જીવોનું જાણવું. માત્ર એકેન્દ્રિયને છોડીને.

આમ પ્રાણાતિપાતની માફક મૃષાવાદ વગેરે અઢારે પાપસ્થાનક વિષે ચોવીસ દંડક કહેવાના છે.卐[૧૮]

## પહેલાં કોણ અને પછી કોણ ?

આ બધા પ્રશ્નોત્તરો શ્રી ગૌતમસ્વામીને સંબોધીને થયા પછી અહિં ભગવાન મહાવીરદેવના રોહ નામના શિષ્ય પ્રશ્નો કરે છે અને ભગવાન તેનો ઉત્તર આપે છે.

સંસારમાં લોક અને અલોક, જીવ અને અજીવ, લોકાન્ત અને અલોકાન્ત એમ બબ્બે વસ્તુઓ છે. આ બેમાં પહેલું

---

卐 ૧૮. પ્રાણાતિપાતાદિક ક્રિયાઓ દ્વારા બધાતા કર્મો આત્મકૃત જ હોય છે. સસારમાં આપણે સૌ પ્રત્યક્ષરૂપે જોઇ શકીએ છીએ કે અનંતાનત શરીરોમા રહેલો જીવાત્મા પણ એકબીજા આત્માથી સર્વથા જૂદો છે. પોતાના જ કરેલા કર્મોને જીવ ભોગવી રહ્યો છે આ અનુભવ જૂઠો કેવી રીતે હોઇ શકશે ? ‘બધા શરીરમાં એક જ આત્મા છે’ આ મત ગમે તે પંથનો હોય ! પરન્તુ વ્યવહારે અસત્ય ઠરતો મત કોઇને પણ સ્વીકાર્ય હોઇ શકે નહિં માટે હિંસા, જૂઠ, ચૌર્ય, અને મૈથુનકર્મોને જે જીવ કરશે તેના પરિણામો–ફળો તેજ જીવને ભોગવ્યા વિના છૂટકો નથી.

કોણ અને પછી કોણ ? એ મુખ્ય પ્રશ્ન છે. ભગવાને ઉત્તર આપતાં જણાવ્યું છે કે—

લોક અને અલોક, જીવ અને અજીવ, ભવસિદ્ધિક અને અભવસિદ્ધિક, સંસાર અને મોક્ષ, લોકાન્ત અને અલોકાન્ત એ જોડલાં એક બીજાથી પહેલાં પણ છે ને પછી પણ છે. કારણ કે એ બન્ને વસ્તુઓ શાશ્વત છે—અનાદિ છે. એટલે અમુક પહેલાં ને અમુક પછી, એમ ન કહી શકાય. જેવી રીતે કુકડી અને ઈંડું. એમાં પહેલાં કોણ ને પછી કોણ? કુકડી વિના ઈંડું નહિ ને ઈંડા વિના કુકડી નહિ. એવી જ રીતે બધે સમજવું.

આવી જ રીતે અવકાશાન્તર, વાત, ઘનોદધિ, પૃથ્વી, દ્વીપ, સાગર, ક્ષેત્ર, નૈરયિકાદિ જીવ, અસ્તિકાય, સમય, કર્મ, લેશ્યા, દૃષ્ટિ, જ્ઞાન, દર્શન, સંજ્ઞા, શરીર, યોગ, ઉપયોગ, દ્રવ્યપ્રદેશો, પર્યવો, કામ વગેરે માટે પહેલા અને પછીનો પ્રશ્ન સ્પષ્ટ થઈ જાય છે. અર્થાત્ જે વસ્તુઓ અનાદિ છે, એના માટે પહેલા અને પછીનો ક્રમ કહી શકાય જ નહિં.卐[૧૯]

---

卐 ૧૯ ભગવાન મહાવીર સ્વામીને 'રોહ' નામનો અણગાર-અંતેવાસી હતો તે પરોપકારશીલ, ભાવમાર્દવનો સ્વામી, વિનયવાન્, (વિશેષેણ નયતિ–દૂરીકરોતિ રાગાદિ શત્રુન્ સ વિનય·) કષાયોથી મુક્ત, તથા શુદ્ધોપયોગથી કષાયોને પાતલા કરનારા ગુરૂકુલવાસી અને આઠે પ્રકારના મદોથી રહિતે તે 'રોહ' નામનો અણગાર એકદા ભગવાન મહાવીરના ચરણોમા સમુપસ્થિત થયો અને પોતાના મનમા રહેલી શંકાઓનુ સમાધાન કર્યું. આ બધી વાતો આ પ્રશ્નોત્તરોમા અત્યન્ત સ્પષ્ટ છે.

## લોકસ્થિતિ

રોહ અણગારના આ પ્રશ્નો પછી પાછા ગૌતમસ્વામીના પ્રશ્નો લોકસ્થિતિ સંબંધી આવે છે.

ગૌતમસ્વામી ભગવાનને પૂછે છે કે--લોકસ્થિતિ કેટલા પ્રકારની છે? એના ઉત્તરમાં ભગવાન આઠ પ્રકારની બતાવે છે અને તે આ પ્રમાણે :—

---

તે સમયે ભગવાન મહાવીર સ્વામી વિચરતા હતા ત્યારે જે બીજા એકાન્તવાદી દાર્શનિક હતા. તેમના વિભિન્ન મત–મતાંતરોને લઇને 'રોહા' નામના અણગારના મનમાં નીચે પ્રમાણે શંકાઓ રહેતી હતી કે.—

(૧) પ્રત્યક્ષ દેખાતો અને ત્રણે કાળમા અનુભવાતો આ લોક (સંસાર) ક્ષણસ્થાયી શી રીતે હોઇ શકે ?

(૨) **જ્ઞાનાદન્યોऽર્થં પરઃ**—જ્ઞાનથી ભિન્ન પદાર્થો પણ જેમને આપણે સૌ પ્રત્યક્ષ જોઇ રહ્યા છીએ, તે બધા 'અસત્' કેવી રીતે હોઈ શકે ? જ્ઞાનાદ્વૈતવાદિઓનું આ કથન **'જ્ઞાનમેવ તત્ત્વમ્'** એ સત્યરૂપે શી રીતે બનશે ? માટે જ્ઞાનને છોડીને પર પદાર્થો પણ સત્યસ્વરૂપે જે દેખાય છે, તેનો અપલાપ કરવો એ ન્યાય સંગત નથી.

(૩) બીજાઓના રચેલા શાસ્ત્રો અને વચનો સાચા છે ? કે આ પ્રત્યક્ષ દેખાતો સંસાર અને વ્યવહાર સત્ય સ્વરૂપે છે ?

(૪) સંસાર પહેલા ન હતો અને પછીથી બ્રહ્માએ બનાવ્યો આ વાત શ્રુતિ, યુક્તિ અને અનુભૂતિને યોગ્ય કેવી રીતે બનશે ?

વાયુ આકાશને આધારે રહેલો છે.

ઉદધિ (સમુદ્ર) વાયુને આધારે રહેલ છે.

પૃથ્વી ઉદધિને આધારે રહેલ છે.

જીવો (ત્રસ–સ્થાવર) પૃથ્વીને આધારે રહેલા છે.

અજીવો (જડ પદાર્થો) જીવને આધારે રહેલા છે.

અજીવોને જીવોએ સંઘરેલા છે અને

જીવોને કર્મોએ સંઘરેલા છે.

અહિં હેતુમાં ઉદાહરણ આપવામા આવ્યું છે કે– ચામડાની મશકને પવનવડે ફુલાવવામાં આવે. પછી તે મશકનું મુખ બંધ કરીને વચ્ચે ગાંઠ બાંધવામાં આવે અને તે ભાગમાં પાણી ભરવામાં આવે. પછી મશકનું મુખ બંધ કરે અને વચલી ગાંઠ છોડી દે, તો તે ભરેલું પાણી નીચે રહેલા વાયુની

(૫) નિરાકાર પરમાત્મા ક્યા સાધનોથી સંસારને બનાવશે અને બનાવ્યા પછી પ્રલયકાળમાં નાશ શા માટે કરતો હશે ?

(૬) ત્યારે શું સંસાર અનાદિ નિધન હશે ? શાશ્વત હશે ? લોક પહેલા હશે કે અલોક પહેલા હશે ? ઈત્યાદિ અનેક શંકાઓને લઈને વિક્ષુબ્ધ માનસવાળા, ભગવાનના ચરણકમળમાં આવેલા રોહા અણગારને ભગવાને શંકા વગરનો કર્યો.

શંકાઓનું સમાધાન અહિ ગુરુઓ પાસે ન કરવામા આવે તો માણસ એકાન્તપક્ષી બનીને પોતાનું નુકશાન કરશે માટે રોહની જેમ શ્રદ્ધાળુ બનીને ગુરુઓ પાસે સમાધાન મેળવવા માટે પ્રયત્નશીલ રહેવું પ્રશ્નો અને જવાબો સર્વથા સ્પષ્ટ છે

ઉપર જ રહેશે. આવી જ રીતે ઉપર પ્રમાણે એકબીજાનો સંબંધ રહેલો છે.卐[૨૦]

---

卐 ૨૦. લોકસ્થિતિ (સંસાર મર્યાદા) આઠ પ્રકારની બતાવવામાં આવી છે. ઇષત્પ્રાગ્ભારા પૃથ્વીને છોડી બાકીની સાત પૃથ્વીઓ, જીવો, પુદ્ગલો કયા આધારે રહેલા છે? તે વાતનો ખુલાસો કરતાં ભગવાને ફરમાવ્યું —પૃથ્વી ઉદધિના આધારે છે ઉદધિ વાયુના આધારે છે અને વાયુ આકાશના આધારે છે. અને આકાશ સર્વ વસ્તુઓનો આધાર હોવાથી આધાર વિનાનો છે. જે જમીન ઉપર આપણે બેઠા છીએ તે ૧૮૦૦૦૦ યોજન જાડાઇવાલી પહેલી પૃથ્વી છે. તેના ખરભાગ, પંકભાગ અને જળભાગ આમ ત્રણ ભાગ પડે છે.

તેમાં ૧૬૦૦૦ હજાર યોજનની જાડાઇવાળો ખરભાગ છે. તેના નીચે ૮૪ હજાર યોજનની જાડાઇવાલો પંક ભાગ છે અને તેની નીચે ૮૦ હજાર યોજનની જાડાઇવાલો જળભાગ છે. એની નીચે ઘનોદધિ વલય છે. પછી ઘનવાત વલય અને તેના નીચે તનવાત વલય છે. અને ત્યારપછી અસંખ્યાત કોટાકોટી યોજન પ્રમાણ આકાશ છે. ત્યારપછી બીજી પૃથ્વી છે. તેના નીચે ઘનોદધિ, ઘનવાત, તનવાત, આકાશ યાવત્ સાતે પૃથ્વીઓનો આ ક્રમ શાશ્વત છે. જે અધોલોક તરીકે કહેવાય છે. જેમાં ભવનપતિના દેવો અને નારક જીવો રહે છે.

ખરભાગની ઉપર તિરછાલોક કહેવાય છે. જ્યાં ત્રસ અને સ્થાવર જીવો રહે છે.

અજીવો (જડપદાર્થો) જીવાશ્રિત છે જેમકે આપણું શરીર જે જડ છે, તે જીવના આધારે રહ્યું છે. આ પ્રમાણે જેટલાં શરીરો છે તે બધા જીવાધીન છે. અને જીવો કર્મોના આધારે છે. કેમકે કર્મ

## સૂક્ષ્મ સ્નેહ કાય

આ પ્રકારણની—ઉદ્દેશાની અંતમાં સૂક્ષ્મ સ્નેહકાય એક જાતનું પાણી, એ સંબંધી પ્રશ્ન છે. આવું પાણી માપ પૂર્વક પડે છે કે કેમ? ભગવાન કહે છે કે–હા પડે છે. ઊંચે પડે છે, નીચે પડે છે ને તિરછે પડે છે. આ સૂક્ષ્મ અપ્કાય, સ્થૂલ અપ્કાય (પાણી)ની માફક પરસ્પર સમાયુક્ત થઇને રહેતું

---

વિનાનો જીવ કોઇ કાળે પણ હતો જ નહિ અત્યારે પણ નથી અને જ્યાંસુધી સિદ્ધશિલા (ઇષત્પ્રાગભારા) ને પ્રાપ્ત ન થાય ત્યાંસુધી કર્મ વિનાનો જીવ રહી શકશે નહિ

અનંત દુખોથી ભરેલા આ ભયંકર સંસારમાં રખડનારા જીવોને કર્મરાજાએ આધીન કર્યા છે અને કર્મોને જીવ સંગ્રહી બેઠો છે.

આ પ્રમાણે શાશ્વતી લોકસ્થિતિમાં કઇ પણ ફેરફાર કરવાની તાકાત કોઇનામા પણ નથી ચક્રવર્તી, વાસુદેવો, બળદેવો અને તીર્થંકરો પણ લોકસ્થિતિને જ આધીન છે

કેવળજ્ઞાનના સ્વામી ભગવાન મહાવીર સ્વામીની વાણીની યથાર્થતા નિર્ણીત થઇ ગયા પછી શેષનાગના આધારે પૃથ્વી છે અથવા કાચબાના આધારે પૃથ્વી છે આ બાલચેષ્ટિત વાણી આપણને શી રીતે રંજન કહી શકશે? પૃથ્વીના નીચે જે જળ છે તે દ્રવરૂપ જળ નથી પણ ઘનરૂપ છે માટે પૃથ્વીના નીચે જે સમુદ્ર છે તે ઘનોદધિ કહેવાય છે, જ્યારે ઇષત્પ્રાગભારા પૃથ્વી આકાશના આધારે છે જીવો જેમ પૃથ્વીના આધારે રહે છે, તેમ આકાશ પર્વત અને વિમાનોના આધારે પણ રહે છે

નથી. એ શીઘ્ર જ નાશ પામે છે. 卐[21]

## નૈરયિકોની ઉત્પત્તિ

આ ઉદ્દેશકમાં પ્રારંભમાં નારકીના જીવોની ઉત્પત્તિ, આહાર, તેનું ઉદ્વર્ત્તન અને પછી વિગ્રહગતિ અને દેવચ્યવન સંબંધી થોડાક પ્રશ્નોત્તરો આપી ગર્ભવિચાર કરવામાં આવ્યો છે. ગર્ભવિચાર અત્યન્ત વિચારણીય અને વિજ્ઞાનની સાથે તેનું મળતાપણું કેટલું છે, એ તે વિષયના વિદ્વાનોએ વિચારવા જેવું છે. આખા ઉદ્દેશકનો સાર આ છેઃ—

નારકીમાં ઉપજતો જીવ સર્વભાગવડે સર્વભાગને આશ્રયીને ઉત્પન્ન થાય છે. તે સર્વભાગવડે એક ભાગને આશ્રીને આહાર કરે છે. અથવા સર્વ ભાગવડે સર્વ ભાગને આશ્રીને આહાર કરે છે. આવી રીતે એ જીવોના ઉદ્વર્ત્તમાન વિષે પણ જાણવાનું છે.

તે પછી જીવોની ગતિના સંબંધમાં કહેવામાં આવ્યુ છે કે—જીવ કે જીવો કદાચિત્ વિગ્રહ ગતિને પ્રાપ્ત છે, તો કદાચ અવિગ્રહ ગતિને પ્રાપ્ત છે. આમાં નૈરયિકોના સંબંધમાં

---

卐 ૨૧. સૂક્ષ્મસ્નેહકાય (અપ્કાય)ના રક્ષણ માટે જ સંયમધારિઓને તથા પૌષધ અને સામાયિક વ્રતવાળાઓને કાળના સમયે જતા આવતા માથા ઉપર કામળી નાખવાથી આજ્ઞા છે કેમકે જીવમાત્રની રક્ષા કરવી, એજ સંયમધર્મ છે.

તેમજ કાળના સમયમા રોગાન કરેલા પાત્રા વગેરે પણ બહાર રાખવા નહિ. કારણકે ચિક્કાસ હોવાના કારણે જીવહત્યાનો સંભવ છે.

કહ્યું છે કે-તે બધા અવિગ્રહગતિને પ્રાપ્ત છે, અથવા ઘણા અવિગ્રહગતિને પ્રાપ્ત ને એકાદ વિગ્રહગતિને પ્રાપ્ત અથવા ઘણા અવિગ્રહગતિને પ્રાપ્ત અને ઘણા વિગ્રહગતિને પ્રાપ્ત-એ પ્રમાણે ત્રણ ભાંગા જીવ અને એકેન્દ્રિયને છોડીને બધે કહેવા 卐[૨૨]

---

卐 ૨૨ સ્થૂલ બુદ્ધિના માલિકો આ પ્રમાણે કહે છે કે-સંસારનુ સ્વરૂપ સ્વપ્ન જેવુ છે અને જીવ પાણીમાં ઉત્પન્ન થતા પરપોટા જેવો છે, તેઓને દયાના સાગર મહાવીરસ્વામી ઉપદેશ આપતાં કહે છે કે-જાગ્યા પછી સ્વપ્નના દશ્યો ભલે ભોગવટામા ન આવે તો એ સસાર તો પ્રત્યક્ષ ભોગ્ય છે જેનો પ્રત્યેક પદાર્થ આપણા ભોગને માટે છે, અને તેનો ભોગવટો આ જીવાત્માને અનેરો આનન્દ આપે જ છે આ પ્રમાણે પ્રત્યક્ષ અનુભવાતો સસાર સ્વપ્નની જેમ શી રીતે હોઈ શકશે ? માટે સસાર અને સસારી તથા ચારે ગતિ અને ચારે ગતિઓમા રમત-ગમ્મતના મેદાનના દડાની જેમ આ જીવાત્માઓ પણ શાશ્વતા જ છે

જૈન શાસનમા એક ભવમાથી બીજા ભવમા જવા માટે આ પદ્ધતિ છે —

(१) विग्रहगतौ कर्मयोग ।

(२) अनुश्रेणि गति· ।

(३) अविग्रहा जीवस्य ।

(४) विग्रहवती च संसारिणः प्राक् चतुर्भ्यः ।

(५) एकसमयोऽविग्रहः ।

(६) एकं द्वौ वाऽनाहारक· ।

## ગર્ભ વિચાર

આ પછીનો ગર્ભ વિચાર અગત્યનો હુઈ પૂરેપૂરો આપવામાં આવે છે. ગર્ભમાં ઉત્પન્ન થતો જીવ ઈન્દ્રિયવાળો ઉત્પન્ન થાય છે, ને ઈન્દ્રિયવિનાનો ઉત્પન્ન થાય છે. આ અપેક્ષાકૃત વચન છે. ગર્ભમાં ઉત્પન્ન થતા જીવને સ્પર્શ-રસનાદિ દ્રવ્યેન્દ્રિયો નથી. એટલે ઈન્દ્રિયો વિનાનો, અને ભાવેન્દ્રિય-ચૈતન્ય હોય છે, એટલે ઈન્દ્રિયોવાળો કહેવાય.

---

ત્રિકાળઆધિત આ જૈન સૂત્રોથી પુનર્જન્મ સિદ્ધ થાય છે.

એક શરીરને છોડતાં પહેલા જીવમાત્રને આવતાં ભવ માટેનુ આયુષ્યકર્મ-ગતિનામકર્મ તથા તે ગતિમાં લઈ જનાર આનુપૂર્વી નામકર્મની ઉપાર્જના અવશ્યમેવ કરવાની હોય છે ત્યારપછી જ આપણુ આ વર્તમાન શરીર જીવાત્માથી છૂટું થાય છે. અને જીવાત્મા પોતાના કરેલા પાપ તથા પુણ્યને લઇને બીજો અવતાર ધારણ કરે છે.

અનત દુ:ખોથી ભરેલા આ સસારનો સમૂળ ઉચ્છેદ કરનાર સિદ્ધાત્માને આનુપૂર્વી નામકર્મ બાધવાની આવશ્યકતા હોતી નથી, તેથી તેઓ ઋજુ (અવિગ્રહા) ગતિથી તેજ સમયે સિદ્ધશિલામાં વાસ કરી લે છે. પરન્તુ નરક ગતિમા જનારા જીવો તો સકર્મક હોય છે. માટે સ્વય કરેલા પાપકર્મોથી વિહ્વલ બનેલા ઋજુગતિથી મોક્ષ તરફ ચાલ્યા ન જાય, તે માટે આનુપૂર્વી નામકર્મ તેમને નરક તરફ લઇ જાય છે

ગતિનો અધિકાર હોવાથી કપૂરની ગોટી જેવો, મોટી ઋદ્ધિવાળો મહેશ્વરદેવ પોતાનું ચ્યવન અને જે સ્થાને ઉત્પન્ન થવાનું છે તે સ્થાન પોતાના અવધિજ્ઞાનથી જાણીને અત્યન્ત લજ્જાલુ થયો

આવી જ રીતે ગર્ભમાં ઉત્પન્ન થતો જીવ શરીર વિનાનો અને શરીરવાળો ઉત્પન્ન થાય છે. ઔદારિક, વૈક્રિય અને આહારક, એ ત્રણ સ્થૂલ શરીરો નથી. તે અપેક્ષાએ શરીર વિનાનો છે અને તૈજસ તથા કાર્મણ–એ બે સૂક્ષ્મ શરીર હોવાથી શરીર-વાળો ઉત્પન્ન થાય છે.

ગર્ભમાં ઉત્પન્ન થતાં વેંત જ પરસ્પર એક બીજામાં મળેલું માતાનું આર્તવ અને પિતાનું વીર્ય–જે કલુષ અને કિલ્બિષ છે–તેનો આહાર કરે છે.

ગર્ભમાં ગયેલો જીવ માતાએ ખાધેલા અનેક પ્રકારના સર વિકારોનાં એક ભાગ સાથે માતાના આર્તવને ખાય છે.

---

છતો આહાર નથી કરતો કેમકે—દેવગતિને છોડીને મનુષ્ય સ્ત્રીની કુક્ષિમાં અવતરનારો આ દેવ પોતાના ઉત્પત્તિ સ્થાનને આ પ્રમાણે જુએ છે. "અત્યન્ત મોહકર્મી પુરુષથી ઘૃણિતરૂપે ભોગવાયેલી સ્ત્રીનો ગર્ભાશય અત્યન્ત દુર્ગંધયુક્ત છે, માટેજ ન ગમે તેવો નઠારો છે. મૈથુનકર્મમા આસક્ત બનેલા પુરુષ અને સ્ત્રીનું અત્યન્ત ઘૃણિત, ક્લિષ્ટ અને આંખોને કોઇ કાળે પણ ન તેવુ વીર્ય અને રજનુ ભક્ષણ મારે કરવાનુ રહેશે જ્યા મળ, મૂત્ર, ચરબી, લોહી વગેરે ગંધાતા પદાર્થોની ભરમાર છે, જ્યાં હવા, પ્રકાશ, પલગ વગેરે સુખદાયી પદાર્થો મુદ્દલ નથી, તેવા સ્થાને મારે નવ માસ સુધી ઊંધા શરીરે રહેવુ પડશે" આ બધુ જોઇને તે દેવ અરતિ પરિપહને વશ બનીને આ પ્રમાણે મુઝવણ અનુભવે છે. આ દિવ્ય અને સુગધી શરીર મારે છોડવુ પડશે, અને ગધાતા સ્થાનમા નવ મહિનાની સખ્ત કેદમા રહેવું પડશે અમૃત ભોજન છોડીને ગધાતા પુદ્ગલોનો આહાર કરવો પડશે. આમ લજ્જાશીલ બનેલા આ દેવને આહાર પ્રત્યે અરુચિ થાય છે.

આ આહાર એ જીવના ચામડી, હાડકાં, મજ્જા, વાળ, દાઢી, રૂંવાટા અને નખરૂપે પરિણમે છે, એનું જ કારણ છે કે—એ ગર્ભના જીવને વિષ્ટા, મૂત્ર, શ્લેષ્મા, નાકનો મેલ, વમન કે પિત્તાદિ હોતાં નથી.

ગર્ભમાં ગએલો જીવ સર્વ આત્મવડે આહાર કરે છે ને આત્માવડે જ પરિણમાવે છે. તે આત્મવડે જ ઉચ્છ્વાસ-નિઃશ્વાસ લે છે.

ગર્ભના જીવને આહાર લેવામાં અને તેનો ચય-અપચય કરવામાં બે નાડીઓ કામ કરી રહી છે. એક ' માતૃજીવરસહરણી ' નામની નાડી છે, તે માતાના જીવ સાથે સંબદ્ધ છે અને પુત્રના જીવને અડકેલી છે. આનાથી પુત્રનો જીવ આહાર લે છે અને આહારને પરિણમાવે છે. એક બીજી પણ નાડી છે. જે પુત્રના જીવ સાથે સંબદ્ધ છે અને માતાના જીવને અડકેલી છે અનાથી પુત્રનો જીવ આહારનો ચય અને અપચય કરે છે. આ જ કારણ છે કે પુત્રનો જીવ મુખદ્વારા-કોળીયારૂપ આહાર લેવાને શક્ત નથી.

માતાનાં અંગો ત્રણ છે: માસ, શોણિત-લોહી અને માથાનું ભેજું. પિતાનાં અંગો ત્રણ છે: હાડકાં, મજ્જા અને કેશ-દાઢી, રોમ, નખ.

આ માતા-પિતાના અંગો સંતાનના શરીરમાં જીવતાં સુધી રહેનારુ શરીર. જેટલા કાળ સુધી ટકે, તેટલા કાળ સુધી તે રહે છે જ્યારે તે શરીર સમયે સમયે હીન થતું અને છેવટે જ્યારે નષ્ટ થાય છે, ત્યારે પહેલાં માતા-પિતાના અંગો પણ નાશ પામે છે.

ગર્ભમાં ગએલા જીવ, માતા દુઃખી હોય તો દુઃખી અને સુખી હોય તો સુખી હોય છે.

જે ગર્ભ પ્રસવ સમટે માથા દ્વારા કે પગદ્વારા આવે તો સરખી રીતે આવે છે, જો આડો થઈને બહાર આવે તો મરણ પામે, કદાચિત્ જીવતો આવે તો અને જીવનાં કર્મો જો અશુભ રીતે બદ્ધ, સ્પૃષ્ટ, નિધત્ત, કૃત, સ્થાપિત, અભિનિવિષ્ટ, અભિસમન્વાગત, સમન્વાગત, ઉદ્દીર્ણ હોય અને ઉપશાંત ન હોય તો તે જીવ કદ્રૂપો, દુર્વર્ણવાળો દુર્ગંધવાળો, ખરાબ રસવાળો, ખરાબ સ્પર્શવાળો, અનિષ્ટ, અકાંત, અપ્રિય, અમનોત, ખરાબ સ્વરવાળો અને અનાદેય વચનવાળો થાય છે અને કદાચિત્ તે શુભ કર્મોવાળો જીવ હોય તો બધુ શુભ પણ હોય. પરન્તુ બનતા સુધી આડો થઈને જીવ જીવતો ન નિકળે.

ગર્ભસંબંધી આ પ્રમાણેનું વર્ણન ભગવતી સૂત્રમાં આ ઉદ્દેશામાં છે. (આ સબંધી થોડુંક વર્ણન બીજા શતકના પાંચમા ઉદ્દેશામાં પણ આવે છે.)

આવી જ રીતે **તંદુલ વેઆલિય પયન્નામાં** પણ આ સંબંધી વિસ્તારથી વર્ણન આવે છે ભગવતીનાં સંપાદક અને અનુવાદકે તે પણ આપ્યુ છે. અહિં પણ તે વર્ણન ઉપયોગી હોવાથી આપવામા આવે છે.

જીવ ગર્ભની અંદર ૨૭૭ા દિવસ અર્થાત્ નવ માસ સાડા સાત દિવસ સુધી રહે છે આટલી સ્થિતિ તો હોવી જ જોઈએ. આથી ઓછા વધારે દિવસ રહે તો સમજવું જોઈએ જોઈએ કે જીવને કઈ ઉપઘાત થયો છે.

સ્ત્રીની નાભિની નીચે ફુલના નાળના જેવા ઘાટવાળી બે નાડીઓ હોય છે. તેની નીચે નીચા મુખવાળી અને ફુલના ડોડા જેવી યોનિ હોય છે. તેની નીચે આંબાના માંજર જેવા ઘાટવાળી માંસની માંજર હોય છે. તે માંજર ઋતુ સમયે ફુટે છે અને તેમાંથી લોહીનાં બિંદુ ઝરે છે.

હવે તે ઝરતા લોહીના બિંદુઓમાંથી જેટલા બિંદુઓ પુરુષના વીર્યથી મિશ્રિત થઈ, તે ડોડાના જેવા આકારવાળી યોનિમાં જાય છે, તેટલા બિંદુઓ જીવની ઉત્પત્તિને યોગ્ય કહ્યા છે.

બાર મુહૂર્ત પછી તે યોનિ—એટલે કે યોનિમાં આવેલા પૂર્વોક્ત પ્રકારના લોહીના બિંદુઓમાં રહેલી જીવની ઉત્પત્તિની યોગ્યતા નાશ પામે છે અને તેની અંદર વધારેમાં વધારે બેથી નવલાખ જીવો ઉપજે છે.

પંચાવન વર્ષ પછી સ્ત્રીની યોનિ મ્લાન થાય છે, અર્થાત્ તે ગર્ભોત્પત્તિને માટે યોગ્ય નથી રહેતી. તથા પંચોતેર વર્ષ પછી પુરુષ ઘણુા ભાગે નિર્બીજ થઈ જાય છે. સો વર્ષના આયુષ્યવાળા માટે આ મર્યાદા સમજવી જોઈએ. તેથી વધારે આયુષ્ય—ઠેઠે પૂર્વકોટી સુધી જીવનારા મનુષ્યો માટે આ નિયમ છે. તેવી સ્ત્રીઓની યોનિ જ્યારે તેનું આયુષ્ય અર્ધું બાકી રહે છે, ત્યારે ગર્ભોત્પતિને અયોગ્ય થાય છે અને પુરુષો આયુષ્યનો ૨૦મો ભાગ બાકી રહે, ત્યારે નિર્બીજ બને છે.

ઋતુકાળે પ્રાપ્ત થયેલી સ્ત્રીની યોનિમાં બાર મુહૂર્ત જેટલા સમયે બેથી નવલાખ જીવો ઉત્પન્ન થાય છે. તથા વધારેમાં વધારે એક જીવને બસોથી નવસો સુધીના જનક (પિતા) હોઈ શકે છે.

જીવ વધારેમાં વધારે ગર્ભાવાસમાં બાર વર્ષ સુધી રહે છે. સ્ત્રીની જમણી કુખે પુત્ર ઉત્પન્ન થાય છે ડાબી કુખે પુત્રી ઉત્પન્ન થાય છે. ડાબુ અને જમણું-એ બન્નેની વચ્ચે નપુંસક પેદા થાય છે.

તિર્યંચોમાં વધારેમાં વધારે જીવ ગર્ભાવાસમાં આઠ વર્ષ સુધી રહે છે.

જ્યારે માતા-પિતાનો સંયોગ થાય છે, ત્યારે પહેલી વખતે જીવ માતાનુ લોહી અને પિતાનુ વીર્ય-તે બેથી મિશ્રિત થએલ ઘૃણા ઉપજે તેવો મલીન પદાર્થ ખાય છે. તેને ખાઈને ગર્ભપણે ઉત્પન્ન થાય છે. ત્યારબાદ સાત દિવસે તે ગર્ભ કલલરૂપે થાય છે બીજા સાત દિવસે તે ગર્ભ પરપોટા જેવો થાય છે. પછી તે પરપોટાની પેશી બને છે. પછી તે કઠણ પેશી જેવો થાય છે. પહેલે મહીને ગર્ભનુ વજન એક કર્ષ ઉણું એક પલ થાય છે. (સોળ માસાનો એક કર્ષ અને ચાર કર્ષનો એક પલ થાય છે.) બીજે માસે કઠણ પેશી જેવો થાય છે ત્રીજે માસે માતાને દોહદ (દોહલા) ઉત્પન્ન કરે છે. ચોથે માસે માતાના અંગોને પુષ્ટ કરે છે. પાચમે માસે તે પેશીમાંથી પાંચ અંકુરા ફૂટે છે. બે પગના બે, બે હાથના બે અને માથાનો એક, છઠ્ઠે મહિને પિત્ત અને શોણિત ઉપજે છે. સાતમે મહિને સાતસો નસો, પાંચસો માંસ પેશીઓ, મોટી નવ ધમણીઓ, નાડીઓ અને દાઢી તથા માંસ સિવાય નવાણું લાખ રોમકૂપોને ઉપજાવે છે. આઠમે માસે તે પૂરેપૂરાં અંગવાળો બને છે.

× × ×

આ ગર્ભને ફળના ડીટિયા જેવી, કમળના નાળ જેવા ઘાટવાળી નાભિ ઉપર રસ હરણી નામની નાડી હોય છે અને

તે નાડીનો માતાની નાભિ સાથે સંબંધ હોય છે. તેથી તે વાટે ગર્ભનો જીવ ઓજને ગ્રહણ કરે છે અને તેનાથી જ જ્યાંસુધી જન્મે ત્યાંસુધી વૃદ્ધિ પામે છે.

× × ×

નવ માસ વીત્યા પછી, કે નવ માસ પૂરા થયા પહેલાં તે ગર્ભવતી સ્ત્રી ચાર જાતમાના એક જાતના જીવને પ્રસવે છે. પુત્રીરૂપે પુત્રીને પ્રસવે છે, પુત્રરૂપે પુત્રને પ્રસવે છે, નપુંસકરૂપે નપુંસકને પ્રસવે છે અને બિંબરૂપે બિંબને પ્રસવે છે.

વીર્ય ઓછું હોયને ઓજ વધારે હોય ત્યારે પુત્રી ઉત્પન્ન થાય છે, વીર્ય વધારે ને ઓજ ઓછું હોય, તો પુત્ર ઉત્પન્ન થાય છે. ઓજ અને વીર્ય બન્ને સરખા હોય, ત્યારે નપુંસક થાય છે અને જ્યારે સ્ત્રીના ઓજનો (ઋતુવતી સ્ત્રીનો) સંયોગ થાય, ત્યારે માત્ર કોઈ પણ જાતના આકાર વિનાનો માંસપિંડ (બિંબ) ઉત્પન્ન થાય છે.

કોઈ મહાપાપી જીવ વધારેમાં વધારે બાર વર્ષ સુધી ગર્ભાવાસમાં રહે છે.

આ શરીરમાં અનુક્રમે અઢાર પીઠકરંડિકાની સંધિઓ છે. બાર પાંસળીયોનો કરંડ છે. છ છ પાંસળીનો એક એક કડાહ છે. એક તરફ છ પાંસળીયો ને બીજી તરફ છ. એક વેંતની કુખ છે. ચાર આંગળીની ગ્રીવા–ડોક છે. વજનમાં ચાર પલની જીભ છે. બે પલની આંખો છે. ચાર પલના કપાળવાળું માથું છે. બત્રીસ દાંત છે, સાત આંગળીની જીભ છે, સાડાત્રણ પલનું હૃદય છે. પચ્ચીસ પલનું કાળજું છે.

આ શરીરમાં બે અંત્ર (આંતરડા) અને પાંચ વામો છે. તે આ પ્રમાણે એક સ્થૂલ અત્ર અને બીજો સૂક્ષ્મ અંત્ર.

સ્થૂલ અંત્ર વડે નિહારનો પરિણામ થાય છે અને સૂક્ષ્મ અંત્ર વડે મૂત્રનો પરિણામ થાય છે.

બે પાસા છે. ડાબૂ અને જમણું, ડાબૂ સુખના પરિણાવાળું છે અને જમણું દુઃખના પરિણામવાળું છે.

આ શરીરમાં ૧૦૮ સાંધા છે. ૧૭૭ મર્મસ્થાનો છે. ૩૦૦ હાડમાળાઓ છે, ૯૦૦ નાડિઓ છે, સાતસો નસો છે. પાંચસો પેશીઓ છે નવ ધમણીઓ—મોટી નાડીઓ છે.

ડૂંટીથી નિકળેલી એકસોઆઠ નસો છે. જે ઉપર ઠેઠ માથા સુધી પહોંચેલી છે. તે રસહરણી કહેવાય છે. જ્યાંસુધી તે નસો બરાબર છે, ત્યાં સુધી આંખ, કાન, નાક, અને જીભનું સામર્થ્ય બરાબર હોય છે.

નાભિથી નિકળેલી બીજી એકસોસાઠ નસો છે, તે નીચે પગના તળીયા સુધી પહોંચેલી છે જ્યાંસુધી તે નસો બરાબર હોય છે, ત્યાંસુધી જાંઘનું સામર્થ્ય ઠીક હોય છે.

નાભીથી નિકળેલી બીજી પણ એકસોસાઠ નસો છે. તે તિરછી ઠેઠ હથેળી સુધી પહોંચેલી છે. જ્યાંસુધી તે બરાબર હોય છે, ત્યાંસુધી હાથનુ સામર્થ્ય ટકે છે.

નાભિથી એકસોસાઠ બીજી નસો નિકળી છે, તે ઠેઠ ગુદા સુધી ગઇ છે. જ્યાંસુધી તે બરાબર છે, ત્યાંસુધી મૂત્ર અને નિહાર સબંધી વાયુ ઠીક રીતે પ્રવર્તે છે.

પચીસ નસો શ્લેષ્મને ધરનારી, પચીસ પિત્તને અને દસ નસો વીર્યને ધરનારી છે.

પુરુષને કુલ સાતસો નાડીઓ હોય છે. સ્ત્રીને છસો સીત્તેર, નપુસકને છસોને એંસી હોય છે.

આ શરીરમાં એક આઢક (આઠ શેર) રુધિર હોય છે. ચાર શેર ચરબી, બે શેર ભેજુ, આઠ શેર મૂત્ર, બે શેર વિષ્ટા, અર્ધોશેર શેર પિત્ત, અર્ધો શેર શ્લેષ્મ અને પાશેર વીર્ય હોય છે. એ બધી ધાતુઓમાં જ્યારે વિકાર થાય ત્યારે તેનું વજન વધે યા ઘટે છે.

પુરુષને પાંચ કોઠા, ને સ્ત્રીને છ કોઠા હોય છે, પુરુષને મલ નિકલવાનાં નવદ્વાર અને સ્ત્રીને અગિઆર હોય છે.

પુરુષને પાંચસો, સ્ત્રીને ચારસોને સીત્તેર અને નપુંસકને ચારસોએંશી માંસપેશી હોય છે.

માંસના પિંડો ઉપર સાથળ રહેલા છે અને તે ઉપર કેડનો પાછળનો ભાગ છે. પીઠના અઢાર હાડકા કેડના હાડકાંથી વીંટાએલા છે.

આંખના બે હાડકાં છે. ગરદનનાં સોળ હાડકાં છે અને પીઠમાં બાર પાંસળીઓ છે.卐[૨૩]

---

卐 ૨૩. ગર્ભમાં આવતાં જીવને દ્રવ્યેન્દ્રિયો (સ્થૂલેન્દ્રિયો) અને સ્થૂળ શરીર હોતુ નથી કેમકે જે પૂર્વ જીવે ભવને છોડીને આ વર્તમાન ગર્ભ સ્વીકાર્યો છે માટે તે ભવનું શરીર અને ઇન્દ્રિયો તે જ ભવના છેલ્લા સમય સુધી જ સાથે રહે છે શરીર અને ઇન્દ્રિય પર્યાપ્તિ દ્વારા પ્રાપ્ત કરેલ શરીર અને ઇન્દ્રિયોની મર્યાદા તે જ ભવના છેલ્લા શ્વાસ સુધી મર્યાદિત હોય છે વર્તમાન ભવને સ્વીકારનારો આ જીવ જે ક્ષણે કુક્ષિમાં આવે છે. તે જ સમયે આહાર પર્યાપ્તિ નામકર્મનો ઉદય થતાં આહાર ગ્રહણ કરે છે. ત્યાર પછી શરીર પર્યાપ્તિ અને ઈન્દ્રિય નામ પર્યાપ્તિ ઉદયમા આવે છે અને શરીરની તથા ઈન્દ્રિયોની રચના થાય છે.

## બાલાદિનું આયુષ્ય

આ ઉદ્દેશકમાં જુદા જુદા પ્રકારના મનુષ્યો કેવા કેવા પ્રકારનાં આયુષ્ય બાંધે, તેમ એક ક્રિયા કરતાં તેમાં કેવા કર્મ ઉપાર્જન થાય, એ સંબંધી વર્ણન છે.

જીવોની આંતર શ્રદ્ધા, અશ્રદ્ધા વગેરેને અનુલક્ષીને મનુષ્યોના જુદા જુદા ભેદો ગણવામાં આવ્યા છે. જેમ—

---

અનત શક્તિને ધરાવનાર કર્મસત્તા પોતાના વિપાક કાળે હાજર થાય છે અને ગર્ભમા આવતો જીવ પોતાના શુભાશુભ કર્મોને ભોગવવા માટે જ શરીરાદિની રચનામા પોતે સ્વયં પર્યાપ્તિ નામ કર્મને લઇને કાર્યાન્વિત થાય છે. કેમકે-જીવ અને કર્મસત્તા બન્ને પોતપોતાના કાર્યમાં સશક્ત છે એક શરીરને છોડીને બીજા શરીરને ધારણ કરતા આ જીવને વધારેમા વધારે ચાર સમય અને ઓછામા ઓછો એક સમય લાગે છે તે સમયે યદ્યપિ સ્થૂલ શરીરાદિ નથી હોતુ તો પણ સૂક્ષ્મ શરીર (તૈજસ અને કાર્મણ) તથા ભાવેન્દ્રિયો (લબ્ધિ અને ઉપયોગ) તો અવશ્યમેવ હોય છે.

ગર્ભમા આવેલા જીવના શરીરમા માસ, લોહી અને માથાનું ભેજુ આ ત્રણે માતાના અગો કહેવાય છે અને હાડકા, મજ્જા અને દાઢી-મૂછના વાળો પિતાના અગો કહેવાય છે સારાંશ આ છે કે—સસારની માયાના રગમા રગાયેલા, વ્યભિચાર કર્મમાં પૂર્ણ મસ્ત, તામસિક અને રાજસિક આહારને ખાનારા, તથા ધાર્મિક વાતાવરણ વિનાના માતા-પિતાઓના શરીરમા રહેલા લોહી-માંસ-હાડકા-મજ્જા-મેદ-શુક્ર અને રજ આદિ સાતે ધાતુઓ અત્યન્ત અશુદ્ધ તામસિક હોવાના કારણે જન્મ લેનારા બાલકના અંગો પણ નિર્બલ ખોડખાપણવાલા હોય છે.

એકાન્તબાલ, પંડિત અને બાલપંડિત.

અહિં પ્રશ્નો એ પૂછવામાં આવેલા છે કે–એકાન્ત બાલ, એકાન્ત પંડિત અને બાલ પંડિત કેવું આયુષ્ય બાંધે ને ક્યાં જાય ?

અહિં એકાન્ત વિશેષણ મૂકવામાં આવ્યું છે, એનું કારણ એ છે કે–એકાન્ત બાલથી મિથ્યાદષ્ટિ જ મનુષ્ય લેવો. જો એકાન્ત 'બાલ' કહેવામાં આવ્યું ન હત તો મિશ્રદષ્ટિ જીવ પણ આવી જાત.

---

માટે જ સદાચારમય જીવન, ધાર્મિક વાતાવરણ, વૃદ્ધોની ઉપાસના તથા પરમદયાળુ પરમાત્મા સાથેનું તાદાત્મ્ય આ ચાર પ્રકારે પોતાનું જીવન જીવનાર ભાગ્યશાલી પુણ્યવાન કહેવાય છે અહિંસા ધર્મની આરાધના કરનારા પુણ્યશાલીઓએ સૌથી પહેલા પોતાના સંતાનો જે ગર્ભમાં આવ્યા છે અને ભવિષ્યમાં આવશે, તેમના ઉપર જ અહિંસાભાવનો પ્રયોગ અજમાવવો જોઇએ, જેથી તેમનું અહિંસક જીવન છેલ્લા શ્વાસ સુધી અમરફળ આપી શકે.

સંતાનોને દેવતાઈ સસ્કાર આપવા હોય, ઘરમાં અને પોતાના હૈયાના મંદિરમાં જિનેશ્વરદેવોના ધર્મની સ્થાપના કરવી હોય, તથા પોતાની સાતે પેઢીઓને ઉજ્જવલ કરવાની ભાવના હોય તો પોતાની સ્ત્રી ગર્ભવતી થયા પછી તેની સાથે અર્થાત્ જે દિવસે ગર્ભાધાન થાય તે દિવસથી લઇને મૈથુનકર્મ, મલિન વિચારો, કામુકી ચેષ્ટાઓ અને ખાનપાનની અશુદ્ધિને ટાલવી જોઇએ. બસ ! એ જ અહિંસા છે અને પોતાની ખાનદાનીમાં મહાવીરસ્વામીના અહિંસા ધર્મને સ્થાપન કરવા માટે આ જ એક પવિત્ર અને ઉત્તમ માર્ગ છે.

જે માતાપિતાઓ પોતાનો સંયમભાવ ન ટકાવી શકે. એટલે

આવી જ રીતે એકાન્ત પંડિતથી સાધુ જ લેવાનો છે. સર્વથા પ્રાણાતિપાતાદિનો ત્યાગી, સર્વ વિરત સાધુ, તે એકાંત પંડિત છે. અને બાલ પંડિત એટલે શ્રાવક. જેણે સ્થૂલથી હિંસાદિ પાપારંભોનો ત્યાગ કર્યો છે તે.

આવા એકાન્તબાલ, એકાન્ત પંડિત અને બાલપંડિતના આયુષ્ય સંબંધી જણાવવામાં આવ્યું છે કે—

એકાન્ત બાલ મનુષ્ય નૈરયિક, તિર્યંચ, મનુષ્ય અને દેવ નામે તે આયુષ્ય બાંધી શકે અને તે તે આયુષ્ય બાંધીને તે તે ગતિમાં જાય છે.

---

પોતાના કુકર્મો—ચેષ્ટાઓ આદિ ઉપર અંકુશ ન મૂકી શકે, તેઓ કોઇ કાળે પોતાના સંતાનો પ્રત્યે અહિંસક બની શકે તેમ નથી. તો શું સંસારના જીવો પ્રત્યે અહિંસકભાવ—મૈત્રીભાવ કે સંયમભાવ રાખી શકશે? એ પણ એક પ્રકારની આત્મવંચના જ છે.

પૂર્વભવમાં મહાપાપકર્મી જીવાત્માઓ જેમણે અત્યન્ત ક્લિષ્ટ-ભાવે તીવ્ર રસવાલા કર્મો બાંધ્યા છે, તેવાઓ ગર્ભમાથી બહાર આવતાં વેદનાને ભોગવતા જ આવે છે તેમને પાપકર્મોનો વધારે પડતો ઉદય હોવાથી તે જીવો કદરૂપા, ખરાબ વર્ણવાળા, દુર્ગંધ શરીરવાળા, ખરાબ રસવાળા, ખરાબ સ્પર્શવાળા, અનિષ્ટ, અકાત, અપ્રિય, અશુભ, અમનોજ્ઞ હીન, સ્વરવાળા, દીનસ્વરવાળા, અનિષ્ઠ અને અકાતસ્વરવાળા તથા અનાદેય નામકર્મના સ્વામી હોવાથી તેમનો મનુષ્ય અવતાર અત્યન્ત હાડમારિઓને ભોગવવા માટે જ હોય છે

પૂર્વભવમાં આચરેલી અનેક જીવો પ્રત્યેની હિંસા વૈર—વિરોધ—ચોરી—મૈથુન અને પરિગ્રહ આદિ પાપોથી ભારી બનેલો આ જીવ

એકાન્ત પંડિત મનુષ્ય આયુષ્ય બાંધે પણ ખરો ને ન પણ બાંધે. જો આયુષ્ય બાંધે તો દેવનું આયુષ્ય બાંધીને દેવલોકમાં જ જાય અને જો આયુષ્ય ન બાંધે તો મોક્ષમાં જ જાય. કારણ કે એકાન્ત પંડિતની બે ગતિઓ કહી છે. અંતક્રિયા અને કલ્પોપપાતિકા, ચાર અનંતાનુબંધિ, અને ત્રણ મોહનીય-સમ્યક્ત્વ સમક ખપી ગયા પછી તે સાધુ આયુષ્ય બાંધતો નથી. અને કર્મ ખપાવવાનાં કંઈક બાકી રહ્યાં હોય તે આયુષ્ય બાંધે તો દેવલોકનું જ.

---

જ્યારે ગર્ભાવાસમાં આવે છે, ત્યારે ગર્ભમાં રહ્યો છતાં ગતભવના વૈર-વિરોધ યાદ આવતા જ પોતાની વીર્યલબ્ધિ અને વૈક્રિય લબ્ધિ વડે માનસિક યુદ્ધની તૈયારી કરે છે અને તેમાં મગ્ન બનીને કદાચ તેજ સમયે અર્થાત્ ગર્ભમા રહ્યો છતો મરણ પામે તો નરક અને તિર્યંચ અવતારને જ પામશે.

જ્યારે ગતભવમાં કરેલી અરિહતના ધર્મની આરાધના દયા-દાન-પ્રેમ આદિ ભાવોને લઇને ગર્ભગત જીવ તે તે પૂર્વભવના સુકૃતને યાદ કરતો, અને તે સત્કર્મોની આરાધનામાં મનને પરોવતો જો તે ક્ષણેજ આયુષ્યકર્મ સમાપ્ત કરે તો દેવગતિને મેળવવા માટે જ સમર્થ બનશે સારાંશ કે ગર્ભમાં રહેલે જીવ નરક અને દેવગતિને પણ મેળવી શકે છે આ બન્ને વાતોમા માતપિતાના ગૃહસ્થાશ્રમના કુસસ્કારો અને સુસંસ્કારો પણ અવશ્યમેવ કામ કરતા હોય છે માટેજ ઘરનાં વાતાવરણને સુસસ્કારી રાખવા માટેનો પ્રયાસ સૌથી પ્રથમ કરવો અને ઘરમા સુસસ્કારો ત્યારેજ આવશે જ્યારે માતા-પિતા અને વડીલો પોતાના જીવનમાં બ્રહ્મ-ચર્યધર્મ, સદાચારધર્મ, સત્યધર્મ અને પ્રમાણિકતા લાવશે. આનાથી અતિરિક્ત બીજો કોઇ હિતાવહ માર્ગ નથી

બાલ પંડિત મનુષ્ય દેવનું આયુષ્ય બાંધી દેવગતિમાં જ જાય. કારણ કે-બાલ પંડિત મનુષ્ય-કોઈ ઉત્તમ શ્રમણ પાસેથી આર્ય વચન સાભળી, અવધારી કેટલીક પ્રવૃત્તિથી અટકે છે ને કેટલીકથી નથી અટકતો. કેટલાંકનાં પચ્ચક્ખાણ કરે છે ને કેટલાંકનાં નથી કરતો. એમ કેટલીક પ્રવૃત્તિથી અટક્યાના અને કેટલાંક પચ્ચક્ખાણ કરવાના કારણે તે નૈરયિકનું આયુષ્ય બાધતો નથી, દેવનું આયુષ્ય બાંધી દેવલોકમાં જાય છે. 卐[24]

---

卐 ૨૪ એકાન્ત બાળ જીવો મિથ્યાદૃષ્ટિ અને અવિરત હોય છે. તેઓ ચારે ગતિના કર્મ બાંધે છે યદ્યપિ તેમને મિથ્યાત્વનો ઉદય છે તો પણ આયુષ્ય બાધવાનાં પરિણામો જુદા જુદા હોવાથી કોઈ જીવને વધારે પડતો મિથ્યાત્વનો ઉદય હોય છે ત્યારે મોટા પ્રકારે આરંભ-સમારંભ પરિગ્રહ તથા સદ્‌બુદ્ધિ અને સદ્‌વિવેકથી વિરૂદ્ધ ઉપદેશ આપવાવાળો હોવાથી તે જીવ નરક અને તિર્યંચનું આયુષ્ય બાંધે છે જ્યારે મિથ્યાત્વી હોવા છતા પણ કંઈક ભદ્રિક પરિણામી હોવાથી કષાયોથી દૂર રહેનારો તથા અકામ નિર્જરા, બાળતપ આદિ સત્કર્મોને આચારનારો હોવાથી તે જીવ દેવગતિ અને મનુષ્ય-ગતિનુ આયુષ્ય બાંધે છે, માટે એકાન્ત બાળજીવો ચારે ગતિનું આયુષ્ય બાંધી શકે છે એમ શાસ્ત્ર-વચન છે

તેવી જ રીતે બાળ પંડિત એટલે શ્રાવક-શ્રાવિકાના ભાવ સમ્યક્ત્વ ધર્મમા હોવાથી તથા જૈન શાસનના રાગી હોવાથી અને પાપકર્મો ત્યાગ કરવા લાયક છે એવી ભાવના હોવાના કારણે પોતાની શક્તિ અને પરિસ્થિતિને લઇ અમુક વસ્તુઓનો ત્યાગ-પચ્ચક્ખાણ કરે છે અને બે ઘડી માટે પણ મન-વચન-કાયાથી પાપો કરવાં નહિ. કરાવવાં નહિ આવા અહિંસક ભાવે સામાયિક ધર્મની આચરણા સેવે છે માટે તેઓ દેવગતિના જ માલિકો બને છે.

## ક્રિયા-વિચાર

જૈન શાસ્ત્રોમાં પાંચ પ્રકારની ક્રિયાઓ કહેવામાં આવી છે—૧ કાયિકી, ૨ આધિકરણિકી, ૩ પ્રાદ્વેષિકી, ૪ પારિતાપનિકી અને ૫ પ્રાણાતિપાતિકી.

મૃગઘાતકાદિ પુરુષોને શિકારાદિ ક્રિયા કરતી વખતે કેટલા કેટલા પ્રકારની ક્રિયા લાગે છે, તે વર્ણન અહિં કરવામાં આવ્યું છે. તેનો સાર આ પ્રમાણે છે.—

કોઈ એક શિકારને યોગ્ય એવા પ્રદેશમાં કોઈ શિકારી મૃગના વધ માટે ખાડા ખોદે અને જાળ રચે, તો તે માણસ ત્રણ ક્રિયાવાળો, ચાર ક્રિયાવાળો કે કદાચ પાંચ ક્રિયાવાળો પણ કહેવાય.

એનું કારણ એ છે કે—જ્યાં સુધી તે માણસ જાળને પકડે છે પણ મૃગોને બાંધતો કે મારતો નથી, ત્યાંસુધી કાયિકી, આધિકરણિકી અને પ્રાદ્વેષિકી—એ ત્રણ ક્રિયાથી સ્પર્શાએલ છે. એ ત્રણ ક્રિયાવાળો કહેવાય. હવે તે જાળને ધરીને મૃગોને બાંધે છે, પણ મારતો નથી, ત્યાંસુધી તે ચારે ક્રિયાવાળો કહેવાય અર્થાત્ પારિતાપનિકી વધારે અને મૃગોને બાંધીને મારે એટલે પાંચ ક્રિયાવાળો—અર્થાત્ પ્રાણાતિતાતિકી ક્રિયા પણ લાગે

હવે કોઈ પુરુષ એવા કોઈ જંગલમાં તરણાંને ભેગા કરી આગ મૂકે તો તે પણ ત્રણ—ચાર કે પાંચ ક્રિયાવાળો થાય. એમાં બતાવવામાં આવ્યું છે કે—જ્યાં સુધી તે તરણાને ભેગાં કરે છે, ત્યાસુધી ત્રણ ક્રિયાવાળો, આગ મૂકે પણ બાળે

નહિ, ત્યાંસુધી ચાર ક્રિયાવાળો અને બાળે છે, ત્યાંસુધી પાંચ-ક્રિયાવાળો કહેવાય

કોઈ હરણોને મારનાર શિકારી એવા કોઈ જંગલમાં હરણને મારવા બાણને ફેંકે, તો તે પણ ત્રણ, ચાર કે પાંચ ક્રિયાવાળો કહેવાય. અર્થાત્ બાણને ફેંકે છે પણ વિંધતો નથી, ત્યાંસુધી તે ત્રણ ક્રિયાવાળો બાણને ફેંકે છે ને મૃગને વીંધે છે, ત્યાંસુધી તે ચાર ક્રિયાવાળો, અને મૃગને મારે છે, ત્યાંસુધી તે પાંચ ક્રિયાવાળો કહેવાય.

અહિ એક વિચિત્ર પ્રશ્ન પૂછાય છે

કોઈ એક પુરુષ મૃગના વધને માટે કાન સુધી લાંબા કરેલા બાણ ને પ્રયત્નપૂર્વક ખેંચીને ઉભો છે, હજુ બાણ છૂટયું નથી એટલામા બીજો કોઈ પુરુષ પાછળથી આવીને તે ઉભેલા પુરુષનુ માથુ તલવારથી ઉડાવી દે છે આ વખતે તે બાણ પૂર્વના ખેંચાણના કારણે છૂટે છે, ને મૃગને વીંધે છે. આ વખતે તે પુરુષ શુ મૃગના વૈરથી સ્પૃષ્ટ છે કે પુરુષના વૈરથી સ્પૃષ્ટ છે ?

ભગવાન આનો ઉત્તર આપતાં કહે છે કે–જે પુરુષ મૃગને મારે છે તે મૃગના વૈરથી સ્પૃષ્ટ છે અને જે પુરુષને મારે છે, તે પુરુષના વૈરથી સ્પૃષ્ટ છે કારણ કે—

એ સિદ્ધાન્ત પહેલા જ પ્રતિપાદન કરવામા આવ્યો છે કે 'કરાતું હોય તે કરાયું,' 'સંધાતુ હોય તે સંધાયું કહેવાય.' 'ફેંકાતું હોય તે ફેંકાયુ કહેવાય' વગેરે. આ હેતુથી મૃગને મારે તે મૃગના વૈરથી સ્પૃષ્ટ અને પુરુષને મારે તે પુરુષના વૈરથી સ્પૃષ્ટ કહેવાય

## વીર્ય વિચાર

અહિં એક બીજો પ્રશ્ન પણ વિચારવા જેવો છે. બે પુરુષો છે. સરખી ચામડી, સરખી ઉમર, સરખું દ્રવ્ય, અને સરખા જ ઉપકરણ–હથિયાર વગેરે. આ બે પુરુષોમાં લડાઈ થાય એમાં એક જીતે છે ને એક હારે છે, એનું શું કારણ? જવાબ એ છે કે–જે વીર્યવાળો હોય તે જીતે છે અને વીર્ય વિનાનો હારે છે અર્થાત્–જે પુરુષે વીર્ય રહિત કર્મો નથી બાંધ્યા, નથી સ્પર્શ્યા–નથી પ્રાપ્ત કર્યા, અને તે કર્મો ઉદીર્ણ નથી, પણ ઉપશાંત છે, તે પુરુષ જીતે છે. અને જે પુરુષે વીર્ય રહિત કર્મો બાંધ્યા છે, સ્પર્શ્યા છે, તે કર્મો ઉદયમાં આવેલા છે, પણ ઉપશાંત નથી, તે પુરુષ પરાજય પામે છે

જીવો વીર્યવાળા પણ છે ને વીર્ય વિનાના પણ છે, કારણ કે જીવો બે પ્રકારના કહ્યા છે: સંસાર સમાપન્નક અને અસંસાર સમાપન્નક. જે જીવો અસંસાર સમાપન્નક છે, તે સિદ્ધો છે અને તેઓ વીર્ય રહિત છે. જે જીવો સંસાર સમાપન્નક છે, તે બે પ્રકારના છે. શૈલેશી પ્રતિપન્ન અને અશૈલેશી પ્રતિપન્ન, તેમાં જે શૈલેશી પ્રતિપન્ન છે, તે લબ્ધિ-વીર્યવડે સવીર્ય છે અને કરણવીર્યવડે અવીર્ય છે અશૈલેશી પ્રતિપન્ન જીવો લબ્ધિવીર્યવડે સવીર્ય હોય છે અને કરણવીર્યવડે સવીર્ય અને અવીર્ય પણ હોય છે.

નૈરયિકો લબ્ધિવીર્યવડે સવીર્ય અને કરણવીર્યવડે સવીર્ય પણ છે અને અવીર્ય પણ છે. એનુ કારણ છે કે જે નૈરયિકોને ઉત્થાન, કર્મ, બલ, વીર્ય અને પુરુષાકાર પરાક્રમ છે. તે નૈરયિકો લબ્ધિવીર્યવડે અને કરણવીર્યવડે પણ સવીર્ય છે. તથા

જે નૈરયિકોને ઉત્થાનાદિ નથી તે લબ્ધિવીર્યવડે સવીર્ય છે, પણ કરણવીર્યવડે અવીર્ય છે.

એ પ્રમાણે પંચેન્દ્રિય તિર્યંચ સુધીના જીવોને માટે જાણવું. અને સામાન્ય જીવોની માફક મનુષ્યો માટે જાણવું. 卐[૨૫]

---

卐 ૨૫ જે કરાય તે ક્રિયા પાંચ પ્રકારે છે તે આ પ્રમાણે—

(૧) કાયિકી–જીવ વધ કરવા માટે શરીર સંબંધી હલન–ચલન–ગમન–આગમન વગેરે કાયિકી ક્રિયા કહેવાય છે જીવનમા અત્યુત્કટ રાગ–દ્વેષ–મોહ–કુતૂહલ–અનંતાનુબંધી ક્રોધ–માન–માયા–લોભ અને અજ્ઞાનનુ જોર હોય છે ત્યારે એ જીવના શરીરનો વ્યાપાર પ્રાય કરીને પશ્ચાત રૂપેજ હોય છે,

(૨) અધિકરણિકી– '**अधिक्रियन्ते घाताय प्राणिनोऽस्मिन्निति त्वधिकरणम् । अथवा अध क्रियते जीवोऽनेनेत्यधिकरणम् ।**

જેના વડે જીવ નીચ સ્થાને એટલે કે દુર્ગતિ તરફ લઈ જવાય તે અધિકરણ કહેવાય છે પરઘાત માટે તલવાર, તીર, બરછી, ગોફણ, લાકડી, છરી અને જીવોને ફસાવવા માટે ખાડા ખોદવા તથા પકડવા માટે જાલ પાથરવી તે કૂટપાશ પણ શસ્ત્ર કહેવાય છે આના વડે થતી ક્રિયા આધિકરણિકી ક્રિયા તરીકે સંબોધાય છે

(૩) પ્રાદ્વેષિકી—જીવોને મારવા માટેના દુષ્ટભાવ–દ્વેષભાવ–ઘૃણાભાવ વગેરેથી થતી ક્રિયાને પ્રાદ્વેષિકી ક્રિયા કહેવાય છે

(૪) પારિતાપનિકી—જીવોને જાળમા ફસાવવા, ખાડામાં નાખવા, પિંજરામા કે જેલમા નાખવા અને નખાવવા જેથી તે જીવોને પરિતાપ થાય તે પારિતાપનિકી ક્રિયા કહેવાય

# ગુરુત્વાદિ વિચાર

આત્માનું મુખ્ય ધ્યેય મુક્તિ છે. આત્મા પોતાના સ્વભાવથી અચ્છેદી, અભેદી, અણાહારી વગેરે ગુણ–વિશિષ્ટ છે. પરન્તુ આત્માને લાગેલા કર્મના કારણે આ આત્મા સંસારમાં

---

(૫) પ્રાણાતિપાતિકી—જીવોના પ્રાણો હણાય તે પ્રાણાતિપાતિકી ક્રિયા પ્રસિદ્ધ છે. મૃગોને મારવાની ભાવનાથી તીર–કામઠા લઇને વનમાં ગયેલા શિકારીનું શરીર મૃગના વધ માટે પ્રયત્નશીલ છે. શસ્ત્રો પાસે છે. અને ધનુષ્યની દોરી કાન સુધી ખેંચીને ઉભો છે મૃગોને મારવા માટેનો દ્વેષ પણ ઉત્કટ છે આવી પરિસ્થિતિમાં તે શિકારીને પહેલાની ત્રણ ક્રિયાઓ લાગશે. પાથરેલી જાળમા મૃગો જ્યારે ફસાય છે, તડફડે છે ત્યારે ચોથી ક્રિયા લાગશે અને મૃગો મરે ત્યારે પાચમી ક્રિયા લાગશે, આવી રીતે બીજા પ્રશ્નોમાં પણ ઘટાવી લેવુ.

અહીંતો મૃગઘાતને લઇને જ પ્રશ્ન અને જવાબ છે. બાકી તો આપણા જીવનની પ્રત્યેક ક્રિયાઓમા ઉપરની ક્રિયાઓ ઘટાવી શકીએ છીએ

નવતત્ત્વપ્રકરણમાં ક્રિયાઓની સંખ્યા ‘પચ્ચીશ’ની છે. તે બધી ત્યાજય છે એમ સમજીને આપણુ જીવન સંયમિત–મર્યાદિત અને નિષ્પરિગ્રહી રાખવું જેથી આશ્રવતત્ત્વથી છૂટકારો મેળવવા માટે આપણે ભાગ્યશાલી થઇએ

પ્રસન્નચંદ્ર રાજર્ષિના દૃષ્ટાન્તથી પણ આ ક્રિયાઓનું રહસ્ય જાણી શકાય છે તે મુનિ હતા મહામુનિ હતા મહાતપસ્વી અને મહાધ્યાની હતા રજોહરણ સિવાય તેમની પાસે કંઈ પણ હતુ જ નહિ છતા પણ દુર્મુખ દૂતમુખે સાંભળ્યું અને એક ક્ષણ પહેલા જેમનું

પરિભ્રમણ કરે છે. આત્માને માટે હળવાપણું, સંસારને ઓછો કરવો–ટૂંકો કરવો અને ઓળંગવો, એ ચાર વસ્તુઓ પ્રશસ્ત છે, તેથી ઉલટુ ભારેપણું, સંસારને પ્રચુર કરવો, લાંબો કરવો, અને તેમાં રખડવું, એ ચાર અપ્રશસ્ત છે.

---

શરીર મોક્ષમાર્ગે જોડાયેલુ હતું, તે જ શરીર પુત્ર મોહને લીધે ચંચલ બન્યુ, હોઠ ફફડવા લાગ્યા આખોમાં લાલશ આવી, ભૃકુટિ ઉપર ચઢી, હાથની આગળીઓ મુઠીના રૂપમા પરિણિત થઈ ગઈ. માટે આ કાયિકી ક્રિયા થઇ

પુત્ર પ્રત્યેના મોહને લીધે ઉત્પન્ન થયેલો રાગ અને શત્રુઓ પ્રત્યેનો દ્વેષ આ પ્રમાણે રાગ–દ્વેષ નામના ભાવ–શસ્ત્રો આ મુનિનાં હાથમા આવી ચઢ્યાં અને મહામુનિ રાગ–દ્વેષમાં ગળાડૂબ ડૂબી ગયા. તેથી આધિકરણિકી ક્રિયા લાગી પોતાના પુત્રના દ્રવ્યશત્રુઓ પ્રત્યે આ મુનિરાજ અત્યન્ત દ્વેષમાં લય પામીને માનસિક યુદ્ધ રમવા લાગ્યા તે પ્રાદ્વેષિકી ક્રિયાના કારણે જ

પોતાના પુત્ર ઉપર ખરાબ ભાવ રાખનારાઓ પ્રત્યે આ મહા-તપસ્વી મુનિરાજની માનસિક વિચારધારાઓ બીજાઓને પરિતાપ ઉપજાવનારી હોવાથી પારિતાપનિકી ક્રિયા થઇ અને છેવટે જાણે એક એક શસ્ત્ર એક એક રાજાને મારવા માટે ફેકતા ગયા અને તેમની માનસિક કલ્પનામાં એક એક રાજા હણાતો ગયો.

માટે પ્રાણાતિપાતિકી ક્રિયાના માલિક પણ થયા બસ ! આ ભાવ ક્રિયાઓને લઈને મુનિરાજશ્રી પ્રસન્નચન્દ્રજી સાતમી નારકી સુધી પહોચી ગયા અને છેલ્લુ શસ્ત્ર પકડવા માટે માથા ઉપર હાથ જતા પાછા ભાનમાં આવી ગયા અને પાચે ક્રિયાઓથી જેવા મુક્ત બન્યા કે તત્કાલ કેવલજ્ઞાનના માલિક બની મોક્ષમાં પહોંચી ગયા.

આપણે જોયું છે અને એ સ્વાભાવિક છે કે–ગુરુત્વ એ અપ્રશસ્ત છે, અને લઘુત્વ એ પ્રશસ્ત છે. સંસારમાં અનંત પદાર્થો છે. તેમાં ઘણા ગુરુ છે અને ઘણા લઘુ છે, બલ્કે કેટલાક પદાર્થો ગુરુલઘુ અને અગુરુલઘુ પણ છે ઉદાહરણ તરીકે આપણે જોઈએ કે—

પત્થર એ ગુરુ છે, કારણ કે તેનો નીચે જવાનો સ્વભાવ છે, ધૂમાડો એ લઘુ છે, કારણ કે તેનો ઊંચે જવાનો સ્વભાવ છે. વાયુ એ ગુરુ–લઘુ પદાર્થ છે, કારણ કે તેનો તીરછા જવાનો સ્વભાવ છે અને આકાશ એ અગુરુલઘુ દ્રવ્ય છે કારણ કે તેનો તેવો સ્વભાવ છે.

આ પ્રકરણમાં લગભગ આ સંબંધી પ્રશ્નોત્તર છે. ઉપરાંત નિર્ગ્રંથોને માટે શું પ્રશસ્ત છે, એ અને તેની સાથે બીજા મતવાળા તથા છેવટે પાર્શ્વનાથના વંશમાં થયેલ કાલાસ્યવેષિ–પુત્રનો સ્થવિર અનગારો સાથેનો સંવાદ આપવામાં આવ્યો છે. જેનો સાર આ પ્રમાણે છે.—

કોઈ પણ જીવ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, પ્રેમ, દ્વેષ, કલહ, કલંક આપવું, ચાડી ખાવું, અરતિરતિ, બીજાની નિંદા, કપટપૂર્વક જૂઠું બોલવુ અને અવિવેક–મિથ્યાદર્શનશલ્ય એના વડે ભારેપણું પામે છે, અને તેથી ઉલટું પ્રાણાતિપાતાદિનો અટકાવ કરવાથી યાવત્ વિવેકથી હલકાપણું પામે છે અને આજ કારણોથી એટલે પ્રાણાતિપાતાદિથી જીવ સંસારને વધારે છે, લાંબો કરે છે, અને સંસારમાં ભમ્યા કરે છે અને આ કારણોથી નિવૃત્ત થવાથી જીવ સંસારને ઘટાડે છે, ટૂંકો કરે છે, અને

પાર કરી જાય છે! 卐[૨૬]

આવી રીતે સાતમો અવકાશાન્તર, સાતમો તનુવાત, સાતમો ઘનવાત, સાતમો ઘનોદધિ, સાતમી પૃથ્વી વગેરે માટે પ્રશ્નો છે.

જવાબમાં સાતમો અવકાશાન્તર અગુરુલઘુ–એટલે ભારે હળવા સિવાયનો છે. સાતમો તનુવાત ભારે હળવો છે. આની

---

卐 ૨૬. અકામ નિર્જરાથી ઘણા ઘણાં કર્મો ખપાવ્યા પછી દેવ-દુર્લભ મનુષ્ય અવતારને પામેલો જીવ કયા કર્મો–પાપો કરે છે જેને લઈને તે ભારે (વજનદાર) થાય છે? આ પ્રશ્નનો જવાબ આપતાં સંસારાતીત, દયાના સાગર, ભગવાને ફરમાવ્યું કે અઢાર પ્રકારે કરાતાં પાપોથી આત્મા ભારી બને છે. જેના સેવનથી પાપ જ લાગે તે પાપ–સ્થાનક કહેવાય છે. "**स्थीयतेऽस्मिन्निति-स्थानकम् पापानां स्थानकमिति पापस्थानकम्**" આ વ્યુત્પત્તિથી પાપોનો જ સંગ્રહ કરાવનારા આ પાપસ્થાનકોનું વર્ણન સંક્ષેપથી આ પ્રમાણે છે. **प्राणातिपात** – એટલે સ્પર્શેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય, શ્રવણેન્દ્રિય, મનબળ, વચનબળ, કાયબળ, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય રૂપી દશે પ્રાણોને તારતમ્ય-રૂપે ધારણ કરનારા જીવો પ્રાણી કહેવાય છે એ પ્રાણીમાત્રના કોઈ પણ પ્રાણને હાનિ કરવી, આઘાત લગાડવો છેદન–ભેદન કરવો, લાત મારવી, ધૂળથી ઢાંકવા, પરસ્પર વિરોધી જીવોને ભેગા કરવા, અને પોતાના પુણ્યકર્મના જોરે બીજાઓના મન–વચન–તથા કાયાના બળને દબાવી દેવા જેનાથી તે તથા તેના સંતાનો દુઃખી બને તે હિંસા છે "**सव्वे जीवावि इच्छन्ति जीविउं**........અર્થાત્ પ્રાણીમાત્ર જીવવાને જ ઇચ્છે છે. પણ પોતાના પ્રાણોથી વિમુક્ત થવા કોઈ પણ ઇચ્છતા નથી પરન્તુ ઈન્દ્રિયોનો ગુલામ–કષાયયુક્ત

માફક સાતમો ઘનવાત, સાતમો ઘનોદધિ, સાતમી પૃથ્વી, અને બધાં અવકાશાન્તરો જાણવા.

આ પ્રમાણે નૈરયિકોને માટે કહેવામાં આવ્યું છે કે, તે ભારે હળવા છે અને અગુરુલઘુ–ભારે હળવા સિવાયના પણ છે. કારણ કે વૈક્રિય અને તૈજસ્ શરીરની અપેક્ષાથી ભારે નથી, હળવા નથી અને ભારે હળવા સિવાયના પણ નથી. પણ

---

આત્મા અજ્ઞાન અને પ્રમાદના વશ થઈને અન્ય જીવોનો ઘાત કરે છે, અર્થાત્ પ્રાણીઓને તેમના પ્રાણોથી વિમુક્ત કરે છે તે પ્રાણાતિપાત નામનું પહેલું પાપ–સ્થાનક કહેવાય છે **प्राणानामतिपातः वा प्राणाः अतिपात्यन्ते येन दुष्प्रयुक्तेन मनसा-वचसा-कायेन इति प्राणातिपातः।**

**मृषावाद**–મૃષા એટલે અસત્ય અને વાદ એટલે બોલવુ. અર્થાત્ પદાર્થ જે સ્વરૂપે છે તેનાથી વિપરીત બોલવું, તે અસત્ય ભાષણ ત્રણ પ્રકારે છે—

૧ સદ્‌ભાવ પ્રતિષેધ, ૨ અર્થાન્તર, ૩ ગર્હાવચન.

આત્મા નથી, પરલોક નથી, પુણ્ય–પાપ નથી, મોક્ષ નથી અથવા અ ગૂઠા કે ચોખાના પ્રમાણ જેટલો આત્મા છે. આ પ્રમાણે અર્થાન્તર વચન બોલવા તે સદ્‌ભાવપ્રતિષેધ અને અભૂતોદ્‌ભાવન કહેવાય છે પદાર્થોના વાસ્તવિક સ્વરૂપનો તથા તેના અર્થનો નિષેધ કરવો તે અર્થાન્તર નામે મિથ્યાવચન છે. હિંસક, કઠોર, મર્મભેદક, પ્રાણઘાતક, પૈશુન્યાત્મક આદિ વચનોનો પ્રયોગ ગર્હાવચન છે. એટલે કે હિંસક ભાષાદિ કોઈ કાળે પણ સત્યવચન હોઈ શકે નહિ

**अदत्तादान**—રાગદ્વેષને વશ થઈને ચોરી કરવાનાં ઈરાદાથી પારકી વસ્તુ લેવી–છુપાવવી તે ત્રીજુ પાપસ્થાનક કહેવાય છે.

ભારે હળવા ગુરુલઘુ છે. અને જીવ તથા કર્મની અપેક્ષાએ ભારે નથી, હળવા નથી, ભારે હળવા નથી પણ ભારે હળવા સિવાયના છે, એ પ્રમાણે યાવત્ વૈમાનિકો સુધી જાણવું.

ધર્માસ્તિકાયાદિ પદાર્થો યાવત્ જીવાસ્તિકાય અગુરુલઘુ છે. અને પુદ્ગલાસ્તિકાય ગુરુલઘુ અને અગુરુલઘુ પણ છે.

સમયો અને કર્મો અગુરુલઘુ છે.

---

**મૈથુન**-રાગ વશ બનીને મિથુન ભાવનું સેવન કરવું તે મૈથુન કહેવાય છે. પાપના ઇરાદાથી પુરુષ-સ્ત્રીનુ યુગલ. બે પુરુષોનું યુગલ અથવા બે સ્ત્રીયોનું યુગલ જે વ્યભિચાર કર્મ કરે તે મૈથુન કર્મ કહેવાય છે. અથવા રાગ-મોહના ક્લિષ્ટ અધ્યવસાયોને લઈને એકાકી જીવ પણ મૈથુનભાવનું ચિંતવન કરે, ભોગવેલા ભોગોને યાદ કરે, ભવિષ્યમા પણ વિષય ભોગની ચાહના કરે, આ પ્રમાણે ગંદા વિચારો, ગંદુ સાહિત્ય, અને ગંદા ચિત્રો વડે માનસિક પરિણામોમાં ઉત્તેજના લાવીને પુરુષ પોતાના વીર્યનુ અથવા સ્ત્રી કૃત્રિમ સાધનો દ્વારા પોતાના રજનુ પતન કરે તે પણ મૈથુન કહેવાય છે.

**परिग्रह**-"परि समन्तात्-आत्मानं गृह्णातीति परिग्रहः अथवाऽऽत्मा परिगृह्यतेऽनेनेत्ति परिग्रह ।

મર્યાદાતીત ધન-ધાન્ય, પશુ, વસ્ત્ર, આભૂષણ, આદિનો સંગ્રહ કરવો તે પરિગ્રહ નામે પાપ છે.

**क्रोध**-સકારણ અથવા નિષ્કારણ આત્માના ક્રૂર અધ્યવસાયોને ક્રોધ કહેવાય છે આત્માનો ઉપઘાત કરનાર અને બીજાને અપ્રીતિ ઉપજાવનાર ક્રોધને ચંડાળની ઉપમા આપેલી છે.

**मान**-ધર્મગુરુ-વિદ્યાગુરુ-દીક્ષાગુરુ-માતા-પિતા તથા વડીલોની

કૃષ્ણલેશ્યા ગુરુલઘુ અને અગુરુલઘુ પણ છે. અર્થાત્ દ્રવ્યલેશ્યાની અપેક્ષાએ ગુરુલઘુ છે અને ભાવલેશ્યાની અપેક્ષાએ અગુરુલઘુ છે. એ પ્રમાણે બધી લેશ્યાઓ સમજવી.

---

સમીમે અક્કડ થઇને ઉભા રહેવુ, તથા પોતાની પ્રકૃતિ (સ્વભાવ) ને ઉદ્ધત બનાવવી, તે માન નામનું પાપ છે.

**માયા**–આત્માના વિચારોમાં અશુદ્ધતા લાવવી તથા જીવનને વિસંવાદી બનાવવુ તે માયા નામના આઠમા પાપને આભારી છે.

**લોભ**–આત્મા જેનાથી અશુચિ એટલે અપવિત્ર–મલિન બને, આત્માના પરિણામો ચંચલ બને, પરદ્રોહાત્મક બને, તે લોભ કહેવાય છે.

**રાગ**–મન, પાંચે ઇન્દ્રિયો, તથા શરીરને પસંદ પડે તેવા ભોજન, પાન, વસ્ત્ર, સુગંધ સ્પર્શન, દર્શન, શ્રવણ પ્રત્યે અત્યન્ત આસક્તિ તથા મોહ રાખવો તે રાગ કહેવાય છે

**"दोषाः स्मरप्रभृतयो रागस्य परिचारकाः"**

અર્થાત્–કામોપાસના, એટલે ખાનદાની તથા જ્ઞાનોપાસના વગેરેથી વિરુદ્ધ ચેષ્ટાઓ કરવી અને સ્ત્રી પુરુષે પરસ્પર અધમવૃત્તિઓ રાખવી તે બધું રાગ નામના પાપને આભારી છે.

**દ્વેષ**—રાગ–દ્વેષ બન્ને લંગોટિયા મિત્ર છે જ્યા એક વસ્તુ ઉપર રાગ થશે ત્યારે બીજા પદાર્થ પ્રત્યે દ્વેષ થયા વિના રહેશે નહિં. રાગ પ્રીત્યાત્મક છે ત્યારે દ્વેષ અપ્રીત્યાત્મક છે આને લઈને આત્મા તથા મન ઘણા જ મલિન થાય છે દ્રવ્ય રોગની દવા હોય છે ત્યારે આત્માના ભાવ રોગ જેવા રાગ–દ્વેષની દવા હોતી નથી. હાથ, પગ, મુખ અને નેત્રની મલિનાત્મક ચેષ્ટાઓ આનાથી ઉદ્ભવે છે. તથા વિશુદ્ધતર બનેલા આત્માને પણ અશુદ્ધ–અશુદ્ધતર તથા અશુદ્ધતમ બનાવનાર દ્વેષ છે માત્સર્યવશ થઇને અન્યથા સ્થિત વસ્તુને

દૃષ્ટિ, દર્શન, જ્ઞાન, અજ્ઞાન અને સંજ્ઞા-એ અગુરુલઘુ છે. મનયોગ, વચનયોગ, સાકાર-ઉપયોગ, નિરાકાર ઉપયોગ, એ

---

અન્યથારૂપે કહેવી એ દ્વેષ છે. ગુણી માનવ પ્રત્યે પણ દોષારોપણ કરવું તે દ્વેષનુ ફળ છે. જેનાથી પરલોક બગડયા વિના રહેતો નથી.

**कलह**—બીજા સાથે કલેશ કરવા માટે રાડો પાડવી, બીજાને ભાડવાની આદત રાખવી, વાક્યુદ્ધ કરવુ, પ્રેમ અને હાંસી (મશ્કરી) થી ઉદ્ભવેલાં યુદ્ધ-વૈર-કકાસ અને જોર જોરથી બરાડા પાડીને અસમંજસ ભાષા બોલવી વિરોધને ભડકાવવા માટે શબ્દોમાં આક્રોશતા લાવવી અને જેની તેની સાથે વિવાદ કરવો આ બધા બારમા કલહ નામના પાપના કારણે થાય છે.

**अभ्याख्यान**—પારકાના અસદ્ દોષોને ઉઘાડા કરવા, બીજાઓને દૂષણ દેવુ, સામાવાલાનો દોષ નથી છતાં, પણ તેને દોષી જાહેર કરવા માટે હજારો પ્રકારે પ્રયત્ન કરવો, તે અભ્યાખ્યાન પાપના કારણે થાય છે

**पैशून्य**—અર્થાત્ બીજાની ચાડી ખાવી, પારકાના પ્રત્યક્ષ કે પરોક્ષ દોષો પણ બીજાની આગળ જાહેર કરવા, પીઠ પાછળ બીજાના અવગુણો બોલવા, છેદન-ભેદન અર્થાત્ તોડવા ફોડવાની પ્રવૃત્તિ કરવી, આત્મિક જીવનમાં લુચ્ચાઇ (શઠતા) રાખવી તે બધા પૈશૂન્ય પાપના કારણે છે જેથી આપણો પ્રીત્યાત્મક સ્વભાવ પણ હ્રાસ પામે છે તથા પારકા સાથે મૈત્રીભાવ ઓછો થતો જાય છે.

**रति-अरति**-રાગ-દ્વેષને વશ થઇને એક પદાર્થ પ્રત્યે પ્રેમ રાખવો અને બીજાનો તિરસ્કાર કરવો. જેમ એક શાક ભાવે, બીજુ ન ભાવે, એક વસ્ત્ર ગમે સારે બીજું વસ્ત્ર ન ગમે. આ બધું આ પાપની લેશ્યાઓનુ પરિણામ છે.

બધા અગુરુલઘુ છે. કાયયોગ ગુરુલઘુ છે. કાળ–ભૂત, ભવિષ્ય અને વર્તમાન–સર્વકાળ અગુરુ લઘુ છે.

---

**परपरिवाद**–જ્યાં ને ત્યાં પારકાના ગુણ–દોષ બોલવા, ઘણા માણસોની સમક્ષ બીજાના દોષોનુ ઉદ્ઘાટન કરવું. તેમના માટે બીભત્સ, ગંદા તથા અસભ્ય વચન બોલવા વગેરે આ પાપને લીધે થાય છે.

**मायामृषावाद**–આ પાપસ્થાનકમાં મન અને વચનનુ મિશ્રણ હોવાથી અત્યન્ત ખતરનાક તેમજ દુસ્ત્યાજ્ય આ પાપ છે માયા–કપટ–ધૂર્તતા–શઠતા–પરવંચકતા–આદિ માનસિક પાપોને વશ થઇને સફાઇપૂર્વક–લુચ્ચાઇપૂર્વક વ્યંગમાં–મશ્કરીમાં બોલવું તથા તેવા પ્રકારનો વ્યવહાર કરવો, તે આ પાપના કારણે જ થાય છે જ્યાં સાવ સીધી–સાદી વાત હોય, કામ સરળતાથી પતી જાય તેવું હોય ત્યાં કૂટનીતિજ્ઞ (Political) બનવુ અથવા દાંભિકતાથી ભાષા–વ્યવહાર કરવો, આ પણ માયા–મૃષાવાદ જ છે.

**मिथ्यात्व**–ઉપરનાં બધાએ પાપોને ભડકાવનાર–વધારનાર આ પાપ છે, જેને લઇને અહિંસામાં હિંસાનુ આરોપણ, સત્યમાં અસત્યનુ સ્થાપન, અરિહંત દેવમાં અદેવ બુદ્ધિ, ધર્મમા અધર્મ–બુદ્ધિ, તેમજ પચ મહાવ્રતધારી ગુરુમાં મલિન બુદ્ધિ આદિ માનસિક વિકારો આ પાપને લઇને થાય છે જેને લઇને માણસ માત્ર પાપો તરફ પ્રયાણ કરે છે. તે માટે જગત્ ગુરુ ભગવાન મહાવીર સ્વામીએ કહ્યુ છે કે–આ અઢાર પાપોથી આત્મા ભારી બને છે. સસારમાં રખડે છે અને ઘણા ભવો સુધી યમ–દૂતોનો માર ખાય છે.

માટે આત્મ–કલ્યાણના અભિલાષુકોએ સૌ પ્રથમ આ પાપોમાથી મુક્તિ મેળવવા માટે જ પ્રયત્ન કરવો.

ઉપર જે ગુરુ, લઘુ આદિ બતાવેલ છે, તે ખરી રીતે તો નિશ્ચય-નયની અપેક્ષાએ સૌથી ભારે ને સૌથી હળવું કોઈ દ્રવ્ય નથી. વ્યવહારનયની અપેક્ષાએ સ્થૂલ-સ્કંધોમાં સૌથી ભારેપણું ને સૌથી હળવાપણું રહે છે. પણ બીજામાં તે નથી, અગુરુલઘુ અને ગુરુલઘુના સંબંધમાં નિશ્ચય-નય કહે છે કે-જે દ્રવ્યો ચાર સ્પર્શવાળા હોય છે, અને જે દ્રવ્યો અરૂપી હોય છે, તે બધા અગુરુલઘુ છે. બાકીનાં આઠ સ્પર્શવાળા દ્રવ્યો ગુરુલઘુ છે.

હવે નિર્ગ્રન્થોને માટે પ્રશસ્ત શું અને અપ્રશસ્ત શું? તે સંબંધી કહે છે કે—

લાઘવ, ઓછી ઇચ્છા, અમૂર્ચ્છા, અનાસક્તિ, અને અપ્રતિબદ્ધતા-તેમજ અક્રોધપણું, અમાનપણું, અકપટપણું, અલોભપણું, એ બધું નિર્ગ્રંથોને-શ્રમણોને પ્રશસ્ત છે. વળી કાંક્ષા મોહનીય ક્ષીણ થયા પછી શ્રમણ નિર્ગ્રંથ સિદ્ધ થાય, સર્વ દુઃખોનો નાશ કરે. 卐[૨૭]

---

卐 ૨૭. મહાપુણ્યોદયે મળેલુ અને મેળવેલુ ચારિત્ર પ્રતિ સમયે શુદ્ધ થતુ રહે તે માટે આ પ્રશ્નોત્તરો અત્યન્ત સ્પષ્ટ છે. ભાવસયમ કેળવવાને માટે આત્મામાં શુદ્ધ લેશ્યા, સ્વાધ્યાયબળ તથા તપોબળની પૂર્ણ આવશ્યકતા છે જેને લઈને આતરજીવનમા—

**લાઘવિક**—એટલે સયમની રક્ષા માટે સ્વીકારેલા વસ્ત્ર, પાત્ર, કામળી, રજોહરણ આદ ઉપકરણોમા અલ્પતા લાવવાનો આગ્રહ રાખવો અર્થાત્ ઉપાધિ જેટલી ઓછી હશે, તેટલી સંયમની માત્રા પણ શુદ્ધ બનશે, કષાયોની નિવૃત્તિ થશે અને ભાવ મન શુદ્ધ થશે.

## જીવ અને આયુષ્ય

કોઈ મતાન્તરવાળા એમ માને છે કે–એક જીવ એક સમયે બે આયુષ્ય કરે છે. આ ભવનું આયુષ્ય કરે છે અને પરભવનું આયુષ્ય કરે છે.

ભગવાન મહાવીર ના પાડે છે. ગૌતમસ્વામીના પ્રશ્નના ઉત્તરમાં તેઓ કહે છે કે–હે ગૌતમ! એક જીવ એક સમયે

---

**अल्पेच्छा**—એટલે આહાર પાણીના વિષયની અભિલાષા ઓછી રાખવી, જેથી સ્વાધ્યાય અને આભ્યન્તર તપની પ્રાપ્તિ સુલભ બનશે તેમજ અનાદિકાળની આહાર-સંજ્ઞા મર્યાદામા આવશે અન્યથા આના સદ્‌ભાવમાં મૈથુન સંજ્ઞા માટે દ્વાર ઉઘાડા જ રહેવાના, અને એની હાજરીમા પરિગ્રહ સંજ્ઞા જીવતી ડાકણની માફક તૈયાર છે પછી તો ભય સંજ્ઞાથી તમારું આખુએ જીવન આર્તધ્યાન–રૌદ્રધ્યાનમાં પૂર્ણ થશે

**अमूर्च्छा**—એટલે કે ધર્મધ્યાન માટે સંગ્રહેલાં અને બીજાઓને ધર્મધ્યાનમા જોડવા માટે રાખેલા ધર્મોપકરણમાં આત્મિક જીવનને બરબાદ કરાવનારી મૂર્ચ્છા રાખવી નહી

**अगृद्धि**–એટલે કે આહાર પાણી કરતી વખતે રસ–ગારવમા મસ્ત બનીને લપટતા રાખવી નહી.

**अप्रतिबद्धता**–દીક્ષા લીધા પછી આપણા સ્વજનો પ્રત્યે કોઈ પણ જાતનો રાગ–સંબંધ રાખવો નહી

ઉપર પ્રમાણેની પાચે વસ્તુઓ સયમને માટે તથા સંયમીને માટે પ્રશસ્ત છે. આનાથી જ ક્રોધ–માન–માયા–લોભ ઓછાં થતાં જશે અને આપણો સંયમ શુક્રના તારાની જેમ પ્રતિસમયે દેદીપ્યમાન થશે

એક આયુષ્ય કરે છે. આ ભવનું આયુષ્ય કરે છે. તે સમયે પરભવનું આયુષ્ય નથી કરતો. અને જે સમયે પરભવનું આયુષ્ય કરે છે, તે સમયે આ ભવનું આયુષ્ય નથી કરતો.

આમાં વાત એ છે કે-એકજ જીવ એકજ સમયમાં બે આયુષ્ય ન કરે. બાકી બે જીવ બે આયુષ્ય કરે, અથવા એક જીવ જુદા જુદા સમયમા બે આયુષ્ય કરે એમાં તો સંદેહ હોઈ જ ન શકે.

## કાલાસ્યવેષિપુત્ર

શ્રીકાલાસ્યવેષિપુત્ર એ શ્રી પાર્શ્વનાથ ભગવાનના વંશમાં થયેલા અણગાર હતા. તેઓ એક વખત વિચરતા વિચરતા ભગવાન્ મહાવીરના સ્થવિરો જ્યાં વિચરતા હતા, ત્યાં આવ્યા. બન્ને મળ્યા. કાલાસ્યવેષિપુત્રે આ સ્થવિરોને કહ્યું. "તમે સામાયિક જાણતા નથી, સામાયિકનો અર્થ જાણતા નથી. આવીજ રીતે સંયમ, સંવર, વિવેક અને વ્યુત્સર્ગને જાણતા નથી. કે તેના અર્થોને પણ જાણતા નથી.

સ્થવિરોએ કહ્યું કે-'અમે બરાબર જાણીએ છીએ' કાલાસ્યવેષિપુત્ર-જો તમે સામાયિકાદિ અને તેના અર્થો તે જાણો છો, તો બતાવો કે-સામાયિકાદિ શું છે? અને તેના અર્થો શા છે?

જવાબમાં સ્થવિરોએ જણાવ્યું કે-અમારો આત્મા એ સામાયિક છે. એજ સામાયિકનો અર્થ છે. એજ પચ્ચક્ખાણ છે. તે પચ્ચક્ખાણનો અર્થ છે, યાવત્ એજ સંયમ, એજ સંવર, એજ વિવેક અને એજ વ્યુત્સર્ગ અને તેના અર્થો છે.

કાલાસ્યવેષિપુત્ર—જો એમજ છે તો પછી તમે ક્રોધાદિનો ત્યાગ કરી શા માટે એ ક્રોધાદિની નિંદા કરો છો?

સ્થવિરો—સંયમને માટેજ ક્રોધાદિની નિંદા કરીએ છીએ.

કાલાસ્યવેષિપુત્ર—નિંદા, ગર્હા એ સંયમ છે કે અસંયમ? સ્થવિરો—નિંદા—ગર્હા એ સંયમ છે. ગર્હા બધા દોષોનો નાશ કરે છે. આત્મા સર્વ મિથ્યાત્વને જાણીને ગર્હાદ્વારા બધા દોષોનો નાશ કરે છે. એ પ્રમાણે અમારો આત્મા સંયમમાં સ્થાપિત છે.

એ પછી કાલાસ્યવેષિપુત્ર એ સ્થવિરોની વાતનો સ્વીકાર કરે છે, એટલુંજ નહિં પરન્તુ તેજ પોતાનો મત જે ચાર મહાવ્રતવાળો હતો તેને મૂકી ભગવાન મહાવીરનું ચરિત્ર જે પાંચ મહાવ્રત અને પ્રતિક્રમણ સહિત (કારણ હોય કે ન હોય પણ પ્રતિક્રમણ કરવુંજ) ધર્મનો સ્વીકાર કરે છે.

આ પછી શ્રીગૌતમસ્વામીએ પ્રત્યાખ્યાન અને આધાકર્માદિ સંબંધી પૂછેલા પ્રશ્નોના ઉત્તરમાં ભગવાને સ્પષ્ટ કર્યું છે કે—એક શેઠ, એક દરિદ્ર, એક લોભીઓ અને એક ક્ષત્રિય (રાજા) એ બધા એક સાથે અપ્રત્યાખ્યાન ક્રિયા કરી શકે છે. આ વચન અવિરતિને આશ્રીને છે.

આધાકર્મ દોષવાળા આહારને ખાતો શ્રમણ આયુષ્ય સિવાયની અને પોચે બંધને બંધાએલી સાત પ્રકૃતિઓને મજબૂત બંધને બાંધેલી કરે છે, અને સંસારમાં વારંવાર ભમે છે. કારણકે તેમ કરવાવાળો શ્રમણ પોતાના ધર્મને ઓળંગી જાય છે, તે પૃથ્વીકાય કે યાવત્ ત્રસકાયની પણ દરકાર કરતો નથી.

આથી ઉલટું પ્રાસુક અને નિર્દોષ આહારને ખાતો શ્રમણ નિર્ગ્રંથ આયુષ્ય સિવાયની મજબૂત બંધાએલી સાત કર્મ-પ્રકૃતિઓને પોચી કરે છે. (આયુષ્ય કર્મને કદાચિત્ બાંધે છે ને કદાચિત્ નથી બાંધતો) અને તે સંસારને ઓળંગી જાય છે. કારણકે તે પોતાના ધર્મોને ઓળંગતો નથી. પૃથ્વીકાયથી લઈને ત્રસકાય સુધીના જીવોની દરકાર કરે છે.

પદાર્થોના સ્વભાવના સંબંધમા કહે છે કે–અસ્થિર પદાર્થો નથી બદલાતા, અસ્થિર પદાર્થ ભાંગે છે, સ્થિર પદાર્થ નથી ભાંગતા, બાળક શાશ્વત છે. બાળકપણું અશાશ્વત છે, પંડિત શાશ્વત છે, પંડિતપણું અશાશ્વત છે. 卐[૨૮]

---

卐 ૨૮ પાર્શ્વનાથ ભગવાનનો શિષ્ય કાલાસ્યવેપિ પુત્ર નામના અણગારે મહાવીરસ્વામીના શિષ્યોને પ્રશ્નો પૂછ્યા કે તમે નીચે મુજબના પદો અને પદાર્થો જાણતા નથી તેના જવાબમા મહાવીરના શ્રમણોએ આ પ્રમાણે કહ્યુ કે–અમે એ પદાર્થોને આ પ્રમાણે જાણીએ છીએ.

**सामायिक**–દીક્ષા લીધી તે ક્ષણથી આયુષ્યના છેલ્લા ક્ષણ સુધી સમભાવે રહેવુ અને નવાં કર્મોને ઉપાર્જન કરવાં નહી; તે સામાયિક અને સામાયિકનો અર્થ છે

**प्रत्याख्यान**-નવકારશી–પૌરુષી (પોરસી) સાઢપોરસી, ચઉ-વિહાર, ગંઠસી, મુઠસી આદિ પચ્ચક્ખાણોના નિયમ રાખવા જેથી આશ્રવદ્વાર બંધ થાય સર્વથા નિયમ વિનાનો ગમે તેવો જ્ઞાની હશે, તો એ આશ્રવદ્વાર બંધ કરી શકે તેમ નથી

**संयम**—પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસકાયના જીવોનુ રક્ષણ કરવુ, તેને સંયમ કહેવાય છે

## પરમાણુ સ્વભાવ

આ પ્રકરણમાં 'ચલમાન ચલિઅ'ના સિદ્ધાંતનું પ્રતિપાદન કરવા પછી અન્ય મતાવલંબીએ બતાવેલ 'પરમાણુનું' સ્વરૂપ આપી મહાવીરના સિદ્ધાંત પ્રમાણે પરમાણુનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. વળી ભાષા કઈ? બોલ્યા પહેલાની, બોલાતી કે બોલ્યા પછીની? તે બતાવવામાં આવ્યું છે. તેમજ એક જીવ એક સમયે બે ક્રિયા કરે કે કેમ? કેટલા કાળ સુધી નરકમા જીવ ઉત્પન્નજ ન થાય, એ વગેરે આપી આ ઉદ્દેશાની સાથે આ શતકની પૂર્ણાહુતિ કરવામા આવી છે. સાર આ છે:

---

**संवर**—પાંચે ઈન્દ્રિયોને તથા મનને સમિતિ તથા ગુપ્તિ નામના સવર ધર્મમાં જોડવા માટે પ્રયત્નશીલ રહેવુ.

**विवेक**—વિશેપ પ્રકારે જીવ–અજીવ–પુણ્ય–પાપ–આશ્રવ–સવર–બંધ–નિર્જરા અને મોક્ષ, આ નવે તત્ત્વોને જાણવા, શ્રદ્ધામાં સ્થાપિત કરવાં અને આચરણમા લાવવા માટે જ પ્રયત્ન કરવો, તે વિવેક કહેવાય છે. આનાથી ત્યાગ કરવા યોગ્ય–પદાર્થોનો તથા ક્રિયાઓનો ત્યાગ કરાશે અને મન–વચન–કાયા અરિહતદેવના ધર્મ પ્રત્યે સયુક્ત થશે

**व्युत्सर्ग**—શરીર અને ઈન્દ્રિયોનો વ્યુત્સર્ગ કરવો એટલે કે કાયાની માયા છોડીને મન–વચન તથા શરીરને ઘડી અડધી ઘડી માટે ધ્યાન તથા જાપમાં જોડવો, જેનાથી અનાદિકાલીન શરીર ઉપરનો મોહ ઓછો થશે

**निंदा અને गर्हा "त निंदे तं च गरिहामि"** શુ સયમ હોઈ શકશે? આના જવાબમા કહ્યું કે–થયેલા પાપોની નિંદા કરવી,

અન્ય : ચાલતું તે ચાલ્યું ન કહેવાય, યાવત્ નિર્જરાતું તે નિર્જરાયું ન કહેવાય

મહાવીર : ચાલતું તે ચાલ્યું કહેવાય, નિર્જરાતું તે નિર્જરાયુ કહેવાય.

અન્ય : બે પરમાણુ પુદ્ગલો એક એકને ચોંટી શકતા નથી કારણકે તેમાં ચિકાશ નથી.

---

વિશેષ પ્રકારે નિંદા કરવી, ગુરુ સાક્ષિએ એ પાપોની નિંદા અને ગર્હા કરનાર સાધક પાપોથી પાપકર્મોથી મુક્ત બનશે

આધાકર્મથી એકલી ગોચરી જ લેવાની નથી પણ સાધુને આશ્રીને ગમે તે ફળ-શાક આદિ નિર્જીવ કરાય-અચિત્ત કરાય, સચિત્ત વસ્તુને પકાવાય, સાધુ મહારાજને માટે જ મકાન નિર્માણ કરવુ તથા અમુક સાઈઝનુ-પનાનુ કાપડ બનાવવુ, તે બધા આધા કર્મ છે અર્થાત્ સાધુને માટે જ ગમે તે વસ્તુ તૈયાર કરવી, જેમા આરભ રહેલો હોય છે, તે બધા આધાકર્મ કહેવાય છે આવા પ્રકારના પોતાના માટે જ ખાસ તૈયાર કરેલા અથવા કરાવેલા પદાર્થોમા મસ્ત બનેલો સાધુ ધીમે ધીમે સમિતિ તથા ગુપ્તિ ધર્મને ભૂલી જાય છે તથા પૃથ્વીકાયિકાદિ અને આગળ વધીને ત્રસકાયની રક્ષામા પણ બે-ધ્યાન રહે છે આમ થતા દ્રવ્ય સયમી વારવાર સાતે પ્રકારના કર્મોને બાધે છે, તીવ્ર બાધે છે, અને ભાવસયમથી ભ્રષ્ટ થઈને અનત સસાર વધારી મૂકે છે

જ્યારે આધા કર્મનો ત્યાગ કરનારો સાધક બાધેલા કર્મોને પણ ઢીલા કરતો જાય છે યાવત્ મોક્ષ ભણી આગળ વધે છે. કેમકે આત્મ કલ્યાણમા તત્પર સાધક પોતાના જીવનમાં કોઈ પણ જાતનાં શાક માટે, ફળ માટે, સ્પેશીયલ 'ચા' માટે, ઓસામણ

મહાવીર : બે પરમાણુ પુદ્ગલો પરસ્પર ચોંટી જાય છે. કારણકે તે બન્નેમાં ચિકાશ છે. જો આના ભાગ કરવામાં આવે તો બન્ને તરફ એક એક પરમા પુદ્ગલ આવે.

અન્ય : ત્રણ પરમાણુ પુદ્ગલ એક એકને પરસ્પર ચોંટે છે. કારણકે ત્રણ પરમાણુ પુદ્ગલમાં ચીકાશ છે. તેના જો બે બે ભાગ કરવામાં આવે તો ૧૫–૧૫ પરમાણુ પુદ્ગલ આવે. ત્રણ ભાગ કરવામાં આવે તો એક એક આવે.

---

માટે, ખમણ ઢોકળા માટે, અમુક પ્રકારની રોટલી માટે, અમુક જ મીલની બનાવટનાં અમુક જ માર્કાના ચોલપટ્ટા, મલમલ અથવા કામલી માટે યાવત્ શરીર માટે પણ મોહ રાખતો નથી.

જ્યારે લોકૈપણા, ભોગૈપણા અને વિત્તૈપણાનો ચાહક અસંયમી અથવા દ્રવ્ય સંયમી સાધક આસક્તિ નથી ત્યાગી શકતો, માટે ગમે ત્યારે પણ તેનામા હિંસકવૃત્તિ, પરિગ્રહ વૃદ્ધિની માત્રા પોતાનુ નાટક ભજવી શકે છે માટીના ઢેફાની માફક કર્મો પણ અસ્થિર એટલા માટે છે કે જીવના પ્રદેશોથી પ્રતિસમયે કર્મ વર્ગણા ચલાયમાન બને છે અર્થાત્ ચાલતી જ હોય છે આત્માના પરિણામોથી બંધ, ઉદય અને નિર્જરણા પણ બદલાતી રહે છે. પત્થરની શિલાની માફક કર્મો ક્ષય થવા છતા પણ જીવ સ્થિર જ રહે છે અને પોતાના ઉપયોગ સ્વભાવથી કદિ પણ બદલાતો નથી. લોઢાની સળીની જેમ શાશ્વત જીવ કોઇ કાળે પણ ક્ષય થતો નથી, નાશ પામતો નથી

વ્યવહાર કાળે બાળક એટલે છોકરું (અજ્ઞાની) અને નિશ્ચયનયે બાળક એટલે અસયત જીવ લેવાનો છે જીવ એટલા માટે શાશ્વત છે કે તે 'દ્રવ્ય' છે. દ્રવ્યરૂપથી કોઈ પણ પદાર્થ નાશ પામતો નથી.

મહાવીર : ત્રણ પરમાણુ પુદ્ગલો ચોંટી જાય છે. કારણ ત્રણ પરમાણુ પુદ્ગલમાં ચિકાશ છે. તેના બે ભાગ કરીએ તો એક તરફ એક અને એક તરફ બે પ્રદેશવાળો સ્કંધ આવે. ત્રણ ભાગ કરીએ તો એક એક આવે. ત્રણ પરમાણુના બે ભાગ કરતા દોઢ દોઢ પરમાણુ આવે. એમ જ્યારે સ્વીકારવામાં આવ્યું તો પછી એ દોઢ પરમાણુ ચિકાશ વિના કેમ રહી શકયા ? અને જો દોઢ પરમાણુ એક બીજાને મળીને રહી શકે છે– ચોંટી શકે છે, તો પછી બે કેમ ન મળી શકે ? વળી એ પણ સમજવાનું છે કે પરમાણુ એક એવી સૂક્ષ્મ ચીજ છે કે–એક પરમાણુના ભાગ થઈ શકેજ નહિં.

અન્ય : પાંચ પરમાણુ પુદ્ગલો પરસ્પર ચોંટી જાય છે. ચોંટ્યા પછી સ્કંધરૂપે બની જાય છે, તે સ્કંધ અશાશ્વત છે હમેશા સારી રીતે ઉપચય અપચય પામે છે.

મહાવીર . અન્ય મતના કહેવા પ્રમાણે જો તે પાંચ પરમાણુનો સ્કંધ શાશ્વત છે, તો પછી ઉપચય–અપચય કેમ થઈ શકે ? ત્યારે કહેવું જોઈએ તે અશાશ્વત છે.

---

જ્યારે પર્યાયરૂપે તેમા ઉત્પાદ અને નાશ બનતો જ રહે છે. વ્યવહાર નયે જેમ બાલકનુ બાલત્વ અશાશ્વત છે તેમ નિશ્ચય નયે બાલત્વ (અસયમી જીવન) પણ અશાશ્વત છે જે પરિસ્થિતિ વશ બદલાતા રહે છે

વ્યવહારનયે પડિત એટલે શાસ્ત્રોનો જ્ઞાતા છે અને નિશ્ચયનયે સયમી જીવ પડિત છે સયમી સાધુ ભલે અષ્ટ પ્રવચન માતાનો જાણકાર હશે તેથી એ પડિત છે પણ યમ–નિયમ અને પ્રત્યાખ્યાન વિનાનો ગમે તેવો મોટો શાસ્ત્રજ્ઞાતા પણ પડિત નથી

## ભાષા વિચાર

અન્ય : બોલવાના સમય પૂર્વની ભાષા તે ભાષા છે બોલવા સમયની ભાષા તે અભાષા છે. અને બોલવાના સમય પછીની ભાષા બોલાયેલી છે–તે ભાષા છે.

મહાવીર : બોલવા પૂર્વની ભાષા અભાષા છે. બોલાતી ભાષા તે ભાષા છે. બોલ્યા પછીની બોલાયેલી ભાષા તે અભાષા છે.

અન્ય : બોલ્યા પૂર્વની ભાષા તે ભાષા, બોલાતી ભાષા તે અભાષા, અને બોલવા પછીની–બોલાએલી ભાષા તે ભાષા છે, તો શું તે બોલતા પુરુષની ભાષા છે કે અણબોલતા પુરુષની ?

ઉત્તર–અણબોલતા પુરુષની તે ભાષા છે. બોલતા પુરુષની નથી.

મહાવીર : પૂર્વની ભાષા તે અભાષા છે. બોલાતી ભાષા તે ભાષા છે. અને બોલ્યા પછીની–બોલાએલી ભાષા અભાષા છે. તો શું તે બોલતા પુરુષની ભાષા છે કે અણબોલતા પુરુષની ?

ઉત્તર–તે બોલતા પુરુષની ભાપા છે અણબોલતા પુરુષ નહિં.

અન્ય : અકૃત્ય દુઃખ છે, અસ્પૃશ્ય દુઃખ છે અને અક્રિયમાણ કૃત દુઃખ છે તેને નહિં કરીને પ્રાણો, ભૂતો, જીવો અને સત્ત્વો વેદનાને વેદે છે–અનુભવે છે.

મહાવીર : કૃત્ય દુઃખ છે, સ્પૃશ્ય દુઃખ છે, ક્રિયામાણ કૃત દુઃખ છે. તેને નહિં કરીને, તેને નહિં કરીને પ્રાણો, ભૂતો, જીવો અને સત્ત્વો વેદનાને વેદે છે, અનુભવે છે.

નોટ—ટીકાકારે પ્રાણ, ભૂત, જીવ, સત્ત્વના ભેદો આમ બતાવ્યા છે:—

બે, ત્રણ, ચાર ઈન્દ્રિયવાળા જીવો પ્રાણ કહેવાય છે.

વૃક્ષો—ભૂતો કહેવાય.

પાંચ ઈન્દ્રિયવાળા જીવો કહેવાય.

પૃથ્વી વગેરેના જીવો સત્ત્વો કહેવાય.

**ક્રિયા**

હવે બીજા મતવાળાએ માનેલ ક્રિયા-સંબંધી પ્રશ્ન છે—અર્થાત્ એક જીવ એક સમયે બે ક્રિયા કરે છે:—ઐર્યાપથિકી અને સાંપરાયિકી. ભગવાન આ વાતનો ઈન્કાર કરે છે. એક જીવ ઐર્યાપથિકી અને સાંપરાયિકી એમ બે ક્રિયા ન કરે. બેમાંથી કોઇ પણ એક ક્રિયા કરે.

અહિં ઈર્યાપથિકી અને સાંપરાયિકી ક્રિયા શી છે, તે જોઈએ ઈર્યા એટલે જવું અને પથ એટલે માર્ગ. અર્થાત્ જે જવાનો માર્ગ તે ઈર્યાપથ કહેવાય તેમાં થયેલી જે ક્રિયા તે ઈર્યાપથિકી ક્રિયા અર્થાત્—'માત્ર શરીરના વ્યાપારથી થતો કર્મબંધ.'

હવે જેનાવડે પ્રાણી સંસારમાં ભમે તે સંપરાય—અર્થાત્ કષાય કહેવાય. તે કષાયોથી જે ક્રિયા થાય, તે સાંપરાયિકી—અર્થાત્ કષાયોથી થતો કર્મબંધ.

હવે વિચારવાનું તો એ છે કે—ઇરિયાપથિકી ક્રિયાનું કારણ અકષાય છે. કષાય વિનાની સ્થિતિ છે. અને સાંપરાયિકી ક્રિયાનું કારણ કષાયવાળી સ્થિતિ છે. માટે આ બન્ને પરસ્પર વિરુદ્ધક્રિયાની ઉત્પત્તિ એક જ કાળે એક જીવમાં કેમ હોઈ શકે? કારણ કે તે બન્ને ક્રિયા પરસ્પર વિરુદ્ધ છે. (એક

સમયમાં બે ક્રિયાનો અનુભવ થાય એવા મતની ઉત્પત્તિ કરનાર ધનગુપ્તના શિષ્ય આર્યગંગ હતા. તેનો ઇતિહાસ જૂઓ ભગવતી પૃ. ૨૨૦ (મહાવીર સ્વામી સિદ્ધ થયા પછી ૨૨૮ વર્ષે થયાનું લખ્યું છે. વિશેષાવશ્યકનો તે ઉતારો છે.)

આ પ્રકરણની અન્તે એક પ્રશ્ન છે કે–નારકી જીવ કેટલા કાળ સુધી ઉપપાત વિનાનો રહે?

જવાબમાં ભગવાને કહ્યું કે–જઘન્યે એક સમય સુધી અને ઉત્કૃષ્ટે બાર મુહૂર્ત્ત સુધી ઉપપાત વિનાની કહી છે.

## પ્રથમ શતક સમાપ્ત

શાસ્ત્ર વિશારદ, જૈનાચાર્ય, નવયુગ પ્રવર્તક, શાસન તથા સમાજના હિતચિંતક, બંગાલ, બિહાર ઉત્તર પ્રદેશ આદિ દેશોના મહા પંડિતોને અહિંસક બનાવનાર તથા ભ. મહાવીર સ્વામીના અહિંસા તથા સ્યાદ્વાદ સિદ્ધાંતનો પ્રબળ પ્રચાર કરનાર જગત્ પૂજ્ય શાસ્ત્ર વિશારદ જૈનાચાર્ય શ્રી ૧૦૦૮ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મ.ના શિષ્ય શાસનદીપક, સતત સદ્ધર્મ અને જૈન તત્ત્વજ્ઞાનના મહાન્ પ્રચારક, સત્ય અને સદાચારના નિર્ભીક ઉપદેષ્ટા, પરમ પૂજ્ય ગુરુદેવ શ્રી વિદ્યાવિજયજી મહારાજ સાહેબે 'ભગવતી' જેવા ગંભીર સૂત્ર ઉપર જે વિવરણ લખ્યું હતું, તેના ઉપર વિસ્તૃત નોંધ (ટીકા) લખીને મેં યથામતિએ સંપાદન કર્યું છે.

शुभं भूयात् सर्वेषां प्राणिनाम् ।



नमोनमः श्री प्रभुधर्मसूरये ।

## પૃથ્વીકાયાદિના શ્વાસોચ્છ્વાસ

આ ઉદ્દેશકમાં પૃથ્વીકાયાદિ જીવોના શ્વાસોચ્છ્વાસ, એ શ્વાસોચ્છ્વાસમાં લેવાતા દ્રવ્યો, નૈરયિકોના શ્વાસોચ્છ્વાસ, વાયુકાયના જીવોના શ્વાસોચ્છ્વાસ, મૃતાદી અર્થાત્ પ્રાસુક-ભોજી નિર્ગ્રંથ–અણુગાર પુનઃ મનુષ્યપણું કેમ પામે એ વગેરે બાબતો આપવા સાથે સ્કંદક નામના પરિવ્રાજકનું આખું જીવનવૃત્તાન્ત આપવામાં આવ્યુ છે. સારાંશ આ છેઃ—

બે ઇન્દ્રિય, ત્રીન્દ્રિય, ચૌરિન્દ્રિય, અને પંચેન્દ્રિય જીવોને તો શ્વાસોચ્છ્વાસ લેતા જોવાય છે, પરન્તુ પૃથ્વી-કાયાદિ એકેન્દ્રિય જીવો શ્વાસોચ્છ્વાસ લે છે અને મૂકે છે કે કેમ? આ મુખ્ય બાબત છે. ભગવાન મહાવીર કહે છે કે– પૃથ્વીકાયાદિ એકેન્દ્રિય જીવો પણ બહારના અને અંદરના ઉચ્છ્વાસને લે છે અને અંદરના તથા બહારના નિઃશ્વાસને મૂકે છે. તે જીવો દ્રવ્યથી અનંત પ્રદેશવાળા, ક્ષેત્રથી અસંખ્ય પ્રદેશમાં રહેલા, કાળથી કોઇપણ જાતની સ્થિતિવાળાં (એક પળ કે બે પળ રહેનારાં વગેરે) અને ભાવથી વર્ણ–ગંધ–રસ–સ્પર્શવાળાં દ્રવ્યોને બહારના ને અંદરના શ્વાસમાં લે છે. અને તેવાંજ દ્રવ્યોને બહારના ને અંદરના નિઃશ્વાસમાં મૂકે છે. આ જીવો યાવત્ પાંચ દિશાઓથી શ્વાસ અને નિઃશ્વાસનાં અણુઓ મેળવે છે.

આવી જ રીતે નારકીના જીવોનું પણ સમજવું. તેઓ યાવત્ છએ દિશાઓમાંથી બહારના ને અંદરના શ્વાસ અને નિઃશ્વાસનાં અણુઓને મેળવે છે.

જીવો અને એકેન્દ્રિયો, જો તેઓને કંઈ બાધક અડચણ ન હોય, તો તેઓ બધી–છએ દિશાઓથી શ્વાસ અને નિઃશ્વાસનાં અણુઓ મેળવે છે. અને જો કંઈ અડચણ હોય તો કોઈવાર ત્રણ દિશાથી, કોઈવાર ચાર, અને કોઈવાર પાંચ દિશાઓમાંથી અણુઓ મેળવે છે.

જે એકેન્દ્રિયાદિ જીવો લોકાકાશના અંતમાં રહેલા છે, માટે અલોકાકાશ ને વ્યાઘાત હોવાથી ત્રણ દિશાના શ્વાસ પરમાણુઓ તેઓ મેળવી શકતા નથી.

## વાયુકાયના શ્વાસોચ્છ્વાસ

વાયુકાયના જીવો વાયુકાયોને જ અંદરના ને બહારના શ્વાસમાં લે છે ને મૂકે છે. એ વાયુકાય અનેક લાખ વાર મરીને બીજે જઈને પાછો ત્યાં જ ઉત્પન્ન થાય છે. આ વાયુકાયના જીવો પોતાની જાતિ કે પરજાતિના જીવો સાથે અથડાયાથી મરણ પામે છે. પણ અથડાયા વિના મરે નહીં. વાયુકાયના જીવો મરીને કથંચિત્ શરીરવાળા થઈને કથંચિત્ શરીર વિનાના થઈને જાય છે. અર્થાત્ વાયુકાયને ચાર શરીર કહ્યાં છે. ઔદારિક, વૈક્રિય, તૈજસ અને કાર્મણ તેમાં ઔદારિક અને વૈક્રય શરીરને છોડીને જાય છે. તે શરીર વિનાનો અને તૈજસ અને કાર્મણ શરીર લઈને જાય છે. માટે શરીરવાળો કહેવાય.

અહિં એક વાત ધ્યાનમાં રાખવાની છે કે-વાયુકાય, જે વાયુને શ્વાસ અને નિઃશ્વાસ રૂપે લે છે, મૂકે છે, તે નિર્જીવ છે, જડ છે. જો તે શ્વાસ-નિઃશ્વાસરૂપે લેવાતો અને મૂકાતો વાયુ પણ સચેતન હુત, તો એને પણ બીજા વાયુની જરૂર રહેત. અને તેમ થતાં તો અનવસ્થા આવી જાય, પણ ખરી વાત એ છે કે તે વાયુકાયના જીવો જે વાયુને લે છે-મૂકે છે, તે જડ છે.

જેમ વાયુકાયના જીવોનું કહ્યું તેમ-પૃથ્વીકાયિકાદિકો પણ તેમની કાયસ્થિતિના અસંખ્યપણાને તથા અનંતપણાને લીધે મરણ પામીને પાછા પોતાની કાયામાં જન્મ લે છે.

એકેન્દ્રિયાદિ ચાર પ્રકારના જીવોની કાયસ્થિતિ અસંખ્ય ઉત્સર્પિણી અને અવસર્પિણીની છે. જ્યારે વનસ્પતિની કાયસ્થિતિ અનંત ઉત્સર્પિણી અને અવસર્પિણીની છે. અર્થાત્ વિષય વાસનાને વશ થયેલો જીવ જો વનસ્પતિમાં જન્મે તો અનંતકાળ સુધી પાછો ઉપર આવી શકે તેમ નથી.

## પ્રાસુકભોજી અણગારનું શું ?

અહિં એવા પ્રકારના અણગારને માટે પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે—જેણે સંસારને રોકયો નથી. સંસારના પ્રપંચોને નિરોધ્યા નથી. જેનો સંસાર ક્ષીણ થયો નથી, જેનુ સંસાર-વેદનીયકર્મ ક્ષીણ થયુ નથી, જેનો સંસાર છેદાયેલો નથી, જેનુ સંસાર-વેદનીયકર્મ વ્યુચ્છિન્ન થયું નથી, જે કૃતાર્થ નથી, અને જેનું કામ પૂર્ણ નથી, એવો મૃતાદી (પ્રાસુકભોજી) અણગાર શું ફરી પણ શીઘ્ર મનુષ્યપણું વગેરે પામે ?

ભગવાને ઉત્તરમાં ફરમાવ્યું છે કે–હા, પામે.

આ નિર્ગ્રંથના જીવને કદાચ પ્રાણ, ભૂત, જીવ, સત્ત્વ, વિજ્ઞ, કે કદાચ વેદ કહેવાય.

આમ જુદાં જુદાં નામો લેવામાં હેતુ છે. તે બહાર અને અંદર શ્વાસ–નિઃશ્વાસ લે છે. માટે 'પ્રાણ'. તે થવાના સ્વભાવવાળો છે. થાય છે ને થશે. માટે 'ભૂત' જીવે છે ને, જીવપણાને તથા આયુષ્યકર્મને અનુભવે છે. માટે 'જીવ', શુભ અશુભ કર્મોવડે સંબદ્ધ છે, માટે 'સત્વ,' કટુ કષાય, ખારા અને મીઠા રસોને જાણે છે, માટે 'વિજ્ઞ' અને સુખ–દુઃખને ભોગવે છે માટે 'વેદ' કહેવાય. આમ જુદી જુદી અપેક્ષાએ જુદા જુદા નામ કહેવાય.

આથી ઉલટું જેણે સંસારને રોકયો છે, યાવત્ જેનું કાર્ય સમાપ્ત થયેલ છે. એવો મૃતાદી (પ્રાસુકભોજી) મનુષ્ય વગેરે ભાવોને પામતો નથી. અને તે સિદ્ધ, બુદ્ધ, મુક્ત, પરિનિર્વૃત, અંતકૃત્ અને સર્વ દુઃખ પ્રહીણ કહેવાય.

આ પછી બહુ વિસ્તારથી શ્રી સ્કંદક તાપસનું ચરિત્ર આપ્યું છે. તેનો સાર આ છેઃ—

## સ્કંદક તાપસ

ભગવાન મહાવીર સ્વામી રાજગૃહ નગરીની પાસેના ગુણશીલ ચૈત્યથી નિકળીને કૃતંગલા નામની નગરી, તેની ઉત્તર પૂર્વદિશાના ભાગમાં છત્રપલાશક નામનું ચૈત્ય હતું, ત્યાં પધાર્યા છે.

આ કૃતંગલા નગરીની પાસે શ્રાવસ્તી નામની નગરી

હતી. આ નગરીમાં કાત્યાયન ગોત્રનો ગર્દભાલ નામના પરિવ્રાજકનો શિષ્ય સ્કંદક નામનો પરિવ્રાજક તાપસ રહેતો હતો.

આ સ્કંદક ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વણવેદ, ઈતિહાસ અને પુરાણ, તેમ નિઘંટુનો પણ સંપૂર્ણ જાણકાર હતો. કાપિલીય શાસ્ત્રોનો વિશારદ હતો. ગણિત, શિક્ષા, આચાર, વ્યાકરણ, છંદઃ, વ્યુત્પત્તિ અને જ્યોતિષ વગેરે બીજાં ઘણાં બ્રાહ્મણ તેમજ પરિવ્રાજક સંબંધી નીતિ અને દર્શન શાસ્ત્રોમાં નિપુણ હતો.

આ શ્રાવસ્તી નગરીમાં પિંગલ નામનો નિર્ગ્રંથ હતો. આ પિંગલે એક વખત સ્કંદકની પાસે જઈને આક્ષેપપૂર્વક કહ્યુ કે—"હે પિંગલ! બોલ (૧) લોક, જીવ, સિદ્ધિ, સિદ્ધો, એ અંતવાળા છે કે અંત વિનાના?

(૨) જીવ કેવી રીતે મરે તો તેનો સંસાર વધે અને ઘટે?" સ્કંદક આ પ્રશ્નો સાંભળી વિચારમાં પડી ગયો. તે મનમાં ને મનમાં શંકા, કાંક્ષા યુક્ત થઇને અવિશ્વાસુ બન્યો. કાંઈ ઉત્તર ન આપી શક્યો. એટલે પિંગલક સાધુએ ફરીથી પૂછ્યું-એમ બે-ત્રણવાર પૂછ્યું. પણ સ્કંદક કંઈ પણ જવાબ આપી શક્યો નહીં. 'હું જે ઉત્તર આપું તે ઠીક હશે કે કેમ? આનો જવાબ મને કેમ આવડે? હું જવાબ આપીશ, તેથી સ્હામાને પ્રતીતિ થશે કે કેમ? એમ મનમાં ને મનમાં શંકા, કાંક્ષા ને અવિશ્વાસ કરતો જ રહ્યો.

આ વખતે સ્કંદક તાપસ અનેક લોકોના મુખથી સાભળે છે. કે-કૃતંગલા નગરીની બહાર, છત્રપલાશક ચૈત્યમાં ભગવાન મહાવીર સ્વામી પધાર્યા છે. તેને થયું કે-'હું તેમની પાસે

જાઉં, વાંદુ, નમસ્કાર કરું અને સત્કાર, સન્માનપૂર્વક એમની પર્યુપાસના કરીને આ બધા પ્રશ્નોના ખુલાસા મેળવું.

તે પરિવ્રાજકોના મઠમાં ગયો અને ત્યાંથી ત્રિદંડ, કુંડી, રુદ્રાક્ષની માળા, માટીનું વાસણ, આસન, વાસણોને સાફસુફ રાખવાનો કપડાનો ટુકડો, ત્રિગડી, અંકુશક વીંટી, ગણોત્રિકા (એક પ્રકારનું કલાઇનું ઘરેણું), છત્ર, પગરખાં પાવડી અને ગેરુથી રંગેલાં વસ્ત્ર—આટલી વસ્તુઓ લઈને નીકળ્યો. તે શ્રાવસ્તીની વચ્ચે થઈને નીકળ્યો અને કૃતંગલા નગરીની જે તરફ છત્ર પલાશક ચૈત્ય છે, કે જ્યાં ભગવાન મહાવીર સ્વામી પધાર્યા છે, ત્યાં જવા નિકળ્યો.

બીજી તરફ ભગવાન મહાવીરે ગૌતમને સંબોધી કહ્યું:— "ગૌતમ! તું આજ તારા પૂર્વના સંબંધીને જોઈશ."

ગૌતમ—કોને જોઇશ!

મહાવીર—સ્કંદક નામના તાપસને જોઈશ.

ગૌતમ—ક્યારે, કેવી રીતે, અને કેટલા સમયે જોઈશ?

મહાવીર—તે પરિવ્રાજકે આ તરફ આવવા સંકલ્પ કર્યો છે અને લગભગ નજીકજ આવી પહોંચ્યો છે. તેમને તું આજેજ જોઈશ.

ગૌતમ—ભગવન્! શું તે કાત્યાયન ગોત્રીય સ્કંદક તાપસ આપની પાસે મુંડ થઈને અણગારપણું લેવાને શક્ત છે?

મહાવીર—હા, તે અણગારપણુ લેવાને શક્ત છે આ વાત થતી હતી, એટલામાં તો તે સ્કંદક તાપસ તે ઠેકાણે આવી પહોંચે છે.

સ્કંદક-તાપસને નજીક આવેલા જાણી, ગૌતમ આસનથી ઉભા થાય છે. તેની સ્હામે જાય છે, અને સ્કંદકની પાસે આવી ગૌતમ સ્કદક પરિવ્રાજકને કહે છે

'હે સ્કંદક! તમારૂં સ્વાગત કરૂં છુ. તમને સુસ્વાગત છે. પધારો, ભલે પધાર્યા

એ પ્રમાણે સમ્માન કરી ગૌતમે કહ્યું.

"શું પિંગલક નામના નિર્ગ્રંથે તમને લોક વગેરે સબંધી પ્રશ્નો પૂછયા હતા ને? (અહિ જેવી રીતે પ્રશ્નો પૂછયા હતા. તેવી જ રીતે ગૌતમે પૂછયું છે.) અને તે પ્રશ્નોથી મુંઝાઈને તમે અહિં શીઘ્ર આવ્યા સ્કંદક! કહો વારુ, આ વાત સાચી છે કે કેમ?"

સ્કદકે 'હા' કહી અને ગૌતમને પૂછયું કે-"ગૌતમ, એવા પ્રકારના જ્ઞાની અને તપસ્વી કોણ છે, કે જેમણે મારી આ ગુપ્ત વાત તમને શીઘ્ર કહી દીધી?"

ગૌતમ-સ્કદક! એ મારા ધર્મગુરુ, ધર્મોપદેશક શ્રમણ ભગવાન મહાવીર સ્વામી છે.

સ્કદકે તે પછી ભગવાન મહાવીર સ્વામી પાસે જવાની ઇચ્છા પ્રકટ કરી. સ્કદક મહાવીર સ્વામી પાસે આવ્યો. તે ભગવાન મહાવીર સ્વામીના અકૃત્રિમ મનોહર શરીરને જોઈ હર્ષ પામ્યો તેમણે ભગવાનને ત્રણ વાર પ્રદક્ષિણા કરી અને તેમની પર્યુપાસના કરવા લાગ્યો

ભગવાન મહાવીરે 'સ્કંદક'? એમ સબોધન કરીને શ્રાવસ્તી નગરીમાં પિંગલક નિર્ગ્રંથે પૂછેલા પ્રશ્નો સંબંધીની

બધી હકીકત કહી. અને એનાથી મુંઝાઈને તું મારી પાસે શીઘ્ર આવ્યો છે? કેમ એ વાત સાચી છે? સ્કંદકે તે વાતની હા પાડી.

આ પછી ભગવાન મહાવીર સ્વામીએ તે બધા પ્રશ્નોના ખુલાસા કર્યા. જેનો સાર આ છે:—

## ૧ લોક સંબંધી

લોક ચાર પ્રકારનો છે. ૧ દ્રવ્યથી દ્રવ્યલોક, ૨ ક્ષેત્રથી ક્ષેત્રલોક, ૩ કાળથી કાળલોક અને ૪ ભાવથી ભાવલોક.

દ્રવ્યલોક—એક છે અને અનંત છે.

ક્ષેત્રલોક—અસંખ્ય કોડાકોડી યોજન સુધી લંબાઈ અને પહોળાઈવાળો છે. તેના પરિધિ અસંખ્ય યોજન કોડાકોડીનો કહ્યો છે. તેનો છેડો છે.

કાળલોક—કોઇ વખત ન્હોતો. નથી ને નહિં હશે, એમ નથી. હતો, છે અને હંમેશા રહેશે. તે ધ્રુવ, નિયત, શાશ્વત, અક્ષત અને અવ્યય છે. તેનો અંત નથી.

ભાવલોક—તે અનંત વર્ણપર્યવરૂપ છે. અનંત ગંધ, રસ અને સ્પર્શપર્યવરૂપ છે. અનંત આકારપર્યવરૂપ છે. અનંત ગુરુલઘુપર્યવરૂપ છે. તથા અનંત અગુરુ લઘુ પર્યવરૂપ છે. એનો અંત નથી.

## ૨ જીવ સંબંધી

દ્રવ્યથી જીવ—એક છે ને અંતવાળો છે.

ક્ષેત્રથી જીવ—અસંખ્ય પ્રદેશવાળો છે, અસંખ્ય પ્રદેશમાં

અવગાઢ છે, તેનો અંત પણ છે.

કાળથી જીવ-કોઈ દિવસ ન્હોતો, નથી ને નહીં હશે એમ નહીં, પણ છે જ, નિત્ય છે, તેનો અંત નથી.

ભાવથી જીવ-અનંતજ્ઞાન પર્યાયરૂપ, અનંત દર્શન પર્યાયરૂપ, અનંત અગુરુલઘુ પર્યાયરૂપ છે. તેનો અંત નથી.

## ૩ સિદ્ધિ સંબંધી

દ્રવ્યથી સિદ્ધિ-એક છે, અંતવાળી છે.

ક્ષેત્રથી સિદ્ધિ-લંબાઈ-પહોળાઈ પીસ્તાલીસ લાખ યોજનની, તેનો પરિધિ એક ક્રોડ, બેંતાલીસ લાખ, ત્રીસ હજાર, બસોને ઓગણપચાસ યોજન કરતાં કંઈક વિશેષ છે. તેનો અંત છેડો છે.

કાળથી સિદ્ધિ-ન્હોતી, નથી કે નહિં હશે એમ નહિં હતી, છે ને રહેશે જ. અંત વિનાની છે.

ભાવથી સિદ્ધિ-ભાવલોકની માફક છે.

## સિદ્ધો સંબંધી

દ્રવ્યથી-એક છે, અતવાળા છે.

ક્ષેત્રથી-અસંખ્ય પ્રદેશવાળા છે. અસંખ્ય પ્રદેશમાં અવગાઢ છે.. તેનો અંત પણ છે.

કાળથી-આદિવાળા છે ને અંતવિનાના છે.

ભાવથી-અનંતજ્ઞાન પર્યવરૂપ, અનંતદર્શન પર્યવરૂપ છે,

અનંત અગુરુ લઘુપર્યવરૂપ છે. તેનો અંત નથી:

## ૫ જીવ સંબંધી

અર્થાત્ જીવ કેવી રીતે મરે તો તેનો સંસાર વધે ને ઘટે ?

મરણના બે પ્રકાર છે. ૧ બાલમરણ ૨ પંડિત મરણ બાલમરણના બાર ભેદ છે:—

૧ બાલન્મરણ–તરફડતા તરફડતા મરવું.

૨ વશાર્તમરણ–પરાધીનતા પૂર્વક રીબાઈને મરવું.

૩ અંતઃ શલ્યમરણ–શરીરમાં કંઈ શસ્ત્રાદિના પ્રવેશથી મરવું અથવા સન્માર્ગથી ભ્રષ્ટ થઈને મરવું.

૪ તદ્ભવમરણ–મનુષ્યમાથી મરીને ફરી પણ મનુષ્ય થવું.

૫ પહાડથી પડીને મરવું.

૬ ઝાડથી પડીને મરવું.

૭ પાણીમાં ડૂબીને મરવું.

૮ અગ્નિમા પેસીને મરવુ.

૯ ઝેર ખાઈ ને મરવું.

૧૦ શસ્ત્રવડે મરવું.

૧૧ ગળે ફાંસો ખાઈ ને મરવુ.

૧૨ ગિધ વગેરે જંગલી જાનવરોના ખાવાથી મરવું.

આ બાર પ્રકારના બાલ મરણથી મરતો જીવ અનંતવાર

નૈરયિક ભવોને પામે છે. નરક, તિર્યંચ, મનુષ્ય ને દેવગતિઃ રૂપ–ચાર ગતિવાળા સંસારમાં રખડે છે. સંસારને વધારે છે:

## ૨ પંડિત મરણ—

પંડિત મરણ બે પ્રકારનું છે. (૧) પાદપોપગમન (ઝાડની માફક સ્થિર રહીને મરવું.) (૨) ભક્ત પ્રત્યાખ્યાન. (ખાન–પાનના ત્યાગપૂર્વક મરવુ.)

૧ પાદપોપગમન બે પ્રકારનું છે: (૧) નિર્હારિમ (જે મરનારનું મડદુ બહાર કાઢી સસ્કારવામાં આવે, તે મરણ નિર્હારિમ કહેવાય) (૨) અનિર્હારિમ (તેનાથી ઉલટું)

આ બન્ને પ્રકારનું પાદપોપગમન મરણ પ્રતિકર્મ વિનાનું જ છે.

૨ ભક્ત પ્રત્યાખ્યાન–તે પણ બે પ્રકારનુ છે. નિર્હારિમ અને અનિર્હારિમ. આ બન્ને પ્રકારનું ભક્ત પ્રત્યાખ્યાન મરણ પ્રતિકર્મવાળુ છે

આ બન્ને પ્રકારનાં પંડિત મરણે મરતો જીવ નૈરયિકના અનંત ભવને પામતો નથી. યાવત્ સંસારને ઘટાડે છે.

મહાવીર સ્વામીનું આ વર્ણન સાંભળી કાત્યાયન ગોત્રીય સ્કંદક પરિવ્રાજક બોધ પામ્યો અને તેણે ભગવાનને વાંદી, વિશેષ ધર્મ સાંભળવાની જિજ્ઞાસા પ્રકટ કરી, ભગવાને તેને અને સભાને ધર્મ સંભળાવ્યો.

ભગવાનનો ઉપદેશ સાંભળી એ વધારે પ્રતિબોધ પામ્યો. તેણે પ્રાર્થના કરી કે–'ભગવન્! નિર્ગ્રન્થ પ્રવચનમાં હું

શ્રદ્ધા રાખું છું, પ્રીતિ રાખું છું, નિર્ગ્રન્થ પ્રવચનનો હું સ્વીકાર કરૂં છું. આપે જે કહ્યું તે સત્ય છે,સંદેહ વિનાનું છે.'

પછી ભગવાનને વંદન કરી તે ત્યાંથી ઇશાન ખૂણામાં ગયો. ત્યાં જઈ પોતાના ત્રિદંડ, કુંડિકા અને વસ્ત્રો વગેરે તમામ વસ્તુઓ એકાન્તમા મૂકી. પછી ભગવાન પાસે આવી ત્રણ પ્રદક્ષિણા દઈ ભગવાનને નિવેદન કર્યું કે—

"ભગવન્, ઘડપણ અને મૃત્યુના દુઃખથી આ સંસાર સળગેલો લાગે છે. બળતા ઘરમાંથી હલકો કે ભારે-જેવો હાથ આવ્યો તેવો સામાન માણસ ભવિષ્યના હિતને માટે કાઢે છે તેમ મારો આત્મા પરલોકમાં હિતકર થાય, એટલા માટે આ સંસારના અનેક પ્રકારના રોગો, જીવલેણ દરદો, અને પરિષહ ઉપસર્ગોના નુકસાનથી બચાવી લેવા ચાહુ છું. માટે હું ચાહું કે-આપની પાસે હું પ્રવ્રજિત થાઉં, મુંડિત થાઉં, ક્રિયાઓને શીખું, સૂત્ર અને તેના અર્થો ભણું, આપ કૃપા કરીને આચાર, વિનય, વિનયનું ફળ, ચારિત્ર, પિંડવિશુદ્ધયાદિ કરણ, સંયમયાત્રા અને સંયમના નિર્વાહક આહારના નિરૂપણને પ્રકાશે, એવા ધર્મને કહો."

મહાવીરે પોતે સ્કંદકને દીક્ષિત કર્યા, અને ધર્મ પ્રકાશ્યો, પછી સ્કંદક ભગવાન્ મહાવીરની આજ્ઞા પ્રમાણે-ઉત્તમ ચારિત્ર પાળવા લાગ્યા. અને સ્થવિરોની સાથે વિચરવા લાગ્યા. અને એ સ્થવિરો પાસે તેમણે અગ્યાર અંગોનો અભ્યાસ કર્યો.

આ પછી સ્કંદક અણગારે પોતાનું જીવન એક પછી એક જુદી જુદી તપસ્યાઓ કરવામાં વ્યતીત કર્યું છે. ભગવતી સૂત્રમા આ તપસ્યાઓનુ વિસ્તારથી વર્ણન છે. અહિ સંક્ષેપથી કહીએ.

૧ માસિક ભિક્ષુપ્રતિમા
૨ દ્વિમાસિક ,,
૩ ત્રિમાસિક ,,
૪ ચતુર્માસિક ,,
૫ પંચમાસિક ,,
૬ છ માસિક ,,
૭ સપ્તમાસિક ભિક્ષુ પ્રતિમા
૮ પ્રથમ સાત રાત્રિ દિવસની ભિક્ષુપ્રતિમા
૯ બીજી સાત રાત્રિ દિવસની ,,
૧૦ ત્રીજી સાત રાત્રિ દિવસની ,,
૧૧ ચોથી સાત રાત્રિ દિવસની ,,
૧૨ પાંચમી સાત રાત્રિ દિવસની ,,

એ પ્રમાણે બાર ઉપરાંત–એક રાત્રિ દિવસને આરાધી આ પછી તેમણે ગુણુરત્ન સંવત્સર નામને તપ કર્યો આ તપ આમ કર્યો :

પહેલે મહિને નિરંતર ઉપવાસ, દિવસે સૂર્યની સામે નજર માંડી જ્યાં તડકો આવતો હોય, એવી જગ્યામા ઉભડક બેસી રહેવું અને રાત્રે કંઈ પણ વસ્ત્ર ઓઢ્યા કે પહેર્યા વિના વીરાસને બેસી રહેવું.

બીજા મહિને બબ્બે ઉપવાસ ને ઉપર પ્રમાણે વિધિ
ત્રીજા મહિને ત્રણ ત્રણ ઉપવાસ ને ,,
ચોથા મહિને ચાર ચાર ઉપવાસ ને ,,

પાંચમે મહિને પાંચ પાંચ ઉપવાસ ને ,,
છઠે મહિને છ છ ઉપવાસ ને ,,
સાતમે મહિને સાત સાત ઉપવાસને ,,
આઠમે મહિને આઠ આઠ ઉપવાસને ,,
નવમે મહિને નવ નવ ઉપવાસને ,,
દશમે મહિને દસ દસ ઉપવાસને ,,
અગ્યારમે મહિને અગિયાર અગિયાર ઉપવાસને ,,
બારમે મહિને બાર બાર ઉપવાસને ,,
તેરમે મહિને તેર તેર ઉપવાસને ,,
ચૌદમા મહિને ચઉદ ચઉદ ઉપવાસને ,,
પંદરમા મહિને પંદર પંદર ઉપવાસને ,,
સોળમા મહિને સોળ સોળ ઉપવાસને ,,

આ પ્રમાણે તે તપ થઇ ગયા પછી બીજા છૂટા છઠ, અઠ્ઠમ, દશમ, દ્વાદશાદિ તપ તેમજ માસખમણ, અર્ધમાસખમણ વગેરે તપસ્યા કરી

સ્કંદક અણગારનું શરીર ઘોર તપસ્યાઓના કારણે ખૂબ ક્ષીણ થઈ ગયુ. માત્ર હાડકા અને ચામડાથી જ એ ઢંકાએલા રહ્યા ચાલે ત્યારે હાડકાં ખડખડે. શરીર ઉપર નાડીઓ તરી આવી. તેઓ માત્ર પોતાના આત્મબળથી જ ગતિ અને સ્થિતિ કરવા લાગ્યા. બોલતાં કે બોલ્યા પછી પણ એમને શ્રમ પડવા લાગ્યો. શરીરથી કૃશ હોવા છતાં તપસ્તેજથી તેઓ શોભી રહ્યા હતા.

એક વખત તેમને વિચાર થયો કે—" શરીર કૃશ થવા

છતાં પણ હજુ મને ઉત્થાન, કર્મ, બળ, વીર્ય અને પુરુષાકાર-પુરુષાર્થ છે. માટે ભગવાનની આજ્ઞા લઈ હું અનશન કરું, શરીરને વોસિરાવું."

સ્હવારે તેઓ ભગવાન પાસે જાય છે. ભગવાન પોતેજ તેમનો સંકલ્પ કહી દે છે, ને અનશનની આજ્ઞા આપે છે. તેઓ વિપુલ પર્વત ઉપર ગયા. અને એક શિલાપટ્ટક ઉપર ડાભનો સંથારો પાથરી, પૂર્વ દિશા તરફ મુખ રાખી, પર્યંકાસને બેસી, દશે નખ સહિત બન્ને હાથને ભેગા કરી. માથા સાથે અડાડી, ભગવાનને નમસ્કાર કર્યો એમ વાંદી, નમી, મહાવ્રતોનો પુનરુચ્ચારણ કરી-ચારે આહારનો ત્યાગ કર્યો. તેઓ ઝાડની માફક સ્થિર થયા.

તેઓએ એક મહિનાની સંલેખના કરી, આલોચના અને પ્રતિક્રમણ કરી, સમાધિપૂર્વક કાલધર્મને પામ્યા

તેમની પાસે વિપુલપર્વત ઉપર રહેલા સ્થવિરોએ સ્કંદક અણગારને કાલધર્મ પામેલા જોઈ કાયોત્સર્ગ કર્યો. એમના વસ્ત્રો અને પાત્રો લઈ લીધા અને વિપુલ પર્વતથી નીચે ઉતરી શ્રમણ ભગવાન મહાવીર પાસે આવ્યા. ત્યાં આવીને ભગવાનને સ્કંદક અણગારના કાલધર્મ પામ્યાના સમાચાર આપ્યા અને તેમના ઉપકરણો, વસ્ત્રો તથા પાત્રો આપ્યા.

ગૌતમ સ્વામીએ ભગવાનને વાંદીને પૂછ્યું કે-ભગવન્ ! આપના શિષ્ય સ્કંદક અણગાર કાલ કરી ક્યાં ગયા ?

ભગવાને કહ્યું "તેઓ અચ્યુતકલ્પમાં દેવપણે ઉત્પન્ન થયા છે." ત્યાં બાવીશ સાગરોપમનું આયુષ્ય ભોગવી ભવનો

ક્ષય થયા પછી ત્યાંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં થઈ સિદ્ધ થશે. બુદ્ધ થશે, મુક્ત થશે પરિનિર્વાણ પામશે અને સર્વ દુઃખોનો વિનાશ કરશે.卐[૨૯]

卐 ૨૯. ભગવાન મહાવીર તીર્થંકરને ઉત્પન્નદર્શન-જ્ઞાનધર, જિન, કેવલી-સર્વજ્ઞ-સર્વદર્શી અને આકાશમા અદ્ધર રહેલા છત્રયુક્ત ઇત્યાદિ સમવસરણ સુધીના વિશેષણો આપવામાં આવ્યા છે જેની યથાર્થતા આ પ્રમાણે છે·—

ઉત્કૃષ્ટતમ જ્ઞાન અને વૈરાગ્યપૂર્વક ગૃહસ્થાશ્રમનો એટલે કે-ધન-ધાન્ય-પુત્ર પરિવારાદિ બાહ્ય પરિગ્રહ અને મિથ્યાત્વ, પુરુષવેદ, સ્ત્રીવેદ, નપુંસકવેદ, હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા, ક્રોધ, માન. માયા અને લોભરૂપ આભ્યન્તર પરિગ્રહનો સમૂલ ત્યાગ કરીને દીક્ષા લીધા પછી અતિ ઉત્કટ તપશ્ચર્યારૂપી અગ્નિમાં ભવ-ભવાન્તરના ઉપાર્જિત કર્મોરૂપી કાષ્ઠને બાળી જેમણે પોતાના આત્માની અનંત શક્તિને ઉદ્‌ઘાટિત કરી છે અને કેવળજ્ઞાન તથા કેવલદર્શનના માલિક બન્યા છે તે દેવાધિદેવ ભગવાન કહેવાય છે. આ વિશેષણથી જેઓ સંસારી આત્મા, મુક્ત આત્મા અને નિત્ય આત્માને માનનારા છે, તેમનું ખંડન થાય છે. કેમકે સમયે સમયે અવતાર ગ્રહણ કરીને બત્રીશ હજાર સ્ત્રીઓને પરણવા છતા, રાજ્યપાટને ભોગવવા માટે રણમેદાન ખેલનારા, પુત્ર-પુત્રીઓના પિતા બનનારા અર્થાત્ સંસારની માયામાં પૂર્ણ મસ્ત બનેલા અને ઠેઠ છેલ્લા શ્વાસ સુધી પણ જેઓ માયા છોડી શકયા નથી, તે જીવાત્માઓ નિત્ય ઇશ્વર હોઈ શકતા નથી

કર્મબંધનની વ્યવસ્થા સર્વ જીવોને માટે એક સરખી છે સંસારી જીવને કર્મનું બંધન થતુ હોય તો નિત્ય ઇશ્વર જેઓ સમયે સમયે અવતાર લે છે અને સંસારના ભોગ-વિલાસમાં અને

## સમુદ્ઘાત

આ પ્રકરણમાં કેવલ સમુદ્ઘાત સંબંધી જ હકીકત છે. અને તે મૂળમાં તો માત્ર સંક્ષેપમાં જ છે. પરન્તુ વિવેચનમાં અને નીચે નોટમાં 'પ્રજ્ઞાપના' સૂત્રનો ઉતારો આપીને ઠીક સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. સાર આ છે:—

---

રાજ્ય ખટપટમાં મસ્ત બને છે તેમને પણ કર્મ બંધન થશે જ અને કર્મથી ભારી બનેલો આત્મા ભગવાન શી રીતે કહેવાશે? માટે મનુષ્ય જીવન ધારણ કરીને સંપૂર્ણ સમૂલ કર્મોનો નાશ કર્યા પછી જેમને કેવલજ્ઞાન અને કેવલદર્શન ઉત્પન્ન થયા છે તે દેવાધિદેવ ભગવાન કહેવાય છે.

કેવલજ્ઞાન એટલે ઉદીયમાન સૂર્યની હાજરીમાં ગ્રહ, નક્ષત્ર, તારા અને ચંદ્ર જેમ અસ્ત થાય છે તેમ કેવલજ્ઞાન થતાં બીજા છદ્મસ્થ એટલે આવરણવાળા જ્ઞાનો પણ અસ્ત થાય છે.

જ્યારે કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યારે એકી સાથે સંપૂર્ણપણે ઉત્પન્ન થાય છે. તમામ જ્ઞેયોને-પદાર્થોને હસ્તામલકવત્ જાણે છે. જે સર્વથાઅદ્વિતીયજ્ઞાન કહેવાય છે સૂર્યની જેમ સ્વય પ્રકાશિત હોવાથી બીજા છાદ્મસ્થિક જ્ઞાનોની તથા ઈન્દ્રિયોની મદદ હોતી નથી. આ જ્ઞાનને એક પણ કર્મ પરમાણુ આવરી શકતો નથી કેમકે તમામનો ક્ષય થયા પછી જ કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે માટે ત્રિલોકવર્તી ત્રિકાલવર્તી તમામ સૂક્ષ્મ અને બાદર પદાર્થોને જાણવામાં કેવલજ્ઞાન સ્વત સમર્થ હોય છે જ્ઞેય અનંત હોવાથી કેવલજ્ઞાનના પર્યાયો પણ અનંત છે

जयति रागादीन् शत्रून् इति जिनः આ વ્યુત્પત્તિથી

'સમુદ્ઘાત' સાત કહ્યા છે. વેદના સમુદ્ઘાત, કષાય-સમુદ્ઘાત, મારણાન્તિક સમુદ્ઘાત વૈક્રિયસમુદ્ઘાત, તૈજસ્ સમુદ્ઘાત, આહારક સમુદ્ઘાત અને કેવલિ સમુદ્ઘાત.

---

અનાદિકાળના આંતરિક શત્રુઓને જીતનારા "જિનદેવ" કહેવાય છે. પણ જેઓ રાગ, દ્વેષ, મોહવાસનાથી જીતાયેલા હોવાથી ૩૨ હજાર સ્ત્રીઓનાં શૃંગારરસમાં લીન બનેલા અને તેમના સંભોગ શૃંગારમાં મરણ પામનારા જીવો તથા જેમની પાસે છેલ્લા શ્વાસ સુધી ગદા, ધનુષ્ય, કમંડલુ, જપમાળા અને સ્ત્રીઓ હોય. તેઓ કોઈ કાળે પણ ભગવાન શબ્દથી વાચ્ય બનતા નથી. કારણકે સ્ત્રી, ગદા આદિ રાગને સૂચવનારા છે અને તે સંસારી આત્મા પાસે જ હોઈ શકે. જો પરમાત્મા પાસે પણ એ પદાર્થોની કલ્પના કરીએ તો તેમનામાં અને સંસારી આત્મામાં કંઇ ભેદ રહેતો નથી માટેજ રાગદ્વેષનો સમૂળ નાશ કરનાર અને તેમને સૂચવનાર પદાર્થોથી સર્વથા અળગા રહીને આંતરિક શત્રુઓને જિતનારા જ ભગવાન કહેવાય છે.

ખાણમાથી નીકળેલો હીરો જેમ કાપકુપ કરાઈને છેદાઇ-ઘસાઇને જ્યારે પાણીદાર અને ચમકદાર બને છે, તેવી રીતે આત્મા પણ અનાદિકાળના કર્મમેલને લઇને ઘોરાતિઘોર પરિષહો અને ઉપસર્ગો સહન કરીને જ્યારે સંપૂર્ણ કર્મરૂપી મેલને ધોઈ નાખે છે ત્યારે જ તેમને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે આવા કેવળજ્ઞાનીજ ભગવાન હોઇ શકે છે.

**सर्वं जानातीति सर्वज्ञः**—આ વ્યુત્પત્તિથી જેઓ કેવળ-જ્ઞાનના માધ્યમથી ત્રણે લોકમાં રહેનારા સંપૂર્ણ જીવોનાં તથા અનંતાનંત પુદ્ગલોનાં ત્રણે કાળમા થનારા, થતાં અને થયેલાં પરિવર્તનોને જાણી શકે છે અને પદાર્થ માત્રના યથાર્થ સ્વરૂપ

સમુદ્‌ઘાતનો ટુંકો અર્થ આ છે:—

એકમેક થવા પૂર્વક પ્રબળતા વડે હનન તે સમુદ્‌ઘાત.

આત્મામાં બે શક્તિઓ માનવામાં આવી છે. સંકોચ-

---

જાણીને તેમને તે જ પ્રમાણે પ્રરૂપિત કરનારા સર્વજ્ઞ ભગવાન કહેવાય છે, અને તેઓ જ સર્વદર્શી બને છે અર્થાત્ ત્રિલોકવર્તી-સંપૂર્ણ પદાર્થો-જેવા કે-નરકો-નારકો, તેમનાં દુઃખો, આયુષ્યો, દેવો તેમનાં સ્થાનો, તિર્યંચો, મનુષ્યો, તેમના પાપપુણ્ય કર્મો, સમુદ્રો, દ્વીપો, પૃથ્વીઓ આદિ ચરાચર સૃષ્ટિને પોતાના જ્ઞાનવડે પ્રત્યક્ષ કરનારા હોય છે દર્શનવડે સ્પષ્ટ જોનારા હોય છે.

આવા લોકોત્તર મહાપુરુષો-તીર્થંકરો પણ પોતાના પહેલાના ભવોમાં તીર્થંકર નામકર્મની નિકાચના કરે છે, સામાન્યરૂપે સંસારવર્તી અન્ય આત્માઓની અપેક્ષાએ તે મહાપુરુષોનો આત્મા અત્યુત્કૃષ્ટ સંયમની આરાધનાથી ઘણો જ શુદ્ધ હોય છે અને જેમ આ શુદ્ધતા વધતી જાય છે, તેમ તેમ સંસારી આત્માઓના મોહ જન્ય જન્મ, મરણ, શોક, જરા, આધિ, વ્યાધિ, અને ઉપાધિના દુઃખોને જોઇને તેઓ અત્યંત ભાવદયાના માલિક બને છે ત્યારે જ—" **एवं च चिन्तयित्वा स महात्मा सदैव परार्थव्यसनी करुणादिगुणोपेतः प्रतिक्षणं परार्थकरणप्रवर्धमानमहाशयो यथा यथा परेषामुपकारो भवति तथा तथा चेष्टते, तत इत्थं सत्त्वानां तत्कल्याणसंपादनेनोपकारं कुर्वस्तीर्थंकरनामकर्म समुपार्ज्य परं सत्त्वार्थसाधनं तीर्थंकरत्वमाप्नोति ।**

(આર્હતદર્શનદીપિકા પેજ ૮૩૦)

અર્થાત્ તીર્થંકર થવાના પહેલા ભવોમાં તે મહાપુરુષો અન્ય જીવો પ્રત્યે દુઃખની લાગણીવાળા, કરુણા, પ્રમોદ, મૈત્રી અને

શક્તિ અને વિકાસ શક્તિ. આ બે શક્તિઓના પ્રતાપે જ આત્મા એક ન્હાનામાં ન્હાના કુંથુંઆના શરીરમા રહી શકે છે અને મોટામાં મોટા હાથીના શરીરમાં રહે છે. ૭૯કે

માધ્યસ્થ ભાવોથી પરિપૂર્ણ, પ્રતિક્ષણે પારકાનું હિત સધાય તેવા પ્રયત્નોમાં સજા રહેનારા અને હિંસા, જૂઠ, ચૌર્ય, મૈથુન તથા પરિગ્રહના કારણે દુ:ખી બનેલા જગતને અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને સંતોષ ધર્મને આપીને તેમનુ જે પ્રમાણે હિત સધાય તેવી જ ભાવનાવાલા હોય છે. તેથી જ મહાવીર સ્વામી પોતાની માતાને દુ:ખ ન થાય તે માટે કુક્ષિમાં સ્થિર થઈ ગયા હતા. મોટાભાઈનુ સ્વમાન ન ઘવાય તે માટે દીક્ષા લેતા પહેલાં તેમની આજ્ઞા શિરોધાર્ય કરી અને દીક્ષા લીધા પછી પણ તે દરિદ્ર બ્રાહ્મણનું દુ:ખ ન જોઇ શકવાના કારણે પોતાનું અર્ધવસ્ત્ર તેને આપી દીધું પંચમ નરક ભૂમિને યોગ્ય ચંડકૌશિક પણ દુ:ખી ન બને અને દેવલોક પામે તે માટે ડંખની વેદના સહન કરી.

રાજા–મહારાજા અને શ્રીમંતોનાં હૈયામાં પ્રવેશેલા વ્યભિચાર, દુરાચાર, મદ્યપાન, માસભક્ષણ અને ગુલામીની પ્રથાને નાબુદ કરવાના ઇરાદાથી જ જાણે! ભાવદયાના સાગર ભગવાને ૧૭૫ દિવસોના સાભિગ્રહ ઉપવાસો કર્યા. અરેરે! મારા નિમિત્તે આ બિચારો સંગમદેવ નરકે જશે? આમ કરૂણાભાવથી જ જાણે મહાવીર સ્વામીની આખો આંસુઓથી આર્દ્ર બની ગઈ હતી.

હવે મુનિસુવ્રત સ્વામીની ભાવ દયા જોઈ લઇએ

एकस्यापि तुरङ्गमस्य कमपि ज्ञात्वोपकारं सुर-
श्रेणिभिः सह षष्टियोजनमितामाक्रम्य यः काश्यपीम् ।
आरामे समवासरद् भृगुपुरस्यैशानदिङ्मण्डने,
सः श्रीमान् मयि सुव्रतः प्रकुरुतां कारुण्यसान्द्रे दृशौ ।

આત્મા પોતાના પ્રદેશોને આખા બ્રહ્માણ્ડમાં ફેલાવી શકે છે. આત્મા અમુક કારણોથી પોતાના પ્રદેશોને શરીરથી બહાર ફેલાવી શકે છે. ને સંકોચી શકે છે. આ જ ક્રિયાને સમુદ્ઘાત કહેવામાં આવે છે.

જેવા સમુદ્ઘાતમાં આત્મા વર્તતો હોય, તેના અનુભવજ્ઞાન સાથે એકમેક થઈને તે સંબંધી કર્મોને આત્માથી સર્વથા જુદા કરે છે. આ સ્વરૂપ એ સમુદ્ઘાતનું છે. દાખલા તરીકે—

જેમ કોઈ જીવ વેદના સમુદ્ઘાતવાળો હોય, તો તે વેદનાના અનુભવજ્ઞાનની સાથે એકમેક થઈ જાય છે. પછી

---

વીશમા તીર્થંકર શ્રીમુનિસુવ્રતસ્વામી સાઠ યોજનનો લાંબો વિહાર કરીને પણ કેવળ એકજ ઘોડાને ઉપદેશ દેવાને માટે ભૃગુપુર નગરમા પધાર્યા હતાં. આ પ્રમાણે ભાવદયા જેમના નસેનસમાં ઉતરી ગઇ હોય તેઓજ તીર્થંકર નામકર્મની નિકાચના કરી શકે છે. અને તેના પ્રતાપેજ તેઓ જન્મતાં જ અતિશય સપન્ન હોય છે કુલ ૩૪ અતિશયો હોય છે તેમાં ૪ અતિશયો જન્મ લેતાંજ ઉત્પન્ન થાય છે ઘાતિકર્મોનો ક્ષય થતાં અદ્વિતીય એવા ૧૧ અતિશયો પ્રાપ્ત થાય છે, અને દેવો તથા દાનવેન્દ્રો દ્વારા કરાએલા ૧૯ અતિશયો પણ તેમને વરેલા હોય છે

આ અતિશયોના કારણેજ જગતમાં રહેલા પ્રાણીઓ તેમને જોતા, તેમની વાણી સાંભળતા, ધર્મને પામે છે અને મોક્ષમાર્ગની આરાધના કરીને સસારથી મુક્ત બને છે સ્કન્દક પરિવ્રાજક પોતાનુ પરિવ્રાજકત્વ છોડીને મહાવીરસ્વામીના ચરણે આવ્યો અને સમ્યગ્ બોધથી વાસિત થઇને મુક્તિનો સાચો માર્ગ જાણી શક્યો અને આરાધી શક્યો.

આત્મા સાથે સંબદ્ધ થએલા વેદનીયકર્મનાં પુદ્ગલો ઉપર તે જીવ પ્રબળતાપૂર્વક પ્રહાર કરે છે. પરિણામ એ આવે છે કે–જે વેદનીય કર્મો કાળાન્તરે વેદવા યોગ્ય છે, તેને ઉદીરણા દ્વારા ઉદયમાં લાવી આત્માથી સર્વથ જુદા કરી નાખે છે. આ સ્વરૂપ છે વેદનીય સમુદ્ઘાતનું.

આ જ પ્રમાણે બીજા સમુદ્ઘાતોનું પણ સમજવું. 卐[30]

---

卐 ૩૦ સમુદ્ઘાતનુ સ્વરૂપ સમજવા માટે કબૂતરનું ઉદાહરણ સારી સમજ આપશે કબૂતરની પાંખો અને શરીર જ્યારે ધૂલના ભારથી ભારી બને છે, ત્યારે તે પોતાની પાખો પહોળી કરીને ધૂલને એકદમ ખંખેરી નાખે છે અને તેના ભારથી મુક્ત બને છે. ઠીક તેજ પ્રમાણે આ જીવાત્મા કર્મોના ભારથી જ્યારે વધારે પડતો દબાઇ જાય છે અને તે કર્મોનો ભાર જ્યારે અસહ્ય બને છે, તે સમયે ઉદયમાં આવેલા અસાતાવેદનીય કર્મોને લઇને અત્યત મુંઝાયેલો આત્મા સમુદ્ઘાત કરણ વડે લાંબા કાળે ભોગ્યકર્મોને ઉદયાવલિકામાં પ્રવેશ કરાવીને ખખેરી નાખે છે.

મરનાર મનુષ્યનુ મૃત્યુ જ્યારે આપણે જોઈએ છીએ ત્યારે આપણે પણ એજ અનુભવ કરીએ છીએ કે–તે મૃત્યુ શય્યામા પડેલો આત્મા પોતાના સપૂર્ણ પ્રદેશોવડે અસાતાવેદનીય કર્મ ભોગવવામા અત્યન્ત દુ:ખી, ન બોલી શકાય, ન ભોગવી શકાય, તેવી અવસ્થાને વેદતો (ભોગવતો) હોય છે. આવી અવસ્થામાં પણ તે આત્માએ જો જ્ઞાનનો અનુભવ કરેલો હશે? અને આન્તર જીવનમા "આત્મા અને શરીર સર્વથા ભિન્ન ભિન્ન છે" તેવા અનુભવ જ્ઞાનને તે સમયે પોતાના પ્રબલ પુરુપાર્થદ્વારા ઉદયમાં લાવી શકવા સમર્થ બન્યો હશે? તો વેદનીય સમુદ્ઘાતમાં વર્તતો જીવ નવા કર્મોનું બંધન કર્યા વિનાજ જૂના કર્મોની અસખ્ય

## નરકભૂમિ સંબંધી

આ ઉદ્દેશકમાં માત્ર પૃથ્વીઓ એટલે નરકભૂમિ સંબંધી વર્ણન છે તે આ પ્રમાણે:—

---

રાશિને ખપાવી નાખવા સમર્થ બનશે અન્યથા આંતર જ્ઞાનનો અનુભવ વિનાનો જીવ માત્ર અસાતાવેદનીયના ઉદય સમયે હાથ-પગને પછાડતો, મોઢામાંથી યદ્વા તદ્વા બોલતો અને સંસારની અનંત માયાને ભોગવેલી હોવાથી તે સમયે આંખો ખોલીને પોતાની ભેગી કરેલી માયાને ટગર-મગર જોતો અને આંખોમાંથી આંસુઓને ટપકાવતો ભયંકરમાં ભયંકર અસાતાવેદનીય કર્મને ભોગવતો તે જીવાત્મા તે સમયે ઘણાં ઘણાં નવા કર્મોને ઉપાર્જન કરીને પાછો કર્મોના ભારથી ભારી બને છે. આ પ્રમાણે કષાય સમુદ્ઘાતમાં પણ સમજવું

કષાયોનુ પ્રાબલ્ય એટલું બધુ જોરદાર હોય છે કે તે સમયે સમયે અર્થાત્ કષાયોના ઉદય સમયે અથવા તેમની ઉદીર્ણાના જીવાત્માની જ્ઞાનસંજ્ઞા-વિવેકસંજ્ઞા પ્રાયઃ કરી ને અદૃશ્ય થઈ જાય છે આવી સ્થિતિમા કષાય સમુદ્ઘાત પણ જીવાત્માને નવાં કર્મો ઉપાર્જન કરાવનાર સાબીત થશે માટે જ જૈન શાસ્ત્રકારો કહે છે કે-"સર્વતોમુખી બાહ્યજ્ઞાન કરતા પણ જીવનમા ઉતારેલું એકજ જ્ઞાન કિરણ ગમે ત્યારે પણ કેવળજ્ઞાનની જ્યોત પ્રાપ્ત કરાવશે"

વેદનીય-સમુદ્ઘાત-બધાએ છદ્મસ્થ જીવોને અશાતાવેદનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થાય છે. અને એ કર્મનો નાશ થાય છે.

કષાય-સમુદ્ઘાત-બધાય છદ્મસ્થ જીવોને ચારિત્રમોહનીય કર્મને લઈને ઉદ્ભવે છે અને કષાયકર્મો નાશ પામે છે.

મરણ-સમુદ્ઘાત-બધાય છદ્મસ્થજીવોને આયુષ્યકર્મના અંત સમયે હોય છે. અને કર્મો નાશ થાય છે

પૃથ્વીઓ સાત કહી છે. રત્નપ્રભા, શર્કરાપ્રભા, વાલુકાપ્રભા, પંકપ્રભા, ધૂમપ્રભા, તમઃપ્રભા અને તમસ્તમઃ પ્રભા.

સંસારમાં બધા જીવો અનેકવાર–અનંતવાર નારકીમાં આવી ગયા છે.

આ અધિકાર જીવાભિગમસૂત્રમાં વિશેષ પ્રકારે છે, એમ ટીકાકારે જણાવ્યું છે. 卐[૩૧]

---

વૈક્રિય–સમુદ્ઘાત–નારક જીવોને, વ્યંતરોને, જ્યોતિષ્કોને, વૈમાનિકોને, પંચેન્દ્રિય તિર્યંચોને, વાયુકાયને તથા છદ્મસ્થ મનુષ્યોને વૈક્રિય શરીર નામકર્મથી ઉદ્ભવે છે અને તે શરીરના જૂના પુદ્ગલો નાશ પામીને નવા પુદ્ગલો ગ્રહણ કરાય છે.

તૈજસ–સમુદ્ઘાત–વ્યંતરોને, જ્યોતિષ્કોને, વૈમાનિકોને પંચેન્દ્રિયતિર્યંચ તથા છદ્મસ્થ મનુષ્યોને તૈજસ શરીર નામકર્મથી પ્રાપ્ત થાય છે અને તે કર્મો નાશ પામે છે.

આહારક–સમુદ્ઘાત–ચતુર્દશ પૂર્વધારીને આહારક શરીર નામકર્મથી થાય છે અને તે શરીરનાં પુદ્ગલો નાશ પામે છે

કેવલિ–સમુદ્ઘાત–કેવલજ્ઞાનના માલિકોને શેષ રહેલા નામકર્મ, ગોત્રકર્મ, વેદનીયકર્મને લઇને અર્થાત્ તેમને ખપાવવા માટે થાય છે. અને તે ત્રણે કર્મો આયુષ્યકર્મની સાથે સમાપ્ત થાય છે.

આ સમુદ્ઘાતનો સમય આઠ સમયનો હોય છે જ્યારે ઉપરના સમુદ્ઘાતો અંતર્મુહૂર્ત સમય સુધીના જ હોય છે.

卐 ૩૧. અનાદિકાળથી કર્મવશ ભ્રમણ કરતો આ જીવ અનંતવાર નરકભૂમિમાં ગયેલો છે, જ્યાં નિરંતર અશુભતરલેશ્યા, પરિણામ, દેહ, વેદના અને વિક્રિયાનો અનુભવ થાય છે

ગતિનામકર્મ, જાતિનામકર્મ, શરીરનામકર્મ, અને અંગોપાંગ-

## ઇન્દ્રિયો

આમાં ઇન્દ્રિયો સંબંધી વર્ણન છે.

---

નામકર્મને લઇને નરકગતિના નારક જીવોમા લેશ્યા આદિ ભાવો કોઇ કાળે પણ શુભ નથી હોતા.

રત્નપ્રભામાં કાપોત લેશ્યા હોય છે.

શર્કરાપ્રભામાં અત્યન્ત તીવ્રતર કાપોત લેશ્યા હોય છે વાલુકા પ્રભામાં કાપોતલેશ્યા વધારે અને નીલલેશ્યા થોડી હોય છે

પંક પ્રભામાં નીલલેશ્યા હોય છે

ધૂમ પ્રભામાં અત્યન્ત તીવ્રતર નીલલેશ્યા વધારે હોય છે અને કૃષ્ણલેશ્યા હોય છે

તમ પ્રભામાં કૃષ્ણલેશ્યા તીવ્રતર હોય છે

તમસ્તમ. પ્રભામા અત્યન્ત તીવ્ર કૃષ્ણલેશ્યા હોય છે પરિણામ પણ અશુભતરજ હોય છે

શરીર, ગતિ, સસ્થાન, ભેદ, વર્ણ, ગધ, રસ અને સ્પર્શ પરિણામો અત્યન્ત અશુભ હોય છે

નરક ભૂમિમા હમેશા અધકાર હોય છે શ્લેષ્મ, મૂત્ર, વિષ્ઠા, મળ, લોહી, ચરબી, પરૂ આદિ ગધાતા પુદ્ગલોથી તે ભૂમિઓ લીપાએલી હોય છે જેમાં કૂતરો, શિયાળ, બીલાડા, નોળીયા, સર્પ, ઉદર હાથી, ગાય અને મનુષ્ય આદિનાં મડદા અને દુર્ગધ અસહ્ય હોય છે.

અત્યન્ત અસહ્ય વેદનાઓને ભોગવતાં તે નારક જીવો કરુણ વિલાપ કરે છે. પરમા ધામીઓ પાસે દયાની દીનતાપૂર્વક યાચના કરે છે. હાથાજોડી કરે છે આ પ્રમાણે પોતાના આયુષ્ય પર્યન્ત રુદન, આક્રન્દન અને ચીસો પાડે છે. તેમનાં શરીરો અત્યન્ત

ઇન્દ્રિયો પાંચ કહી છે સ્પર્શ, રસ, ઘ્રાણ, શ્રોત્ર અને ચક્ષુ. આ અધિકાર પ્રજ્ઞાપના સૂત્રમાં છે.

---

અશુભ હોય છે. ગંધાતા હોય છે, ભયાનક હોય છે અને બીભત્સ હોય છે.

પહેલી ભૂમિમાં તીવ્ર ઉષ્ણ વેદના હોય છે, બીજીમાં તીવ્રતર અને ત્રીજીમાં તીવ્રતમ ઉષ્ણવેદના ભોગવવાની હોય છે. ચોથીમાં ઘણાઓને ઉષ્ણ અને થોડાઓને શીતવેદના હોય છે. પાંચમીમાં ઘણાઓને શીત અને થોડાઓને ઉષ્ણવેદના હોય છે. છઠ્ઠીમા શીત-વેદના અને સાતમીમાં અત્યન્ત શીતવેદના હોય છે.

વૈક્રિય શરીર હોવાથી તેમની વિક્રિયાઓ પણ અશુભ જ હોય છે. સુખને માટે કરાતી વિક્રિયા ઘોરાતિઘોર દુઃખદાયી બની જાય છે.

મનુષ્ય અવતારમા દુર્બુદ્ધિવશ, સ્વાર્થવશ, પુત્ર પરિવાર પ્રત્યે મોહવશ ઘણી જાતના આરંભો–સમારંભો કર્યા છે. પરિગ્રહની માયાજાળમા હજારો લાખો પ્રકારે ખોટા વ્યાપાર, ખોટા તોલ માપા, વ્યાજના ગોટાળા, ભાવના વધારા, સેળભેળના પાપો, તથા ઘણા જીવોની હત્યા, જૂઠ, પ્રપંચ, પરસ્ત્રીગમન આદિ અનેક પ્રકારના દુષ્કૃત્યો કરીને અસંખ્ય જીવો સાથે વૈર વિરોધ, મારપીટ ઝઘડા આદિ કર્યા છે એ બધા પાપના પોટલા લઈને નરકભૂમિમાં ઉત્પન્ન થયેલો જીવ વિભંગજ્ઞાનદ્વારા ચારે બાજુના નારકજીવોને વૈરી તરીકે જ જૂએ છે. અને પોતાના વૈરને યાદ કરીને એ નારક-જીવો આપસમાં પોતાના આયુષ્યકર્મ પર્યન્ત ભાલા, તલવાર, બરછી, મુદ્ગલ, સાંબેલું, બાણ, શક્તિ, લાકડી, ગોફણ વગેરે શસ્ત્રોથી લડતાંજ રહે છે. લોહીલુહાણ થાય છે. માંસ, હાડકા બહાર નિકળે ત્યાંસુધી લડતા જ રહે છે. ત્યાં તેમને કોઇ છોડાવનાર નથી.

બીજી રીતે ઇન્દ્રિયના બે ભેદ બતાવ્યા છે. ૧ દ્રવ્યેન્દ્રિય અને ૨ ભાવેન્દ્રિય દ્રવ્યેન્દ્રિયના બે ભેદ છે. નિર્વૃત્તિ અને ઉપકરણ. ભાવેન્દ્રિયના બે ભેદ છે. લબ્ધિ અને ઉપયોગ.

---

મનુષ્ય જીવનમા પુત્રો, સ્ત્રીઓ, માતાઓ અને પુત્રીઓ માટે જે પાપ કર્યા હતા, તે પાપો પોતાને એકલાને જ ભોગવવા સિવાય બીજો કોઇ માર્ગ નથી. પૂર્વભવમા અત્યન્ત ક્લિષ્ટ કર્મોને લઇને અસુર ગતિને પામેલા પરમાધામિઓ જેઓ સ્વભાવે જ પાપકર્મમા રત હોય છે અત્યન્ત રૌદ્રસ્વભાવી હોય છે, તેઓ નારકજીવોને ભયકરમાં ભયકર નીચે પ્રમાણેની વેદનાઓ આપે છે.

પીગળેલા લોઢાના રસને પીવરાવે છે

લાલચૂમ લોઢાની પુતલીઓથી આલિગન કરાવે છે.

લોઢાના ઘનથી ટીપે છે

અસ્ત્રાથી અવયવોને છેદે છે

ધગધગતા ઉકાળેલા તેલથી સ્નાન કરાવે છે

કુભીપાકમાં પકાવે છે

લોઢાના સલીયાથી મારે છે.

કરવતથી કાપે છે.

શરીરને કડાઈમા નાખીને તળે છે

ભઠ્ઠીમા નાખીને શેકે છે.

સિહ, વાઘ, દીપડા, કુતરા, શિયાળ, સર્પ, નોલિયા આદિ જનાવરો પાસે ખવરાવે છે.

ઉપર પ્રમાણેની નારકીય વેદનાઓને આ જીવે અનેકવાર અને અનંતીવાર ભોગવી છે.

અહીં પાંચ ઇન્દ્રિયોનું એક યંત્ર આપવામાં આવ્યું છે. તે જાણવાલાયક છે.卐[32]

---

卐 ૩૨ ઇન્દ્રિયો પાંચ જ હોય છે. બીજા મતવાળાઓ પાંચ કર્મેન્દ્રિયોને જે પૃથક્ માને છે તે બધાઓનો સમાવેશ સ્પર્શેન્દ્રિયમાં થઈ જતો હોવાથી આ પાંચ ઇન્દ્રિયો જ્ઞાનેન્દ્રિય કહેવાય છે.

ઇન્દ્ર એટલે આત્મા. જે સર્વ પદાર્થોમાં ઉત્કૃષ્ટ ઐશ્વર્યનો માલિક હોવાથી સર્વથા સ્વતંત્ર છે માટેજ ભોક્તા છે

પોતાના શુભાશુભ કર્મોને ભોગવનારો આત્મા છે. શરીર અને ઇન્દ્રિયો સાધન છે. એના માધ્યમથી જીવમાત્ર પોતાના કર્મોને ભોગવે છે

આ આત્માની ખાત્રી કરાવનાર, બતાવનાર, સૂચિત કરાવનાર અને જ્ઞાન પ્રાપ્ત કરાવનાર ઇન્દ્રિયો છે

આ ઇન્દ્રિયો કરણ હોવાથી સ્વત જડ છે. માટે આત્માથી આક્રમ થઈને–પ્રેરણા પામીને પોત પોતાના ઇષ્ટ વિષયોને ગ્રહણ કરે છે. જીવની વિદ્યમાનતામાં જ ઇન્દ્રિયો સક્રિય રહે છે. સકર્મક જીવને ઇન્દ્રિયો વિના ચાલી શકે તેમ નથી માટેજ તેમની ઉત્પત્તિ જીવાધીન છે

દ્રવ્ય અને ભાવરૂપે આ ઇન્દ્રિયો બે પ્રકારની છે આત્માના અસખ્યાત પ્રદેશોની અપેક્ષાએ અનત પુદ્ગલ પ્રદેશો દ્વારા તે તે ઇન્દ્રિયોના આકારરૂપે જે બને છે તે દ્રવ્યેન્દ્રિય કહેવાય છે. અને કર્મોના ક્ષયોપશમની અપેક્ષાથી તે તે વિષયોને ગ્રહણ કરવાની પરિણતિ વિશેષને ભાવેન્દ્રિય કહેવાય છે દ્રવ્યેન્દ્રિય પણ બે પ્રકારની છે નિર્વૃત્તિ અને ઉપકરણ.

કાનપટ્ટી, આખના ડોળા, નાક, જીભ વગેરે જે બાહ્યરૂપે ઇન્દ્રિયોના આકાર દેખાય છે તે બાહ્ય નિર્વૃત્તિ કહેવાય છે. અને

## દેવ અને વેદ

આ પ્રકરણમાં એક જીવ એક કાળે બે વેદો (સ્ત્રીવેદ અને પુરુષ વેદ) ને વેદે કે કેમ ? તે પછી ગર્ભ વિચાર, તે પછી પાર્શ્વનાથના શિષ્યો સાથે તુંગિકાના શ્રાવકોના પ્રશ્નોત્તર,

---

આભ્યન્તરરૂપે સ્પર્શેન્દ્રિયનો આકાર અનિયમિત છે કેમકે દરેક જીવોના શરીર ભિન્ન ભિન્ન હોય છે. જિહ્વેન્દ્રિયનો આકાર ક્ષુરપ્ર (અસ્ત્રા) જેવો છે. ઘ્રાણેન્દ્રિયનો આભ્યન્તર આકાર અતિમુક્તક ચંદ્ર જેવો છે, ચક્ષુરિન્દ્રિયનો આકાર મસૂરની દાલ જેવો અને કર્ણેન્દ્રિયનો આકાર કદંબના પુષ્પ જેવો છે આ આભ્યન્તર નિર્વૃત્તિ કહેવાય છે.

આભ્યન્તર નિર્વૃત્તિ ઇન્દ્રિયમાં રહેલ પોત પોતાના વિષયને ગ્રહણ કરવાની શક્તિરૂપે જે વસ્તુ કામ કરે છે તે ઉપકરણેન્દ્રિય કહેવાય છે જેના સદ્‌ભાવમાં જ નિર્વૃત્તિઇન્દ્રિય કામ આપી શકે છે. અન્યથા બહેરા માણસને કાનપટ્ટી અને આંધળા માણસને આંખનો ડોળો હોવા છતા પણ ઉપકરણેન્દ્રિયની શક્તિ કોઇ કારણે આઘાત પામેલી હોય તો બાહ્ય અને આભ્યન્તર નિર્વૃત્તિ ઇન્દ્રિયો પોતાના વિષયને ગ્રહણ કરી શકતી નથી

આ બન્ને ઇન્દ્રિયો પૌદ્‌ગલિક છે

જ્યારે ભાવેન્દ્રિનો સબંધ આત્મા સાથે છે. તે તે કર્મોના આવરણોનો ક્ષયોપશમ થવાથી આત્માને વિષય ગ્રહણ કરવાની જે શક્તિ પ્રાપ્ત થાય છે તે લબ્ધિ ભાવેન્દ્રિય કહેવાય છે. અને આત્મા પોતે ઉપયોગવાલો થઇને જે વિષયોને ગ્રહણ કરે છે તે ઉપયોગેન્દ્રિય કહેવાય છે

સીમાતીત વિષયવાસના, ભોગવિલાસ, પરિગ્રહની મમતા તથા અત્યુત્કટ પાપોના કારણે એકેન્દ્રિય અવતારને પામેલા અનંતજીવોને

**રાજગૃહમાં શ્રી ગૌતમસ્વામીનું ભિક્ષાટન, ગૌતમસ્વામીએ ભગવાનને પૂછીને કરેલો નિર્ણય અને છેવટે રાજગૃહના ઉના પાણીના કુંડોનું વર્ણન છે.**

---

રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, નેત્રેન્દ્રિય અને શ્રવણેન્દ્રિયના આવરણીય કર્મોનો ઉદય હોવાથી તેમને જીભ, નાક, આંખ અને કાન ઈન્દ્રિયોથી સર્વથા વંચિત રહેવાનુ હોય છે. તેથી તેમને સ્પર્શેન્દ્રિય નામની એક જ ઈન્દ્રિય હોવાથી અત્યન્ત અસ્પષ્ટ વેદનાઓને ભોગવતાં છેદન–ભેદન સહન કરતાં, શરદી–ગરમી તથા હિમપાતની તીવ્ર વેદનાને વેદતા એકેન્દ્રિય જીવો અસંખ્યાત અને અનંતકાળ સુધી ત્યાં જ રહે છે

આમાં પૃથ્વીકાય, જળકાય, અગ્નિકાય, વાયુકાય અને વનસ્પતિ કાયના જીવોનો સમાવેશ થાય છે જે સ્થાવર નામકર્મના કારણે સ્થાવર કહેવાય છે. બે ઈન્દ્રિયના જીવોને સ્પર્શ અને જીભ ઈન્દ્રિય હોય છે. જ્યારે નાક, આંખ અને કાન ઈન્દ્રિયોના આવરણ કર્મોનો પ્રબલ ઉદય હોવાથી તેમને નાક, આંખ અને કાન નથી હોતા, માટે જ આ ત્રણે ઈન્દ્રિયોના જ્ઞાનથી તેઓ હમેશાને માટે વંચિત રહે છે

બે ઈન્દ્રિય જીવોમા બધી જાતના નાના મોટાં શંખ, કોડા, કોડી, પેટમાં થનારા કરમીયાં, ખરાબ લોહીને ચૂસનાર જળો, અળસીયાં, વાસી રોટલી, રોટલા, ભાત, નરમ પુરી વગેરેમાં ઉત્પન્ન થનારા કીડા, લાકડાના કીડા, પેટમા, ફોડલામાં, મસામા, એઠવાડમાં થનારા નાના કરમીયા, વાસી પાણીમા ઉત્પન્ન થનારા પોરા, નાની મોટી સીપ તથા વાળાના જીવો વગેરે આવી જાય છે.

તેઈન્દ્રિય જીવોને ચક્ષુરિન્દ્રિય અને શ્રવણેન્દ્રિયનુ આવરણ હોવાથી તેમને તે વિષયોનું જ્ઞાન હોતું નથી આમાં ન્હાના–મ્હોટા

કેટલાક લોકો એમ માને છે કે-નિગ્રંથ મરીને દેવ થયા પછી તે દેવ, ત્યા બીજા દેવો કે બીજા દેવીઓ સાથે વિષય સેવન કરતો નથી, પરન્તુ પોતાના જ બે રૂપ કરે છે. એક દેવનું ને બીજુ દેવીનુ. એમ કરીને તે કૃત્રિમ દેવી સાથે વિષય-સેવન કરે છે. એમ કરવાથી એક જીવ એક કાળે બે વેદને અનુભવે છે, એ પણ સિદ્ધ થાય છે. (પુરુષવેદ અને સ્ત્રીવેદ) પરન્તુ તે વાત ઠીક નથી. અહીંથી મરીને ત્યા ઉત્પન્ન

---

કાન ખજૂરા, માકડ, જૂ, લીખ, કીડી, ઉધઇ, મકોડા, અનાજમા થનારા ધનેડા, વાળના મૂળમા તથા કૂતરાના કાનમા થનારા કીડા અવાવરૂ જમીનમા થનારા જુઆ, છાણ અને વિષ્ટાના કીડાઓ, કીડાઓ, કુંથુઆ, ખાંડ-ગોળ તથા ચોખામા થનારી ઇયળો તથા ચોમાસાની શરૂઆતમા થનારા લાલ રંગના કીડા આ બધા તેઇન્દ્રિય કહેવાય છે

ચાર ઇન્દ્રિયવાળા જીવોને કર્ણેન્દ્રિય નથી હોતી; આમાં પીળા-કાળા રંગના વિછી, બગાઈ, ભમરા, ભમરી, તીડ, માંખી, ડાસ (**दशा वर्षोद्‌भवा** ડાસલા વરસાદમાં ઉત્પન્ન થાય છે), મચ્છર, કુંઆરી, ખડમાકડી વગેરે જીવો હોય છે.

પંચેન્દ્રિય જીવોને પાચે ઇન્દ્રિયોના આવરણ નહી હોવાના કારણે પાચે ઇન્દ્રિયોના વિષયોને ગ્રહણ કરવાની લબ્ધિઓ પ્રાપ્ત થયેલી હોય છે. મહાપુણ્યોદયે અથવા દુર્ગતિના ભયકર દુખોને ભોગવ્યા પછી મેળવેલી ઇન્દ્રિય પટુતા જો સયમની આરાધનામા, અહિંસા ધર્મના પાલનમા, તથા પ્રચારમા ઉપયોગવાલી થઈ જાય તો આ જીવનો બેડો પાર થતા વાર લાગતી નથી અર્થાત્ તે આત્મા પોતાના સાધ્ય મોક્ષને જલ્દી મેળવે છે અને સર્વ દુખોથી મુક્ત બને છે

થયેલો દેવ બીજા દેવો સાથે તથા બીજા દેવની દેવીઓ સાથે તેઓને વશ કરીને તથા પોતાની દેવીઓ સાથે પણ પરિચારણા–વિષય સેવન કરે છે પોતે પોતાનાં બે રૂપ બનાવીને પરિચારણા કરતો નથી આથી એ પણ સિદ્ધ થાય છે કે–એક જીવ એક સમયે એક વેદને જ અનુભવે છે. સ્ત્રીવેદે કે પુરુષ વેદે. જે સમયે સ્ત્રીવેદને વેદે છે, તે સમયે પુરુષવેદને વેદતો નથી. અને જે સમયે પુરુષવેદને વેદે છે, તે સમયે સ્ત્રીવેદને નથી વેદતો.

## ઉદકગર્ભ વિચાર

હવે ઉદકગર્ભ સંબંધી વિચાર છે જેમ મનુષ્યને ઉત્પન્ન થવામાં પહેલાં ગર્ભ ધારણ થાય છે, તેવી રીતે વરસાદ વરસવામાં પણ પહેલા ગર્ભ બંધાય છે. જેને 'ઉદકગર્ભ' કહેલ છે. અર્થાત્ કાળાન્તરે પાણી વરસવામાં હેતુરૂપ જે પુદ્ગલનો પરિણામ તેનું નામ છે 'ઉદકગર્ભ'.

આ 'ઉદકગર્ભ' ઉદકગર્ભરૂપે ઓછામાં ઓછું એક સમય અને વધારેમાં વધારે છ મહીના સુધી રહે છે

તિર્યગ્ યોનિગર્ભ -તિર્યગ્ યોનિ ગર્ભરૂપે ઓછામા ઓછું અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે આઠ વર્ષ સુધી રહે છે.

મનુષીગર્ભ મનુષીગર્ભરૂપે ઓછામાં ઓછું અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે બાર વર્ષ સુધી રહે છે.

કાયભવસ્થ કાયભવસ્થરૂપે ઓછામાં ઓછું અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે ચોવીસ વર્ષ સુધી રહે.

માતાની પેટની વચ્ચે રહેલ ગર્ભનું શરીર તે 'કાય' કહેવાય. તે શરીરમાં જે ઉત્પન્ન થવું તે 'કાયભવ' કહેવાય. અને તેમાં જે જન્મ્યો હોય તે 'કાયભવસ્થ' કહેવાય. તે કાયભવસ્થરૂપે ચોવીસ વર્ષ સુધી રહે. તે એવી રીતે તે કોઈ જીવનુ શરીર ગર્ભમા રચાઇ ગયુ હોય પછી તે જીવ તે શરીરમાં માતાના ઉદરમાં બાર વર્ષ સુધી રહી મરણ પામી પાછો પોતે રચેલ તેના તે શરીરમાં ઉત્પન્ન થઇ ફરીને બાર વર્ષ સુધી રહે. એ પ્રકારે ચોવીસ વર્ષ સુધી કાયભવસ્થરૂપે રહે. અથવા એમ પણ કહે છે કે-બાર વર્ષ સુધી રહીને ફરીને બીજા વીર્યવડે ત્યાજ તેજ શરીરમાં બાર વર્ષની સ્થિતિયુક્ત થઇને જન્મે. એ રીતે ચોવીસ વર્ષ ગણાય.卐[૩૩]

卐 ૩૩. ઉદક ગર્ભ માટે સારામાં સારી જાણકારી ભગવતી સૂત્રના વિવેચન પરથી જાણી લેવી

ગર્ભગત જીવ ઓછામા ઓછુ અને વધુમાં વધુ ક્યાંસુધી રહેશે, તેની ચર્ચા કર્યા પછી એક જીવને એક સાથે કેટલા બાપ (પિતા) હોઇ શકે છે, તેના જવાબમાં નરદેવ અને ભાવદેવથી પૂજાએલા દેવાધિદેવ ભગવાન મહાવીર સ્વામીએ ફરમાવ્યું કે-બસોની સંખ્યાથી લઇને નવસોની સખ્યા સુધી એક જીવના બાપ હોઇ શકે છે. અનત સસારની માયા પણ અત્યત અગોચર હોય છે. તેથી કોઈક ક્ષેત્રની અપેક્ષાએ આ વાત હશે જેમકે એક ગાયની યોનિમાં એક સાડનુ વીર્ય પડ્યુ અને ત્યારપછી બીજા બીજા બસોથી નવસો સુધી સાડોનુ વીર્ય તેમા જો પડશે તો તે ગાયથી જન્મ લેનારા એક વાછરડાના બાપ પણ તેટલાજ હોઈ શકશે. કેમકે બધાઓના વીર્યથી એક વાછરડુ જન્મ્યુ છે.

સસારચક્રમાં કોઇપણ વાત ન બની શકે એવું છે જ નહિ.

મનુષ્ય અને પંચેન્દ્રિય તિર્યંચો સંબંધી યોનિગત વીર્ય ઓછામાં ઓછું અન્તર્મુહૂર્ત અને વધારેમાં વધારે બાર મુહૂર્ત સુધી યોનિભૂતરૂપે રહે છે

મૈથુનને સેવનારા મનુષ્યનો અસંયમ કેટલો ઘોર હોય છે, તે સૂત્રકાર ઉદાહરણ આપીને સમજાવે છે કે—એક વાંસની નળીમાં ઠાંસી ઠાસીને રૂ ભર્યું હોય, પછી તપાવેલો સોનાનો

---

પણ આ બધી અગમ–નિગમની વાતો કેવળજ્ઞાની સિવાય બીજો કોઈ પણ જાણી શકે તેમ નથી જ્ઞાતવ્ય વાતો જાણ્યા પછી મૈથુનકર્મની તીવ્રતા અને ભયંકર ભયાનકતા પણ જાણવા મળે છે

ભવ–ભવાંતરમાં અત્યન્ત દુઃખ દેનારા, મહાપાપકર્મને ઉપાર્જન કરાવનારા એવા આ મૈથુન પાપના કજો જીવને રીબાઇ રીબાઇને મારનારા હોય છે આવા દુ:ખપ્રદ મૈથુનકર્મના નિયાણા બાંધીને બીજા ભવમા જન્મ લેનારા જીવોને અમુક ક્ષેત્રોમા તથા અમુક જાતિમાં જન્મવું પડે છે.

એક માથે એક બાપને કેટલા સંતાનો હોઈ શકે છે, આના જવાબમા ભગવાને ફરમાવ્યુ કે—કામવાસનામાં અત્યન્ત ઉત્તેજિત બનેલો માણસ જ્યારે સ્ત્રીસેવન કરે છે, ત્યારે વીર્ય અને રજ ભેગા મળતા જ તેમાં બે લાખથી નવલાખ સુધી જીવો ઉત્પન્ન થાય છે જે પંચેન્દ્રિય જીવો જ હોય છે આમાથી જેનુ આયુષ્ય કર્મ વધારે હોય છે તે એક–બે કે ત્રણ જીવો નવ મહિના પુરા કરીને સંસારની સ્ટેજ ઉપર આવવા માટે સમર્થ બને છે બાકીના બધાય જીવો ત્યા જ મરણ પામે છે. નવ મહિને જન્મ લેનાર જેમ સંતાન કહેવાય છે, તેમ માતાની કુક્ષિમા જ મરણ પામેલા બે થી નવલાખ સુધીના જીવો પણ સંતાન તરીકે જ કહેવાશે. કેમકે એકવારના મૈથુનથી ઉત્પન્ન થનારા જીવો તેના

સળીયો તેની અંદર નાખીને તે રૂને બાળવામાં આવે એવા પ્રકારનો મૈથુનને સેવતાં મનુષ્યનો અસંયમ છે.

## પાર્શ્વનાથના શિષ્યો

હવે અહીં શ્રી પાર્શ્વનાથના શિષ્યો અને તુંગિકાના શ્રાવકોનાં પ્રશ્નોત્તરો આવે છે. આ પ્રસંગે તુંગિકા નગરીના

---

વીર્યથી ઉત્પન્ન થયા છે અને મર્યા છે જીવોની ઉત્પત્તિ જ જીવહત્યાનુ કારણ બને છે મનુષ્યના અસયમી જીવનના કારણે જ આ જીવો ત્યા ઉત્પન્ન થાય છે અને મરે છે આમાં જે ઉત્પાદક હોય છે તેને જ જીવહત્યાનુ પાપ લાગશે સ્ત્રી પણ અસંયમને લઈને એકાબૂ બની મૈથુનકર્મમા મસ્ત બને છે તો તે પણ જીવહત્યાના પાપની ભાગીદાર બને છે

માટે આવા ઘોર પાપથી બચાવનાર સ્વામીના શાસન સિવાય બીજુ એક પણ શાસન (ધર્મ) નથી કેમકે સયમના સર્વતોમુખી સર્વાગીણ પાઠો મહાવીર સ્વામીના આગમ સૂત્રોથી જ જાણવા મળે છે. દેશસયમી વ્રતધારી જીવ પણ મૈથુન તો સેવશે પણ તેના અન્તર્જીવનમા જીવો પ્રત્યે કરુણતા હશે ભાવદયા હશે. માટે તેનુ સંસારિક જીવન ઘણુ જ ઉમદા અને પવિત્ર હોય છે

વીર્ય અને રજના મિશ્રણથી ૨ થી ૯ લાખ સુધીના જીવો જન્મે છે અને મરે છે. તે ઉપરાત પણ આંબાની મજરી જેવી સ્ત્રીની યોનિ જે પ્રતિ સમયે મૂત્ર અને રુધિરથી ખરડાયેલી હોય છે. ત્યા પણ અસખ્યાતા જીવો જન્મે છે.

મૈથુન કર્મી પુરુપ જ્યારે 'મૈથુનારુઢ' થાય છે ત્યારે તેની જનનેન્દ્રિય યોનિગત જીવોની હત્યા કરતી જ પ્રવેશ કરે છે અને તે સમયે પણ અસખ્યાત જીવો ત્યા મરે છે. રૂની ભરેલી નળીમાં

ઉત્તર પૂર્વ વિભાગમા પુષ્પવતી નામનું ચૈત્ય હતું. આ ચૈત્યમાં શ્રી પાર્શ્વનાથનાં શિષ્યો આવીને ઉતર્યા. આની તુંગિકાના શ્રાવકોને ખબર પડે છે. શ્રાવકો બધા ભેગા થઇને વિચાર કરે છે કે—આપણે તેમને વંદન કરવાને તથા ઉપદેશ સાભળવાને માટે જવું જોઇએ નિર્ણય કરીને સુંદર વસ્ત્રોથી સજ્જિત થઇને બધા એક સાથે તે ચૈત્ય તરફ જાય છે. તે શ્રાવકો આ મુનિરાજોની પાસે જતાં પાંચ અભિગમો સાચવે છે. અર્થાત્ સચિત દ્રવ્યો દૂર કરે છે, અચિત્ત વસ્તુઓ સાથે રાખે છે. પોતાના ખેસને જનોઈની માફક ધારણ કરે છે, મુનિરાજોને દેખતાં જ હાથ જોડે છે. અને મનને એકાગ્ર કરે છે. તેઓ પાસે જઇ ત્રણ પ્રદક્ષિણા દે છે.

પછી તે સ્થાવરો ભરાએલી તે સભાને ચાર મહાવ્રતવાળા ધર્મનો ઉપદેશ કરે છે. તે પછી તે શ્રમણોપાસકોએ પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં તે મુનિઓએ જણાવ્યુ કે—

'સંયમનું ફળ આસ્રવરહિતપણું અને તપનુ ફળ વ્યવદાન અર્થાત્ કર્મોને કાપવા તે છે.'

આ વાતથી તે શ્રાવકોને એક શંકા રહી ગઇ કે 'સંયમની આરાધનાથી દેવ થવાય છે.' એમ જે કહેવાય છે એનું શું ? તેથી તેમણે ફરી પ્રશ્ન કર્યો કે—"દેવો દેવલોકમા ઉત્પન્ન થાય છે, તેનું શુ કારણ છે.?

આના ઉત્તરમાં—

કાલિકા પુત્ર નામના સ્થવિરે કહ્યું કે—પૂર્વના તપ વડે દેવો દેવલોકમાં ઉત્પન્ન થાય છે.

---

જેમ અંગારા જેવી સળી પ્રવેશ કરતા રૂને બાળતી જાય છે, તે પ્રમાણે જ મૈથુનાસક્ત માણસ પણ જીવોની હત્યા કરે છે

મેધિલ-નામના સ્થવિરે કહ્યું કે-પૂર્વના સંયમવડે દેવો દેવલોકમાં ઉત્પન્ન થાય છે.

આનંદ રક્ષિત-નામના સ્થવિરે કહ્યુ કે-કર્મિપણાને લીધે દેવો દેવલોકમાં ઉત્પન્ન થાય છે.

કાશ્યપ-નામના સ્થવિરે કહ્યું કે-સંગિપણાને લીધે દેવો દેવલોકમાં ઉત્પન્ન થાય છે

વધુમાં તે સ્થવિરોએ એ પણ કહ્યું કે-"એ વાત સાચી છે, માટે કહી છે પણ અમે અમારા અભિમાનથી એ વાત કહેતા નથી."

તે પછી નમસ્કાર કરી હર્ષિત થએલા શ્રાવકો તુંગિકા નગરીમાં આવ્યા, અને તે સ્થવિરો પુષ્પવતી ચૈત્યથી વિહાર કરી ગયા.

આ વખતે ભગવાન મહાવીરસ્વામીના મુખ્ય શિષ્ય ગૌતમસ્વામી છઠ છઠની તપસ્યા કરી સયમ અને તપથી પોતાના આત્માને ભાવતા વિચરતા હતા ભગવાન મહાવીર-સ્વામીની સાથે તેઓ રાજગૃહ પાસેના ગુણશીલ ચૈત્યમા આવ્યા છે તેઓ પ્રથમ પૌરુષીએ સ્વાધ્યાય કરે છે. બીજી પૌરુષીએ ધ્યાન કરે છે અને જ્યારે આહાર કરવાનો હોય ત્યારે ત્રીજી પૌરુષીએ શારીરિક અને માનસિક ચપળતાથી રહિત મુહપત્તિને પડિલેહી, વસ્ત્ર-પાત્રની પડિલેહણા કરી, પાત્ર લઈ ગોચરીએ નિકળે છે

ગૌતમસ્વામી રાજગૃહ નગરીમાં ગોચરી ગયા. તેઓ ઉચ્ચ, નીચ કે મધ્યમ કુલોમાં વિધિ પૂર્વક ભિક્ષા લેવાને વિચરે છે.

રાજગૃહમાં ભિક્ષા માટે આવેલા ગૌતમસ્વામીએ લોકોના મુખથી સાંભળ્યું કે-તુંગિકા નગરીથી બહાર પુષ્પવતી નામના ચૈત્યમાં પાર્શ્વનાથના શિષ્યો પધારેલા અને તુંગિકાના શ્રાવકોને તેમણે ઉપર પ્રમાણે ઉપદેશ આપ્યો અને પ્રશ્નોત્તર થયા.

ગૌતમસ્વામી બધુ વૃત્તાન્ત સાંભળી લઇ ભગવાન મહાવીરસ્વામી પાસે આવ્યા. તેમણે ત્યાં આવીને જવા-આવવા સબંધી અતિચારોનું ચિંતન કર્યું ભિક્ષા લેતા લાગેલા દોષોનુ આલોચન કર્યું. લાવેલા આહાર અને પાણી ભગવાનને બતાવ્યા. તે પછી તેમણે રાજગૃહ નગરીમાં લોકોના મુખથી સાંભળેલી હકીકત ભગવાનને કહી સંભળાવી અને ભગવાનને પૂછ્યું કે—

હે ભગવન્! તે સ્થવિર ભગવંતો તે શ્રમણોપાસકોને એવા પ્રકારનો જવાબ દેવા સમર્થ છે? તેઓ તેવા અભ્યાસવાળા છે? તેઓ તેવા ઉપયોગવાળા છે? તેઓ તેવા વિશેષજ્ઞાની છે?

ભગવાન મહાવીરે કહ્યું-"હા, ગૌતમ, તેઓ તેવા સમર્થ છે, અભ્યાસવાળા છે, ઉપયોગવાળા છે ને વિશેષજ્ઞાની પણ છે. અને તેમણે જે વાત કહી છે, તે સાચી છે માટે કહી છે. આત્માના અભિમાનને માટે નથી કહી.

ભગવાન કહે છે કે-"એ વાત સાચી છે કે-પૂર્વના તપવડે પૂર્વના સયમ વડે, કર્મિપણાથી અને સંગિપણાને લીધે દેવો દેવલોકમાં ઉત્પન્ન થાય છે."

આ પછી ગૌતમસ્વામીએ પૂછ્યુ કે-તેવા પ્રકારના શ્રમણ કે બ્રાહ્મણની પર્યુપાસના કરનાર મનુષ્યને તેની સેવાનુ

શુ ફળ મળે ?

ભગવાને પર્યુપાસનાનુ ફળ શ્રવણ બતાવ્યા પછી એક એકનુ ફળ પૂછતાં નિષ્કર્ષ એ આવ્યો કે-ઉપાસનાથી શ્રવણ, શ્રવણથી જ્ઞાન, જ્ઞાનથી વિજ્ઞાન, વિજ્ઞાનથી પ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાનથી સંયમ, સયમથી અનાસ્રવ, અનાસ્રવથી તપ, તપથી કર્મનો નાશ, કર્મના નાશથી નિષ્કર્મપણું અને નિષ્કર્મપણાથી સિદ્ધિ-મોક્ષ પ્રાપ્ત થાય છે 卐[૩૪]

---

卐 ૩૪ તુગિકા (તુગિઆ) નગરીના શ્રાવક અને શ્રાવિકાઓના આતર જીવનનુ વર્ણન કરતા ભગવાને ફરમાવ્યુ કે-તેઓ **बहु जगस्स अपरिभूआ**-અર્થાત્ આ નગરીના શ્રાવકો સંપીલા અને શારીરિક બળે સશક્ત હોવાના કારણે કોઇનાથી પણ ગાજ્યા જાય તેવા નથી

ગૃહસ્થ ધર્મને સવા વિશ્વાની દયા હોય છે માટે તેઓ પોતાના કુટુમ્બની, સમાજની અને ધર્મની રક્ષા માટે સપૂર્ણ સમર્થ હતા.

"નિરપરાધી ત્રસ જીવને મારવાની બુદ્ધિથી ન મારવો." આ પ્રમાણે ભગવાન મહાવીરસ્વામીના ફરમાવેલા ગૃહસ્થ ધર્મની અહિંસા ધર્મના નિયમને અનુસારે સામાજિક દ્રોહીઓને દડ દેવામાં, પોતાના બાળ-બચ્ચાઓને સયમની મર્યાદામા રાખવામાં દંડ-નીતિનો આશ્રય પ્રાયઃ કરીને લેવો પડે છે

ગામ, ઘર કે ફળીયામા આગ લગાડનાર, કુવા, વાવડી કે તળાવના પાણીમા ઝેર ભેળવનાર તલવાર, લાકડી કે શસ્ત્ર હાથમાં લઇને ફરનાર, ગામ, ખેતર તથા ખેતીને નુકશાન કરનાર. ચાલતે રસ્તે સ્ત્રીઓની છેડતી કે મશ્કરી કરનાર વગેરે આવા કુકૃત્ય કરનાર માણસો દડને યોગ્ય હોય છે દુષ્ટોને દંડ દેવો એ

## ગરમ પાણીના કુંડ

છેવટે રાજગૃહના ગરમ પાણીના કુંડનાં સંબંધમાં હકીકત છે. રાજગૃહની પાસેના વૈભાર પર્વતની નીચે ગરમ પાણીનો કુંડ છે. (અત્યારે પણ છે.) એના સંબંધમાં કેટલાક લોકોનું કહેવું છે કે એની લંબાઈ અને પહોળાઇ અનેક યોજન

---

ગૃહસ્થાશ્રમીનો ધર્મ છે. કેમકે ઉપરના વ્યક્તિઓ માનવનાં, માનવતાના, કુટુંબના, સમાજનાં અને ધર્મ તથા ધાર્મિકતાનો દ્રોહ કરનારા હોય છે માટે તેઓ અપરાધી છે.

જ્યારે સર્પ, વાઘ, સિંહ, હરણ, ઊંદરો, માકડ, મચ્છર, જૂ વગેરે પ્રાણિઓએ માનવ જાતનું કંઈ પણ નુકશાન કર્યું નથી. માટે નિરપરાધી છે, અદંડ્ય છે

તુંગિકા નગરીના શ્રાવકો જીવ—અજીવ આદિ તત્ત્વોને સારી રીતે જાણનારાં હતાં. પુણ્યકર્મ કેવી રીતે બંધાય ? અને કેવી રીતે ભોગવાય છે, તેમજ પાપકર્મો શી રીતે આચરાય છે અને તેના ફળો કેટલા અને કેવા પ્રકારે ભોગવવાં પડે છે ? નવા કર્મો શાથી બંધાય છે ? અને બંધાયેલા કર્મોનો સ્વભાવ, રસ અને સ્થિતિ કેવી હોય છે. પાપોના દરવાજા શાથી બંધ થાય છે અને કર્મ સત્તાથી મુક્ત થઈ ને આત્મા અનંત સુખના સ્થાનરૂપ સિદ્ધશિલાને કેવી રીતે મેળવે છે

ઈત્યાદિ તત્ત્વોની સારામા સારી જાણકારી ધરાવનારા હતા નિર્ગ્રન્થ મુનિઓના પ્રવચનથી તેમની આત્મશક્તિ એટલે બધી વિકસિત હતી કે દેવી દેવતાઓ પણ ઉપદ્રવ કરવા માટે તથા જૈનત્વ અને જૈન તત્ત્વથી ચલાયમાન કરવા માટે સમર્થ નહીં હતા.

કેમકે શાસ્ત્રોના અર્થો તેઓ સાંભળતા હતા માટે જે જે કંઈ

જેટલી છે. તેનો આગળનો ભાગ અનેક જાતનાં વૃક્ષખંડોથી સુશોભિત છે. તે હ્રદમાં અનેક ઉદાર મેઘો સંસ્વેદે છે, સંમૂર્છે છે ને વરસે છે. તે હ્રદયમાંથી હંમેશાં ઉનુ પાણી ઝર્યા કરે છે. સંસ્વેદે છે એટલે પડવાની તૈયારીમાં છે અને સંમૂર્છે છે એટલે પડે છે.

ગૌતમસ્વામીના પ્રશ્નના ઉત્તરમાં ભગવાન કહે છે કે તેમ નથી. રાજગૃહનગરની બહાર વૈભાર પર્વતની પાસે મહાતપો-

---

થાય છે તે પોતાનાં કરેલા કર્મોને અનુસાર જ થાય છે આવી પૂર્ણ શ્રદ્ધા તેઓ ધરાવતા હતા માટે તેઓ નિ.શંક હતા મુનિઓના પરમ ભક્ત હતા જૈન શાસનનો રાગ હાડોહાડ વ્યાપી જવાના કારણે ખાવામા, પીવામાં, બોલવામાં, ચાલવામા અને રહેણી કરણીમા સંપૂર્ણપણે જૈનશાસનની મર્યાદાવાલા હતા. આત્મકલ્યાણ માટે વ્રતધારી થયેલા હતા. ઈર્ષ્યા અદેખાઈ વૈર, વિરોધ વિનાના હોવાથી સર્વત્ર પ્રીતિકર હતા વિશ્વાસને પાત્ર હતા

આવા પ્રકારના તુંગિઆ નગરીના શ્રાવકો, તથા શ્રાવિકાઓ મહાવીર સ્વામીના શાસન માટે અનહદ રાગવાન હોવાથી જ ગુણગ્રાહી હતા ગુણ પૂજક હતા મુનિવેષ અને મુનિ ધર્મ પ્રત્યે આદરવાળા હતા માટે જ પાર્શ્વનાથ ભગવાનના મુનિરાજોનુ આગમન સાભલતા જ રાજી રાજી થયા અને તેમને વાદવા માટે નમવા માટે અને ઉપાસના અર્થે ત્યા આવ્યા છે અને પોતાની શંકાઓ દૂર કરી શકયા છે સત્પાત્રમા દાન દેવા માટે જેઓ અધિક રૂચિવાળા હતા તેવીજ રીતે અનુકંપ્ય જીવોને અનુકંપાપૂર્વક દાન દેવામા તેટલાજ આગ્રહી હતા તે કારણે રાત–દિવસ તેમના દરવાજા ખુલ્લા રહેતા હતા

પતીરપ્રભવ નામનું ઝરણું છે. તેની લંબાઈ–પહોળાઈ પાંચસો ધનુષ્ય જેટલી છે. તેનો આગલો ભાગ અનેક વનખંડોથી સુશોભિત છે. તે ઝરણાંમાં અનેક ઉષ્ણ યોનિવાળા જીવો અને પુદ્‌ગલો પાણીપણે ઉત્પન્ન થાય છે નાશ પામે છે. ચ્યવે છે ને ઉપચય પામે છે. તે ઝરણામાંથી હંમેશા ઊંનુ પાણી ઝર્યા કરે છે

આ કુંડ અત્યારે પણ મૌજુદ છે. એજ સંભવિત લાગે છે કે એવા કોઈ ઝરણામાથી નિરંતર પાણી ત્યા આવ્યા કરે છે. આવા અનેક ઝરણાં જોવામા આવે છે કે જે નિરંતર–

---

પાર્શ્વનાથ ભગવાનનાં મુનિરાજો સાથે ચર્ચા કરતા તે શ્રાવકોએ જ્યારે જાણ્યુ કે સંયમ એટલે નવા પાપોના દ્વાર બંધ કરવા અને તપ એટલે જુના પાપોને ધોઇ નાખવા તો પછી દેવગતિ શી રીતે પ્રાપ્ત થાય કેમકે નવા પાપોને રોકનાર અને જૂનાં પાપોને ખંખેરી નાંખનાર તો મોક્ષમાં જવાનો અધિકારી છે

આ શંકાના નિવારણ માટે મુનિઓએ કહ્યુ કે પૂર્વ સંયમ અને પૂર્વ તપનાં કારણે દેવગતિ પ્રાપ્ત થાય છે એટલે કે સંયમ અને તપમાં જેટલાં અંશે રાગ હશે તે પૂર્વ સંયમ અને પૂર્વ તપ કહેવાશે. આવો સાધક અર્થાત્ રાગ સહીત સંયમ અને તપનો આરાધક મોક્ષમા નહી જતા દેવગતિને મેળવનારો થશે આના ઉત્તરથી શ્રાવકો નિઃશંક થયે કરી ફરીથી મુનિઓને નમન કરી વંદન કરી અને જૈનશાસનની ભૂરિ ભૂરિ પ્રશંસા કરતા પોતાને ઘેર આવ્યા અને પોતાના આત્માને ધર્મધ્યાનમાં સ્થિર કર્યો

યદ્યપિ મકાનો તથા વૃક્ષો એકસરખા નથી હોતાં તથાપિ ઉંચા ટેકરા ઉપર ચઢેલા માણસને આખુયે ગામ સમાન આકારેજ દેખાય છે તેવીજ રીતે સમ્યક્ત્વરૂપી ઉંચા ટેકરાં ઉપર ચઢી ગયેલો

હમેશાં ઝર્યા જ કરે છે અને આપણને ખબર યે નથી પડતી કે કયાંથી પાણી આવે છે

ભગવાન સુધર્માસ્વામીના સમયે પણ આ કુંડ હતો અને

---

ભાગ્યશાળી આત્મા સમભાવમા આવીને એટલો નિર્વિકારી થઇ જાય છે કે બીજા આત્માઓ પણ તેને પોતાના સરખાં લાગે છે તથા સૌ જીવોમા અમુક ગુણોને જોઇને તે સહુને ગુણીયલ માનવાની વૃત્તિ તથા પ્રવૃત્તિ પણ એવી સરસ પ્રાદુર્ભૂત થાય છે જેને લઇને આ મારો છે. આ તારો છે હુ સમકિતી છુ તુ મિથ્યાતી છે મારા શિષ્યોમા જૈન ધર્મ છે બીજાઓમા નથી મારો સઘજ સઘ છે જ્યારે બીજા આચાર્યોનો સઘ ગુણ રહિત છે મારા તપાગચ્છને મૂકીને બીજા કોઈ પણ સપ્રદાયમા સમ્યક્ત્વ હોઇ શકે નહી ઈત્યાદિ બુદ્ધિ ભ્રમણાઓ કોઇ કાળે પણ તે સમ્યક્ત્વ ધારીને થતી નથી વસ્તુતઃ તે આત્માને સમ્યક્ત્વનો સ્પર્શ થઇ ગયો હશે તો !

અન્યથા કલેશ કંકાસની ઉદીરણામાં રાગ દ્વેષની પરિણતિમા, મોહ માયાની જાલમા સમ્યક્ત્વ કયા રહેતુ હશે ? તે ભગવાન જાણે ?

આ નગરીનાં શ્રાવકો શુદ્ધ સમ્યક્ત્વી હતા માટે બને તીર્થંકર પરમાત્માના મુનિઓ તેમને એક સરખા જ ગુણીયલ, ચારિત્રધારી અને વન્દનીય લાગ્યા છે

ગૃહસ્થાશ્રમનો વૈરાગ્યપૂર્વક ત્યાગ કરનાર તથા યથાશક્તિ તપશ્ચર્યાને આચરનાર મુનિઓમા ધર્મના નામે, સમ્યક્ત્વ-મિથ્યાત્વનાં નામે, આસ્તિક-નાસ્તિકના નામે તથા સુધારક ચુસ્તના નામે વર્ગ ભેદ કરવો. અને તે અસત્ કર્મને ટેકો આપવો મહામિથ્યાત્વ છે. આત્મિક દુરાચાર છે અને ઉત્સૂત્ર પ્રરૂપણાનો બેનમુન દાખલો છે.

વિક્રમની પાંચમી શતાબ્દીમાં હિન્દના પ્રવાસે આવનાર ચીનાઈ ફાહીયાન અને સાતમી શતાબ્દીમાં હુએનસાંગના સમયમાં પણ એજ કુંડ હતા અને અત્યારે પણ એજ કુંડ છે. રાજગૃહીનગરી બિહાર પ્રાન્તમાં પટણા જીલ્લામાં છે.

## ચાર પ્રકારની ભાષા

આ પ્રકરણમાં કેવળ ભાષા સંબંધી એક જ પ્રશ્ન છે. ગૌતમસ્વામીએ 'ભાષા અવધારિણી' છે. એમ હું માનું એ પ્રશ્ન પૂછયો છે. અહી પ્રજ્ઞાપના સૂત્રનાં ભાષા પદનો ઉલ્લેખ કરવામા આવ્યો છે.

અહીં ભાષા વિચારનું કોષ્ટક આપ્યું છે. તેમાં જણાવ્યા પ્રમાણે સત્ય ભાષા, અસત્ય ભાષા, સત્ય મૃષા ભાષા, અને અસત્ય અમૃષા ભાષા એમ ચાર પ્રકારની ભાષા બતાવી છે.卐[૩૫]

---

卐 ૩૫ બીજા જીવોને જ્ઞાન પ્રાપ્ત કરાવવા માટે 'ભાષા વ્યવહાર' જ સર્વ શ્રેષ્ઠ સાધન છે. માટે જ પાચે જ્ઞાનમાં શ્રુતજ્ઞાનને છોડીને બીજા ચારે જ્ઞાનોને મૂક કહ્યાં છે. કેવળજ્ઞાન પણ મૂક હોવાના કારણે જ દેવાધિદેવ તીર્થંકર કેવળજ્ઞાનીઓને પણ 'શ્રુતજ્ઞાન'નો આશ્રય જ લેવો પડે છે ગતભવમા ભાષાપર્યાપ્તિ નામકર્મ ઉપાર્જન કરેલું હોવાના કારણે જ આ ભવમાં પોતાનો માનસિક અભિપ્રાય જ્યારે બીજાઓને જણાવવાનો હોય છે ત્યારે આ જીવાત્મા ભાષા વર્ગણાના પુદ્ગલોને ગ્રહણ કરે છે અને બહાર ફેંકે છે. અજોડ શક્તિને ધારણ કરનારા આ ભાષા પુદ્ગલો બહાર આવતાં જ સામેવાલા ઉપર જાદુઈ અસર કરે છે ભાષા બોલનાર વ્યક્તિ જેવાં પ્રકારનો આચાર રાખનાર હશે તેવો જ ઉચ્ચાર તે કરશે ખાધેલા ખોરાકને અનુસારે જ ઓડકાર આવે

# દેવો

આ પ્રકરણમા દેવોના ભેદો સંબંધી વિચાર છે.

---

છે તેમ દુરાચારીનો ભાષા વ્યવહાર પણ દુરાચાર પૂર્ણ અને સદાચારીનો ભાષા વ્યવહાર સદાચાર પૂર્ણ હોય છે માટે બોલવા-વાળાના આશયને સ્પષ્ટ કરનારી ભાષા પણ ચાર પ્રકારે છે. સત્યાભાષા, મૃષાભાષા, સત્યામૃષા ભાષા અને અસત્યામૃષા ભાષા.

સત્યા ભાષાનો અર્થ આ પ્રમાણે છે બધા જીવોને હિતકાર સભ્ય અસંદિગ્ધ પાપ વિનાની પરિણિત શબ્દોવાળી ભાષા તે સત્યા છે અહિંસક અને ધાર્મિક માણસોને બોલવા યોગ્ય અને લખવા યોગ્ય ભાષા સત્યા ભાષા છે. જે દશ પ્રકારે છે જનપદ સત્યા, સમત સત્યા, સ્થાપના સત્યા, નામ સત્યા, રૂપ સત્યા, પ્રતીત્ય સત્યા, વ્યવહાર સત્યા, ભાવ સત્યા, યોગ સત્યા, ઔપમ્ય સત્યા.

બીજી મૃષા ભાષા છે જેને લઈને બીજા જીવોની હત્યા થાય. કોઈનો પણ આત્મા દુભાવાય. પારકાઓની આજીવિકા તૂટે ઇત્યાદિ ભાષા મૃષા ભાષા છે તે દશ પ્રકારે છે

ક્રોધ, માન, માયા, લોભ, પ્રીતિ દ્વેષ, હાસ્ય, ભય, આખ્યાયિકા અને ઉપઘાત આ પ્રમાણેના આત્મિક દૂષણોને લઈને બોલનારની ભાષા મૃષા ભાષા કહેવાશે મોહ કર્મનો પ્રબલ ઉદય વર્તતો હોય મોહ કર્મની ઉદીરણા કરવામા જ જેને રસ હોય. અને તેવા જીવો સાથે મિત્રતા કરીને જીવન યાપન કરનારો હોય તેવા જીવાત્માઓનો ભાષા વ્યવહાર અસત્ય પૂર્ણ રહેશે. ક્રોધના આવેશમા આવીને જે ભાષા બોલાય છે. તે હિંસાત્મક હોવાના કારણે મૃષા ભાષા કહેવાય છે. હિંસક બે જાતના હોય છે. એક દ્રવ્ય હિંસક અને બીજો ભાવ હિંસક

સાર એ છે કે–દેવ ચાર પ્રકારના છે. ભવનપતિ, વાનવ્યંતર.

---

પોતાના પેટને માટે અથવા અમુક કારણોને લઈને અનિવાર્ય રૂપે હિંસક વૃત્તિનો આશ્રય લેનાર દ્રવ્ય હિંસક હોય છે. તે પોતાનો સ્વાર્થ સધાયા પછી હિંસાને, હિંસાના વ્યાપારને છોડી પણ દે છે. જ્યારે ભવ પરંપરાના આત્મીય દૂષણોમાં રાચનાર વ્યક્તિ જાણે–અજાણે અથવા સ્વાર્થની ખાતર ક્રોધ, માન, માયા, લોભ, પ્રીતિ દ્વેષ, હાસ્ય આદિનો આશ્રય લે છે ત્યારે તે ભાવ હિંસકનો માનસિક, વાચિક, કાયિક વ્યાપાર પરઘાતક અને સ્વઘાતક રૂપે બને છે. માટે જ દ્રવ્ય હિંસા કરતા પણ ભાવ હિંસા અત્યંત દુસ્ત્યાજય છે. તેથી જ જૈન શાસનનું આ કથન છે કે ક્રોધી માણસનું ભાષણ અસત્ય જ હોય છે. કેમકે ક્રોધ પર પીડાત્મક અપ્રીત્યાત્મક રૂપેજ અનુભવાય છે. જાતિ, લાભ, કુળ, ઐશ્વર્ય, બળ, રૂપ, શ્રુત અને તપનો મદ યા નશો જ્યારે આત્માને ચડે છે, ત્યારે બીજાઓની નિંદા, અપમાન, તિરસ્કાર કરવાથી તેની ભાષા પણ પરપીડાત્મક હોવાના કારણે મૃષાભાષાના રૂપેજ પરિણમશે.

તીર્થંકર પરમાત્માઓનું શાસન કહે છે કે–અહંકારી તથા મિથ્યાભિમાનીઓની ભાષા અસત્ય ભાષા છે માયાવી કપટી માણસોને પોતાના દૂષણો છૂપાવવાનાં હોય છે. માટે તેનો બધોય આડંબર મૃષાવાદાત્મક હોવાથી તેની ભાષા અસત્યરૂપે જ રહે છે. શ્રીમંતાઈનો, સત્તાપ્રાપ્તિનો, શિષ્યોનો, પુત્રોનો. યશ અને કીર્તિ મેળવવા માટેનો લોભ કોઈ કાળે પણ સત્ય ભાષણ કરવા દેતો નથી. માટેજ લોભાંધ માણસનો ભાષા વ્યવહાર અસત્ય હોય છે

પર પદાર્થ પ્રત્યે જ્યારે અતિશય પ્રેમ બંધાય છે, ત્યારે તેની ભાષામા અસત્યતા આવ્યા વિના રહેતી નથી દ્વેષી માણસ જ્યારે બીજાઓના ગુણોને, વિદ્વત્તાને, તથા સત્કાર્યોને લોપવા

બેમે છે ત્યારે નિશ્ચિત છે કે તે ગુણદ્વેષી, તપોદ્વેષી અને વ્યક્તિદ્વેષી માણસના મુખે કદિ પણ સત્યભાષણ તમે સાંભળી શકવાના નથી.

હાસ્ય એટલે મશ્કરી કરવાના સ્વભાવને તો અસત્યનો જનક (પિતા) કહેવામા આવે છે આવી સ્થિતિમાં તે સત્ય ભાષા કેવી રીતે બોલશે ? પ્રસગ વિના વધારે પડતુ બોલવામા તથા અતિશયોક્તિ કરવામા પણ મૃષા ભાષણ કરવુ જ પડે છે અને બીજાઓને તુ ચોર છે, તુ બદમાશ છે, કાણો છે, દુરાચારી છે, આ પ્રમાણેની ભાષાને પણ મહાવીરનુ શાસન અસત્ય ભાષા કહે છે.

સસારભરના સપૂર્ણ દર્શનોમા જૈનશાસનની આજ દીર્ઘદૃષ્ટિતા છે જેને લઈને માનવ માત્રની માનવતા, ધાર્મિકતા અને છેવટે આત્મતત્ત્વની પરિપૂર્ણતા પ્રાપ્ત થાય છે જૈનશાસને હિંસા વિરમણવ્રત, અને મૃષાવાદ વિરમણવ્રતની પ્રતિપાદના કરી છે કેમકે અહિંસા વ્રત કે સત્યવ્રત સ્વત કોઈ પદાર્થ છે જ નહિ માટે સૌ પ્રથમ અહિંસા વ્રતનો કે સત્ય વ્રતનો ઝડો લઈને ફરવા કરતાં અનાદિ કાળથી હિસા, હિંસક ભાવના હિસક ભાષા અને મૃષાભાષાની જે ટેવો-આદતો આપણા જીવનમા પડી છે, તેને દૂર કરવા માટે જ પ્રયત્નશીલ થવાની જરૂરત છે

આ વૃત્તિઓ અને પ્રવૃત્તિઓ જ્યારે જીવનમાંથી જશે ત્યારે જ માનવ અહિસક અને સત્યવાદી બનશે એટલે કે હિસાજન્ય સસ્કારોને ત્યાગ કર્યા વિના પણ માણસ અહિસક બની શકતો નથી

એ જ પ્રમાણે મૃષાવાદને ત્યાગ્યા વિના સત્યવાદી બનવાનો ઢોગ સર્વથા ઢોગ જ છે માટે સત્યવાદી બનવાવાળાને સર્વ પ્રથમ

આ સંબંધીનું વર્ણન પ્રજ્ઞાપના સૂત્રના બીજા 'સ્થાન'

મૃષાવાદનો ત્યાગ કરવો અનિવાર્ય છે. અને મૃષાવાદનો ત્યાગ કરવાની ભાવનાવાળા માનવે સૌથી પહેલા તેનાં મૂળ કારણો જે ઉપર બતાવ્યાં છે, તેને સર્વથા છોડવા માટે જ તૈયાર રહેવું જોઈએ

આગમ વચન પણ છે કે–**कोहा वा लोहा वा भया वा हासा वा** આ ચાર કારણોથી માણસ જૂઠ બોલે છે આવી સ્થિતિમાં તે બીજું વ્રત શી રીતે લેશે ? અને લેશે તો શી રીતે પાળશે ? અને ન પાળી શકે તો વ્રતોની મશ્કરી એટલે મહાવીરના શાસનની ઠેકડી જ તેના ભાગ્યમાં રહેશે

ભાષાનો ત્રીજો પ્રકાર સત્યામૃષા છે. જે ભાષા બોલવામા કાંઈક સત્યતા અને કંઈક અસત્યતા પણ રહેલી હોય છે. તે સત્યામૃષા ભાષાના પણ દશ પ્રકાર છે ૧ ઉત્પન્ન મિશ્રિત ૨ વિગત મિશ્રિત, ૩ ઉત્પન્ન વિગત મિશ્રિત, ૪ જીવ મિશ્રિત, ૫ અજીવ મિશ્રિત, ૬ જીવાજીવ મિશ્રિત, ૭ અનંત મિશ્રિત, ૮ પ્રત્યેક મિશ્રિત ૯ કાળ મિશ્રિત તથા ૧૦ અદ્ધાદ્ધા મિશ્રિત છે. અને ચોથા પ્રકારની ભાષા અસત્યામૃષા છે. જેમાં સત્યતા તેમ અસત્યતા પણ નથી કેવળ વ્યવહાર જ આ ભાષાનો હેતુ છે તેના બાર ભેદ છે

૧ આમંત્રણી, ૨ આજ્ઞાપની, ૩ યાચની, ૪ પ્રચ્છની, ૫ પ્રજ્ઞાપની, ૬ પ્રત્યાખ્યાની, ૭ ઇચ્છાનુલોમા, ૮ અનભિગૃહીતા, ૯ અભિગૃહીતા, ૧૦ સંશયકરણી, ૧૧ વ્યાકૃત તથા ૧૨ અવ્યાકૃત છે

આ વ્યવહારુ ભાષાને બોલનારના મનમા અશુદ્ધ હેતુ નથી તેમ સાભળનારના મનમાં પણ અશુદ્ધતા નથી કેવળ વ્યવહારમા જે પ્રમાણે બોલાતી હોય તેમ બોલનાર બોલે છે અને સમજનાર

નામના પદમાં આવે છે. 卐[૩૬]

સમજે છે ઉપર પ્રમાણેની ચારે પ્રકારની ભાષાઓમાં પ્રહેલો અને છેલ્લો પ્રકાર એટલે–સત્યા ભાષા અને અસત્યામૃષા ભાષાનો પ્રકાર જ ભાષા સમિતિને લાગુ પડે છે. જ્યારે મૃષા અને સત્યા મૃષા ભાષાને વદનારો માણસ ભાષા સમિતિનો માલિક બની શકે તેમ નથી સૂત્રકારને પણ ભાષા સમિતિનું આ લક્ષણ ઇષ્ટ છે.

"...निरवद्यार्थभाषणत्वे सति सत्याऽमृषा लक्षणयो र्भाषयोर्द्वयोः सूत्र ानुसारिण्योर्भाषणरूपत्वं वा भाषा-समितेर्लक्षणम्"

—आर्हतदर्शनदीपिका पेज–१७०

卐 ૩૬ "दीव्यन्ति-द्योतन्ते-मोदन्ते-मायन्ति इति देवा."

આ વ્યુત્પત્તિના અનુસારે જેઓ જુદી જુદી જાતની ક્રીડા કરવાવાળા, બધી રીતે પ્રકાશમાન, આધિ–વ્યાધિથી દૂર હોવાના કારણે ખુશ રહેનારા, પુણ્ય કર્મના ભોગવટામા પ્રસન્નચિત્તે આયુષ્ય પૂર્ણ કરનારા "દેવો" હોય છે તેઓને કોઈ જાતની ગર્ભ વેદના ભોગવવી નથી પડતી વૃદ્ધાવસ્થાના દુ ખો કે મરણ સમયની શારીરિક વેદના પણ નથી હોતી

મનુષ્ય અવતારમા અનન્ત તથા અસખ્યાત જીવોની રક્ષા, સયમ, સરાગસયમ, શ્રાવકધર્મ, બાળતપ, અકામ નિર્જરા, દાન, સત્કર્મ વગેરે પુણ્ય કર્મોની ઉપાર્જના કરેલી હોવાથી દેવગતિને મેળવનારા ભાગ્યશાલિઓ દેવશય્યા ઉપર ઉત્પન્ન થાય છે. તેઓના શરીરની સુદર કાંતિ, દેદીપ્યમાન શારીરિક પ્રભા, સુદર સંસ્થાન, કપૂરની ગોટી જેવુ શરીર, ભૂખ–પ્યાસ–શોક–સંતાપ અને વિયોગની વેદના વિનાનુ જીવન, સુદર–સ્વચ્છ–વિમાનો તથા ભવનોમ સ્વેચ્છા

## ચમરની સભા

આમાં પ્રશ્ન એક જ છે કે અસુરકુમારોનો ઇન્દ્ર અને તેમના રાજા ચમરની સુધર્મા નામની સભા ક્યાં છે? આના ઉત્તરમાં વિસ્તારથી એ સ્થાનનું વર્ણન છે. સંક્ષેપમાં કહીએ તો જંબૂદ્વીપમાં મંદર પર્વતની દક્ષિણ બાજૂએ અસંખ્ય દ્વીપ, સમુદ્રો ઓળંગ્યા પછી અરુણવર નામનો દ્વીપ આવે

---

પ્રમાણે રહેવાનું, મનમાન્યા આભૂષણો, કપડાઓ, તથા શસ્ત્રોની પ્રાપ્તિમાં મસ્ત થઈને આમોદ-પ્રમોદ કરનારા દેવતાઓને આપણા કરતાં અસંખ્યાત અનન્તગુણ વધારે આયુષ્યકર્મ ભોગવવાનું હોય છે. નાચ, ગાન ખેલ, તમાશામા સમય પ્રસાર કરનારા દેવો પોતાની દેવીઓ સાથે અને દેવીઓ પોતાના દેવો સાથે રમન-ચમન કરનારા હોય છે. મનુષ્યની, મનુષ્ય લોકની ગંધથી સર્વથા દૂર રહેનારા તે દેવતાઓ ભવનપતિ વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિકરૂપે ચાર પ્રકારના હોય છે

ભવનપતિના દેવો—અસુરકુમાર, નાગકુમાર, વિદ્યુત્કુમાર, સુવર્ણકુમાર, અગ્નિકુમાર, વાયુકુમાર, સ્તનિતકુમાર, ઉદધિકુમાર, દ્વીપકુમાર અને દિક્કુમાર નામે દશભેદે હોય છે. રાજકુમારની જેમ સુંદર આકારવાળા સુકોમલ અને શૃંગાર પ્રિય હોય છે

મહા મેરુપર્વતની ઉત્તર અને દક્ષિણ તરફ તેમના આવાસો છે તોફાની હોવાના કારણે તેમના મસ્તક ઉપર ઇન્દ્રો હોય છે. જે ઉત્તરાધિપતિ અને દક્ષિણાધિપતિ કહેવાય છે

વ્યંતરોનું સ્થાન નિયત ન હોવાના કારણે તેમની ઇચ્છા પ્રમાણેના સ્થાને રહે છે તે વ્યંતરો આઠ પ્રકારના છે—કિંનર. કિંપુરુષ, મહોરગ, ગન્ધર્વ, યક્ષ, રાક્ષસ ભૂત અને પિશાચ. એમના

છે. ત્યાંથી આગળ અરુણોદય સમુદ્ર આવે છે. એ સમુદ્રમાં બેંતાલીસ લાખ યોજન ઊંડા ઉતર્યા પછી ચમરનો તિગિચ્છક કૂટ નામનો પર્વત આવે છે આ પર્વતના સૌથી ઉપલા ભાગની વચ્ચે મહેલ છે.

અહિં તિગિચ્છક કૂટ, અરુણોદય સમુદ્ર, ચમર ચંચા રાજધાની, સુધર્માસભા વગેરેનુ વિસ્તારથી વર્ણન છે.

---

અવાતર ભેદો આ પ્રમાણે છે–કિન્નર, કિંપુરુષ, કિંપુરુષોત્તમ, કિન્નરોત્તમ, હૃદયંગમ, રૂપશાલી અનિન્દિત્ત, મનોરમ, રતિપ્રિય અને રતિશ્રેષ્ઠ. આમ કિન્નરના દશ ભેદો છે

પુરુષ, સત્પુરુષ, મહાપુરુષ, પુરુષવૃષભ, પુરુષોત્તમ, અતિપુરુષ, મરુદેવ, મરુત મેરુપ્રભ અને યશસ્વંત નામે કિંપુરુષો પણ દશ ભેદે છે.

હાહા, હૂહૂ, તુમ્બુરવ, નારદ, ઋષિવાદિક, ભૂતવાદિક, કાદમ્બ, મહાકાદમ્બ, રૈવત, વિશ્વાવસુ, ગીતરત અને ગીતયશ નામે ગાન્ધર્વ દેવોના ૧૨ ભેદ હોય છે

પૂર્ણભદ્ર, માણિભદ્ર, શ્વેતભદ્ર, હરિભદ્ર, સુમનોભદ્ર, વ્યતિપાતિકભદ્ર, સુભદ્ર, સર્વતોભદ્ર, મનુષ્ય યક્ષ, વનાધિપતિ, વનાહાર, રૂપયક્ષ, યક્ષોત્તમ આ પ્રમાણે યક્ષોના તેર ભેદ છે.

ભીમ, મહાભીમ, અતિરૂપ, ભૂત્તોત્તમ, સ્કન્દિક, મહાસ્કન્દિક, મહાવેગ, પ્રતિચ્છન્ન, આકાશગ આ પ્રમાણે ભૂત નામના વ્યંતરો નવ પ્રકારે છે

કુષ્માંડ, પટક, જોષ, આહ્નક, કાળ, મહાકાળ, ચોક્ષ, અચોક્ષ, તાલપિશાચ, મુખરપિશાચ, અધસ્તારક, દેહ, મહાવિદેહ, તૂષ્ણીક અને વનપિશાચક આ પ્રમાણે પિશાચ–વ્યંતરો ૧૫ પ્રકારે હોય છે.

આ તિગિચ્છક કૂટ નામનો પર્વત ચમરેન્દ્રનો ઉત્પાત પર્વત છે. જેનો વિષ્કંભ ૧૦૨૨ યોજન છે.

## સમય ક્ષેત્ર

આ પ્રકરણમાં સમય ક્ષેત્રનો પ્રશ્ન છે. અઢી દ્વીપ અને બે સમુદ્ર, એને સમય ક્ષેત્ર કહેવામાં આવે છે. તેમાં આ જંબૂદ્વીપ બધા દ્વીપ અને સમુદ્રોની વચ્ચે છે. (આ અધિકાર જીવાભિગમ સૂત્રમા વધારે છે.)

---

ત્રીજા પ્રકારના જ્યોતિષ્ક દેવતાઓ પાંચ પ્રકારે છે. સૂર્ય, ચન્દ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા

આકાશમાં પણ તેમનો આજ ક્રમ છે સૌથી નીચે સૂર્ય પછી ચન્દ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા છે.

મેરુ પર્વતની સમતલ ભૂમિથી ૮૦૦ યોજન ઉપર જવાથી સૂર્યનું વિમાન આવે છે ત્યાથી ૮૦ યોજન ઉપર ચંદ્રનું વિમાન છે. ત્યાંથી ૨૦ યોજન ઉપર જવાથી તારાઓ આવે છે

મનુષ્ય લોકમા મેરૂપર્વતની ચારે બાજુએ ગતિ કરનારા ૧૩૨ સૂર્ય અને ચન્દ્ર છે, ૨૮ નક્ષત્રો છે, ૮૮ ગ્રહો છે અને ૬૬૯૭૫ કોડાકોડી તારાઓ છે

વિમાનમાં રહેવાવાળા વૈમાનિક દેવો ૧૨ પ્રકારના છે—સૌધર્મ, ઇશાન, સાનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મલોક, લાન્તક, મહાશુક્ર, સહસ્રાર, આનત, પ્રાણત, આરણ અને અચ્યુત.

આના ઉપર નવ ગ્રૈવેયક દેવો છે. અને સૌથી છેલ્લા—વિજય, વૈજયન્ત, જયન્ત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ દેવો છે. આ બધા એકાવતારી હોય છે.

સમય એટલે કાળ. કાળથી ઉપલક્ષિત જે ક્ષેત્ર તે 'સમય ક્ષેત્ર' કહેવાય છે. કહેવામાં આવ્યું છે કે–સૂર્યની ગતિથી ઓળખાતો દિવસ અને માસાદિરૂપ કાળ એ મનુષ્ય ક્ષેત્રમાં જ છે. તેથી આગળ નથી. કારણ કે આગળ રહેનારા સૂર્ય ગતિવાળા નથી.

જંબૂદ્વીપથી લઈને માનુષોતર પર્વત સુધી મનુષ્યલોક છે જે ક્ષેત્રમાં અરિહંતો, ચક્રવર્તિઓ, બલદેવો, વાસુદેવો, શ્રાવકો અને શ્રાવિકાઓ છે. તે મનુષ્યલોક છે જ્યાં મોટા મેઘ વરસે છે. જ્યા અગ્નિકાય છે. જ્યાં ચંદ્રગ્રહણ અને સૂર્યગ્રહણ થાય છે, તે મનુષ્યલોક છે.

## પાંચ દ્રવ્યો

જૈન શાસ્ત્રોમાં છ દ્રવ્યો માનવામાં આવ્યા છે જેમાંના પાંચ અસ્તિકાયરૂપ છે. અને છઠ્ઠું દ્રવ્ય છે કાળ. અસ્તિકાય દ્રવ્યો આ છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય જીવાસ્તિકાય, અને પુદ્દગલાસ્તિકાય, આ પાંચ અસ્તિકાયોનું વર્ણન આ પ્રકરણમા છે. જેનો સાર આ છે:–

પહેલા એ જાણવું જોઈએ કે–'અસ્તિકાય એટલે શું ! 'અસ્તિ' એટલે પ્રદેશ અને 'કાય' એટલે સમૂહ. અર્થાત્ પ્રદેશોનો સમૂહ. એનો બીજો અર્થ એમ પણ છે કે–'અસ્તિ' એ ત્રણે કાળનો સૂચક નિપાત (અવ્યય છે.) અર્થાત્ જે થાય છે, થયા છે ને થશે એવા જે પ્રદેશોનો સમૂહ, એનું નામ છે અસ્તિકાય.

આવા અસ્તિકાય ધરાવનારા પદાર્થો પાંચ છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય અને પુદ્દગલાસ્તિકાય

ધર્માસ્તિકાય અરૂપી, અજીવ અને શાશ્વત છે. અવસ્થિત લોકદ્રવ્ય છે.

ધર્માસ્તિકાય દ્રવ્યથી એક છે, ક્ષેત્રથી લોક પ્રમાણ એટલે જેવડો લોક છે તેટલો છે. કાળથી નિત્ય છે અને ભાવથી રંગ, ગંધ, રસ અને સ્પર્શ વિનાનો છે. ગુણથી ગતિ ગુણવાળો છે.

એવી જ રીતે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય પણ છે વિશેષતા એ છે કે—અધર્માસ્તિકાય ગુણથી સ્થિતિ ગુણવાળો છે ને આકાશાસ્તિકાય ક્ષેત્રથી લોકાલોક પ્રમાણ અર્થાત્ જેટલો લોકાલોક છે, એવડો છે—અનંત છે અને ગુણથી અવગાહના ગુણવાળો છે. ઉપર ધર્માસ્તિકાયનો ગુણ ગતિગુણ બતાવ્યો અને અધર્માસ્તિકાયનો ગુણ સ્થિતિગુણ બતાવ્યો. એનુ કારણ એ છે કે–આ લોકાકાશની અંદર એવા બે પદાર્થો સર્વત્ર વ્યાપ્ત થઈને રહેલા છે. કે જે જીવ અને પુદ્ગલને ગતિમાં અને સ્થિતિમાં સહાયક થાય છે. જેમ માછલાને ચાલવામાં પાણી સહાયક છે, અને ઉભા રહેવામાં જમીન સહાયક છે, તેમ જીવ અને પુદ્ગલની ગતિ જેની સહાયતાથી થાય છે, તેનું નામ ધર્માસ્તિકાય છે. અને જીવ અને પુદ્ગલની સ્થિતિ–સ્થિરતા–જેની સહાયતાથી થાય છે, એનું નામ અધર્માસ્તિકાય છે.

હવે જીવાસ્તિકાય–દ્રવ્યથી અનંત જીવદ્રવ્ય રૂપ છે, ક્ષેત્રથી લોક પ્રમાણ છે. કાળથી હમેશાં નિત્ય છે ભાવથી રંગ, ગંધ. રસ, સ્પર્શ વિનાનો છે. ગુણથી ઉપયોગ ગુણવાળો છે.

હવે પુદ્ગલાસ્તિકાયનું સ્વરૂપ જુઓ–પુદ્ગલાસ્તિકાયમા પાંચ રંગ, પાંચ રસ, બે ગંધ, અને આઠ સ્પર્શ છે. આ

અસ્તિકાય રૂપવાળો છે. અજીવ છે, શાશ્વત છે, અને અવસ્થિત લોક દ્રવ્ય છે ટૂંકામાં-પુદ્ગલાસ્તિકાય દ્રવ્યથી અનંત દ્રવ્ય-રૂપ છે, ક્ષેત્રથી માત્ર લોક પ્રમાણ છે. કાળથી નિત્ય છે. ભાવથી રંગવાળો, ગંધવાળો, રસવાળો અને સ્પર્શવાળો છે. ગુણથી ગ્રહણ ગુણવાળો છે.

આ પાંચે પદાર્થો અસ્તિકાય છે, અસ્તિકાય એટલે પ્રદેશોનો સમૂહ ધર્મ, અધર્મ, આકાશ, જીવ અને પુદ્ગલ આ પાંચે દ્રવ્યો પોતાના સમગ્ર પ્રદેશોથી યુક્ત હોય ત્યારેજ તે ધર્માસ્તિકાય. અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય કહેવાય છે. તે તે દ્રવ્યોનો એક, બે, પાંચ, પચ્ચીસ કે યાવત્ સમસ્ત પ્રદેશોમાંનો એક પણ પ્રદેશ ઓછો હોય, ત્યાંસુધી તે ધર્માસ્તિકાય વગેરે ન કહેવાય.

નિશ્ચયનયની અપેક્ષાએ આ વચન કહેવામા આવ્યુ છે. વ્યવહારનયની અપેક્ષાએ તો કંઈક શૂન્યતા હોય, તો પણ તે વસ્તુ કહી શકાય વ્યવહારનય તો ઘડાના ખંડને પણ ઘડો કહે કૂતરાના કાન કપાઈ ગયા હોય છતાં કૂતરો કહે. પણ ઉપર જે કહેવામાં આવ્યુ છે તે નિશ્ચયનયની અપેક્ષાઓ છે.

ઉપરના પાચ દ્રવ્યોમા આકાશાસ્તિકાય અને પુદ્ગલા-સ્તિકાયના અનત પ્રદેશો છે અને ધર્માસ્તિકાય, અધર્મા-સ્તિકાય તથા જીવાસ્તિકાયના અસખ્ય પ્રદેશો છે. આપણે ઉપર જોઈ ગયા કે જીવાસ્તિકાયનો ઉપયોગ ગુણ છે. તે જીવ ઉત્થાનવાળો, કર્મવાળો, બળવાળો, વીર્યવાળો અને પુરુષાકાર પરાક્રમવાળો છે, કે જે આત્મભાવવડે જીવભાવને બતાવે છે. એનું કારણ એ છે કે-જીવ મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળજ્ઞાનના અનંત પર્યવોના, મતિ અજ્ઞાન, શ્રુત

અજ્ઞાન, વિભંગજ્ઞાનના અનંત પર્યવોના, ચક્ષુદર્શન, અચક્ષુ-દર્શન અવધિદર્શન અને કેવલદર્શનના અનંત પર્યવોના ઉપયોગને પ્રાપ્ત કરે છે. એટલે કે જીવ ઉપયોગરૂપ છે. માટે જ ઉત્થાનાદિવાળો જીવ આત્મભાવવડે જીવભાવને દેખાડે છે. અહીં જે પર્યવો કહ્યા છે, એનો અર્થ છે બુદ્ધિથી કહેલા વિભાગો. કહેવાનો મતલબ એ છે કે–મતિજ્ઞાનના એવા પર્યવો અનંત હોય છે તેથી જ ઉત્થાનાદિ (ઉઠવું, બેસવું, સુવું, ખાવું વગેરે) ભાવમાં વર્તતો આત્મા મતિજ્ઞાન સંબંધી અનંત પર્યવોના ઉપયોગને મતિ જ્ઞાનના પર્યવરૂપ એક પ્રકારના ચૈતન્યને પામે છે, એમ કહેવાય.

આકાશાસ્તિકાય–આકાશ બે પ્રકારના છે.–લોકાકાશ અને અલોકાકાશ. જે ક્ષેત્રમાં ધર્માસ્તિકાય વગેરે દ્રવ્યો રહે છે તે ક્ષેત્ર–દ્રવ્યો સહિત લોક જ લોકાકાશ કહેવાય છે. અને જયા તે દ્રવ્યો નથી તે અલોક અલોકકાશ કહેવાય છે.

એ પહેલા જ કહેવામાં આવ્યું છે કે–આ લોકાકાશરૂપ અધિકરણ–આધારમાં સંપૂર્ણ જીવ દ્રવ્ય રહે છે તેમ અજીવ દ્રવ્ય પણ રહે છે એટલે કોઈ અપેક્ષાએ એમ કહી શકાય કે–લોકાકાશ એ જીવો, જીવના દેશો, જીવના પ્રદેશો, તેમ અજીવો, અજીવના દેશો, અજીવના પ્રદેશો છે. જે જીવો છે તે એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, પંચેન્દ્રિય અને અનિન્દ્રિયો છે

અજીવો બે પ્રકારના છે રૂપી અને અરૂપી. રૂપીના ચાર પ્રકાર છે. સ્કન્ધ, સ્કન્ધદેશ, સ્કન્ધપ્રદેશ અને પરમાણુ પુદ્ગલ જે અરુપી છે, એનાં પાંચ ભેદ છે ધર્માસ્તિકાયનો દેશ, ધર્માસ્તિકાયના પ્રદેશો, અધર્માસ્તિકાયનો દેશ, અધર્માસ્તિ-કાયના પ્રદેશો તથા અદ્ધા સમય

અલોકાકાશ એ જીવ કે જીવના પ્રદેશો ન કહેવાય. તે એક અજીવ દ્રવ્ય દેશ છે. અગુરુલઘુ છે, તથા અગુરુલઘુરૂપ અનંતગુણોથી સંયુક્ત છે. અને અનંત ભાગથી ન્યૂન સર્વ આકાશરૂપ છે.

લોકાકાશમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ નથી તે એક અજીવદ્રવ્યદેશ છે. અગુરુલઘુ છે. અગુરુલઘુરૂપ અનંત ગુણોથી સંયુક્ત છે. અને સર્વ આકાશના અનંત ભાગરૂપ છે.

ધર્માસ્તિકાયાદિ સંબંધી કંઈક વિશેષ—

ધર્માસ્તિકાય લોકરૂપ છે. લોકમાત્ર છે. લોક પ્રમાણ છે. લોકને સ્પર્શેલો અને લોકને જ અડકીને રહેલો છે એજ પ્રમાણે અધર્માસ્તિકાય, લોકાકાશ, જીવાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય સંબંધી જાણવું.

અધોલોક ધર્માસ્તિકાયના અર્ધાથી વધારે ભાગને અડકે છે

તિર્યગ્લોક–ધર્માસ્તિકાયના અસંખ્યેય ભાગને અડકે છે

ઉર્ધ્વલોક–ધર્માસ્તિકાયના કંઈક ઓછા અર્ધ ભાગને અડકે છે.

રત્નપ્રભા પૃથ્વી–ધર્માસ્તિકાયના અસંખ્યેય ભાગને અડકે છે.

ઘનોદધિ–ધર્માસ્તિકાયના અસંખ્યેય ભાગને અડકે છે.

એજ પ્રમાણે ઘનવાત અને તનુવાત સંબંધે પણ જાણવું.

રત્નપ્રભા પૃથ્વીનું અવકાશાન્તર ધર્માસ્તિકાયના સંખ્યેય ભાગને અડકે છે પણ અસંખ્યેય ભાગને, સંખ્યેય ભાગોને, અસંખ્યેય ભાગોને અને આખાને પણ ન અડકે.

આવી રીતે બીજાં અવકાશાન્તરો પણ જાણવા. જંબૂદ્વીપાદિક દ્વીપો, અને લવણ સમુદ્રાદિક સમુદ્રો, સૌધર્મકલ્પ, યાવત્ ઈષત્પ્રાગ્ભારા પૃથ્વી, તે બધાય અસંખ્યેય ભાગને સ્પર્શે છે.

એ પ્રમાણે અધર્માસ્તિકાય અને લોકાકાશને અડકવા સંબંધી પણ જાણવું.

સંક્ષેપમાં પૃથ્વી, ઉદધિ, ઘનવાત, તનુવાત, કલ્પ, ગ્રૈવેયક, અનુત્તરો અને સિદ્ધિ. એ બધાનાં અંતરો ધર્માસ્તિકાયના અસંખ્ય ભાગને અડકે છે અને બાકી બધા ધર્માસ્તિકાયના અસંખ્ય ભાગને અડકે છે. 卐[૩૭]

---

卐 ૩૭ હવે બીજા શતકમા આ છેલ્લો દશમો ઉદ્દેશો અજીર કાયનો છે જેના ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદગલાસ્તિકાય, અને કાળ એ પાંચ ભેદ છે. અને છઠ્ઠું દ્રવ્ય જીવાસ્તિકાય છે

અજીવ એટલે આ પાંચે દ્રવ્યો જીવરૂપે નથી જ્ઞાન વિજ્ઞાન વિનાનાં ચૈતન્ય ઉપયોગથી રહિત અજીવ હોય છે કેવળ અસ્તિત્વાદિ ધર્મોની અપેક્ષાએ જીવદ્રવ્યમા ધર્માદિ દ્રવ્યોમા સાદૃશ્ય હોવાથી 'નઞ્' નો પર્યુદાસ એટલે સદૃશગ્રાહી અર્થ લેવાનો છે" જીવ નામકર્મના ઉદયથી પ્રાણોને ધારણ કરે છે તે પ્રાણો જેને નથી તે અજીવ છે" પણ આ અર્થ સુસંગત એટલા માટે નથી કે નામ કર્મના ભેદોમા જીવ નામકર્મ છે જ નહિ

"કાય" શબ્દથી પ્રદેશ અને અવયવોની બાહુલતા અને કાળ દ્રવ્યમા પ્રદેશનો નિષેધ સૂચિત થાય છે આ ચારે દ્રવ્યોમા "અજીવકાય" શબ્દોનો વ્યવહાર કર્મધારય સમાસ પ્રમાણે કરવાનો છે. કેમકે આ ચારે દ્રવ્યો અજીવ પણ છે. અને કાય પણ છે. **अजीवाश्च ते कायश्चेति-अजीवकायाः** । આ સમાસમાં બન્ને

શબ્દોની વૃત્તિ પરસ્પર એકબીજાને છોડીને પણ રહે છે" જેમ "નીલોત્પલ"માના નીલ શબ્દને છોડીને ઉત્પલ શબ્દ "રક્તોત્પલ"મા રહે છે. અને ઉત્પલને છોડીને નીલ શબ્દ નીલવસ્ત્રમાં પણ વપરાય છે

આ પ્રમાણે અજીવ શબ્દને છોડીને "કાય" શબ્દ જીવાસ્તિકાયમાં રહે છે. અને "કાય" શબ્દને છોડીને "અજીવ" શબ્દ કાલદ્રવ્યમા પણ રહે છે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયમા "ધર્મ અને અધર્મ" શબ્દ પ્રચલિત પાપ અને પુણ્યના પર્યાય શબ્દો નથી તેમજ વૈશેષિક દર્શને માનેલા "**द्रव्य-गुण-कर्म-सामान्य-विशेष-समवायाऽभावाः सप्तपदार्थाः**" આ સૂત્રમા પડેલા ગુણ શબ્દનો વિશેષ અર્થ પણ નથી પરન્તુ જૈન શાસનને માન્ય આ દ્રવ્યો સર્વથા સ્વતંત્ર દ્રવ્યો છે

ઉપરના ચારે દ્રવ્યો, કાળ તથા જીવાસ્તિકાય દ્રવ્ય કહેવાય છે. આ છએ દ્રવ્યોમા સંસાર સમાયેલો છે અને બીજા દર્શનકારોના માનેલા બધાએ દ્રવ્યો અને તત્ત્વો ઉપરના છએ દ્રવ્યોમા સમાહિત છે ઉપરના છએ દ્રવ્યો નિત્ય, અવસ્થિત અને અરૂપી છે નિત્યનો અર્થ "પોતાના મૂળ સ્વભાવનો વ્યય ન થાય તે છે" કેમકે આમાંથી કોઈપણ દ્રવ્ય પોતાના સ્વભાવને છોડતો નથી ધર્માસ્તિકાય કોઇ કાળે પણ અધર્માસ્તિકાયરૂપે થતો નથી તેમજ આ બન્ને આકાશાસ્તિકાયના રૂપને ધારણ કરતા નથી જીવ પુદ્ગલરૂપે થતો નથી તેમ પુદ્ગલ કોઇ સમયે પણ જીવ થવાનો નથી

આ પ્રમાણે પ્રત્યેક દ્રવ્ય પોત પોતાના સ્વરૂપમા કાયમ રહે છે કોઈ કાળે પણ નાશ પામતા નથી. શંકરજીનુ ગમે તેવુ અને ગમે તેટલુ પ્રલયકાળનું ડમરું વાગે તો યે સંસાર નિત્ય છે અને ઉપરના છએ દ્રવ્યો પોતાના મૂળ સ્વરૂપે નિત્ય છે, તેમ દ્રવ્યોને

આશ્રિત તેમના ગુણો પણ નિત્ય છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાયાદિ રૂપે જેમ નથી થતો તેમ ધર્મના ગુણો પણ પરિવર્તિત નથી થતા. અહીં નિત્યનો અર્થ "**तद्भावाव्ययं नित्यं**" લેવાનું છે. પણ "**अप्रच्युतानुत्पन्नस्थिरैकरूपं नित्यं**" નિત્યનું આ સ્વરૂપ જૈન-શાસનને સર્વથા અમાન્ય છે કેમકે આ લક્ષણથી લક્ષિત સંસારમાં એક પણ પદાર્થ છે જ નહી અમુક અંશે જેનો નાશ ન હોય અને અમુક અંશે જેનો ઉત્પાદ ન હોય એવો એક પણ પદાર્થ સ્થિર રૂપે નથી.

આ છએ દ્રવ્યો અવસ્થિત છે કેમકે એઓની સંખ્યામા હાનિ-વૃદ્ધિ નથી તથા કોઈનાથી પણ ઉત્પાદિત નથી, પણ અનાદિ-નિધન છે માટે તેમનુ પરિણમન પણ પરસ્પર થતુ નથી, માટે અવસ્થિત છે જેમ "જ્યાં આકાશાસ્તિકાયનો પ્રદેશ છે, ત્યાજ ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય, જીવાસ્તિકાયનાં પણ પ્રદેશો છે. અવસ્થિત છે-રહેલા છે છતા તે બધાઓના પ્રદેશો એક બીજામાં પરિણત થતા નથી તેમજ એક બીજાને પોતામા પરિણત કરતા નથી પુદ્ગલાસ્તિકાયને છોડીને બાકી બધાએ દ્રવ્યો અરૂપી છે. રૂપનો અર્થ મૂર્ત થાય છે રૂપ, રસ, ગંધ, સ્પર્શ આ ચારે ગુણોને તથા ગુણોથી યુક્ત દ્રવ્યને મૂર્ત કહેવાય છે આથી આપણે જાણી શકીએ છીએ કે બાકીના બધા દ્રવ્યો રૂપ, રસ. ગંધ અને સ્પર્શ વિનાના છે, માટે અરૂપી છે જીવાસ્તિકાય પણ અરૂપી છે ચારે ગુણોનુ સાહચર્ય હોવાથી અનંત અસંખ્યાત સંખ્યાત અને પરમાણુમા પણ ચારે ગુણોની વિદ્યમાનતા અબાધ છે બેશક કેટલાકોમા તેનુ સ્પષ્ટીકરણ હોય છે કેટલીક વાર અનુમાનથી જણાય છે કે જેમ, "**वायु रूपवान् स्पर्शवत्त्वात् घटादिवत्**" "**रूपिण पुद्गला**"મા "**रूपं अस्ति एषां पशु त्वा रूपिण**" આ વ્યુત્પત્તિથી એકમા સંબંધની અને બીજામા

અધિકરણની અપેક્ષા છે પહેલી અપેક્ષામા રૂપ અને રૂપીયા કથ ચિદ્ ભેદ છે જયારે બીજા પક્ષમાં કથચિદ્ અભેદની કલ્પના છે, જિનેશ્વર ભગવાનનુ શાસન એકાન્તવાદમા નથી પરન્તુ અનેકાન્તરૂપે છે. માટે રૂપો (રૂપ-રસ-ગંધ-સ્પર્શ) જેના છે, અથવા જેમાં છે-આ બન્ને અર્થો સગત છે અપેક્ષાબુદ્ધિના મર્મને સમજી શકયા હોઈએ તો આપણને પણ સ્પષ્ટ રીતે સમજતા વાર લાગતી નથી કેમ કે-રૂપ (ગુણ) રૂપી (ગુણી) નો તાદાત્મ્ય સબધ હોવાથી કોઈ ક્ષણે પણ એ જૂદા નથી કોઈ પણ દ્રવ્ય એવુ નથી કે જે ગુણ વિનાનું હોય અર્થાત્ ગુણો દ્રવ્યને કોઈ કાળે છોડતા નથી જયારે કેરી પીળા રગની હોય છે ત્યારે મીઠી હોય છે અને સુગન્ધી હોય છે. અને સુંગધી કેરી સ્નિગ્ધ સ્પર્શવાળી હોય છે આ કથનમા એકજ કેરીના પદાર્થમા રૂપ-રસ-ગધ અને સ્પર્શ આ ચારે ગુણોનુ સાહચર્ય્ય જેમ પ્રત્યક્ષ અનુભૂત છે તેમ કેરી જૂદી છે અને પીળો અને લીલો રંગ મીઠો રસ સુગન્ધિ અને સ્પર્શ ગુણ જૂદા જૂદા છે આ વાત કેવળ અપેક્ષા બુદ્ધિથી જણાશે માટે ગુણ માત્રનો ગુણી દ્રવ્યમાત્રની સાથે ભિન્ન ભિન્ન સબધ જાણી લેવો ગમે તે પદાર્થનો નિર્ણય કરતાં પહેલા અપેક્ષાબુદ્ધિને ઉન્તેજિત બનાવવાની જરૂર છે

પુદ્ગલોને રૂપી કહેવાથી પહેલા પાચ પદાર્થો અરૂપી તરીકે અને અનત પુદ્ગલો સાથે રૂપાદિ ગુણોનો તાદાત્મ્ય સંબધ સિદ્ધ થાય છે માટે **'रूपिण पुद्गलाः एव'** **पुद्गला रूपिणः एव** આ બન્ને વ્યાખ્યાઓ જૈન શાસનને માન્ય છે.

વૈશેષિક દર્શનકારો **' उत्पत्तिक्षणे द्रव्य क्षणं निर्गुणं निष्क्रिय च तिष्ठति'** આ સિદ્ધાન્ત પ્રમાણે પુદ્ગલને ઉત્પત્તિના પ્રથમ સમયે ગુણ વિનાનુ માને છે તેમજ પૃથ્વીમા ચાર ગુણ, પાણીમા ત્રણ ગુણ, અગ્નિમા બે ગુણ અને વાયુમા એક ગુણ માને છે.

જ્યારે કેવલી ભગવંતે ફરમાવ્યું છે કે ગુણ અને ગુણી કયારેય જુદા રહેતા નથી ઘટ ઉત્પન્ન થતાની સાથેજ તેમાં ગુણ વિદ્યમાનજ હોય છે અર્થાત્ ઘટની ઉત્પત્તિ અને તેના ગુણો સર્વથા સાથેજ છે. અને પુદ્ગલ દ્રવ્ય એક છે પણ જૂદા જૂદા સહકારને લઇને પર્યાય રૂપે જૂદા જૂદા છે.

ધર્મ અધર્મ અને અકાશ આ ત્રણે દ્રવ્યો લોકાકાશમાં એક એક દ્રવ્યજ છે જ્યારે જીવ અને પુદ્ગલ અનંત છે લોકાકાશ અસંખ્યાત પ્રદેશી થઈને જેમ અખંડ છે તેમ ધર્માસ્તિકાય (ગતિ-સહાયક) અધર્માસ્તિકાય (સ્થિતિ સહાયક) દ્રવ્યો અસંખ્યાત પ્રદેશી હોઇને પણ એક એક અખંડ દ્રવ્ય છે ગતિમાં સહાય કરનાર ધર્માસ્તિકાયની તુલનામા આવે અને સ્થિતિમાં સહાય કરનાર અધર્માસ્તિકાયની તુલનામા આવે એવો બીજો પદાર્થ એકયે નથી ત્યારે આકાશાસ્તિકાય સૌને અવકાશ આપે છે. આ ત્રણે દ્રવ્યો જેમ અખંડ છે, તેમ ક્રિયા વિનાના છે જ્યારે જીવ અને પુદ્ગલ ક્રિયાવાન્ છે.

ક્રિયા એટલે એક સ્થાનેથી બીજા સ્થાનને અને એક આકારથી બીજા આકારને પ્રાપ્ત કરે તે ક્રિયા કહેવાય છે. જ્યારે ધર્મ, અધર્મ અને આકાશનો તો કોઇ પણ કાળે ક્ષેત્રાન્તર કે આકારાન્તર થતો નથી. છતા પણ અસ્તિભવતિ–ગત્યુપગ્રહ–સ્થિત્યુપગ્રહ અને અવકાશ દાનોપગ્રહ આદિ ક્રિયાનો વ્યવહાર ત્રણે દ્રવ્યોમા થાય છે, માટે પરિણામ લક્ષણ ક્રિયા આ ત્રણેમાં સમજવી જીવ તથા પુદ્ગલમાં પરિસ્પન્દ લક્ષણ ક્રિયા સમજવી અહી જીવ તથા પુદ્ગલોને ક્રિયાવાન્ કહ્યા છે. તે પરિસ્પન્દ લક્ષણ ક્રિયાના કારણે જ અને આજ ક્રિયા ખરેખર ક્રિયા છે ધર્મ–અધર્મ–આકાશ અને જીવના પ્રદેશો અસંખ્ય છે. પ્રદેશ એટલે સર્વ સૂક્ષ્મ પદાર્થ જેનો બીજો વિભાગ

ન થઈ શકે અને પરમાણુના અવગાહન જેટલા સ્થાનમા થઈ શકે તે પ્રદેશ કહેવાય છે

પરમાણુને આદિ વિનાનો, મધ્યવિનાનો, અને અપ્રદેશી કહ્યો છે જ્યારે પરમાણુઓથી બનેલો સ્કંધ અવયવવાલો જ હોય છે, તેનું છેદન-ભેદન થતાં છેલ્લો જે નિરવયવી અંશ રહે તે પરમાણુ.

પ્રદેશનુ છેદન-ભેદન જૈન શાસનને માન્ય નથી ધર્મ-અધર્મ અને આકાશના પ્રદેશોનો સંકોચ અને વિસ્તાર નથી. જ્યારે જીવના પ્રદેશ સંકોચ અને વિસ્તારવાળા હોય છે. માટેજ અસંખ્યાત પ્રદેશી જીવ કીડીના શરીરમા અને હાથીના શરીરમા અબાધ રહી શકે છે હાથીના શરીરને છોડીને આ જીવ જ્યારે કીડીના શરીરમાં આવે છે ત્યારે પોતાના પ્રદેશોને સંકોચી લે છે અને કીડીના શરીરને છોડીને જ્યારે આ જીવ હાથીના શરીરથી લઈને ઉત્તર વૈક્રિયધારી દેવના શરીરમા પ્રવેશે છે, ત્યારે પોતાના પ્રદેશોનો વિસ્તાર કરે છે લોકાકાશ અને અલોકાકાશ બન્નેના પ્રદેશો અનન્ત છે. એકલા લોકાકાશના પ્રદેશો અસંખ્યાત છે બધાએ દ્રવ્યો લોકાકાશમા રહેલા છે રહેવાનુ સાદિ અને અનાદિ એમ બે પ્રકારે છે જીવ અને પુદ્ગલ સક્રિય હોવાથી તેમનો ક્ષેત્રાન્તર અને આકારાન્તર થયા કરે છે માટે તેઓ જે ક્ષેત્ર અને જે આકારને પામશે તે અપેક્ષાએ સાદિ છે જ્યારે સામાન્ય પ્રકારે ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય અનાદિકાળથી અનંતકાળ સુધી લોકાકાશને અવગાહીને રહ્યા છે.

જ્યારે પુદ્ગલ દ્રવ્ય આકાશના એક પ્રદેશથી લઈને આકાશના યાવત્ અસંખ્યાત પ્રદેશોમા રહે છે આકાશના એક પ્રદેશમાં જેમ એક પરમાણુ રહે છે તેમ દ્વયણુક ત્ર્યણુક યાવત્ સંખ્યાત અસંખ્યાત અને અનંત પુદ્ગલોનું અવગાહન જૈન શાસનને માન્ય છે માત્ર સંખ્યાત પ્રદેશી સ્કંધ સંખ્યાત પ્રદેશમા રહેશે, પણ અસંખ્યાત

પ્રદેશમાં ન રહે. જ્યારે અસંખ્યાત અને અનંત અવયવી પુદ્ગલ સ્કંધ એક પ્રદેશથી લઇને અસંખ્યાત પ્રદેશમાં રહેશે

અનંત પુદ્ગલોનો સ્કંધ અસંખ્યાત પ્રદેશમાં કે સંખ્યાત પ્રદેશમાં કેમ રહી શકશે ? આના જવાબમાં ભગવાને કહ્યું કે જેમ એક મણ કપાસ (રૂ) જેટલા પ્રદેશમાં રહે છે. તેટલાજ પ્રદેશમા સેંકડો મણના પત્થરો, લોઢું, સોનું, ચાંદી સમાઇ શકે છે. અથવા એકજ કમરામાં એક દીવાથી લઇને હજારો દીવાઓનો પ્રકાશ જેમ સમાઇ જાય છે, તેમ અનંત પુદ્ગલો પણ યાવત અસંખ્યાત પ્રદેશમાં રહી શકે છે તેમાં વાંધો નથી આવતો.

જીવાત્માનું અવગાહન લોકાકાશના અસંખ્યાત ભાગથી લઇને સંપૂર્ણ લોકાકાશમાં હોય છે. કેમકે જીવના શરીરની અવગાહના અંગૂલના અસંખ્યાત ભાગ જેટલી શાસ્ત્રોમાં કહી છે. અને કેવલી સમુદ્‌ઘાતની અપેક્ષાએ જ સંપૂર્ણ લોકાકાશમા પણ અવગાહના માન્ય છે

પરન્તુ તેથી જીવને સર્વવ્યાપી માનવાની જરૂરત નથી. જૈન શાસનને માન્ય જીવમાત્ર શરીર વ્યાપી જ છે આ હકીકત આગમ અને તર્કથી સિદ્ધ છે જેના ગુણો જ્યાં દેખાતા હોય છે તે દ્રવ્યની કલ્પના પણ તેટલાજ ક્ષેત્રમા કરવાની હોય છે જ્યા ઘડો છે ત્યાજ તેના ગુણો પ્રત્યક્ષ ગોચર છે તેવીજ રીતે આત્માના સઘળા ગુણો શરીરમાં જ વિદ્યમાન છે, અન્યત્ર નહીં. માટે જીવ શરીર વ્યાપી છે

ધર્માસ્તિકાય જીવને ગતિ કરવામાં સહાયક બને છે અને અધર્માસ્તિકાય ઉભા રહેવામા સહાયક બને છે આ બન્ને ઉદાસીન કારણો સમજવા પ્રેરક કારણો નહિ જો પ્રેરક કારણ માનવામાં

આવે તો સંસારમા ગડબડ ઉભી થશે તે આ પ્રમાણે ચાલવાવાળા જીવને ધર્માસ્તિકાય ચલાવ્યાજ કરશે અને ઉભા રહેવાવાળા જીવને અધર્માસ્તિકાય ચાલવાજ નહિ દે પરન્તુ અનાદિકાળના સંસારમાં આવુ કયારે પણ બન્યુ નથી, બનતુ નથી અને અનતસંસારમાં બનશે પણ નહિં જિનેશ્વરદેવનુ શાસન લોકની મર્યાદાને વ્યવસ્થિત પ્રદર્શિત કરવાવાળુ છે ગધેડાના શૃગની જેમ અસત્કલ્પના અથવા આકાશમાથી ફુલ ઉતારવા જેવી મિથ્યા-ભ્રમણા જૈનશાસનમાં નથી.

જીવ અને પુદ્ગલને સહાયક રૂપે આ બન્ને દ્રવ્યો લોકાકાશમાં રહે છે અર્થાત્ લોકાકાશના છેલ્લા પ્રદેશ સુધીજ છે માટે અલોકાકાશમા જીવ અને પુદ્ગલ ધર્માસ્તિકાયની સહાયતા ન હોવાના કારણે જઈ શકતા નથી નિર્વાણ દશાને પામેલો જીવ સિદ્ધશિલા ઉપરજ વિરાજમાન હોય છે

પુદ્ગલ દ્રવ્યથી બનેલો બગલો જેમ સાત છે, તેવીજ રીતે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય જયા વિરામ પામે છે, તે લોકાકાશ પણ સાત છે, એટલે અતવાળો છે, માટેજ એક લોકાકાશ છે જ્યારે બીજો અલોકાકાશ એટલા માટે છે કે-ત્યા ધર્મ અને અધર્મના પ્રદેશ નથી ધર્મ અને અધર્મની સહાયતા વિના એક પણ જીવ અને પુદ્ગલ ત્યા જઈ શકે તેમ નથી. તત્ત્વોના વિભાગીકરણમા જૈન શાસનની આ સ્પષ્ટ મર્યાદા છે

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, અને આકાશાસ્તિકાયનો જગત ઉપર જે ઉપકાર છે તે જાણ્યા પછી પુદ્ગલાસ્તિકાયનો ઉપકાર શું છે ? તે જાણી લઈએ. યદ્યપિ પુદ્ગલ અજીવ દ્રવ્ય છે, છતાં પણ એની શક્તિ કેટલી જોરદાર છે, એ જાણવાનુ અત્યન્ત રસપ્રદ છે.

જૈનશાશન એટલાજ માટે અજોડ છે કે તેની પદાર્થ-

વ્યવસ્થા અને પ્રરૂપણ સર્વથા યથાર્થ અને અનુભવ ગમ્ય છે. શરીર, વાણી, મન, પ્રાણ અને અપાનની રચના શાથી થાય છે? આનો જવાબ યથાર્થવાદી ભગવાન મહાવીરસ્વામી આમ આપે છે કે-ઈશ્વર નિરંજન નિરાકાર હોવાથી સંસારનું નિર્માણ કરી શકે તેમ નથી. કેમકે કોઈ પણ વસ્તુના નિર્માણમાં રાગ-દ્વેષનો સંભવ અવશ્યમેવ હોય છે. જ્યારે ઇશ્વર તો નિરંજન સ્વરૂપે છે, માટે સંપૂર્ણ રાગ-દ્વેષ-કામ-ક્રોધનો નાશ કરનાર ઇશ્વર સંસારને બનાવી શકે તેમ નથી.

શરીર વિનાનો ઈશ્વર ક્યા સાધનોથી સસાર બનાવશે? જેની પાસે શરીર ન હોય, તેને હાથ-પગ પણ ક્યાંથી હોય? એવી સ્થિતિમાં કોઇ પણ માનવ કોઈ પણ વસ્તુનો નિર્માણ કર્તા થતો હોય, એવો અનુભવ કોઇને પણ નથી. ઇશ્વર નિરાકાર છે. અર્થાત્ "**सिद्धाणं नत्थि देहो** '

આ પ્રમાણે આગમ વચનને અનુસારે પણ ઇશ્વર શરીર-વિનાનો છે, માટે અનંત સંસારની એકે પણ રચના ઇશ્વરને આધીન નથી છતાંએ અનાદિકાળથી સંસાર છે, માનવ છે, પુદ્ગલો છે, અને સંસારનુ સંચાલન પોતાની રીતે બરાબર ચાલી રહ્યું છે.

સંસારના પ્રત્યક્ષ દેખાતા ઘણા પદાર્થો જેવા કે.-આકાશના વાદળા, વિજલીના ચમકારા, જમીનમા નાખેલા બીજના આધારે મોટા મોટા ઝાડો, તેના ઉપર આવનારા પુષ્પો, ફળો, તેમાં પણ ખાટો, મીઠો રસ ઈત્યાદિક અગણિત પદાર્થોના નિર્માણ કર્તાને કોઇએ જોયો નથી જોવામા આવતો નથી માટે જે અદૃશ્ય શક્તિના માધ્યમથી સસારનું સચાલન દેખાય છે, તે શક્તિ જ કર્મસત્તા છે. '**मनःवचनकायैः यत् क्रियते तत् कर्म**' - અર્થાત્ મન-વચન અને શરીર વડે જે કરાય તે કર્મ પૌદ્ગલિક

હોવાના કારણે અજીવ છે, છતાએ તેની અનંતશક્તિ સૌને પ્રત્યક્ષ દેખાય છે

ખાણમાંથી નિકળેલા સુવર્ણની માફક જીવ અને અજીવ કર્મના મિશ્રણથી જ સંસારનુ સચાલન સુસ્પષ્ટ અને અનુભવ-ગમ્ય છે

આત્માના પ્રત્યેક પ્રદેશે કર્મવર્ગણા ચોટેલી હોવાથી અરપી એવો આત્મા પણ કથંચિત્ રૂપી છે, અને તેથીજ કરેલા કર્મોને લઈને ચારે ગતિઓમા પરિભ્રમણ કરે છે અને સુખ–દુઃખ ભોગવે છે

"આત્માને કૂટસ્થ નિત્ય માનવાથી તેનો રૂપાન્તર, ક્ષેત્રાન્તર આકાશની માફક કોઇ કાળે પણ સભવી શકે નહિ પોતાની વિદ્યમાન અવસ્થાને કયારે પણ છોડે નહી, સુખી અવસ્થામાંથી દુઃખી અવસ્થાની ઉત્પત્તિ થાય નહિ, છતાં સ્થિર રહે તે કૂટસ્થનિત્ય કહેવાય છે"

પરન્તુ આ નિયમ પ્રમાણે તો સસારની કોઈ પણ વ્યવસ્થા કોઇને પણ દેખાતી નથી અનુભવાતી નથી માટે જ જૈનશાસન માન્ય 'સ્યાદ્‌વાદ ધર્મ' અમર તપે છે જેને લઇને અર્થાત્ દ્રવ્યમાત્ર પોતાના મૂળ સ્વભાવને છોડયા વિના એક પર્યાયરૂપે ઉત્પન્ન થાય છે, અને બીજા પર્યાયરૂપે નાશ પામે છે. આમ પ્રત્યક્ષ નજરે જોવાતુ સસારનુ સચાલન આપણને સૌને યથાર્થ દેખાય છે, અને જે પ્રત્યક્ષ અનુભવાય છે તે જ સાચુ તત્ત્વજ્ઞાન છે

અનતાનંત પુદ્‌ગલોથી ભરેલો આ સસાર છે તેમાં પણ અમુક પુદ્‌ગલો જ 'કર્મવર્ગણાના છે જેનાથી આઠે કર્મો બંધાય છે તેમા નામકર્મ પણ છે આ કર્મને તથા તેના અવાતરભેદોને લઇને શરીરની રચના કરનાર આ જીવ પોતે જ સમર્થ શક્તિમાન

છે. ગતભવમાં શુભ કે અશુભ નામકર્મની ઉપાર્જના કરી હોય તેજ પ્રમાણે જન્મ ધારણ કરતા આ જીવને તે કર્મ ઉદયમા આવે છે અને તેવા તેવા પ્રકારે શરીરની રચના થાય છે. માનવ કે તિર્યંચ અવતારને ધારણ કરનારા જીવને કુક્ષિગત વીર્ય અને રજની જ આવશ્યકતા પડે છે જેમાં આ જીવ જન્મ ધારણ કરે છે. પોતાના શુભાશુભ કર્મોને ભોગવવાં માટે ધારણ કરાતા શરીરની રચનામાં પુદ્દગલોજ ઉપકારક છે. જેનાથી સંસારવર્તી બધાએ જીવો શરીર ધારણ કરે છે

ભાષા પર્યાપ્તિ નામકર્મ વડે બેઇન્દ્રિયથી લઇને પંચેન્દ્રિય સુધીના જીવો પોતપોતાની ભાષાનો વ્યવહાર કરે છે. આ ભાષા વર્ગણા અર્થાત્ જે ભાષા આપણે બોલીએ છીએ તે કર્મપુદ્દગલો જ છે. શબ્દ પણ પૌદ્દગલિક છે, કેમકે ગુણોને ગતિ હોતી નથી પણ પુદ્દગલો તો પ્રયોગને અનુસારે ગતિ કરે છે. ત્યારેજ ગમે ત્યાથી બોલાતો શબ્દ કાન પાસે આવે છે અને પોતાની પાસે આવેલા શબ્દને કર્ણેન્દ્રિય ગ્રહણ કરે છે. પૌદ્દગલિક શબ્દ મૂર્તિમાન છે. માટે કાનમા શબ્દનો સ્પર્શ અનુભવાય છે જે સ્પર્શવાન્ હોય છે, તે રૂપી હોય છે, અને જે રૂપી હોય છે તે પૌદ્દગલ હોય છે. આકાશ અને પરમાણુ સર્વથા પરોક્ષ હોવાથી શબ્દ તેમનો ગુણ નથી કેમકે પરોક્ષ પદાર્થનો ગુણ પ્રત્યક્ષ હોઈ શકતો નથી. અને શબ્દ તો પ્રત્યક્ષ છે. કદાચ કોઈ કહે કે "વાયુ પરોક્ષ છે છતાં તેનો સ્પર્શ ગુણ પ્રત્યક્ષ અનુભવાય છે આ પ્રમાણે આકાશ ભલે પરોક્ષ રહ્યુ પણ તેનો ગુણ શબ્દ પ્રત્યક્ષ રહી શકશે." પણ આ વાત ઠીક નથી. કારણકે જૈનશાસન માન્ય વાયુ પણ પ્રત્યક્ષ જ છે સ્પર્શવાળો હોવાથી માટે શબ્દ પણ પ્રત્યક્ષ છે. જેની ઉત્પત્તિ અને વિનાશ હોય છે તે ગુણ હોતો નથી પણ દ્રવ્ય હોય છે. શબ્દ પણ ઉત્પન્ન થાય છે અને વિનાશ પામે છે માટે દ્રવ્ય છે.

'**सोऽयं गकारः**' આ પ્રત્યભિજ્ઞાનથી ગકાર તે જ છે, જેનો ઉચ્ચારણ તમે પહેલા કર્યો હતો. આ યુક્તિથી શબ્દમાં એકાન્ત નિત્યત્વ પણ હોઈ શકતો નથી. કેમકે '**सेयं दीप ज्वाला,**' '**तदेवेदमौषधम्**' આ અનુમાનથી ઉપરની યુક્તિ ખંડિત થઇ જાય છે. આ તે જ દીપ જ્વાલા છે, આ તે જ ઔષધ છે, આ જેમ ભ્રાન્તિ જ્ઞાન છે, તેમ આ તે જ 'ગકાર' છે, આ પણ ભ્રાન્તિ છે કેમકે બોલાયેલો શબ્દ નાશ પામે છે, માટે શબ્દ નિત્ય નથી પણ નિત્યાનિત્ય છે. જે જે ક્રિયાવાન્ હોય તે દ્રવ્ય હોય છે. શબ્દને સાભળ્યા પછી સાભલનારના જીવનમા શુભ-અશુભ ક્રિયા ચાલુ થાય છે અપશબ્દો સાભળવાથી આપણને રોષ થાય છે. અને સારા-આશીર્વાદાત્મક શબ્દો સાભળવાથી આપણને સમતા અને સતોષ થાય છે, માટે આપણા જીવનમા ક્રિયા ઉત્પન્ન કરાવનાર સભળાતા શબ્દો છે ગુણ સર્વથા નિષ્ક્રિય જ હોય છે, માટે શબ્દ પૌદ્ગલિક છે આ પ્રમાણે ભાષા-વ્યવહાર એકેન્દ્રિય જીવોને હોતો નથી. કેમકે તેમને પરભવમા ભાષા-પર્યાપ્તિ નામકર્મ ઉપાર્જન કર્યું નથી જેથી તેઓ પોતાની માનસિક વ્યથા બીજા કોઈ પણ જીવને જણાવી શકતા નથી મનોવર્ગણાના પુદ્ગલો કેવળ સજ્ઞી જીવોને જ હોય છે એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને ગર્ભ વિનાના પચેન્દ્રિય સમૂર્ચ્છિમ જીવોને મનોવર્ગણા ન હોવાના કારણે ઉપરના જીવો દ્રવ્ય મન વગરના હોય છે. જ્યારે ગર્ભજ જીવોને મન હોવાથી તેમનો માનસિક વિચાર પ્રત્યક્ષ ગમ્ય છે. અહીં આહાર-નિદ્રા-ભય અને મૈથુન સજ્ઞા લેવાની નથી કેમકે આ ચારે સજ્ઞા તો નિગોદવર્તી જીવોને પણ હોય છે માટે માનસિક વિચાર ધરાવનાર સજ્ઞા બે હોય છે

દીર્ઘ કાલિકી સજ્ઞા એટલે ભૂત અને ભવિષ્યનો વિચાર કરાવે

તેવી સંજ્ઞાને દીર્ઘકાલિકી સંજ્ઞા કહેવાય છે અને બીજી સંજ્ઞા દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞા જે વિશિષ્ટ પ્રકારનાં શ્રુતજ્ઞાનના ક્ષયોપશમયુક્ત હોય છે. આમાં સમ્યગ્જ્ઞાનનો પ્રકાશ હોવાથી હેય અને ઉપાદેય શું છે ? તે જાણવાને જીવ સમર્થ બને છે.

પર્યાપ્ત નામકર્મના કારણે જે જીવો પર્યાપ્ત અવસ્થાને પ્રાપ્ત થયા છે, તેમને પ્રાણ અને અપાનની રચના નામકર્મવડે થાય છે

પ્રાણ એટલે ઉચ્છ્વાસ રૂપે પરિણત થયેલા દ્રવ્યના સમૂહ દ્વારા જે શ્વાસ લેવા રૂપ વ્યાપાર કરવામાં આવે તેને ઉચ્છ્વાસ કહેવાય છે નાભિમાંથી ઉત્પન્ન થયેલો ઉચ્છ્વાસરૂપ વાયુ પ્રાણરૂપે સંબોધાય છે.

જ્યારે બહારનો વાયુ જે અંદર લઈ જવાયો છે, તેને નિઃશ્વાસરૂપે પાછો બહાર ફેંકાય તે અપાનવાયુ કહેવાય છે

આ પ્રમાણે શરીર–વચન–મન–પ્રાણ અને અપાનની રચનામાં નામકર્મના અવાંતર ભેદો કામ કરે છે, માટે આ પુદ્ગલોનો ઉપહાર સ્પષ્ટ છે **'भोगायतनं शरीरम्'** કર્મોના ફળોને ભોગવવા માટે જીવાત્માને શરીર ધાર્યા વિના ચાલતું નથી અને શરીરાદિ રચનામાં નામકર્મની મુખ્યતા છે તે ઉપરાંત મનગમતાં રૂપ–સ્પર્શ–રસ–ગંધ અને વર્ણ મળવાથી જીવને સુખ ઉપજે છે. અને તેનાથી વિપરીત દુઃખ થાય છે આ બન્નેમાં અર્થાત્ સુખદુઃખમાં સાતા–વેદનીય અને અસાતાવેદનીય કર્મ કારણરૂપે છે.

વિધિપૂર્વક સ્નાન–આચ્છાદન–અનુલેપ–આહાર અને વિહાર આદિ લાંબા જીવનને આપનારા છે. આનાથી વિપરીત આહાર–વિહાર કરવો. શસ્ત્રઘાત, અગ્નિ તથા વિષભક્ષણ કરવાં તે મૃત્યુના કારણ માટે થાય છે. માટે જીવન અને મરણમાં પણ પુદ્ગલો જ

કામ કરી રહ્યા છે દીર્ઘાયુષ્યમાં આયુષ્યકર્મની પ્રધાનતા છે અને મરણમા તેનો અભાવ છે. જીવદ્રવ્ય પરસ્પર હિત અને અહિતના ઉપદેશવડે બીજાને ઉપકારક છે અર્થાત્ નિમિત્ત બને છે. ભવિષ્ય અને વર્ત્તમાનકાળમાં જે શક્ય, ન્યાય્ય અને યુક્ત છે, તે હિત કહેવાય છે. અને તેનાથી વિપરીત અહિત છે. જીવ પરસ્પર એક-બીજાને હિતરૂપે તથા અહિતરૂપે નિમિત્ત બને છે.

આ પ્રમાણે કાળદ્રવ્યનો ઉપકાર પણ પ્રકરણ ગ્રન્થોથી જાણી લેવો

આ પ્રમાણે બીજુ શતક તેના ૧૦ ઉદ્દેશક સાથે પૂરું થયું.





નવયુગ પ્રવર્ત્તક શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી ૧૦૦૮ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ સાહેબના શિષ્ય શાસન દીપક, વ્યાખ્યાતૃ ચૂડામણિ, ન્હાના મ્હોટા ૭૦ પુસ્તકોના લેખક, સૌમ્યાકૃતિ, પ્રસન્નવદન, તાર્કિક શિરોમણી શ્રીમદ્ ગુરુ સ્વ. મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ સાહેબે પોતાના સ્વાધ્યાય માટે જે ભગવતી સૂત્રના છ શતક સુધીનું વિવરણ લખ્યું છે. તેના ઉપર વિશેષ પ્રકારે પ્રશ્ન તથા ઉત્તરોના મર્મને જાણી શકાય તે પ્રમાણે આ પુસ્તકને મેં મારી અલ્પમતિથી તૈયાર કર્યું છે.



'શતક ૩ જા ઉપર સંપાદકનું પુરોવચન'

# ભગવતીસૂત્રની જયકુંજર હાથી સાથે સરખામણી

સૂર્ય અને ચંદ્ર વિનાનું આકાશ કદિ સાંભળ્યું નથી, મતલબ કે રહ્યુ નથી. કારણ કે સંસારના અમુક પદાર્થો શાશ્વતા છે. તે જ પ્રમાણે દ્વાદશાંગી (જૈનવાણી) પણ શાશ્વતી છે બારે અંગોમાં વિસ્તૃત થએલી ભગવાન મહાવીર સ્વામીની વાણીના પાચમા અંગરૂપ 'ભગવતી સૂત્ર' સુપ્રસિદ્ધ અને સર્વશ્રેષ્ઠ છે, દેવ, દાનવ તથા માનવોથી વંદિત છે. શાસ્ત્રમાં ભગવતી સૂત્ર (અપર નામ વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ વિવાહ પન્નતિ) ને જયકુંજર હાથીની ઉપમા આપવામાં આવી છે. હાથીઓમા જયકુંજર સર્વશ્રેષ્ઠ છે તેમ આ ભગવતી સૂત્ર પણ સર્વ શાસ્ત્રોમાં શ્રેષ્ઠ, અભૂતપૂર્વ, અને અમૂલ્ય જ્ઞાનરૂપી ખજાનાથી ભરેલું છે હેય, જ્ઞેય અને ઉપાદેય તત્ત્વોને બતાવનારા સૂત્રોમાં આ સૂત્રનો સર્વ પ્રથમ નંબર આવે છે

હાથીની ચાલ જેમ મદભરી અને લલિત હોય છે, તેમ આ સૂત્રમાં પણ લલિત-મનમોહક પદો સ્થળે સ્થળે વિદ્યમાન છે. તેથી પંડિતોના મનને ખુશ કરનાર છે.

હાથી દુઃખપ્રદ અંકુશાદિ વિઘ્નોના નિપાતને સહન કરનાર છે, તેમ આ સૂત્ર પણ અસંખ્યાત ઉપદ્રવો થયે છતે પણ અવ્યય છે. દ્રવ્યાસ્તિક નયે જેનો કોઈ કાળે નાશ નથી,

તે અવ્યય કહેવાય છે.

હાથીની ગર્જના જેમ ગંભીર અને મનોરંજક હોય છે. તેમ આ સૂત્રમાં પ્રત્યેક શબ્દ ગંભીર અને આહ્‌લાદક છે.

આ સૂત્રમાં શબ્દોનાં લિંગ અને વિભક્તિની વ્યવસ્થા પણ ઘણીજ સરસ છે. હાથીને માટે પણ તેમજ સમજાવું.

હાથી જેમ પ્રસિદ્ધ, સારા લક્ષણોથી યુક્ત અને દેવોથી અધિષ્ઠિત હોય છે, તેમ ભગવતી સૂત્ર પણ **देवदानवनरिंद गणच्चिअस्स.** હોવાથી પ્રસિદ્ધ છે. અથવા સુવાચ્ય આખ્યાતો –ધાતુઓથી સુશોભિત છે. અત્યન્ત માંગલિક હોવાથી સારા લક્ષણોએ યુક્ત. જગતનું કલ્યાણ કરાવનાર હોવાથી દેવો તથા દ્વારા સુરક્ષિત છે. જયકુંજર હાથીનો ઉદ્દેશક–શિરોભાગ સુવર્ણમંડિત છે. તેમ ભગવતી સૂત્રના પ્રત્યેક ઉદ્દેશાઓ પણ સુવર્ણ છે. એટલે કે 'અ' થી લઈને 'હ' સુધીના બધા વર્ણો યોગ્ય સ્થાને સ્થાપિત થયા હોવાથી બહુમૂલ્ય રત્ન જેવા લાગે છે. હાથીનું ચરિત જેમ વિવિધ પ્રકારે હોય છે, તેમ આ સૂત્રમાં કયારેક કથાનક, તો કયારેક તત્ત્વજ્ઞાન, તો કયારેક ભૌગોલિક વર્ણન અને કયારેક શારીરિક વિજ્ઞાનના વર્ણનથી અંકિત હોવાના કારણે જ અદ્‌ભુત અને અવર્ણનીય છે.

હાથીનું શરીર મોટું હોય છે તેમ આ સૂત્રમાં ઘણા શતકો છે. એક એક શતકમાં ઘણા ઉદ્દેશાઓ છે. અને પ્રત્યેક ઉદ્દેશામા ઘણા પ્રશ્નો છે. બધા મળીને ૩૬ હજાર પ્રશ્નો અને તેના ઉત્તરો છે

હાથીના બે કુંભસ્થળની જેમ આ સૂત્રને નિશ્ચય અને વ્યવહારનય રૂપી બે કુંભસ્થળ છે

દ્રવ્યાનુયોગ, ચરિત્રાનુયોગ, ગણિતાનુયોગ તથા કથાનુ-યોગ રૂપે ચાર પગ છે. સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર રૂપે બે નયન છે. દ્રવ્યાસ્તિક તથા પર્યાયાસ્તિક નય રૂપે બે દંત-શૂલ છે. યોગ અને ક્ષેમ રૂપે બે કાન છે. આ પ્રાપ્ત વસ્તુને મેળવી આપે તે યોગ, અને મેળવેલી વસ્તુને સ્થિર કરે તે ક્ષેમ કહેવાય છે.

હાથીને જેમ મોટી શૂંઢ હોય છે તેમ આ સૂત્રના પ્રારંભમાં મોટી પ્રસ્તાવના રૂપે શૂંઢ છે.

ઉપસંહાર વચનો તે નિગમનરૂપે પુચ્છ સ્થાને છે.

આમા કાળ–વિનય–બહુમાનાદિ આઠ પ્રકારના તંગ સ્થાન છે ઉત્સર્ગ અને અપવાદ રૂપ કથન બે બાજુની ઘંટા સદૃશ છે. અને સ્યાદ્વાદ રૂપી અંકુશથી આ સૂત્ર પરાધીન છે. રાજાની આજ્ઞાને કોઈપણ પ્રજા જેમ ઉલ્લંઘી શકે તેમ નથી. તેવી જ રીતે સ્યાદ્વાદ રૂપી રાજાની આજ્ઞાને સંસારનો કોઈ પણ પદાર્થ ઉલ્લંઘી શકે તેમ નથી.

જેમા વિવિધ પ્રકારે હેતુરૂપી શસ્ત્રો છે હાથી ઉપર મૂકાયેલા શસ્ત્રો જેમ શત્રુઓના નાશ માટે હોય છે, તેમ ભગવાન મહાવીરસ્વામી નામના મહારાજાએ પણ મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિ રૂપ ભાવ શત્રુઓને નાશ કરવા માટે જૂદા જૂદા હેતુઓથી માનવોના મનમાં રહેલા ભાવશત્રુઓને ભગાડી મૂકયા છે.

આવી રીતે જયકુંજર હાથીની ઉપમાને સંપૂર્ણ રીતે ધારણ કરતું આ ભગવતી સૂત્ર સૌને માટે વન્દનીય, પૂજનીય, પઠનીય તથા મનનીય બને છે.

## મનુષ્ય જીવનની સાર્થકતા

આ સૂત્રમા વિવિધ પ્રકારે જીવાદિ નવ તત્ત્વોની વ્યાખ્યા વિશદ પ્રકારે આપવામાં આવી છે. તેમની જાણકારી જ ઉત્કૃષ્ટતમ સમ્યગ્જ્ઞાન છે. તે વિના સંસારભરનું જ્ઞાન અને વિજ્ઞાન સંસારના નાશને નોતરનારૂં છે. આજના સંસારની બેહાલ અવસ્થા મિથ્યાજ્ઞાનને આભારી છે. માટે જીવનમાં સૌથી પહેલા સમ્યગ્જ્ઞાનની જરૂરત છે.

યથાર્થ તત્ત્વજ્ઞાનને મેળવવાં માટે, અને મેળવેલા જ્ઞાનને જીવનમાં ઉતારવા માટે મનુષ્ય અવતાર સિવાય બીજો એકે અવતાર નથી કેમકે, જીવમાત્ર પોતપોતાના કરેલા કર્મરાજાની બેડીમાં ફસાયેલો છે.

અત્યન્ત પાપ કર્મોએ કરીને નરક ગતિમાં રહેલા નારક જીવો પોતાના પાપના ફળોને ભોગવવામાંથી જ ઊંચા આવતા નથી. જ્યારે દેવગતિના દેવો પોતાના પુણ્ય કર્મો ફળોને ભોગવવામાં મસ્ત બનેલા છે તિર્યંચ ગતિના તૈર્યંચો અવિવેકી, પરાધીન, ભૂખ તરસ, ઠંડી અને ગરમી આદિના દુ:ખોથી આકુલ-વ્યાકુલ બનેલા હોવાથી જ્ઞાન સંજ્ઞા તેમને માટે પણ અત્યન્ત દુર્લભ છે. જ્યારે મોક્ષના દરવાજા જેવો મનુષ્ય અવતાર જ જ્ઞાન સંજ્ઞા મેળવવા માટેની યોગ્યતાને ધારણ કરે છે.

જો મનુષ્ય અનાદિકાળના સહચારી રૂપે બનેલા અવિદ્યા, અહંકાર, રાગ, દ્વેષ, મોહ, માયા આદિ આત્મિક દૂષણોને દૂર કરીને સત્સંગ, જ્ઞાનોપાર્જન, તથા સમતા, દયા અને સંતોષ આદિ આત્મિક તત્ત્વોને મેળવવા માટે ભાગ્યશાલી બનવાની ઈચ્છા કરે તો જ્ઞાનરૂપી સૂર્યને જોઈ શકે છે.

" ज्ञायते आत्मतत्त्वं, हेयोपादेयादि तत्त्वञ्च येन तद् ज्ञानम् "

જેનાથી આત્મતત્ત્વની યથાર્થતા અને ત્યાગ કરવા યોગ્ય તથા સ્વીકાર કરવા યોગ્ય તત્ત્વો જણાય તે સમ્યગ્ જ્ઞાન છે, આવુ જ્ઞાન 'કેવળજ્ઞાન' જ હોઈ શકે છે, કેમકે તે જ્ઞાનમાં એક પણ કર્માવરણ હોતુ નથી રાગાદિ દૂષણોની ઉત્પત્તિ પણ ત્યાં સમાપ્ત થાય છે. તે કેવળજ્ઞાન કહેવાય છે. આવા જ્ઞાનના માલિક, પરમપાવન, પતિતપાવન ભગવાન મહાવીર-સ્વામી છે, તે કેવા છે? તેમનું સ્વરૂપ શું છે તે તેમના વિશેષણોથી જ જરા જોઈ લઈએ.

## શ્રી મહાવીરસ્વામીના વિશેષણો

(૧) શ્રમણ–માનસિક ખેદ વિના જે ઉત્કૃષ્ટ પ્રકારે સાત્વિક તપ કરે છે. પદાર્થના યથાર્થ સ્વરૂપને જાણનારા તથા સંપૂર્ણ જીવરાશિ પ્રત્યે સમતાભાવ ધારણ કરે છે તે માટે શ્રમણ છે.

લોકૈષણા, ભોગૈષણા અને વિત્તૈષણાનો સંપૂર્ણ ત્યાગ કરીને આત્માની અનંત શક્તિઓના પ્રાદુર્ભાવ માટે કરાતી તપશ્ચર્યા જ સાચી તપશ્ચર્યા છે. " **आत्मानं, रागादि शत्रून् च तापयतीति तपः** " જેનાથી તામસિક, રાજસિક અને છદ્મસ્થાદિ દોષોનો સમૂળ નાશ થાય તે તપશ્ચર્યા છે કર્મોની સંપૂર્ણ નિર્જરા (ક્ષય) કરાવીને પરમાત્મપદ પ્રાપ્ત કરાવે તે તપશ્ચર્યા છે. આવી આત્મલક્ષીભૂત તપશ્ચર્યા કરનાર શ્રમણ છે

(૨) મહાવીર–આત્મીય શત્રુભૂત કર્મોને તપશ્ચર્યાદ્વારા વિદારનાર છે અગ્નિમા તપાવેલા સુવર્ણની માફક જેઓ અત્યન્ત શુદ્ધ થયેલા છે આવા તપ અને વીર્યવડે જે યુક્ત

હોય તે વીર છે. વીર્ય એટલે આત્માનો સબળ પુરુષાર્થ, અખૂટ શક્તિ, અખૂટ ધૈર્ય અને કર્મ રાજાના સશક્ત સૈન્ય સાથે લડવાની અપૂર્વ વ્યૂહ રચના તે વીર્ય છે. ભગવાન મહાવીરસ્વામીની આત્મીય વીર્ય શક્તિ અપૂર્વ અને અદ્વિતીય હતી, જેને લઇને મોહરાજાને તથા તેના સૈનિકોને એક પછી એક પરાસ્ત કરતા ગયા છે. " महांश्चासौ वीरश्चेत्ति महावीरः " રણમેદાનમાં તલવાર, તીર કામઠા, આદિ શસ્ત્રોથી હજારો-લાખો માણસોને દમવા સરળ છે, પણ પોતાના આત્માને દમનાર જ ખરો વીર છે, મહાવીર છે. લૌકિક અને અલૌકિક રૂપે મહાપુરુષો બે પ્રકારના હોય છે, જેમાંથી લૌકિક પુરુષો 'દમનનીતિ'ને વશ થઇને સંસારના વિજેતા બને છે, જ્યારે અલૌકિક તીર્થંકર પરમાત્માઓ 'શમનનીતિ'ના આધારે સૌ જીવોને વશ કરી પોતાનું લક્ષ્ય સિદ્ધ કરે છે.

(૩) આદિકર-પોતાના તીર્થની અપેક્ષાએ શ્રુત ધર્મને પ્રગટ કરે તે આદિકર કહેવાય છે એનો અર્થ એ થયો કે, સમ્યગ્શ્રુતજ્ઞાન અનાદિકાળથી એક જ છે. જે વાત આદીશ્વર ભગવાને કહી તે જ વાત મહાવીરસ્વામીએ કહી છે. તે અપેક્ષાએ આદિકર વિશેષણ સાર્થક છે. અહીં 'મહાવીરસ્વામીએ જૈન ધર્મને સ્થાપ્યો છે માટે જૈન ધર્મની આદિ કરનારા મહાવીરસ્વામી છે' આવો અર્થ કરવાનો છે જ નહીં, અને આ અર્થ જૈન ધર્મને માન્ય નથી કેમકે 'ધર્મ અનાદિ નિધન હોવાથી કોઈ કાળે પણ તેની આદિ નથી. જ્યારથી માનવ સમાજ છે ત્યારથી જૈન ધર્મ છે, અને જ્યારથી હિંસા કર્મ છે, ત્યારથી જૈન ધર્મના પ્રાણસમો અહિંસા ધર્મ પણ છે, અહિંસા અને હિંસા વિનાનો માનવ કોઈ કાળે પણ નથી. માટે આ સ્થાને દ્વાદશાંગીની રચના કરવાના કારણે જ

તીર્થંકર આદિકર કહેવાય છે. માટે આ વિશેષણ, અપેક્ષાએ જેમ યુગાદિ ભગવાન ઋષભદેવને હોય છે તેમ અન્તિમ મહાવીરસ્વામીને પણ યથાર્થ રૂપે લાગુ પડે છે.

(૪) તીર્થંકર-જેની આજ્ઞાને શિરોધાર્ય કરીને પ્રાણી માત્ર સંસાર-સાગરથી તરી જાય છે, તે તીર્થ અથવા પ્રવચન કહેવાય છે આ બન્ને અર્થોની વિદ્યમાનતા સંઘમાં હોય છે માટે સંઘની સ્થાપના કરે તે "તીર્થંકર".

સાધુ-સાધ્વી-શ્રાવક અને શ્રાવિકા રૂપે સંઘના ચાર પાયા છે. સાધુ અને સાધ્વીના ગુણો સરખા હોય છે અને શ્રાવક તથા શ્રાવિકાના ગુણો સરખા હોય છે 'साध्नोति स्वपरहितकार्याणीति साधुः' આ વ્યાખ્યાને અનુલક્ષીને જૈન સાધુને સૌથી પહેલાં પોતાનું લક્ષ્ય સિદ્ધ કરવાનુ હોય છે સંયમ લીધા પછી સાધુ તથા સાધ્વીને નીચે પ્રમાણે ૨૭ પ્રકારનો સંયમ પાલવો અત્યાવશ્યક છે.

## સંયમના ૨૭ ભેદો

૧ જીવહિંસાનો સર્વથા ત્યાગ
૨ અસત્યનો સર્વથા ત્યાગ
૩ ચોરીનો સર્વથા ત્યાય
૪ મૈથુન કર્મનો સર્વથા ત્યાગ
૫ પરિગ્રહ માત્રનો ત્યાગ
૬ રાત્રિભોજન તેમજ રાત્રે પાણી પીવાનો સર્વથા ત્યાગ
૭ પૃથ્વીકાયના જીવોની રક્ષા
૮ જલકાયના જીવોની રક્ષા કુવા, વાવડી, તળાવ તથા વરસાદના પાણીનો સ્પર્શ પણ નહીં કરવો
૯ અગ્નિકાયના જીવોની રક્ષા
૧૦ વાયુકાયના જીવોની રક્ષા
૧૧ વનસ્પતિના સ્પર્શનો પણ ત્યાગ

૧૨ ત્રસકાયના જીવોની રક્ષા
૧૩ સ્પર્શેન્દ્રિયના ભોગોથી દૂર
૧૪ જિહ્વેન્દ્રિયની લોલુપતાનો સર્વથા ત્યાગ
૧૫ ઘ્રાણેન્દ્રિયના ભોગનો ત્યાગ
૧૬ આંખ–ઈન્દ્રિયના ભોગથી દૂર
૧૭ જ્ઞાન ઈન્દ્રિયના ભોગથી દૂર
૧૮ લોભ દશાનો નિગ્રહ
૧૯ ચિત્તની નિર્મળતા
૨૦ વસ્ત્રાદિકની પ્રતિલેખના
૨૧ અષ્ટ પ્રવચન માતાનું પાલન
૨૨ ક્ષમાને ધારણ કરવી
૨૩ અકુશલ મનનો ત્યાગ
૨૪ અકુશલ વચનનો ત્યાગ
૨૫ અકુશલ શરીરનો ત્યાગ
૨૬ પરિષહ–ઉપસર્ગાદિને સહન કરનાર
૨૭ મરણાંત ઉપસર્ગને પણ સહન કરનાર

આ પ્રમાણે ઉપરના સત્તાવીશ ગુણોને ધારણ કરે તે સાધુ કહેવાય છે. આ ગુણો સર્વ વ્યાપક હોવાના કારણે પંન્યાસો, ઉપાધ્યાયો અને આચાર્ય ભગવંતોને પણ એ ગુણો પાલવાના હોય છે. તે માટે સાધુ–પદ શ્રેષ્ઠ છે

જ્યારે શ્રાવક અને શ્રાવિકા (ગૃહસ્થ)ઓને પણ અરિહંતદેવ, પંચમહાવ્રતધારી ગુરુ અને જૈન ધર્મની આરાધના કરવા સાથે માર્ગાનુસારીના ૩૫ ગુણોને શ્રાવકધર્મના ૨૧ ગુણો તથા ૧૨ વ્રત પાલવાનાં હોય છે ૧૫ કર્માદાન જેવા હિંસક વ્યાપારો છોડવાના હોય છે તથા ચતુર્વિધ સંઘની સેવા અનિવાર્યરૂપે કરવાની હોય છે

આવા ચતુર્વિધ સંઘ (તીર્થ)ની રચના કરનાર તીર્થંકર પરમાત્મા સિવા બીજો કોઈ પણ હોઈ શકતો નથી.

(૫) સ્વયંબુદ્ધ—આ ભવની અપેક્ષાએ જ તીર્થંકરો સ્વયંબુદ્ધ હોય છે. બીજાના ઉપદેશની આવશ્યકતા તેમને રહેતી નથી. અથવા વિપરીત, સંશય, અને અનધ્યવસાયરૂપ અજ્ઞાનથી દૂર હોવાના કારણે હેય, જ્ઞેય, અને ઉપાદેયતત્ત્વને જેઓ સ્વતઃ સમ્યક્રૂપે જાણે છે તે સ્વયંબુદ્ધ ભગવાન મહાવીરસ્વામી છે.

(૬) પુરુષોત્તમ—એટલે જન્મસહજ ચાર મૂળાતિશય, કર્મોના નાશ થયે ૧૧ અતિશયો અને દેવકૃત ૧૯ અતિશયો. આમ ૩૪ અતિશયોને લઈને સંસારભરના બધાએ પ્રાકૃત પુરુષોમા જેઓ ઉત્તમ છે, અદ્વિતીય છે, તે પુરુષોત્તમ કહેવાય છે.

(૭) પુરુષસિંહ—એટલે કે સિંહની જેમ પરાક્રમી. અર્થાત્ કર્મરાજારૂપી હાથીને વિદારવામાં સિંહની જેવા સમર્થ છે યદ્યપિ ભગવાન તીર્થંકરો બાલ્યકાળથી જ શૂરવીર હોય છે માટે બધાએ ઉપસર્ગોને સહી શકે છે, તથા કર્મ-રાજાને પરાસ્ત કરીને કેવળજ્ઞાનના સ્વામી બને છે.

(૮) પુરુષવર પુંડરીક—સર્વશ્રેષ્ઠ શ્વેત સહસ્રપત્રી કમળ જેવા ભગવાન સંપૂર્ણ અશુભ દ્રવ્ય અને ભાવ મેલથી રહિત હોવાથી શુદ્ધ છે, અથવા પોતાની આજ્ઞામાં રહેવાવાલા જીવોનાં સંપૂર્ણ સંતાપ દૂર કરવાવાલા હોવાથી સર્વે ભવ્ય જીવોને માટે કમળ સમાન છે, કાદવમાંથી કમળ ઉત્પન્ન થવા છતા પણ કમળમાં જેમ કાદવની મલિનતા હોતી નથી તેમ ભગવાન પણ સંસારના ભોગરૂપી કાદવમાથી ઉત્પન્ન થયા છે પણ સંસારનો એક પણ દોષ તેમનામાં નથી

(૯) પુરુષવર ગન્ધહસ્તી—બધા હાથિઓમા ગન્ધહસ્તી એટલા માટે શ્રેષ્ઠ મનાય છે કે સામાન્ય હાથીઓ તેને

જોતાંજ ભાગી છે. ભગવાનના ચરણકમળ જ્યાં પડે છે ત્યાં એક પણ ઉપદ્રવ રહેતો નથી, માટે ભગવાન પુરુષવર ગન્ધહસ્તી સમાન છે.

(૧૦) લોકનાથ–એટલે કે દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞાવાલા ભવ્ય પુરુષોનાં ભગવાન થાય છે, કેમકે ભગવાનનાં ચરણોમાં આવેલો માણસ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરે છે, અને સમ્યગ્દર્શની આત્મા પોતાના સમ્યગ્જ્ઞાન તથા ચારિત્રને શુદ્ધ કરે છે. યદ્યપિ એક સમયની દીર્ઘકાલિકી સંજ્ઞાના માલિક અર્જુનમાળી, દૃઢપ્રહારી, ચંડકૌશિક સર્પ, સંગમદેવ તથા વ્યંતરી આદિ બીજા પણ અસંખ્ય પાપોને કરવાવાલાં અને તેમાં જ રાચ્યા એ માચ્યા રહેનારા પતિતો એ પણ ભગવાનના ચરણે આવીને પોતાનું હિત સાધ્યું છે.

(૧૧) લોકપ્રદીપ એટલે તૈર્યંચ, માનવ, અને દેવોના અન્તર્હૃદયનાં અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કરીને, તેમને જ્ઞાનનો પ્રકાશ આપનારા છે.

(૧૨) લોકપ્રદ્યોતકર–સમ્પૂર્ણ લોકના ત્રિકાળવર્તી ભાવોને પોતાના કેવળજ્ઞાન વડે પ્રકાશિત કરનારા હોવાથી લોકાલોકને ઉદ્યોત કરનારા છે.

(૧૩) અભયદ–કોઈને પણ ભય દેવાવાલા નથી, અને ખાસ કરીને પ્રાણઘાતક ઉપસર્ગોને કરનારા ચંડકૌશિક સર્પ, સંગમદેવ, કાનમા ખીલા ઠોકનાર ગોવાળ જેવાઓ પ્રત્યે પણ ભાવદયા ચિંતવીને તેમને પણ અભયદાન દેવાવાલા છે, અથવા સંપૂર્ણ જીવોના ભયને હરનારા છે. તે ભયસ્થાનો નીચે પ્રમાણે સાત પ્રકારે છે :

ઈહલોકભય–એટલે કે એક મનુષ્યને બીજા મનુષ્યનો ભય થવો તે–ઇહલોક ભય કહેવાય છે, દેવદુર્લભ મનુષ્ય જન્મને પામીને માણસ યદિ સત્સંગપ્રેમી અને વિવેકવાન બને તો તેને કોઇનો પણ ભય રહેતો નથી. તેમજ તે પોતે કોઈના પણ ભયને પામતો નથી. પરન્તુ માણસ જ્યારે આસુરી-વૃત્તિનો માલિક બનીને ઈર્ષ્યાન્ધ, કામાન્ધ, ક્રોધાન્ધ અને લોભાન્ધ બને છે ત્યારે તે બીજાનો દ્રોહ કર્યા વિના રહેતો નથી. ત્યારે '**દ્રોગ્ધુર્વૈ પરતો ભયમ્**' આ ન્યાયે તે હમેશા ભયગ્રસ્ત બન્યો રહે છે.

પરલોકભય–જાનવરો વગેરે અન્ય જાતિ તરફથી જે ભય લાગે તે પરલોક ભય કહેવાય છે. જેમ "આ કુતરુ મને કરડશે તો ...? 'સર્પ મને ડખ મારશે તો... ? આ પ્રમાણેનો ભય આ જીવાત્માને બન્યો જ રહે છે.

આદાનભય–ધન, માલ, મિલ્કત વગેરેને ચોરો લૂટી લેશે તો.. મારું શું થશે એવો ભય

અકસ્માત્ભય એટલે 'ઘરમાં આગ લાગી જશે તો ધરતી-કંપ થશે તો ?' દરિયા કિનારે રહુ છું તો કયારેક દરિયો તોફાન કરશે તો ...?' આ પ્રમાણેના ભયોને લઈને માણસનું હૃદય ધ્રુજતું જ રહે છે

આજીવિકાભય–પૈસા કમાવાનો ભય, વ્યાપારનો ભય, નોકરીનો ભય તથા રોગ, પીડા બીમારીનો ભય તે આજી-વિકાભય છે. મરણભય મૃત્યુનો ભય હોવાને લઈને મોતથી બચવા માટે ધમપછાડા કર્યા કરે, જોષીઓને જન્મ પત્રિકાઓ બતાવતો ફરે, પંડિતોને હાથ દેખાડતો રહે અને મૃત્યુથી બચતો રહેવામા જ જૂદા જૂદા તરીકા અપનાવતો રહે તે

મરણ ભય છે. અપયશ ભય–લોકો મારી નિંદા કરશે તો? આટલું કરૂં છું છતાં લોકો મારા માટે સારૂં બોલતા નથી આમ અપયશ ભયને લઈને રાતદિવસ ચિન્તિત રહે છે.

આ પ્રમાણે સાતે ભવોના હરનારા ભગવાન મહાવીર-સ્વામી છે. એટલે કે ભગવાન મહાવીરસ્વામીના ચરણોમાં આવેલા માનવનો ભય બધી રીતે નાશ પામીને સર્વથા અભય–અવસ્થા પ્રાપ્ત કરે છે.

( ૧૪ ) ચક્ષુદાયક–અસીમ ભાવદયાના માલિક ભગવાન મહાવીરસ્વામી સૌને શ્રુતજ્ઞાનરૂપી દિવ્યચક્ષુને આપવાવાલા છે. કેમકે ચર્મચક્ષુ તો સૌ કોઇને હોય છે પણ આ ચક્ષુઓથી કોઇનું ભલું થયુ નથી માટે "તેજ માણસ ચક્ષુવાલા છે જેઓ ત્યાગ કરવા યોગ્ય અને સ્વીકાર કરવા યોગ્ય ભાવોને જોઈ અને જાણી શકે છે."

વનવગડામાં ભૂલા પડેલા માણસને ભોમીઓ જેમ રસ્તો બતાવીને જે ઉપકાર કરે છે તેમ ભગવાન પણ સંસારરૂપી અરણ્યમાં પીડાયેલા, અને રાગ–દ્વેષરૂપી ચોરોવડે લુંટાયેલા, તથા કુવાસના–મિથ્યાવાસનારૂપી અજ્ઞાનથી આમ તેમ ભટકતા જીવોને શ્રુતજ્ઞાનરૂપી ચક્ષુ આપીને અનંત સુખનાં સ્થાનરૂપ નિર્વાણ માર્ગને દેખાડીને સૌનો અનુપમ ઉપકાર કરનારા છે.

( ૧૫ ) માર્ગદ–જીવમાત્રને સમ્યગ્જ્ઞાન–દર્શન અને ચારિત્રરૂપી ત્રણ રત્ન આપીને પરમપદે ( મોક્ષ )ના રસ્તે ચઢાવનારા છે.

( ૧૬ ) શરણદ–સૌને ધર્મનો રસ્તો બતાવી ઘણા ઉપદ્રવોથી પીડાયેલા જીવોને પોતાના શરણમાં લઇને ઉપદ્રવ રહિત કરનારા છે.

( ૧૭ ) ધર્મદેશક–શ્રુતચારિત્રરૂપી ધર્મના ઉપદેશક છે.

( ૧૮ ) ધર્મદાયક–સંસારમાં હીરા–મોતી–સુવર્ણ–ચાંદી અને સત્તાસ્થાનો તો દેવાવાલા ઘણા છે, પણ શ્રુતચારિત્રરૂપી ધર્મ દેનાર તીર્થંકર દેવો જ હોય છે. ચારિત્રનો અર્થ આ પ્રમાણે છે "જ્યાં નવા પાપોના દ્વાર સર્વથા બંધ થાય અને જૂના પાપો પ્રતિ ક્ષણે ધોવાતાં જાય."

પૃથ્વી-પાણી–અગ્નિ–વાયુ અને વનસ્પતિમાં જીવો છે, તે માટે સાધુને તેનો ઉપયોગ થઈ શકે જ નહી સાધુને સ્નાન કરવાનું હોતું નથી. પુષ્પમાળાઓનું પરિધાન સાધુતાને કલંક લગાડનાર છે હાથે રસોઈ બનાવીને આરોગવામાં પ્રત્યક્ષ રૂપે અગ્નિના જીવોની તથા જીભ ઇન્દ્રિયની લોલુપતા છે પંખો હાથમા લઈ ને હવા ખાવી તે ગૃહસ્થોની શોભા છે, ખેતીવાડી પ્રત્યક્ષ હિંસક કાર્ય છે ઈત્યાદિક પાપકાર્યોનું સેવન સાધુઓને શોભી શકે નહી. માટે જ કહ્યુ છે કે "**गृहस्थानां यद् भूषण तद् साधूनां दूषणम्**" ઉપર પ્રમાણે સંપૂર્ણ પાપકાર્યોનો સૌથી પ્રથમ ત્યાગ કરાવીને અત્યુત્કૃષ્ટ સંયમ ધર્મને આપનારા ભગવાન મહાવીર સ્વામી છે

(૧૯) ધર્મસારથિ–ચારિત્રધર્મરૂપી રથના પ્રવર્તક હોવાથી ભગવાનને સારથિની ઉપમા આપી છે, જે પ્રમાણે સારથિ રથને, તેમાં બેસનારાને તથા ઘોડાઓને રક્ષે છે. તે પ્રમાણે ભગવાન પણ ધર્મના સારથિ હોવાથી સંયમધારીને સ્થિર કરીને સંયમધર્મમાં જોડનારા છે

(૨૦) ધર્મ ચક્રવર્તી–જે પ્રમાણે સંપૂર્ણ પૃથ્વીના રાજાઓમા ચક્રવર્તી રાજા પ્રધાન છે તેમ ધર્મદેશકોમા તીર્થંકર દેવ અતિશય સમ્પન્ન હોવાથી શ્રેષ્ઠ ધર્મદેશક છે. "ગમે તેવા

અને ગમે તેના તત્ત્વજ્ઞાનને જાણવા માત્રથી મોક્ષ નથી પણ ભાવશત્રુઓને જીતવાથી જ મોક્ષ છે.” મહાવીર સ્વામીના સંયમનો સાધક દિન પ્રતિદિન શુદ્ધ લેશ્યાવાળો એટલા માટે થતો જાય છે કે તેને સર્વે જીવો સાથે મૈત્રીભાવ કેળવવાની અભ્યાસિતા પ્રાપ્ત થઈ છે.

(૨ ) અપ્રતિહત શ્રેષ્ઠ જ્ઞાનદર્શનધારી–જ્ઞાન બે જાતના છે. એક ક્ષાયોપશમિક અને બીજું ક્ષાયિક. પહેલામાં કર્માવરણો છે, તેની અસર છે, અને કદાચ તે અસર વધતી જાય તો જ્ઞાની થયા પછી પણ સંસારની માયા–પરિગ્રહ–ક્રોધ અને કામની ભાવના વધતાં તેનું જ્ઞાન કેવળ બાહ્યાડંબર રૂપે જ રહેશે, જ્યારે બીજા ક્ષાયિક જ્ઞાનમા સંપૂર્ણ કર્મ મેલ ધોવાઈ જવાના કારણે એક પણ ખરાબ અસર રહેવા પામતી નથી ભગવાન મહાવીર સ્વામી સર્વ શ્રેષ્ઠ ક્ષાયિક જ્ઞાન તથા દર્શનને ધરનારા છે.

(૨૨) વિગત છદ્મસ્થ ભાવ–એટલે ચાલ્યું ગયું છે છદ્મ–શઠત્વ–દુર્જનત્વ–કર્મોના આવરણો જેના તે ભગવાન હોય છે. જ્યાં સુધી જીવમાં શાઠ્ય અર્થાત્ કર્મોના આવરણો હોય છે ત્યાં સુધી તેના જન્મ અને મરણના ફેરા મટતાં નથી. ત્યારે જ તો તેમને પુન પુનઃ અવતાર (જન્મ) ધારણ કરવા પડે છે. પરન્તુ રાગ–દ્વેષ વગેરેનો સર્વથા નાશ કરવાથી છદ્મસ્થભાવ રહેતો નથી

( ૨૩ ) જિન–રાગ–દ્વેષાદિ અંતરગ શત્રુઓને જેમણે પોતાના જીવનમાંથી કાઢી મૂક્યા છે, તે જિન કહેવાય છે. બાહ્ય શત્રુઓને જીતવા ઘણા સરળ છે પણ ભાવ શત્રુઓને જીતવાં એજ ખરી તપશ્ચર્યા છે. જે અત્યન્ત કઠણ માર્ગ છે,

આત્માના પ્રબળ પુરુષાર્થ વિના આ માર્ગ અરિહંત ભગવત વિના કોઇને પણ પ્રાપ્ય નથી

( ૨૪ ) જ્ઞાયક–રાગદ્વેષનુ સ્વરૂપ, તેમની અનત શક્તિ અને તેમને જીતવા માટેનું સમ્યગ્જ્ઞાન જેમણે છાદ્મસ્થિક જ્ઞાન ચતુષ્ટય વડે જાણ્યું છે, અને તે પ્રમાણે જ બીજા જીવોને પણ રાગ–દ્વેષાદિને જીતવા માટેનો ઉપદેશ આપે છે. તે ભગવાન કહેવાય છે.

( ૨૫ ) બુદ્ધ–એટલે જીવ–અજીવ–પુણ્ય–પાપ–આશ્રવ–સંવર, બધ નિર્જરા અને મોક્ષ રૂપ નવ તત્ત્વોને જેઓએ યથાર્થરૂપે જાણ્યા છે તે ભગવાન છે. નવતત્ત્વોને પહેલા સમ્યક્ પ્રકારે જાણવા અને જાણેલા તત્ત્વોને સમ્યગ્દર્શનવડે શ્રદ્ધામાં ઉતારવા અને ચારિત્ર અર્થાત્ જાણેલા અને શ્રદ્ધાયેલા તત્ત્વોને જીવનમા ઉતારવાં એજ એક માનવ કર્તવ્ય છે. અને અરિહંતના માર્ગે જવાનો સરળ ઉપાય છે

( ૨૬ ) બોધક–પોતે જાણેલા જીવાદિ તત્ત્વોને તથારૂપેજ બીજાઓને ઉપદેશ દેનારા ભાવદયાના માલિક, પતિતપાવન ભગવાન મહાવીર છે.

( ૨૭ ) મુક્ત–બાહ્ય અને આભ્યન્તર ગ્રન્થિને જેમણે તોડી નાખી છે તે મુક્ત કહેવાય છે. ગૃહસ્થાશ્રમ–પુત્રપરિવાર માતાપિતા–ધન–ધાન્ય–સુવર્ણ, રજત આદિ બાહ્ય પરિગ્રહ છે. અને મિથ્યાત્વ વેદત્રય હાસ્ય–રતિ–અરતિ–ભય–શોક, જુગુપ્સા, ક્રોધ–માન–માયા અને લોભ આ પ્રમાણે આભ્યન્તર ગ્રન્થિ છે, આ બંને ગ્રન્થિઓને તોડીને કર્મના પિંજરામાંથી સર્વથા મુક્ત થયા છે તે ભગવાન છે.

( ૨૮ ) મોચક–કર્મ પિંજરામાંથી સદુપદેશ–હિતોપદેશ આપીને બીજા જીવોને પણ મુક્ત કરાવનાર અરિહંત ભગવાન છે. કેમકે રાગ–દ્વેષ પરિગ્રહ તથા પુનઃ પુનઃ અવતાર ધારણ કરનારને જે પોતે કર્મના બંધનથી બંધાયેલો છે તે બીજાઓને કોઈ કાળે પણ મુક્ત કરાવી શકે તેમ નથી. વીતરાગદેવ તેવા નથી માટે જ દેવાધિદેવ–શરણ્ય ભગવાન કહેવાય છે.

( ૨૯ ) સર્વજ્ઞ–સર્વદર્શી–ત્રિકાલવર્તી દ્રવ્ય તથા પર્યાયાત્મક પદાર્થમાત્રને વિશેષ રૂપે જુએ–જાણે તે સર્વજ્ઞ કહેવાય છે અને સામાન્ય પ્રકારે જાણે તે સર્વદર્શી કહેવાય છે. અર્થાત્ છદ્મસ્થ પહેલા જુએ અને પછી જાણે છે. જ્યારે તીર્થંકરદેવ પહેલા જાણે છે અને પછી જુએ છે.

કર્મોની જાલ છેદીને સિદ્ધશિલા ઉપર બિરાજમાન અરિહંત પરમાત્માઓ અનંતજ્ઞાની છે અર્થાત્ સર્વજ્ઞ છે આનાથી જેઓ મુક્તાવસ્થામાં જ્ઞાનની માત્રા સ્વીકારતાં નથી તેમનું ખંડન થઈ જાય છે. કેમકે જ્ઞાન આત્માનો ગુણ હોઇને ગુણીથી જૂદો પડતો નથી, તેમજ ગુણી કોઈ કાળે પણ ગુણ વિના ક્યાય પણ અર્થાત્ નિગોદ, નરક, તિર્યંચ, મનુષ્ય, દેવ–દેવેન્દ્ર, ચક્રવર્તી અને સિદ્ધશિલામાં પણ રહેતો નથી.

(૩૦) શિવ–સંપૂર્ણપણે સર્વ જાતની દ્રવ્ય અને ભાવબાધાઓથી રહિત હોવાના કારણે અરિહંતદેવ મંગળભૂત હોય છે.

( ૩૧ ) અચલ–સિદ્ધશિલા પ્રાપ્ત કર્યા પછી સાદિ અનંત ભાંગે તેઓ સર્વથા અચલ હોય છે. કર્મોનો સંપૂર્ણ નાશ થવાથી સ્વાભાવિક અને પ્રાયોગિક ગતિ પણ તેમને નથી

( ૩૨ ) અરુજ–દ્રવ્ય અને ભાવ રોગ જેમને નથી કેમકે આ બંને રોગોનુ કારણ શરીર અને મન હોય છે. પરમાત્મા

પરમેશ્વર ને શરીર મેળવવા માટેનું નામ કર્મ પણ સર્વથા ક્ષીણ થયું છે અને શરીરવિના મન પણ હોતું નથી આવી સ્થિતિમાં "कारणाऽभावे कार्यमपि नास्ति" જન્મસમયના, જરા સમયના શારીરિક રોગો તો આપણે જાણીએ છીએ તે દ્રવ્યરોગ કહેવાય છે. જ્યારે કામ, ક્રોધ, મદ, માયા, લોભ ઈર્ષ્યા–વૈર આદિથી ઉત્પન્ન થતાં વિકારો અને ચેષ્ટાઓ ભાવરોગ તરીકે સંબોધાય છે. આ બન્ને રોગો ભગવાનને હોતા નથી.

કમંડલું પાસે રાખવાનો આશય એજ છે કે તેમના શરીર અશુદ્ધ છે. પોતાના માથા ઉપરના મોટાદેવનું ભજન કરવાના આશયે જ જપમાળા રાખવાની હોય છે.

ધનુષ્યબાણ ગદા–તીરકામઠા–તલવાર વગેરે શસ્ત્રો રાખવાનો આશય તો પોતાના શત્રુને મારવાના ઈરાદે જ રખાય છે. સ્ત્રીનું સામીપ્ય કામ અવસ્થાને સૂચિત કરે છે. રૂંડમાળા ખપ્પર આદિ સાધનો હત્યાના સૂચક છે ગાય બળદ–અશ્વ–સિંહ–મોર–હંસ આદિ જાનવરો ઉપરની સવારી અહિંસા તત્ત્વની પૂર્ણતાને સૂચવતી નથી માટે દ્રવ્ય અને ભાવ રોગ જેમનાં નાબૂદ થયા છે તે જ ભગવાન પૂજ્ય છે. સ્તુત્ય છે.

(૩૩) અક્ષય–પરિપૂર્ણ અથવા કૃતકૃત્ય હોવાથી ભગવાન અક્ષય છે.

(૩૪) અનંત–દ્રવ્યમાત્રમાં રહેલા અનંત ધર્મોનાં વિષયવાળું જ્ઞાન જેમણે હોય છે તે અનંત કહેવાય છે.

(૩૫) અવ્યાબાધ–બીજા જીવોને કોઈ પણ રીતે બાધાદાયક નથી.

(૩૬) અપુનરાવૃત્તિ–કર્મબીજ સર્વથા બલી જવાના કારણે જેમણે ફરીથી સંસારમાં અવતાર ધારણ કરવાનો નથી. તો પછી અરિહંત ભગવાનને પુનઃ પુનઃ જન્મ ધારણ કરવાની વાત જ સંભવી શકે તેમ નથી. આવા દેવાધિદેવ ભગવાન સિદ્ધિ ગતિના સ્થાનને પ્રાપ્ત થયેલા છે. ક્ષીણકર્મી જીવોનું સ્થાન લોકોના અગ્રભાગે હોય છે. અને ધર્માસ્તિકાયાદિ પદાર્થોનું ત્યા જ અવસાન છે, માટે તે સ્થાનને છોડીને આગળ જઈ શકતા નથી. તેમજ કર્મબીજ નષ્ટ થયેલું હોવાથી ફરીથી સંસારમાં અવતાર લેવાને માટે કંઈ પણ પ્રયોજન નથી ભક્તોને આશીર્વાદ અને દુષ્ટોને દંડ દેવાની વૃત્તિ (ઇચ્છા) મોહકર્મને લઈને હોય છે જ્યારે દેવાધિદેવ પરમાત્માના મોહકર્મનાં મૂળીયા મૂળમાથી જ ઉખડી ગયા છે આવા ભગવાન મહાવીર સ્વામી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને દીક્ષા અંગીકાર કરીને સાડા બાર વર્ષ સુધીની અખંડ ઉગ્ર–મહાઉગ્ર તપશ્ચર્યાઓ આદરી, ચાર ઘાતિકર્મ (જ્ઞાનાવરણીય–દર્શનાવરણીય–મોહનીય–અને અંતરાય) નાશ પામ્યા પછી કેવળજ્ઞાનના માલિક બનીને સમવસરણમાં બિરાજમાન થઈ સૌ જીવોને મોક્ષમાર્ગનો ઉપદેશ આપ્યો છે તથા ચતુર્વિધ સંઘની સ્થાપના કરી છે. તેમના સંઘમા ૧૪ હજાર શ્રમણો, ૩૬ હજાર શ્રમણિઓની સંખ્યા છે તે ચતુર્વિધ સંઘ સાથે જેમાં કરોડોની સંખ્યામાં દેવો છે દાનવો છે, નાગકુમારો છે, અસુરો છે. તેમના ઇન્દ્રો છે, ઇન્દ્રાણિઓ છે, દેવિઓ છે, રાજા મહારાજાઓ છે, રાણી–મહારાણિઓ છે શેઠ શાહુકારો છે ઇત્યાદિક અગણિત માનવ સમુદાય સાથે ભગવાન એક ગામથી બીજે ગામ વિહાર કરતાં કરતા એક સમયે 'મોકા' નગરીના નન્દન નામનાં ચૈત્યમાં પધારે છે.

# દેવ નિર્મિત સમવસરણ

ત્યાં દેવો સમવસરણની રચના કરે છે અને દેવાધિદેવ પતિત પાવન ભગવાન મહાવીરસ્વામી સમવસરણમાં આવીને "**નમો તિત્થસ્સ**" કહીને વિરાજમાન થાય છે આવા પ્રકારનું દેવનિર્મિત સમવસરણ, તેની રચના, તેનુ વર્ણન, જૈન સૂત્રોને છોડીને બીજે કયાય જોવામાં પણ આવતું નથી સંસારનો ગમે તેવો મોટામા મોટો ચક્રવર્તી હોય, વાસુદેવ હોય, કે બલદેવ હોય, ત્યાગી-તપસ્વી-મહાતપસ્વી હોય, કે કરોડોનું દાન દેનાર શ્રીમંત હોય, કે ઉંધે માથે આખી જીન્દગી સુધી લટકનાર મોટો યોગી હોય. તો પણ કોઇને માટે આવા સમવસરણની રચના થઇ હોય એવુ કયાંય પણ જોવામાં નથી આવતું. જ્યારે અપૂર્વ અને અદ્વિતીય અતિશયો તો મારા તીર્થંકર પરમાત્માઓને જ હોય છે.

મોકા નગરીમાં વાયુવેગે જ્યારે આ વાત જાણવામાં આવી કે ભગવાન મહાવીરસ્વામી ગામની બહાર નંદન નામના ચૈત્યમાં બિરાજમાન છે ત્યારે ત્યાંના રાજા અને પ્રજાને ઘણોજ આનન્દ થયો અને સૌ એક સ્થાને ભેગા થઇને એકજ વાત કરવાં લાગ્યા. કે આપણા નગરવાસિઓનો મોટો પુણ્યોદય છે કે પતિતપાવન ભગવાન મહાવીરસ્વામી આપણા નગરમાં પધાર્યા છે. તે અરિહંતને વાન્દવા, સત્કારવા, નમવાં અને તેમની પર્યુપાસના કરવી એજ જીવનનો એક મહાન લ્હાવો છે, માટે સૌ તૈયાર થાઓ. સૌએ સ્નાન કર્યા, બલિકર્મ કર્યા, મંગળ કર્યું, તીલક કર્યા અને સભ્યવેષ પરિધાન કરીને પોતપોતાના ઘેરથી બહાર આવી એક સ્થાને ભેગા થયાં. સૌના હ્રદય શ્રદ્ધાથી પૂર્ણ હતાં, મનમાં અરિહંત દેવને

જોવાનો ઉલ્લાસ હતો, આંખોમાં આતુરતા હતી, કાનોમાં ભગવાનની વાણી સાંભળવાની તીવ્ર ઝંખના હતી. હાથ જોડાયેલા હતાં. પગો ગતિ માટે તૈયાર હતાં, આ પ્રમાણે તે બધા ભાવુકો મોટા સામૈયા સાથે ગામની બહાર આવ્યા અને અરિહંતના સમવસરણને જોતાં જ નમી પડ્યાં. નાભી સુધીના શરીર ઝુકી ગયા. અને શ્રદ્ધાપૂર્વક સમવસરણમા આવીને ત્રણ પ્રદક્ષિણા કરીને યોગ્ય સ્થાને બેઠા. સૌની આંખો ભગવાન ઉપર હતી કાનો ભગવાનના દિવ્યોપદેશને સાભળવા તત્પર હતાં. શ્રદ્ધાથી પરિપૂરિત હૃદય હતું. આત્માને પરમાત્મપદે પહોંચાડવાની ભાવના હતી.

ભગવાન બોલ્યા કે " હે ભાગ્યશાલિઓ ? લોક છે, જીવ છે, અજીવ છે, પુણ્ય છે, પાપ છે, આશ્રવ છે, બંધ છે સંવર છે, નિર્જરા છે અને મોક્ષ છે."

જીવનભરમાં અને ભવભ્રમણા કરતા સૌ પ્રથમ જ જાણે ! આ શબ્દો કાને પડ્યા તથા સૌના મનરૂપી મોર નાચવા લાગ્યાં, જીવનમા નવી ચેતના આવી અને જાણે ! ભવભ્રમણાનો આંટો સફળ થયો એમ અનુભવાયું કેટલાક ભાવુકો પ્રવ્રજ્યાના માર્ગે આવ્યા, તો કોઈએ સમ્યક્ત્વ વ્રત આદિ બાર વ્રતો યથા યોગ્ય સ્વીકાર્યા છે અને ફરી ફરી ભગવાનને વાદ્યા તથા સ્વસ્થાને જવા માટે ઉભા થયાં ઉલ્લસિત થયેલા ભાવ મનથી સૌ એક અવાજે આ પ્રમાણે બોલ્યા

" અરિહંત દેવોનું અમોને શરણ હોજો
સિદ્ધ ભગવતોનું અમને શરણ હોજો
જૈન ધર્મનું અમોને શરણ હોજો....
અને મુનિભગવતોનું અમોને શરણ જોહો, "

અને પછી સૌ પોતપોતાના સ્થાને ગયા. પાપકર્મોના ફળોને ભોગવવા માટેની ચરમસીમા જેમ નારકોમાં તથા નિગોદ સ્થિત જીવોમાં છે તેમ વ્યવહારદષ્ટિએ ૬૪ હજાર સ્ત્રિયોના માલિક, ષટ્ખંડ રાજ્યના ધણી ચક્રવર્તિઓ અને ૩૨ હજાર સ્ત્રિયોના માલિક તથા ત્રણ ખંડના રાજા વાસુદેવો પણ પુણ્યશાલિઓ જ છે. છતાં તેમનું પણ પુણ્ય સીમાતીત નથી માટે આખુંએ જીવન રાજ્યોની ખટપટમા, સ્રીયોની સાથે રંગ-રાગમાં પૂર્ણ થાય છે અને જીવનલીલાને સમેટીને પાતાલલોકનાં સ્થાનને મેળવે છે દેવો તથા દેવેન્દ્રોને પણ "**क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति**" આ ઉક્તિના કારણે ફરીથી ગર્ભવેદના ભોગવ્યા વિના છુટકારો નથી.

બીજી દેવાંગનાઓનું હરણ, પોતાનું પરાધીન જીવન, અને મૃત્યુના સમયનું દુઃખ વેદન આદિ દુખોની વેદના દેવલોકમાં પણ છે મનુષ્યોને જન્મ–જર - ધિ–ઉપાધિના દુ:ખો પ્રત્યક્ષ જોવાય છે આમ સંસારવર્તી જીવાત્માઓ ગમે તેટલાં પુણ્યશાલી હશે? તો એ તેમનું પુણ્ય અધુરૂં છે સીમાવાળું છે.

"**संसारात्मा सदा दुःखी जन्ममरणशोकभाक्**"

જ્યારે દુઃખજનક કર્મોનો નાશ કર્યા પછી જ, કેવળજ્ઞાન મેળવાય છે અને તીર્થંકર પદની પ્રાપ્તિ થાય છે. એવા તીર્થંકર પરમાત્મા ઉત્કૃષ્ટતમ, પુણ્યશાલી હોવાના કારણે આધિ–વ્યાધિ તથા ઉપાધિથી સર્વથા મુક્ત છે માટે પુણ્ય કર્મોના ફળોની ચરમસીમા તીર્થંકર દેવોમાં સમાપ્ત થાય છે.

મર્યાદાતીત કારૂણિકભાવના જ્યારે ઉદ્ભવે છે ત્યારે તીર્થંકર નામકર્મની નિકાચના થાય છે અને તે મહાપુરુષો લાખો–કરોડો તથા સંખ્યાત–અસંખ્યાત જીવોનાં મિત્ર અને

છે તથા મિત્ર બનીને સૌની ભલાઇમાં તથા સૌને પાપમાંથી મુક્ત કરવામાં જ રસિક હોય છે. કેવળજ્ઞાનની પ્રાપ્તિ થતાં પૂર્વોપાર્જિત તીર્થંકર નામ કર્મનો ઉદય થાય છે અને ઈન્દ્રોના આસન પણ ચલાયમાન થાય છે. પોતાના અવધિજ્ઞાનથી તીર્થંકરોનું જ્ઞાન કલ્યાણક જાણીને ૬૪ ઈન્દ્રો પોત પોતાના પરિવારવાલા દેવો તથા દેવિઓને સાથે લઇને ત્યાં આવે છે, અને સમવસરણની રચના કરે છે, તેમાં બેસીને તીર્થંકર દેવો સૌ જીવોને માટે પરમહિતકારી એવા સંઘની સ્થાપના કરે છે તેમાં સૌની પહેલા ગણધરો–ગણપતિઓ–ગણેશો જે પ્રભુનાં મુખ્ય શિષ્યો–અંતેવાસિઓ હોય છે, જેમનો સંયમ માંગલ્યપ્રદ હોવાના કારણે જ સૌ કોઇને માટે મંગળ કરનારો બને છે.

મહાવીર સ્વામીને ગણધરોની સંખ્યા ૧૧ ની હતી. પૌદ્ગલિક શૂંઢ તો હાથી જેવા જાનવરને હોય છે. જ્યારે જ્ઞાનરૂપી શૂઢના માલિકો ગણધર ભગવંતો હોવાથી ચતુર્વિધ સંઘના શિરોમણી બનીને આખાએ સંઘને મોક્ષના માર્ગે પ્રસ્થાન કરાવીને સૌને ભાવ મંગળ જેવા હોય છે.

તે ગણધરોમાં ઈન્દ્રભૂતિ (ગૌતમ સ્વામી) સૌથી મોટા ગણધર હતા. તેમનું વર્ણન ભગવતી સૂત્રમાં નીચે પ્રમાણે છે.

## ગૌતમસ્વામીનું વર્ણન

ભગવાન મહાવીર સ્વામીનાં મુખ્ય અંતેવાસી હતાં

ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને નિર્ગ્રન્થ અવસ્થા પામેલાં હતાં.

ગૌતમ ગોત્રના હતાં.

સાત હાથના ઊંચા શરીરવાલા હતાં.

સમચતુરસ્ર સંસ્થાનવાલા હોવાથી સારા લક્ષણોથી દેદીપ્યમાન હતાં વજ્રઋષભનારાચ સંઘયણવાલા એટલે કે તેમના શરીર હાડકા ઘણાજ મજબૂત હતાં. સુવર્ણસમાન શોભાયમાન કાન્તિવાલા હતાં. ઉગ્ર–દીપ્ત એવા મહાતપને કરનારા હતાં. ગુણસમ્પન્ન, ઉદાર અને ૧૪ વિદ્યાના જાણકાર હતા પૂર્ણ સંયમી હોવાના કારણે શરીર વિભૂષાથી સર્વથા રહિત હતાં ૧૪ પૂર્વધારી હતાં અને તે પૂર્વો તથા દ્વાદશાંગીના રચનારા હતાં ચાર જ્ઞાનનાં સ્વામી હોવાથી શ્રુતકેવળી હતાં. સર્વાક્ષર સન્નિપાતી જ્ઞાનવાલા હતાં સર્વોત્તમ વિનયવાન્, અને પૂર્ણ વિવેકી હતાં. તથા ભગવાન મહાવીરસ્વામી પ્રત્યે અનહદ રાગવાન્ હતાં.

પૂર્ણ દયાલુ હોવાથી, અત્યારસુધીના બધાએ પ્રશ્નો ભગવાન મહાવીરસ્વામીને કેવળ લોક–કલ્યાણની ભાવનાથી પૂછેલા છે. પોતાની જિજ્ઞાસાથેં, તથા જીવમાત્ર જૈન શાસનને સમજે, આદરે, અને પોતાના જીવનનું ધ્યેય પૂર્ણ કરે તે આશયને લઈને પ્રશ્નો પૂછયાં છે અને ચરાચર સૃષ્ટિના કલ્યાણેચ્છું ભગવાન મહાવીરસ્વામીએ તેમના ઉત્તરો આપ્યા છે.

## દેવેન્દ્રો સંબંધી પ્રશ્ન

ત્રીજા શતકના આ ૧લા ઉદ્દેશમાં ખાસ કરીને દેવલોક સંબંધી વર્ણન છે એટલે જુદા જુદા દેવલોકના ઈન્દ્રો, સામાનિક દેવો વગેરે સંબંધી પ્રશ્નોત્તરો છે. આ પ્રશ્નોત્તરો મોકા નગરીના નંદન નામના ચૈત્યમા થયેલા છે. તેમાંના કેટલાક પ્રશ્નો ભગવાનના બીજા ગણધર અગ્નિભૂતિએ કર્યા છે, તો કેટલાક ત્રીજા ગણધર વાયુભૂતિએ કર્યા છે.

શરુઆત ચમરથી કરવામાં આવી છે. એટલે કે—ચમરની ઋદ્ધિ, કાંતિ, બળ, કીર્ત્તિ, સુખ, પ્રભાવ અને વિકુર્વણુ શક્તિ સંબંધી ભગવાનને પૂછાયું છે. ભગવાને તે સંબંધી વર્ણન કર્યું છે.

તે પછી ચમરના સામાનિક દેવો, ત્રાયસ્ત્રિંશક દેવો અને ચમરની પટ્ટરાણીઓ સંબંધી તે જ પ્રશ્નો છે.

અહિ એ વાત વિશેષ છે કે—અગ્નિભૂતિએ ભગવાન પાસેથી આના જવાબો સાંભળ્યા પછી તેમણે વાયુભૂતિને કહ્યું છે. વાયુભૂતિને એ વાતની શ્રદ્ધા બેસતી નથી. પછી તેમણે ભગવાનને સ્વયં પૂછીને ખાત્રી કરી છે.

આ પછી ત્રીજા ગણધર વાયુભૂતિએ વિરોચનેન્દ્ર, નાગકુમારનો ઈન્દ્ર ધરણુ, સ્તનિતકુમારો, વાનવ્યંતરો અને જ્યોતિષિકો સંબંધી પ્રશ્નો છે

દેવો સંબંધીના આ પ્રશ્નોમા દક્ષિણદિશાના ઈન્દ્રો માટે અગ્નિભૂતિએ પ્રશ્નો કર્યા છે, જ્યારે ઉત્તરદિશાના ઈન્દ્રો માટે વાયુભૂતિએ પૂછ્યા છે.

અગ્નિભૂતિએ શક્રેન્દ્ર સંબંધી ઉપરની બાબતોના પ્રશ્નો પૂછ્યા પછી ભગવાનના શિષ્ય તિષ્યક, કે જેઓ છઠ છઠની તપસ્યા પૂર્વક આત્માને ભાવતા, આઠ વર્ષ સુધી સાધુપણું પાળી, માસિક સંલેખના પૂર્વક આત્માને સંયોજી, સાઠ ટંકનું અનશન પાળીને કાળ કરી સૌધર્મકલ્પમાં દેવેન્દ્રના સામાનિકપણે ઉત્પન્ન થયા હતા તેમની ઋદ્ધિ અને વિકુર્વણા શક્તિ વગેરે સંબધી પૂછ્યુ છે આ એકજ નહિ, પરન્તુ બાકીના સામાનિક

દેવો, ઇશાનેન્દ્ર, ભગવાનના શિષ્ય કુરુદત્તપુત્ર કે જેઓ નિરંતર અઠ્ઠમ અઠ્ઠમના પારણે આંબીલ, તપવડે આત્માને ભાવતા આતાપના લેતા છ માસ સાધુપણું પાળી પંદર દિવસની સંલેખના વડે આત્માને સંયોજી, ત્રીસ ટંક અનશન પાળી, સમાધિપૂર્વક કાળ કરી ઇશાનકલ્પમાં ઈશાનેન્દ્રના સામાનિકપણે ઉત્પન્ન થયા હતા. તેના સંબંધી પ્રશ્ન થયેલ છે.

એ પ્રમાણે સનત્કુમાર સામાનિક દેવો, ત્રાયસ્ત્રિંશક દેવો, લોકપાલો અને પટ્ટરાણીઓ, એ જ પ્રમાણે માહેન્દ્ર, બ્રહ્મલોક, લાંતક, મહાશુક્ર, સહસ્રાર, પ્રાણત અને અચ્યુતના દેવોની વિકુર્વણા શક્તિ સંબંધી વર્ણન છે 卐 ૩૮

---

卐 ૩૮ ત્રીજા શતકના પહેલા ઉદ્દેશાના પ્રશ્નકર્તા 'અગ્નિભૂતિ' નામના બીજા ગણધર છે જેઓ મગધદેશના 'ગોબર' ગામમા ગૌતમ ગોત્રીય શ્રી વસુભૂતિ બ્રાહ્મણને ત્યા પૃથ્વીદેવીની કુક્ષિએ કૃતિકા નક્ષત્રમા જન્મ્યા હતા વેદ–વેદાંત આદિ ૧૪ વિદ્યાઓના પારગામી હોવાની સાથે ૫૦૦ શિષ્યોના ગુરુ હતાં એક દિવસે સોમિલ નામના વિપ્રે આરંભેલા મોટા યજ્ઞમા પધાર્યા હતા, તે સમયે ભગવાન મહાવીરસ્વામીને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થતા દેવોએ રચેલ સમવસરણમાં વિરાજિત ભગવાન મહાવીરસ્વામીને પરાજિત કરવા માટે પોતાના ભાઇ ઇન્દ્રભૂતિ ગયા હતા, પણ બન્યુ તેનાથી વિપરીત એટલે ભૂતિએ મહાવીરસ્વામીનુ શરણ સ્વીકાર્યું આ વાત સાંભળીને અગ્નિભૂતિ પણ ભગવાન પાસે આવ્યા અને શંકા સમાધાન પછી તે પણ અંતેવાસી બન્યા તે સમયે તેમની ઉમ્ર ૪૬ વર્ષની હતી. અને ૧૨ વર્ષ છદ્મસ્થ તરીકે રહીને જન્મથી ૫૮મા વર્ષે કેવળજ્ઞાનના મોલિક બન્યા હતા, ૧૬ વર્ષ સુધી કેવળીપર્યાયમા રહ્યા અને ૭૪ વર્ષે આયુષ્ય પૂર્ણ કરીને મોક્ષમા ગયા છે

## ઈશાનેન્દ્રની ઉત્પત્તિ

આ પછી ઈશાનેન્દ્રની દિવ્યઋદ્ધિ અને તેની ઉત્પત્તિનું વર્ણન આવે છે. પ્રસંગ એમ બને છે કે—

ભગવાન મહાવીર સ્વામી મોહાનગરીના નંદન ચૈત્યથી

---

તે અગ્નિભૂતિ ગણધરે ભવનપતિના દશ ભેદોમાંથી અસુરકુમારોના ઈન્દ્ર દક્ષિણાધિપતિ ચમરેન્દ્રની ઋદ્ધિ આદિ માટે પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં ભગવાન મહાવીરસ્વામી આ પ્રમાણે જવાબ આપે છે.

તે ચમરેન્દ્ર મોટી ઋદ્ધિવાલો છે, ૩૪ લાખ ભવનવાસી દેવતાઓ ઉપર ૬૪ હજાર સામાનિક દેવો ઉપર, ૩૩ ત્રાયસ્ત્રિશક દેવો ઉપર, ચાર લોકપાલ, પાંચ પટ્ટરાણી, ત્રણ પર્ષદા, સાત સેના, સાત સેનાપતિ, બે લાખ છપ્પન હજાર આત્મરક્ષક દેવો તથા બીજા પણ ઘણા દેવો તથા દેવીઓ ઉપર તેનો પ્રભાવ છે. કાકન્દી નગરીમાં ૩૩ શ્રમણોપાસકો તત્ત્વજ્ઞ હતાં. જે ચમરેન્દ્રના ત્રાયસ્ત્રિંશક દેવો થયા છે. વિકુર્વણા માટે વૈક્રિય સમુદ્ઘાત વડે જમ્બૂદ્વીપને ઘેરી શકે છે. આ દ્વીપની મેરૂપર્વતની દક્ષિણ દિશાએ ૧૭૮૦૦૦ યોજન પ્રમાણની મધ્યે અસુરકુમાર દેવો તથા દેવીઓના ૩૪ લાખ ભવનો છે. જે બહારથી ગોળ અને અન્દરથી ચોરસ છે ઘણાજ સુન્દર, સ્વચ્છ, પુષ્પોથી શણગારેલા, લીંપેલા, ધોળેલા, ધૂપથી સુગંધિત થયેલા, કાન્તિવાલા તેમના આવાસો છે.

આ ઈન્દ્રના સામાનિક દેવોમાં પણ એટલી શક્તિ છે કે આખા જમ્બૂદ્વીપને તથા તિરછાલોકના અસંખ્ય દ્વીપો તથા સમુદ્રોને આકીર્ણ કરી શકે છે. આ પ્રમાણે ત્રાયસ્ત્રિંશક દેવોની શક્તિ પણ જાણવી.

નિકળી વિહરતા રાજગૃહ પધારે છે. આ વખતે હાથમાં શૂળને ધારણ કરનાર અને બળદના વાહનોવાળો લોકના ઉત્તરાર્ધનો

લોકપાલ દેવોની તથા તેમની પટ્ટરાણીઓ માટે પણ જાણવુ. વૈક્રિય સમુદ્ઘાતમા વૈક્રિય પુદ્ગળોજ કામે આવે છે ત્યારે વજ્ર, વૈડુર્ય, લોહિતાક્ષ, મસારગલ્લા વગેરે રત્નો ઔદારિક હોય છે, તે વૈક્રિય સમુદ્ઘાતમાં શી રીતે કામ આવે? ટીકાકાર આ વાતનો નિર્ણય આપે છે કે વૈક્રિય સમુદ્ઘાતમા જે પુદ્ગળો લેવાય છે તે રત્નોના જેવાજ સારવાલા હોય છે.

ભગવાન મહાવીરસ્વામીના ત્રીજા ગણધર ગૌતમ ગોત્રના ઈન્દ્રભૂતિના નાનાભાઈ ૪૨મા વર્ષે ભગવાન મહાવીરસ્વામી પાસે દીક્ષિત થાય છે ૧૦ વર્ષ છદ્મસ્થ અવસ્થામા રહે છે. ૧૮ વર્ષ કેવળી પર્યાય પાલે છે અને જન્મથી ૭૦મા વર્ષે મોક્ષમા જાય છે. તે દેવાધિદેવને વૈરોચનરાજ-બલિ ઇન્દ્રની ઋદ્ધિ માટે પ્રશ્ન કરે છે અને ભગવાન કહે છે કે તેમના મેરૂપર્વતની ઉત્તર દિશાએ ૩૦ લાખ આવાસો છે, ૬૦ હજાર સામાનિક દેવો છે, બીજા પણ ઘણા દેવ તથા દેવીઓ ઉપર તેમનુ આધિપત્ય છે વિકુર્વણા શક્તિમાં ચમરેન્દ્ર કરતા પણ અધિક છે

નાગકુમારોનો ઈન્દ્ર ધરણેન્દ્ર મોટી ઋદ્ધિવાળો તથા શક્તિવાલો છે દાક્ષિણાત્ય ધરણેન્દ્રનાં આધિપત્યમાં ૪૪ લાખ ભવન, ૭ હજાર સામાનિક દેવ, ૩૩ ત્રાયસ્ત્રિંશક દેવ, ૪ લોકપાલ પરિવાર સહિત ૬ અગ્રમહિષીઓ, ૩ સભા, ૭ પ્રકારનુ સૈન્ય, ૭ સેનાપતિ, ૨૪ હજાર આત્મરક્ષક દેવો, અને બીજા પણ ઘણા દાક્ષિણાત્ય દેવો તથા દેવીઓ છે

આ પ્રમાણે બીજા ભવનપતિઓ માટે પણ જાણવુ. મેરૂપર્વતની દક્ષિણ દિશા તરફ [illegible] ભવનપતિઓના ઈન્દ્રો અનુક્રમે ચમર,

ધણી અઠ્ઠાવીસ લાખ વિમાનનો ઉપરી ઇશાનેન્દ્ર સ્વચ્છ વસ્ત્રોને ધારણ કરી માળાથી શણગારેલા મુકુટને માથે મૂકી,

---

ધરણ, વેણુદેવ, હરિકાંત, અગ્નિશિખ, પૂર્ણ, જળકાંત, અમિત, વિલંબ અને ઘોષ છે. ત્યારે ઉત્તરાધિપતિઓ, બલિ, ભૂતાનંદ, વેણુદાલી, હરિસ્સહ, અગ્નિમાણવ, વસિષ્ઠ, જલપ્રભ, અમિતવાહન પ્રભજન તથા મહાઘોષ છે.

વ્યંતરેન્દ્રો પણ પરિવાર સહિત જાણવા આમાં પણ દાક્ષિણાત્ય અને ઉત્તર ભાગનાં વ્યંતરોના ઈન્દ્રો અનુક્રમે કાળ–મહાકાળ, સુરૂપ પ્રતિરૂપ, પૂર્ણભદ્ર–મણિભદ્ર, ભીમ–મહાભીમ, કિન્નર–કિંપુરુષ, સત્પુરુષ મહાપુરુષ, અતિકાય–મહાકાય, ગીતરતિ ગીતયશા છે આ પ્રમાણે જ્યોતિષ્કો માટે પણ જાણી લેવુ

દેવેન્દ્ર શક્રને માટે આ પ્રશ્નોત્તરો છે, જમ્બૂદ્વીપના મેરૂપર્વતની સમતલભૂમિથી ૮૦૦ યોજન ઉપર ગયા પછી સૂર્યની રાજધાની છે, ત્યાંથી ૮૦ યોજન ચન્દ્રદેવની રાજધાની છે, ત્યાંથી ૨૦ યોજનના અંતરમાં ગ્રહો–નક્ષત્રો અને તારાઓના વિમાનો છે ત્યાંથી પણ અસંખ્યેય યોજન ઉપર સૌધર્મ દેવલોક છે તે ઘનોદધિના આધારે છે. ત્યાં ૩૨ લાખ વિમાન છે જે ગોળ ત્રિકોણ, અને સમચોરસ છે, વર્ણે કાળા નીલા, લોહિત, હાલિદ્ર અને ધોલા હોય છે ગન્ધે સુગન્ધવાલા અને સ્પર્શે કોમળ હોય છે તેમને ભવધારણીય અને ઉત્તરવૈક્રિય એમ બે શરીર હોય છે આગળના અસંખ્ય ભાગથી યાવત્ સાત હાથ સુધીનું શરીર ભવધારણીયની અપેક્ષાએ સમજવું જ્યારે આંગળના અસખ્યાત ભાગથી એક લાખ યોજન સુધીનુ શરીર ઉત્તર વૈક્રિય સબધી જાણવું. તેને ૮૪ હજાર સામાનિક દેવ, ૩૩ ત્રાયસ્ત્રિંશક દેવ ૪ લોકપાળ (સોમ–યમ–વરૂણ–કુબેર) ૭ સૈના અને ૭ સેનાપતિ ત્રણ લાખ છત્રીસ હજાર આત્મરક્ષક દેવ, આઠ પટ્ટરાણીઓ અને સુધર્મા, નામની સભા છે.

નવા સોનાના સુંદર વિચિત્ર અને ચંચળ કુંડલોથી ગાલોને ઝગમગાવતો દશે દિશાઓને પ્રકાશિત કરતો ઇશાન કલ્પમાં, ઈશાનાવતસક વિમાનમાં દેવઋદ્ધિને અનુભવતો, જે દિશામાંથી પ્રકટ્યો હતો, તે જ દિશામાં પાછો ચાલ્યો ગયો.

આ વખતે ગૌતમે મહાવીર સ્વામીને વાંદી-નમી ભગવાનને પૂછ્યું. "ઈશાનેન્દ્રની તે દિવ્યઋદ્ધિ કયાં ગઈ ? અને કયાં પેસી ગઈ ?"

ભગવાને કહ્યુ-'તે શરીરમા ગઈ અને શરીરમાં પેસી ગઈ 卐૩૯

卐 ૩૯ સુધર્મા સભામા ઈશાન નામના સિંહાસન પર બેઠેલા ઈશાનેન્દ્ર પોતાનો દિવ્ય-વૈભવ ભોગવી રહ્યા છે જેઓ ૮ હજાર સામાનિક દેવ, ચાર લોકપાળ, આઠ ઈન્દ્રાણી, સાત સેના, સાત સેનાપતિ, ત્રણ લાખ બત્રીસ હજાર અંગરક્ષક દેવ આદિ બીજા ઘણા દેવ દેવીઓ ઉપર આધિપત્ય ભોગવે છે એક સમયે પોતાના અવધિજ્ઞાનથી ઇન્દ્રે ભગવાન મહાવીર સ્વામીને જોયા અને આસનથી નીચે ઉતરીને સાત-આઠ પગલા ભગવાન જે દિશામા હતા તે તરફ ગયા અને ભગવાનને વાદ્યા, ત્યારપછી પોતાના આભિયોગિક દેવોને બોલાવીને આજ્ઞા આપતા કહે છે કે "હું ભગવાન મહાવીર સ્વામીને વન્દન કરવા માટે જાઉં છુ" તો તમે પણ મારી સાથે ચાલો અને આપણા પરિવારને પણ ખબર આપો પછી લાખ યોજન પ્રમાણ વાલ વિમાનમા બેસીને, તથા નંદીશ્વર દ્વીપમા તે વિમાનને સંકેલીને ઇન્દ્ર મહારાજ પોતાના પરિવાર સાથે રાજગૃહનગરે આવ્યા અને ભગવાનને ત્રણ પ્રદક્ષિણા દઈને પર્યુપાસના કરી ધર્મદેશના સાભલ્યા પછી ઇન્દ્રે અત્યન્ત ભક્તિ ભાવે ભગવાનને કહ્યું કે હે

## તામલી તાપસ અને પ્રાણામા દીક્ષા

આ પછી શ્રી ગૌતમે ઈશાનેન્દ્રની ઉત્પત્તિ સંબંધી કરેલા પ્રશ્નનો ખુલાસો વિસ્તારથી છે. જેનો સાર આ છેઃ–

તામ્રલિપ્તી નગરીમાં તામલી નામનો મૌર્યપુત્ર (મૌર્ય વંશી) ગૃહપતિ રહેતો હતો તે ઘણો મોટો ધનાઢ્ય હતો. દિવસે દિવસે ઋદ્ધિ–સમૃદ્ધિમા વધતો જતો હતો. પાછીથી તે વૈરાગી થયો. અનેક પ્રકારના પદાર્થોથી પોતાના સગા–સંબંધીઓ અને જ્ઞાતિવાળાઓનો સત્કાર–સન્માન કરી, પોતાના વડીલ પુત્રને કુટુંબનો ભાર સોંપી, પોતાના સ્થાને સ્થાપી, તેણે પ્રાણામા નામાની દીક્ષા લીધી. દીક્ષાની સાથે જ તેણે યાવજ્જીવ સુધી છઠ–છઠની તપસ્યાનો અભિગ્રહ કર્યો. તે છઠ છઠની તપસ્યા કરે છે. અને હાથ ઊંચા રાખી સૂર્યની સ્હામે ઉભા રહી આતાપના લે છે. ઊંચ, નીચ અને મધ્યમ-કુળમાંથી ભિક્ષા લે છે. પારણાના દિવસે એવો અભિગ્રહ ધારણ કરે છે કે–દાળ, શાક વિનાના ચોખા ભિક્ષામાં લેવા અને ભિક્ષામા લાવેલા ચોખા (ભાત)ને પાણી વડે એકવીસ

---

પ્રભુ ! હુ ગૌતમસ્વામી આદિ મહર્ષિઓને નાટ્યવિધિ (-નાટક) દેખાડવાની ઇચ્છાવાલો છુ આમ કહીને ઇન્દ્રે પોતાના જમણા હાથમાથી ૧૦૮ દેવકુમારોને તથા ડાબા હાથમાથી ૧૦૮ દેવકન્યાઓને પ્રકટ કરીને વાજિત્રોના નાદ સાથે બત્રીસ જાતનુ વિવિધ પ્રકારે નાટક કર્યું નાટ્યની સમાપ્તિ થયે છતે ભગવાનને વાંદી–નમીને પોતાના સ્થાને ગયા, ગૌતમસ્વામીએ ભગવાનને પૂછ્યુ કે ઇન્દ્ર મહારાજની આટલી બધી ઋદ્ધિ કયા ગઈ ? ભગવાને કહ્યુ કે તેની ઋદ્ધિ તેના જ શરીરમા પ્રવેશ કરી ગઇ છે. બાકીનો ઉલ્લેખ સ્પષ્ટ છે.

વાર ધોય. પછી ખાવા-પારણું કરવું.

આ દીક્ષાને પ્રાણામા દીક્ષા એટલા માટે કહેવામાં આવી છે કે-તે જેને જ્યાં જૂવે, તેને અર્થાત્ ઈન્દ્ર, સ્કન્દ, રુદ્ર, શિવ, કુબેર, પાર્વતી ચંડિકા, રાજા, સાર્થવાહ, કાગડા, કૂતરા, ચાંડાલ, આદિ સૌને પ્રણામ કરે છે. ઊંચાને જોઈ ઊંચી રીતે પ્રણામ કરે છે, નીચાને જોઇ નીચી રીતે પ્રણામ કરે છે. એટલા માટે આ પ્રવ્રજ્યાને પ્રાણામા કહી છે.

મૌર્યપુત્ર તામલીએ ઘોર તપસ્યા કરી, શરીરને સૂકવી દીધું. તે પછી તેણે પોતાના પૂર્વના અને દીક્ષા પછીના બધા ઓળખિતાઓની સમ્મતિપૂર્વક પોતાની પાસેનાં ચાંખડી, કુંડી વગેરે ઉપકરણો દૂર કરી. તામ્રલિપ્તી નગરીમા ઈશાન ખૂણામાં આહાર પાણીનો ત્યાગ કરી પાદોપગમન નામનું અણશણ કર્યું

આ વખતે બલિચંચા રાજધાની ઈન્દ્ર અને પુરોહિતથી રહિત હતી ત્યાંના રહેનારા ઘણા અસુરકુમાર દેવો અને દેવીઓએ બાલતપસ્વી તામલીને અવધિજ્ઞાનથી જોયો. આ બધાઓએ તામલીને બલિચંચાના ઈન્દ્ર તરીકે આવવાનો સંકલ્પ કરાવવાનો વિચાર કર્યો. આ દેવ દેવીઓ તામલી પાસે આવ્યાં. પોતાની દિવ્ય સમૃદ્ધિ વડે બત્રીસ પ્રકારનાં નાટક વિધિ બતાવ્યાં. પછી તેને નમી, વાંદી પ્રદક્ષિણા દઈ, બલિચંચાના ઈન્દ્ર થવા માટે પ્રાર્થના કરી. અને એવા પ્રકારનું નિયાણું બાંધવાનું કહ્યુ તામલીએ આ વાત સ્વીકારી નહિં. તે મૌન રહ્યો, ત્યારે પેલા દેવદેવીઓએ બીજીવાર-ત્રીજીવાર એમ પ્રાર્થના કરી. પણ તામલીએ કંઈ પણ જવાબ ન આપ્યો. આખરે તે દેવદેવીઓ થાકીને પોતાના દેવલોકમાં બલિચચામાં ચાલ્યા ગયા

તે પછી તામલી સાઠ હજાર વર્ષ પોતાની દીક્ષા પાળીને, બે માસની સંલેખના કરીને કાળ કરી ઇશાન–કલ્પમાં ઈશાન દેવેન્દ્રપણે ઉત્પન્ન થયો. આ વખતે ઈશાન દેવલોકમાં પણ ઈન્દ્ર અને પુરોહિતનાં સ્થાન ખાલી હતાં

બલિચંચાના દેવદેવીઓએ જ્ઞાનથી જોયું કે–તામલી મરીને ઇશાનમાં ઇન્દ્ર થયો છે. અને તેનું મડદુ જ્યાં મર્યો ત્યા છે. એટલે તેઓ ક્રોધી થઇને તે મડદા પાસે આવ્યા, ને એને ડાબે પગે દોરડી બાંધી, તેના મ્હોંમાં ત્રણ વાર થૂંક્યા. એટલું જ નહિ પરન્તુ તામ્રલિપ્તી નગરીમાં બધે ઠેકાણે તે મડદાને ઘસેડીને ફેરવ્યું. એ શરીરની ખૂબ નિંદા કરી. ખૂબ હેલણા કરી તેને મારી પીટી અને કદર્થના કરી. પછી તે મડદાને એકાન્તમાં નાખી ચાલ્યા ગયા.

મડદાની આ હેલણા–કદર્થના–નિંદા થતી હતી, એ વાત ઈશાન દેવલોકના દેવદેવીઓને પોતાના જ્ઞાનથી જોઇ. એમણે ઈશાનેન્દ્રને આ વસ્તુ નિવેદન કરી ઇશાનેન્દ્ર ક્રોધિત થયો તેણે પોતાના કપાળે ભવાં ચઢાવી બલિચંચા રાજધાની પ્રત્યે જોયુ. પોતાના દિવ્ય પ્રભાવ વડે તે વખતે બલિચંચા અંગારા જેવી થઈ ગઈ આગના કણિયા અને રાખ જેવી થઈ. બલિચચામાં રહેનારા અસુરકુમારો ખૂબ ભય પામ્યા. અત્યન્ત દુઃખી થયા ત્રાસ પામ્યા. ચારે બાજુ નાસવા–ભાગવા લાગ્યા તેમણે ઉપયોગ આપી જોયું કે–આ તો ઈશાનેન્દ્રના કોપનું પરિણામ છે ત્યારે બધા અસુરકુમારોએ ઈશાનેન્દ્રને ખૂબ ખૂબ પ્રાર્થના કરી ખૂબ ખૂબ ક્ષમા યાચી, એની શક્તિનાં વખાણ કર્યાં. તે પછી ઈશાનેન્દ્રે બલિચંચા ઉપર મૂકેલી તેની લેશ્યા પાછી ખેંચી લીધી.

ત્યારથી લઈને બલિચંચામા રહેનારા અનેક અસુરકુમાર દેવો અને દેવીઓ તે ઈશાનેન્દ્રનો, આદર, સેવા વગેરે કરે છે, અને ઈશાનેન્દ્રની આજ્ઞામાં, સેવામાં-આદેશમાં રહે છે

## શક્ર અને ઈશાનની તુલના

આ ઈશાનની સ્થિતિ બે સાગરોપમથી કંઈક અધિક છે. અને દેવલોકથી ચ્યવીને તે મહાવિદેહ ક્ષેત્રમાં જઈ ત્યાંથી સિદ્ધ થશે

શક્રેન્દ્રના વિમાનો કરતાં ઈશાનના વિમાનો કંઈક ઊંચા છે. શક્રેન્દ્ર ઈશાનેન્દ્રની પાસે આવવાને સમર્થ છે, અને જ્યારે તે આવે છે ત્યારે તેનો આદર કરતો આવે છે. નહિ કે અનાદર પૂર્વક. આવી જ રીતે ઈશાનેન્દ્ર શક્રેન્દ્રની પાસે પણ જઈ શકે છે જ્યારે તે શક્રેન્દ્ર પાસે આવે, ત્યારે આદર કરતો ય આવે અને અનાદર કરતો ય આવે શક્રેન્દ્ર ઈશાનેન્દ્રની ચારે બાજુએ બધી તરફ જોવાને સમર્થ છે. એમ ઉપર પ્રમાણે—

શક્રેન્દ્ર ઈશાનેન્દ્રની સાથે વાતચીત કરવાને પણ સમર્થ છે. આ બન્નેની વચમાં પરસ્પર કોઈ વખત એક બીજાનું કામ પડે છે, જ્યારે શક્રને કંઈ કામ હોય, ત્યારે તે ઈશાનેન્દ્રની પાસે આવે છે, અને જ્યારે ઈશાનેન્દ્રને કામ હોય ત્યારે શક્રેન્દ્ર પાસે જાય છે તેમની પરસ્પર બોલવાની રીતિ આવી છે "હે દક્ષિણલોકાર્ધના ધણી દેવેન્દ્ર દેવરાજ શક્ર!" "હે ઉત્તર લોકાર્ધના ધણી દેવેન્દ્ર દેવરાજ ઈશાન!" આ બન્નેમાં કોઈ કોઈવાર વિવાદો પણ થાય છે. જ્યારે વિવાદ થાય છે ત્યારે તેઓ સનત્કુમાર નામના દેવેન્દ્રને

યાદ કરે છે. યાદ કરતાં જ તે સનત્કુમાર તે બે દેવેન્દ્રો પાસે આવે છે સનત્કુમારેન્દ્ર જે કહે છે, તેને તે બન્ને ઈન્દ્રો સ્વીકારે છે

આ સનત્કુમાર ઈન્દ્ર ભવસિદ્ધિક છે, સમ્યગ્ દૃષ્ટિ છે, મિત સંસારી છે. સુલભ બોધિ છે, આરાધક છે, અને ચરમ છે તે સનત્કુમારેન્દ્ર ઘણા શ્રમણ અને શ્રમણીઓ, શ્રાવક અને શ્રાવિકાઓનો હિતેચ્છુ છે. સુખેચ્છુ અને પથ્યેચ્છુ છે. તેઓના ઉપર અનુકંપા કરે છે. તેઓનુ નિઃશ્રેયસ ઇચ્છે છે. સનત્કુમારેન્દ્રની સ્થિતિ સાત સાગરોપમની છે તે આયુષ્ય પુરું થયે મહાવિદેહક્ષેત્રમાં ઉત્પન્ન થઈ સિદ્ધ થશે. 卐[૪૦]

卐 ૪૦ વૈમાનિક દેવતાઓ સબંધી વિશેપ વર્ણન આ પ્રમાણે છેઃ— વૈમાનિક દેવોના બાર ભેદ છે—સૌધર્મ, ઐશાન, સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મલોક, લાંતક, મહાશુક્ર, સહસ્રાર, આનત, પ્રાણત આરણ અને અચ્યુત આ બાર દેવલોક કહેવાય છે.

સૌધર્મ નામની સભા જેમા છે તે સૌધર્મ, ઈશાનેન્દ્રનો નિવાસ જ્યાં છે તે ઐશાન આ પ્રમાણે સર્વ સમજી લેવું

તે વૈમાનિક દેવોની આયુષ્ય મર્યાદા આ પ્રમાણે છે —

| બાર દેવલોકનાં નામ | જઘન્ય સ્થિતિ | ઉત્કૃષ્ટ સ્થિતિ |
|---|---|---|
| ૧ સૌધર્મ | ૧ પલ્યોપમ | ૨ સાગરોપમ |
| ૨ ઐશાન | ૧ ,, થી વધારે | ૨ સાગરોપમથી વધારે |
| ૩ સનત્કુમાર | ૨ સાગરોપમ | ૭ સાગરોપમ |
| ૪ માહેન્દ્ર | ૨ ,, થી વધારે | ૭ સાગરોપમથી વધારે |
| ૫ બ્રહ્મલોક | ૭ ,, ,, | ૧૦ સાગરોપમ |

## અસુરકુમારોની ગતિ

આ પ્રકરણમાં પણ દેવતાઓ સંબધી જ હકીકત છે. અસુરોનું સ્થાન, અસુરોનું ગમન, અસુરોને દેવોએ કરેલી સંજ્ઞા, તે પછી ચમરની હકીકત આવે છે. જેમાં ચમરની ઉત્પત્તિ, તેની દીક્ષા, અને ચમરપણે ઉત્પન્ન થયા પછી શક્ર અને ચમર વચ્ચેનું યુદ્ધનું ખૂબ વિસ્તારથી વર્ણન છે. આ બધાનો સાર આ છે :—

| બાર દેવલોકના નામ | જઘન્ય સ્થિતિ | | ઉત્કૃષ્ટ સ્થિતિ | |
|---|---|---|---|---|
| ૬ લાંતક | ૧૦ | સાગરોપમથી વધારે | ૧૪ | ,, |
| ૭ મહાશુક્ર | ૧૪ | ,, | ૧૭ | ,, |
| ૮ સહસ્રાર | ૧૭ | ,, | ૧૮ | ,, |
| ૯ આનત | ૧૮ | ,, | ૨૦ | ,, |
| ૧૦ પ્રાણત | ૨૦ | ,, | ૨૦ | ,, |
| ૧૧ આરણ | ૨૦ | ,, | ૨૨ | ,, |
| ૧૨ અચ્યુત | ૨૧ | ,, | ૨૨ | ,, |

આ વૈમાનિક દેવો આટલી બાબતોમાં ઉપર ઉપર વધારે હોય છે પ્રભાવ–અચિન્ત્ય શક્તિને પ્રભાવ કહે છે તે નિગ્રહ, અનુગ્રહ, વિક્રિયા, અને પરાભિયોગ આદિ રૂપમાં સમજવું

બીજાને શ્રાપ અથવા દંડ દેવાની શક્તિને નિગ્રહ કહે છે

પરોપકાર આદિ કરવાની શક્તિને અનુગ્રહ કહે છે.

અણિમા–મહિમા આદિ શરીરના રૂપાન્તરને વિક્રિયા કહે છે.

આ પ્રશ્નોત્તરો રાજગૃહીમાં થયેલા છે.

અસુરકુમારો એક લાખ એંશી હજાર યોજનની જાડાઇવાળી રત્નપ્રભા પૃથ્વીની ૧૭૮૦૦૦ યોજનના વચગાળે રહે છે તે અસુરકુમારો પોતાના સ્થાનથી યાવત્ નીચે સાતમી પૃથ્વી સુધી જઇ શકે છે. પરન્તુ તેઓ ત્યાંસુધી ગયા નથી, જતા નથી ને જશે પણ નહિ. તેઓ ત્રીજી પૃથ્વી સુધી જ ગયા છે, જાય છે, ને જશે પણ ખરા. અને ત્યાં તે પોતાના જૂના શત્રુને દુઃખ દેવા જાય, કે જૂના મિત્રને સુખ દેવા જાય

---

બીજાને દબાવીને કામ કરાવવું તે પરાભિયોગ છે.

આ અને બીજી પણ પ્રભાવશક્તિ નીચેથી ઉપરના દેવોમાં વધતી જાય છે પણ પોતે મન્દાભિમાની, તથા અલ્પ સંકલેશવાલા હોવાથી તેનો ઉપયોગ બહુજ ઓછો કરે છે પુણ્ય પ્રભાવ હોવાથી તેમના સ્થાન, તેમના પુદ્ગળો વગેરે સુખરૂપે જ હોય છે અને આગે આગેના દેવોમા સુખ વધારે હોય છે. શરીરની કાન્તિ પણ આગળના દેવોને અનુક્રમે વધારે છે. લેશ્યાઓની વિશુદ્ધિ પણ વધારે હોય છે

દૂરથી કોઈપણ પદાર્થને, અને તેના વિષયને ગ્રહણ કરવામાં ઇન્દ્રિયોનુ સામર્થ્ય આગળ આગળ વધારે હોય છે અવધિજ્ઞાનનો વિષય પણ ઉપર ઉપરના દેવોમા વધારે અને સ્પષ્ટ હોય છે. તે આ પ્રમાણે.

પહેલા અને બીજા કલ્પના દેવો અવધિજ્ઞાનથી નીચે પહેલી નરક ભૂમિને જોઇ શકે છે. તિરછુ અસંખ્યાત લાખ યોજન સુધી જુએ છે ઉપરમા પોતાના વિમાન સુધી જુએ છે ત્રીજા અને ચોથા કલ્પના દેવો નીચે બીજી નરક સુધી અનેતિરછુ

જાય છે. અસુરકુમારો તિરછા અસંખ્ય દ્વીપ સમુદ્ર સુધી જવાનું સામર્થ્ય રાખે છે, પણ ગયા છે, જાય છે અને જશે તો નંદીશ્વરદ્વીપ સુધી જ. આવી જ રીતે તેઓ ઊંચે અચ્યુત દેવલોક સુધી જવાનું સામર્થ્ય રાખે છે, પરંતુ ગયા છે, જાય છે ને જશે તો સૌધર્મકલ્પ સુધી જ. તે અસુરો ત્યાંના આત્મરક્ષક દેવોને ત્રાસ ઉપજાવે છે અને તેમના રત્નોને લઇ નાશી જાય છે. રત્નોને લઈ ગયા પછી તેઓ વૈમાનિકો દ્વારા ખૂબ વ્યથા ભોગવે છે આ અસુરકુમારોને જો ઉપરના દેવોની

---

અસંખ્યાત લાખ યોજન સુધી, અને ઉપરમા પોતાના વિમાન સુધી જુએ છે. પાચમા અને છટ્ઠા કલ્પના દેવો ત્રીજી નરક સુધી જુએ છે. સાતમા તથા આઠમા કલ્પના દેવો ચોથી નારક સુધી જુએ છે. નવમા—દસમા—અગીયારમા અને બારમા કલ્પના દેવો પાચમી નરક સુધી જુએ છે અને ઉપરમા પોત પોતાના વિમાનો સુધી જુએ છે આથી જણાય છે કે પોતપોતાનાથી ઉપર ઉપરના દેવોમા આયુષ્ય કર્મની સ્થિતિ, પ્રભાવ, શરીર કાન્તિ, લેશ્યાઓ, વિષય ગ્રહણની શક્તિ, અને અવધિજ્ઞાનની મર્યાદા વધારે વધારે હોય છે પરન્તુ ગતિના વિષયમા, શરીરની ઊંચાઈ આદિમાં, પરિગ્રહના વિષયમા તથા અભિમાનમા, ઉચ્છ્વાસમાં, આહાર—વેદના, ઉપપાત અને અનુભાવના વિષયમા તો ઉપર ઉપરના દેવો હીન હોય છે તે આ પ્રમાણે—

ગતિ—બે સાગરોપમની જઘન્ય સ્થિતિવાળા દેવો સાતમી નરકભૂમિ સુધી જઈ શકે છે પૂર્વાદિ દિશાઓમા અસંખ્યાત કોડા-કોડી સા[illegible] સુધી તિરછી ગતિ કરે છે બે સાગરોપમથી વધારે જઘન્ય સ્થિતિના દેવોની ઘટતી જાય, યાવત્ તૃતીય ભૂમિ સુધી જ તેઓ જઈ શકે છે પૂર્વ ભવના સ્નેહ સંબંધને લઈને તેઓ ગતિ કરે છે. ભાવીમા પણ પોતાનો ઉદ્ધાર રાવણના હાથે થશે તેમ

અપ્સરાઓ સ્વામી તરીકે સ્વીકારે અને તેમનો આદર કરે, તો તે ત્યા રહેલી અપ્સરાઓ સાથે દિવ્ય અને ભોગવવા યોગ્ય ભોગોને ભોગવી શકે છે. આ અસુરકુમારો અનંત ઉત્સર્પિણી અને અનંત અવસર્પિણી વીત્યા પછી લોકોમાં આશ્ચર્ય પમાડનાર આ ભાવ—અસુરકુમારોનું ઊંચે જવું થાય છે અને જેઓ મોટી ઋદ્ધિવાળા હોય છે તે સુ ઊંચે જાય છે

---

જાણવાથી સ્નેહસાગરમા ડૂબેલો તે તે સીતેન્દ્ર (અચ્યુતેન્દ્ર) ચોથી નરક ભૂમિમા જઇને, રાવણ તથા લક્ષ્મણને પ્રતિબોધ આપીને વૈર મુક્ત બનાવે છે.

ગતિના વિષયમાં આટલી શકિતને ધારણ કરવા છતા પણ તેમને ગતિ કરવાના વિષયમા રસ નથી કેમકેઃ–મોહકર્મની તીવ્રતા ત્યા નથી.

શરીર—પહેલા અને બીજા દેવલોકના દેવોના શરીર સાત હાથ (અરત્ની) પ્રમાણે હોય છે ત્રીજા–ચોથા કલ્પના દેવોના શરીર છ હાથના હોય છે. પાચમા–છઠા કલ્પના દેવોના શરીર પાંચ હાથના હોય છે.સાતમા–આઠમા કલ્પના દેવોના શરીર ચાર હાથનાં હોય છે નવ–દશ–અગીઆર અને બારમા કલ્પના દેવોના શરીર ત્રણ હાથના હોય છે

પરિગ્રહ—વિમાનોની સંખ્યાનો પરિગ્રહ આગળ આગળના દેવોનો ઓછો થતો થાય છે. જેમકે–"પહેલે સ્વર્ગે લાખ બત્રીસ બીજે લાખ અઠ્ઠાવીસ કહ્યા, ત્રીજે બાર લાખ. સદહ્યા .." આ પ્રમાણે આગળ પણ સમજવું. પરિગ્રહની વૃદ્ધિ તામસવૃત્તિને વધારનારી છે અને પરિગ્રહની અલ્પતા સમતાવૃત્તિને ઉત્પન્ન કરે છે.

આ અસુરકુમાર દેવો અરિહંતોનો, અરિહંતનાં ચૈત્યોનો અને ભાવિતાત્મા સાધુઓનો આશ્રય કરીને ઊંચે સૌધર્મ કલ્પ સુધી જાય છે. જેવી રીતે કે—શબર, બબ્બર, ઢંકણ, ભુતુઅ, પણ્હ અને પુલિંદ જાતિના લોકો, જંગલનો, ખાડાનો, જલદુર્ગનો, સ્થલદુર્ગનો, ગુફાનો, ખાડા અને વૃક્ષોથી વ્યાપ્ત થયેલા ભાગનો અને પર્વતોનો આશ્રય કરીને કોઈ મોટા યોદ્ધાના લશ્કરને, હાથી કે ઘોડાઓના લશ્કરને અથવા ધનુષ્યધારી લશ્કરને હંફાવી શકે છે

આ પછી ચમરેન્દ્રની ઉત્પત્તિ અને શક્ર તથા ચમરેન્દ્રના યુદ્ધ સંબંધી વર્ણન આવે છે જેનો સાર આ પ્રમાણે છે.

---

અભિમાન—યદ્યપિ વૈમાનિક દેવો પામે પરિવાર, અચિન્ત્ય શક્તિ, ઇન્દ્રિય તથા અવધિજ્ઞાનનુ વિષયક્ષેત્ર, ઐશ્વર્ય આદિ પદાર્થો ઉત્તરોત્તર વધારે છે, છતાં પણ આ સબંધમાં તેમને અભિમાન—ગર્વ નથી હોતો, અને આગળ આગળના દેવોમા તો ગર્વ ઓછો થતો જાય છે, કેમકે—અભિમાનનુ મૂળ કારણ મોહકર્મ હોય છે અને મોહકર્મમા 'વેદકર્મ' યદ્યપિનો કર્મ કહેવાય છે તો પણ કષાયોની ઉત્પત્તિમાનો કર્મની મુખ્યતા હોય છે આવી સ્થિતિમા ઉત્તરોત્તર વેદકર્મ જેમને ઓછુ થતુ ગયુ છે તેમને અભિમાનની માત્રા સ્વભાવત ઘટતી જાય છે

દુ ખ માત્રને ઉત્પન્ન કરનાર બાહ્ય તથા આભ્યન્તર કારણમાં વેદ કર્મની પણ મુખ્યતા છે

ઉચ્છ્વાસ આહાર—સર્વથી જઘન્ય સ્થિતિવાલા દેવોમાં શ્વાસોશ્વાસ સાત સ્તોક કાળ પૂરો થયે લેવાય છે અને આહારનો ક્રમ એક દિવસના અતરે છે જે દેવોની સ્થિતિ એક પલ્યોપમની

## પૂરણ તપસ્વી

ભારત વર્ષના વિંધ્યાચલની તળેટીમાં વેભેલ નામનો સંનિવેશ હતો. ત્યાં પૂરણ નામનો ગૃહસ્થ રહેતો હતો. તે વૈરાગી થઇ ચાર ખાનાવાળું લાકડાનું પાત્ર લઈ મુંડ થઈ "દાનામા" નામની દીક્ષાથી દીક્ષિત થયો. વેભેલમાં તે ઉચ્ચ, નીચ અને મધ્યમ કુળોમાં ભિક્ષા–અટન કરે છે. ભિક્ષામાં આવતી વસ્તુના એણે ચાર ભાગ કરેલા. પહેલા ખાનામાં આવે. તે રસ્તામા મળતા વટેમાર્ગુને આપે. બીજા ખાનામાં આવે તે કાગડા અને કૂતરાઓને ખવરાવી દે. ત્રીજા ખાનામાં આવે તે માછલા અને કાચબાઓને ખવરાવે અને ચોથા ખાનામાં પડે, તે પોતે ખાય. આમ બાલ તપસ્યા કરતો તે પૂરણ

---

છે તેમને એક દિવસના અંતરે શ્વાસોશ્વાસ હોય છે. અને આહારની અભિલાષા બે દિવસથી નવ દિવસની મધ્યમાં હોય છે

જેમની સ્થિતિ (આયુષ્ય મર્યાદા) જેટલા સાગરોપમની હોય છે તેમને તેટલાં જ પક્ષ (પખવાડીયા) વીત્યા પછી શ્વાસોશ્વાસ લેવાનો હોય છે અને તેટલા જ હજાર વર્ષ પછી આહારની અભિલાષા હોય છે જેમકે બે સાગરોપમનું જેમનું આયુષ્ય છે તે દેવો બે પખવાડીએ એટલે કે ૧ મહિના પછી શ્વાસોશ્વાસ લેશે. અને આજનો આહાર લીધા પછી ફરીથી બેહજાર વર્ષે આહારની અભિલાષા થશે.

ઉત્તરોત્તર દેવોમા સુખ વધારે હોવાનું આ પણ કારણ છે કે તેમને શ્વાસોશ્વાસ અને આહારાભિલાષ ઓછાં છે.

" પરિગ્રહની માયામાં મસ્ત બનેલાને, વિષયવાસનાના ચિન્તવન-વાલાને, ભોગવિલાસની મર્યાદા તોડવાવાલાને, વધારે આહાર અને નિદ્રાના માલિકને, તથા ઉતાવલથી કાર્ય કરવાની આદતવાલાને

છેવટે પોતાની વસ્તુઓ—ચાર ખાનાનું પાત્ર, કુંડી, પાવડી વગેરે એકાંતમાં મૂકી વેભેલ સન્નિવેશના અગ્નિ ખૂણામાં અર્ધ-નિર્વતક મંડળનું આલેખન કરી, પાદોપગમન નામના અનશન પૂર્વક દેવગત થયો.

આ વખતે ભગવાન મહાવીર સ્વામી છદ્મસ્થાવસ્થામાં હતા. દીક્ષા લીધાને અગીઆર વર્ષ થયાં હતાં. ભગવાન છઠ્ઠ છઠ્ઠના પારણે તપસ્યા કરતા વિચરતા હતા. તેઓ સુસુમાપુર નગરના અશોકવન ખંડમાં પૃથ્વીશીલા પટ્ટક ઉપર પધારીને અઠ્ઠમની તપસ્યા કરી ધ્યાનસ્થ અવસ્થામાં એક રાત્રીની મોટી મોટી પ્રતિમા સ્વીકારી વિરાજ્યા.

---

શ્વાસોશ્વાસ વધારે લેવા પડે છે, માટે જ તેમની આયુષ્યકર્મની મર્યાદા ઓછી હોય છે."

વેદના—દેવતાઓને અસાતવેદના પ્રાય કરીને નથી કદાચ હોય તો અન્તર્મુહૂર્ત પૂરતી જ હોય છે. અને સાતવેદના વધારે હોય છે. તે પણ ૭ મહિના સુધી એક સરખી હોય છે પછી અન્તર્મુહૂર્તને માટે છૂટી જાય છે અને ફરીથી સાતવેદનાનો અનુભવ થાય છે

ઉપપાત—અન્ય લિંગી મિથ્યાદૃષ્ટિ જીવાત્મા પણ બારમાં દેવલોક સુધી જઈ શકે છે જૈનલિંગવાળાને અર્થાત્ દ્રવ્યલિંગી હોય છતા મિથ્યાદૃષ્ટિ હોય તો તે નવગ્રૈવયક સુધી જાય છે. સમ્યગદૃષ્ટિ જૈન લિંગધારી સર્વાર્થ સિદ્ધ વિમાન સુધી અવતરી શકે છે. ૧૪ પૂર્વધારી મુનિરાજ પાચમા દેવલોકથી સર્વાર્થ સિદ્ધ વિમાન સુધી જાય છે.

અનુભાવ : દેવોના વિમાનો નિરાલંબ છે. અર્થાત્ આધાર વિનાના છે. લોકસ્થિતિ જ તેમા મુખ્ય કારણ છે. અનાદિકાળથી

## ચમર અને ઇન્દ્ર

પેલો પૂરણ મરીને ચમરચંચા રાજધાનીમાં ઇન્દ્રપણે ઉત્પન્ન થયો. કારણ કે આ વખતે ચમરચંચા ઇન્દ્ર અને પુરોહિતના સ્થાનથી ખાલી હતી ત્યાં ઉત્પન્ન થયા પછી તેણે અવધિજ્ઞાનથી સૌધર્મ કલ્પમાં રહેલ, શક્ર-ઇન્દ્રને જોયો. પોતાનાં કરતાં શક્રની વધારે ઋદ્ધિ સમૃદ્ધિ અને સત્તા વગેરે જોઇ એ ચમરેન્દ્રને ઇર્ષ્યા થઈ, ક્રોધ થયો. તેણે પોતાના સામાનિક દેવોને ભેગા કરી પોતાનો ભાવ વ્યકત કર્યો. પછી ચમરેન્દ્રે નિશ્ચય કર્યો કે—શક્રેન્દ્રને શોભાથી ભ્રષ્ટ કરવો તે ભગવાન મહાવીરની પાસે આવ્યો. અને સાથે પરિઘરત્ન નામનું હથિયાર લાવ્યો. તેણે ભગવાનનો આશ્રય લઇ 'હું શક્રને તેની શોભાથી ભ્રષ્ટ કરવા ઇચ્છું છું.' એમ કહીને તે ઉપડયો એક લાખ યોજનનું શરીર બનાવી ભયંકર ઉપદ્રવ

---

અનંતકાળ સુધીની લોકસ્થિતિ એક સરખી જ હોય છે, અરિહંત દેવોના પાંચે કલ્યાણકોમાં આ દેવતાઓ આવે છે અને અત્યન્ત સંવેગ-વૈરાગ્યપૂર્વક અરિહંતોના ગુણગાન, સ્તુતિ, વન્દના અને પર્યુપાસના કરે છે.

આ પ્રમાણે દેવો ઉત્તરોત્તર સુખી હોય છે કેમકે :—મનુષ્ય લોકમાં જે ભાગ્યશાલિઓના જીવન શુદ્ધ, પવિત્ર, કષાયરહિત પૂર્ણ બ્રહ્મચારી, ગૃહસ્થાશ્રમની મર્યાદાનો બ્રહ્મચર્યધર્મ, અર્થાત્ એક પત્નીવ્રત, એકપતિવ્રત, સ્વદારા સંતોષીવ્રત, સંસારની ખટપટથી દૂર રહેવાની જ ભાવના, માયા પ્રપંચથી હજારો કોશ દૂર રહેનાર, ક્લેશ કંકાસના વાતાવરણમા મૌન રાખનાર, અનાદિકાળની કુટેવોને લઈને આચરેલા હિંસા, જૂઠ, ચૌર્ય, મૈથુન, પરિગ્રહ વગેરે મોટા પાપોને પણ જેમણે અહિંસાધર્મથી-સત્યધર્મથી અચૌર્યવ્રતથી બ્રહ્મચર્ય

મચાવતો તે ગયો અને સૌથી પહેલાં તેણે વાણવ્યંતર દેવોમાં ત્રાસ ઉપજાવ્યો. જ્યોતિષ્ક દેવોના તો બે ભાગ કરી નાખ્યા. આત્મ રક્ષક દેવોને નસાડી મૂકયા. એમ ઉપદ્રવ કરતો તે પોતાના પરિઘરત્ન નામના શસ્ત્રને ફેરવતો સૌધર્મ કલ્પના સૌધર્માવતંસક વિમાનમાં સૌધર્મસભામાં આવ્યો તેણે પોતાના પરિઘરત્નવડે ઇન્દ્રદ્દાસને ત્રણ વાર કૂટયો. તે પછી તેણે શક્ર સામે પડકાર કર્યો શક્રની ઇન્દ્રિાણીઓને પોતાને તાબે થઈ જવાની ઉદ્‌ઘોષણા કરી. એણે કઠોરાતિકઠોર વચનો કહ્યાં. આ બધું ચમરનું તોફાન જોઇ શક્ર ખૂબ ક્રોધે ભરાયો અને તેણે ઝળઝળતું, તડતડ કરતું, હજારો અંગારાઓને ખેરવતું, વધારે વેગવાળું, ભયંકર વજ્ર ચમર તરફ ફેંકયું. ચમર આગળ અને વજ્ર પાછળ. ચમરેન્દ્રે દોડી જઇને ભગવાન મહાવીરનો આશરો લીધો. "ભગવાન્ તમે જ

---

સેવનથી અને પરિગ્રહ પરિણામ વ્રતથી અથવા ભાગ્યને લઇને જે મળ્યુ તેનાથી સંતોષ માનીને જેમના જીવન પસાર થયા છે, અથવા જ્ઞાન-વૈરાગ્ય પૂર્વક પોતાના જીવનને પુરૂષાર્થ શક્તિવડે પોતાના આત્માને સયમિત કરવા સમર્થ બન્યા છે. તેઓ જ વૈમાનિક દેવલોક પ્રાપ્ત કરી શકે છે ત્યારે નિશ્ચિત છે કે પહેલા ભવના સંસ્કારો બીજા ભવમાં ઉતરી આવે છે, તે કારણે વૈમાનિક દેવો વિષયવાસનાથી દૂર, અથવા થોડામાં જ સંતોષ માનનારા અને તૃપ્ત થવા વાલા હોવાથી તેમના આત્મ પરિણામો ક્લિષ્ટ અને ગંદા નથી હોતા, માટે શક્તિપૂર્ણ હોવા છતાં તેમને અભિમાન-મોહ-માયા સતાવી શકતા નથી માટે જ તેના ઉપયોગમાં પણ તેમને રસ નથી હોતો

વૈમાનિક દેવોની અનાદિ કાળથી એવી મર્યાદા છે કે પહેલા અને બીજા દેવલોક સુધીજ દેવીઓની ઉત્પતિ હોય છે. ત્યારે આગળના

મારું શરણુ છે.” એમ કહી ભગવાનના પગમાં પડયો શક્રે વિચાર્યું કે—ચમર કોઈ અરિહંત, અરિહંતના ચૈત્યો કે અણગારોના આશ્રય લીધા વિના ઊંચે આવી શકે નહિ તેણે અવધિજ્ઞાનના ઉપયોગથી જોયું તો માલૂમ પડયુ કે-ઓહો! આણે તો ભગવાન મહાવીરનો આશ્રય લીધો છે. આથી અરિહંતની આશાતનાનો તેને ભય લાગ્યો. તે એકદમ વજ્રની પાછળ દોડયો અને વજ્રને પકડી પાડયું. જે વખતે શક્રે વજ્ર લીધું, તે વખતે એવા વેગથી તેણે મૂઠીવાળી કે જે મૂઠીના વાયુથી ભગવાનના કેશાગ્ર ડોલવા લાગ્યાં. શક્રે વજ્રને લઈને ભગવાનને ત્રણ પ્રદક્ષિણા દીધી. તેણે ભગવાનની ક્ષમા યાચી અને ચમરે ભગવાનનો આશ્રય લઈ ઉપદ્રવ મચાવ્યો હતો, તેથી વજ્ર મૂકવું પડયું, એ વગેરે હકીકત નિવેદન કરી.

શક્ર ત્યાંથી ઉત્તર–પૂર્વના દિગ્ભાગમાં ગયો અને ત્રણવાર ડાબો પગ પછાડી ચમરને કહ્યુ ‘ચમર શ્રમણ ભગવાન

---

દેવલોકોમાં દેવીઓની ઉત્પત્તિ જ નથી આ કારણે જ તેમના જીવન પ્રવિત્ર, હૃદયના પરમાણુઓ શાંત આંખમાં નિર્વિકારિતા તેમજ દિલ અને દિમાગ પણ ઠંડા હોય છે

જ્યારે જીવનમાં વિષયવાસના ઓછી હોય છે, અથવા જીવન સંયમિત હોય છે ત્યારે જ આવુ બને છે. કારણોની શુદ્ધતા હોય ત્યારે જ કાર્યની પણ શુદ્ધતા હોય છે. વૃત્તિ (માનસિક વિચારધારા) જેમની પવિત્ર હોય છે તેમની પ્રવૃત્તિ પણ શીતળ, ગભીર, પરોપકારપૂર્ણ અને જીવ માત્ર પ્રત્યે કલ્યાણકારિણી હોય છે. પહેલા અને બીજા કલ્પમાં દેવીઓની વિદ્યમાનતાં છે. માટે તે દેવ અને દેવીઓ મનુષ્યની માફક જ વિષયવાસનાનો અનુભવ કરે છે. તો પણ બંને દેવલોકમાં તેમનાથી ઉપરના દેવોને વિષયવાસના માટે

મહાવીર સ્વામીના પ્રભાવથી તું બચી ગયો છે. અત્યારે મારાથી તને જરા પણ ભય નથી. એમ કહી જે દિશાથી આવ્યો હતો તે દિશામાં ચાલ્યો ગયો."

ચમર અને શક્રની કથા ઉપરથી પછી શ્રી ગૌતમસ્વામીએ જે પ્રશ્નો કર્યા છે. અને તેના જે ઉત્તરો ભગવાને આપ્યા છે, એનો સાર આ છે:—

દેવમાં એવી શક્તિ છે કે–પહેલા ફેંકેલા પુદ્ગલોને તેની પાછળ જઈને તે ગ્રહણ કરી શકે છે. એનું કારણ એ છે કે–પુદ્ગલ જ્યારે ફેંકવામાં આવે છે ત્યારે તેની શરુઆતમાં જ શીઘ્ર ગતિ હોય છે. પાછળથી તે મંદ ગતિવાળું થઈ જાય છે. જ્યારે દેવની ગતિ તો શીઘ્ર એક સરખી શીઘ્ર ગતિ હોય છે. તેથી તે પકડી પાડે છે. આ પ્રમાણેની ગતિથી શક્રે ચમરને પકડી પાડવો જોઈતો હતો. પરન્તુ ન પકડી શકાયો

---

અત્યુત્કટ રાગ, ઉતાવળ અને મર્યાદા ભગ હોતો નથી તેથી તેમનાં જીવનમા સુખ, શાતિ, સમતા અને સમાધિ વધારે હોય છે.

ત્રીજા અને ચોથા દેવલોકના દેવોને 'મનુષ્યની માફક વિષય સેવન હોતુ નથી' છતા એ જ્યારે તેમને મૈથુનકર્મની ઈચ્છા થાય છે ત્યારે પહેલા અને બીજા દેવલોકની અપરિગૃહીતા દેવીઓ શણગાર સજીને ત્યાં ઉપસ્થિત થાય છે અને તેમના સ્પર્શમાત્રથી જ તે દેવો સંતોષિત થાય છે અને વિષય વાસનાથી તૃપ્ત થઈને મુક્ત બને છે.

પાંચમા અને છઠ્ઠા દેવલોકના દેવો દેવીઓના રૂપ, રંગ અને શણગાર તથા તેમના હાવ–ભાવ જોઈને વિષયવાસનાથી તૃપ્ત થઇ જાય છે

એનુ કારણુ એ છે કે—અસુરકુમારો નીચે જવામાં બહુજ શીઘ્ર ગતિવાળા હોય છે. અને ઉપર જવામાં મંદગતિવાળા હોય છે. જ્યારે વૈમાનિક દેવોને નીચે જવામાં વધુ સમય લાગે છે ને ઉપર જવામાં ઓછો સમય લાગે છે. આવી રીતે શક્રના વજ્રને નીચે જવામાં જે સમય લાગે તેના કરતાં ઉપર જવામાં ઓછો સમય લાગે.

શક્રેન્દ્ર એક સમયે સૌથી થોડો ભાગ નીચે જાય છે. તિરછું તે કરતાં સંખ્યેય ભાગ જાય છે અને ઉપર પણ સંખ્યેય ભાગ જાય છે.

ચમર એક સમયે સૌથી થોડો ભાગ ઉપર જાય છે. તિરછુ તે કરતાં સંખ્યેય ભાગ જાય છે. અને નીચે પણ સંખ્યેય ભાગ જાય છે. બધાનો સારાંશ એ છે કે—

---

સાતમા અને આઠમા દેવલોકના દેવો. બીજી દેવીઓના મધુર શબ્દો, સાંભળવા માત્રથી જ તૃપ્ત બને છે અને પરમ સંતોષને ધારણ કરે છે.

જ્યારે નવમા, દશમા, અગ્યારમા અને બારમા દેવલોકના દેવોને તો જ્યારે મનમાં વિષય—વાસનાની ઇચ્છા થાય છે ત્યારે માનસિક ભાવનાથી જ તેમને વિષયવાસનાની તૃપ્તિ થતાં તે દેવો અનુપમ સુખમાં મસ્ત રહેનારા હોય છે. આપણા જીવનની આ જ મોટામા મોટી કમજોરી છે, બુદ્ધિભ્રમતા છે. મિથ્યાજ્ઞાનની ચમત્કારિતા છે તથા ઈન્દ્રિયોની ગુલામી મનની કમજોરીનુ કારણ છે, જેથી આપણાં રોમેરોમમાં, લોહીના ટીપેટીપામા વિષય-સુખની ઝંખના છે. મૈથુન મેળવવાની લાલસા છે, તથા વિષયસુખ સિવાય તેનાથી ચઢિયાતું બીજુ સુખ છે જ નહી આવી આપણી કલ્પના છે. તેથી અનંત સુખનો માલિક આપણો આત્મા એટલો

શક્રનો ઉપર જવાનો કાળ અને ચમરનો નીચે જવાનો કાળ એ બન્ને સરખા છે. અને સૌથી થોડા છે શક્રનો નીચે જવાનો કાળ અને વજ્રનો ઉપર જવાનો કાળ—એ બન્ને સરખા છે, ને સંખ્યેયગણા છે ચમરનો ઊંચે જવાનો કાળ અને વજ્રનો નીચે જવાનો કાળ એ બે સરખા ને વિશેષાધિક છે.

આપણે ઉપર જોઈ ગયા કે ચમર કેવળ મહાવીરસ્વામીના આશ્રયથી બચી ગયો, પણ પોતાનું ધાર્યું થયું નહિં, તે શક્રથી અપમાનિત થયેલો ચમર ચંચા રાજધાનીમાં સુધર્મા સભામાં ઉદાસીનભાવે સિંહાસન પર બેસી પોતાના કૃત્ય માટે પશ્ચાત્તાપ કરી રહ્યો છે. સામાનિક દેવોએ આ ઉદાસીનતાનું કારણ પૂછતાં તેણે બધી હકીકત કહી અને કહ્યું કે—'ચાલો, આપણે મહાવીરસ્વામી પાસે જઈને ક્ષમા યાચીએ. આ બધું નિવેદન કરીએ પછી ચોસઠ હજાર સામાનિક દેવો સાથે તે મહાવીરસ્વામી પાસે આવે છે. અને કહે છે કે—"હે ભગવન્ મેં મારી મેળેજ આપનો આશરો લઇને શક્રને તેની

બધો કમજોર બની જાય છે કે જાણે બધુએ છોડવા માટે હુ સમર્થ છુ પણ વિષયવાસના મારાથી છુટી શકે તેમ નથી આ પ્રમાણેની આત્મિક કમજોરીના કારણે આપણે ધર્મ-કર્મ વગરના રહ્યા, દિલ અને દિમાગમા ઉષ્ણતા રહી. આખોમા ખરાબી રહી. માટે જ ગૃહસ્થાશ્રમમા પણ દીવાલીના દીવડા પ્રગટાવી શકયા નથી જ્યારે અનંતજ્ઞાનીઓ પોતાના જ્ઞાનના અનુભવથી એમ કહે છે કે—વિષયવાસનાના સુખો કરતાં પણ સ્વાધ્યાય, જાપ, ધ્યાન, એકાગ્રતા દ્વારા પ્રાપ્ત થતાં સુખો અનંતગુણા વધારે હોય છે

વિષયવાસનામાં ભયકર દુ.ખ છે તેનો ત્યાગ મહાન્ સુખ આપનાર છે

શોભાથી ભ્રષ્ટ કરવા ધાર્યો હતો પરન્તુ આપનું ભલુ થાઓ કે આપના આશરાથી હું બચી ગયો છું. હું આપની પાસે ક્ષમા યાચું છુ" એમ ક્ષમા યાચી તે ઈશાન ખૂણા તરફ ચાલ્યો ગયો.

તે ચમરેન્દ્ર સાગરોપમનું આયુષ્ય પૂરૂં કરી મહાવિદેહક્ષેત્રમાં સિદ્ધ થશે.

અસુરકુમાર દેવો સૌધર્મકલ્પ સુધી ઊંચે જાય છે એનું કારણ એ છે કે–અસુરકુમારોને-એ સંકલ્પ થાય છે કે શક્રની પાસે ઉપસ્થિત થઈ–પ્રકટ તેની દેવ ઋદ્ધિને જોઈએ, અને જાણીએ. અને તે પણ આપણી દેવ ઋદ્ધિને જુએ અને જાણે. આ કારણથી તેઓ અસુરકુમાર દેવો સૌધર્મકલ્પ સુધી ઊંચે જાય છે.

## ક્રિયાના ભેદો

આ પ્રકરણમાં ક્રિયા, કર્મ, જીવનું એજન, પરિણમન,

---

સ્ત્રિયોનો સહવાસ, અને સ્ત્રિયોને માટે પુરુષોનો સહવાસ મોટી વેદના છે, જ્યારે તેનો ત્યાગ અનંત સુખ આપે છે.

સંસારની માયા–પરિગ્રહતા અનંત દુઃખોને આપે છે ત્યારે તેનો ત્યાગ અનંત સુખદાયી બને છે. કયો માર્ગ સારો ? આનો નિર્ણય માટે જ આ મનુષ્ય અવતાર છે માટે જ મોક્ષના દરવાજા જેવો અને જંકશન સ્ટેશન જેવો આ અવતાર પામીને જો ભૂલ્યા તો લાખો કરોડો અવતાર બગડ્યાં સિવાય રહેશે નહી. અને આવુ થાય તે પહેલા જ યદિ સાવધાન થઈ ગયા તો અનંત સુખોની પ્રાપ્તિ થયા વિના નહીં રહે. વૈમાનિક દેવો એટલા જ માટે સુખી છે જે આપણે ઉપર જોઈ ગયા છીએ.

અનગારની સાવધાનતા, અપ્રમત્તની સ્થિતિનું પ્રમાણ અને લવણસમુદ્રના ભરતી-ઓટનું કારણ, એ વગેરે બાબતો છે. આ પ્રશ્નો મંડિતપુત્ર નામના ભગવાનના છઠ્ઠા ગણધરે કરેલા છે. અને તે રાજગૃહમાં થયા છે, તેનો સાર આ છે:—

ક્રિયા પાંચ પ્રકારની છે અને તે દરેકના બબે ભેદો છે, તે આ પ્રમાણે:—

| મૂલ ક્રિયા | ભેદો | |
| --- | --- | --- |
| ૧ કાયિકી | ૧ અનુપરતકાય ક્રિયા | ૨ દુષ્પ્રયુક્તકાય ક્રિયા |
| ૨ અધિકરણિકી | ૧ સંયોજનાધિકરણ | ૨ નિર્વર્તનાધિકરણ |
| ૩ પ્રાદ્વેષિકી | ૧ જીવપ્રાદ્વેષિકી | ૨ અજીવપ્રાદ્વેષિકી |
| ૪ પારિતાપનિકી | ૧ સ્વહસ્તપારિતાપનિકી | ૨ પરહસ્તપારિતાપનિકી |
| ૫ પ્રાણાતિપાતિકી | ૧ સ્વહસ્ત પ્રાણાતિપાત ક્રિયા | ૨ પરહસ્ત પ્રાણાતિપાત ક્રિયા |

અહિં એટલું સમજવું જરૂરનું છે કે કર્મનો બંધ થવામાં કારણરૂપ જે ચેષ્ટા, તેનું નામ છે ક્રિયા.

શરીરમાં અથવા શરીર દ્વારા થતી ક્રિયા તે કાયિકી ક્રિયા છે. અધિકરણ એટલે શસ્ત્રરૂપ ચક્ર, રથ, તરવાર વગેરે તેમાં થયેલી અથવા તે દ્વારા થયેલી જે ક્રિયા તે અધિકરણિકી ક્રિયા છે. પ્રદ્વેષ એટલે મત્સર, તેના નિમિત્તને લઈને થયેલી અથવા મત્સર દ્વારા થયેલી ક્રિયા તે પ્રાદ્વેષિકી ક્રિયા છે.

કોઈને પીડા દેવી-દુઃખ દેવું, તેનું નામ છે પરિતાપ. તેને લઇને કે તે દ્વારા થયેલી ક્રિયા અથવા પરિતાપરૂપ જે ક્રિયા, તે પારિતાપનિકી અને પ્રાણોને આત્માથી જુદા કરવા

તે પ્રાણાતિપાત. પ્રાણાતિપાતને લગતી જે ક્રિયા અથવા પ્રાણાતિપાતરૂપ જે ક્રિયા તે પ્રાણાતિપાતિકી ક્રિયા.

( પ્રાણ દસ કહ્યા છે. ૫ ઇન્દ્રિય, ૩ બળ, (શરીર–મન વચનરૂપ) ૧ શ્વાસોચ્છ્વાસ અને ૧ આયુષ્ય)

૧. અનુપરત–ત્યાગવૃત્તિ વિનાના પ્રાણીની જે શરીર ક્રિયા તે અનુપરતકાયિકી ક્રિયા.

દુષ્પ્રયુક્ત–દુષ્ટ રીતે પ્રયોજેલ શરીર દ્વારા થયેલી જે ક્રિયા તે દુષ્પ્રયુક્તકાયિકી ક્રિયા.

૨. સંયોજના–જુદા જુદા ભાગોને મેળવીને એક વસ્તુ તૈયાર કરવી જેમકે હળ, ઝેર મિશ્રિત વસ્તુ, પક્ષી કે મૃગોને પકડવાનું યંત્ર–આવા સંયોજનરૂપ જે અધિકરણ ક્રિયા તે સંયોજનાધિકરણ.

નિર્વર્ત્તના–તરવાર, બરછી, આદિ શસ્ત્રોની બનાવટ એ નિર્વર્ત્તનરૂપ જે અધિકરણ ક્રિયા તે નિર્વર્ત્તનાધિકરણ

૩. જીવપ્રાદ્વેષિકી–પોતા ઉપર કે બીજા ઉપર કરેલ દ્વેષદ્વારા થયેલી ક્રિયા અથવા પોતા ઉપર અને બન્ને ઉપર જે દ્વેષ કરવો તે જીવપ્રાદ્વેષિકી ક્રિયા.

અજીવ પ્રાદ્વેષિકી–અજીવ ઉપર કરેલ દ્વેષ દ્વારા થયેલી ક્રિયા અથવા અજીવ ઉપર જે દ્વેષ કરવો તે અજીવ પ્રાદ્વેષિકી ક્રિયા.

૪ સ્વહસ્તપરિતાપનિકી–પોતાના હાથે, પોતાના કે પરના કે બન્નેના પરિતાપન–દુઃખના ઉદીરણા દ્વારા થયેલી ક્રિયા અથવા એ પરિતાપનજ, તે સ્વહસ્ત પરિતાપનિકી ક્રિયા.

પરહુસ્ત પરિતાપનિકી-આવીજ રીતે પરહસ્ત સંબંધી સમજવું.

૫. સ્વહસ્ત પ્રાણાતિપાતિકી ઉપર પ્રમાણે
પરહસ્ત પ્રાણાતિપાતિકી અર્થો કરવા.[૪૧] 卐

## અનાદિકાળના કરેલા કર્મોની વિચિત્રતા

卐૪૧ અનંત સંસારમાં અનાદિકાળથી પોતાના કરેલા કર્મોના ભારને માથા ઉપર લઇને પરિભ્રમણ કરનારા આ જીવાત્માએ સંસારના કોઈ પણ સ્થાનને, વેષને, જાતિને, કર્મને તથા આહારને છોડ્યો નથી તમામ સૂત્રકારોનુ પણ કથન છે કે અનાર્ય દેશ, અનાર્ય જાતિ, અનાર્ય કુલ, અનાર્ય-આહાર અને અનાર્ય ભાષણને અનંતવાર કરતો આ જીવ તેવાજ પ્રકારના સંસ્કારોથી દબાયેલો છે કે જેને લઇને આત્માનો એકએક પ્રદેશ અનંત અનંત હિંસકકર્મ-જૂઠકર્મ-ચૌર્યકર્મ-મૈથુનકર્મ અને પરિગ્રહકર્મના ભારથી વજનદાર બનેલો છે, અનંતભવોમા આ જીવ માંસાહારી, માંસવિક્રેતા, શરાબનુ પાન કરનાર અને શરાબ વેચનાર, હિંસકશસ્ત્રો બનાવનાર અને હિંસક શસ્ત્રોથી અનેકાનેક જીવોને મારનાર, જીવ વધ કરનાર, પરજીવોને દમનાર, જૂઠી સાક્ષી, અભ્યાખ્યાન, કૂટલેખ, કૂટમાપ, અનીતિ-અન્યાય-પ્રપંચ, પરસ્ત્રીગમન, પરસ્ત્રીહરણ, વેશ્યાગમન, ગણિકાકર્મ, તથા ૧૫ કર્માદાનના વ્યાપાર વગેરે પાપ કાર્યોને કરેલા છે અને આ પ્રમાણેના પાપકાર્યોને લઈને વર્તમાનના મનુષ્ય ભવમા પણ આ જીવ સમાધિ-શાંતિ-સમતા-સરળતા-પવિત્રતા-સત્કર્મિકા-ધાર્મિકતા-પાપરહિતતા, આર્ત્ત તથા રૌદ્રધ્યાનની વિમુખતા, સંતોષવર્તિતા આદિ આત્મિક ગુણોને પ્રાપ્ત કરી શકયો નથી પ્રાપ્ત થયા હોય તો તે ગુણોને ટકાવી શકયો નથી, ટકાવી શકતો હોય તો આરાધી શકયો નથી, અને પાછો જેવો હતો તેવો ને તેવો "રામો ને રતનો બે ભગત થયા તો એ અંતે તો કોળીના કોળી" જેવા જ રહ્યો છે.

તત્ત્વજ્ઞાનની જેટલી કચાશ હોય છે તેટલા પ્રમાણમાં જ આત્માના પુરુષાર્થ બળની પણ કમજોરી જાણવી માટે જ આત્માના મિત્ર જેવા સામાયિક, પૌષધ, દેવપૂજા, ભક્તિભાવની ધૂન વગેરેને સમજવામાં વાર લાગી નથી. પણ અનાદિકાળના આત્માના કટ્ટર શત્રુ જેવા આશ્રવ તત્ત્વને ઓલખવામાં અને ત્યાગવામાં આપ સૌ ઘણી જ ઢીલ કરી બેઠા છીએ ફળ સ્વરૂપે વીતરાગને જોયા–પૂજ્યા પણ વીતરાગતાથી હજારો કોશ દૂર રહ્યા છીએ

સામાયિકાદિના વિધિ વિધાનો જાણ્યા પણ સમતાભાવ કેળવવા માટેના વિધિવિધાનોથી બેદરકાર રહ્યા છીએ ઉપવાસ–આયબીલાદિ કર્યા પણ આહાર સંજ્ઞાના ગુલામ બનીને પારણાની અને પારણામાં શુ શુ વાપરવુ તેનું ચિંતન છોડી શકયા નથી ઇત્યાદિક અગણિત દાખલાઓથી આપણે આપણી વૃત્તિ અને પ્રવૃત્તિનું માપ કાઢી શકીએ છીએ.

આમ શાથી બનતુ હશે? સૌથી પહેલા વિચારણીય મુદ્દો આજ છે ચાલુ પ્રશ્ન ક્રિયા સંબંધી છે અને ભગવાનનો જવાબ છે.

## ક્રિયાઓની વિશદ વ્યાખ્યા

'ક્રિયાએ કર્મ' આ ન્યાયથી શરીરમા કે શરીરદ્વારા કરાતી ક્રિયા કર્મબંધ નિબંધન સ્વરૂપા છે. તેના બે ભેદ છે. ૧ અનુપરતકાયિકી ક્રિયા અને ૨ દુષ્પ્રયુક્ત કાયિકી ક્રિયા પહેલી ક્રિયા દેશવિરત અને સર્વવિરત ને હોતી નથી. કેમકે પાપ ક્રિયા બે પ્રકારે થાય છે એક તો પાપી પેટને માટે, કુટુંબ નિર્વાહને માટે, વ્યવહારધર્મને સાચવવા માટે, અનિવાર્યરૂપે (એટલે કે જેનો ત્યાગ ગૃહસ્થ શ્રાવક કરી શકે તેમ નથી) કરાતા વ્યાપાર, ખાનપાન, પાણિગ્રહણ, વગેરે કાર્યો કરવા જ પડે છે જયારે બીજા પ્રકારનું

પાપ નિરર્થક પાપ કહેવાય છે "કોલસાની દલાલીમાં કાળા હાથ" અથવા "વિન ખાધે વિન ભોગવ્યે ફોગટ કર્મ બંધાય" તે નિરર્થક પાપને સમજી ત્યાગ કરવાના ઈરાદાથી જ્ઞાન અને વૈરાગ્યપૂર્વક ત્યાગ કરનારા, અને ત્યાગ કરેલા પાપને ફરીથી નહી સેવવા માટે જાગૃત રહેતા શ્રાવકને પણ આ અનુપરતકાયિકી ક્રિયા લાગતી નથી. શ્રાવક ધર્મના બાર વ્રતો નિરર્થક પાપોનો ત્યાગ કરવા માટે અને પાપી પેટ માટે કરાતાં પાપોમાં પણ મર્યાદા કરવા માટે જ હોય છે. તો પછી સર્વે પાપોના દ્વાર બંધ કરી મહાવ્રતોને પાલનાર મુનિરાજને તો આ કાયિકી–અનુપરત ક્રિયાની સંભાવના હોઈ શકેજ નહી.

બીજી દુષ્પ્રયુક્તકાયિકીક્રિયા–તેને કહેવાય છે કે મોહવશ પ્રમાદવશ બની શરીરને પાપમાર્ગે પ્રવર્તાવવું તે દુષ્પ્રયુક્ત ક્રિયા કહેવાય છે, આ ક્રિયા છટ્ઠા ગુણઠાણાના માલિક પ્રમત્ત સંયમીને પણ હોઈ શકે છે કેમકે આ સ્થાનકે પ્રમાદની મુખ્યતા છે જેને લઈને જ્ઞાનસંજ્ઞા પર આછું પાતલું આવરણ આવી જાય છે અને શરીર સંચાલનમાં ખ્યાલ રહેતો નથી

અધિકરણમા અને અધિકરણવડે થતી ક્રિયાને આધિકરણિકી ક્રિયા કહેવાય છે જેના વડે જીવ નરકાદિ ગતિનો માલિક બને તે અધિકરણ કહેવાય છે પહેલાના બનેલા શસ્ત્રોના જૂદા જૂદા વિભાગોને મેળવીને–જોડીને એક શસ્ત્રરૂપે બનાવાય તે સંયોજનાધિકરણિકી ક્રિયા કહેવાય છે અને નવા શસ્ત્રો બનાવવા, તે માટે કારખાના ખોલવા, અને શસ્ત્રો વેચવા તેને નિર્વર્તનાધિકરણિકી ક્રિયા કહેવાય છે

કર્મબંધનના કારણરૂપ આત્માના પરિણામોમાં દ્વેષ–મત્સર વશ અકુશળતા લાવવી તે પ્રાદ્વેષિકી ક્રિયા કહેવાય છે. બીજાને પીડા ઉપજાવવા રૂપ પારિતાપનિકી ક્રિયા કહેવાય છે. અને બીજાના

પ્રાણોને હણવારૂપ પ્રાણાતિપાતિકી ક્રિયા કહેવાય છે જે જીવો શૈલેશી અવસ્થાને પ્રાપ્ત નથી થયા તે સયોગી હોવાના કારણે સક્રિય હોય છે, પણ નિષ્ક્રિય હોતા નથી. દશ પ્રકારના પ્રાણોને મારવાનો માનસિક ભાવ પણ પ્રાણાતિપાતિકી ક્રિયાને સૂચવે છે. ઋજુસૂત્ર નય પ્રમાણે પણ હિંસાના અધ્યવસાય–પરિણામ જ્યારે વર્તતા હોય છે ત્યારે તે સાધક આ ક્રિયાનો માલિક બને છે. કેમકે "આપણો આત્મા જ અહિંસા છે અને આત્મા જ હિંસા છે." માટે માનસિક વિચાર ધારામા હિંસાના અધ્યવસાય ઉદ્ભવતાં જ હિંસક અવસ્થા પ્રાપ્ત થતા વાર લાગતી નથી. મારવાનો અધ્યવસાય જીવના વિષય-માંજ સંભવી શકે છે, જેમકે સર્પાકારે સ્થિત દોરડાના વિષયમાં આપણને જ્યારે સર્પબુદ્ધિની ભ્રાન્તિ થાય છે ત્યારે હાથમાં લાકડી લઈને સર્પને મારવાના ઈરાદાથી જ લાકડીનો ઉપયોગ કરીએ છીએ યદ્યપિ તે સર્પ નથી. તેમ કોઈ મરતુ પણ નથી તોએ આપણે તો સર્પ સમજીને જ ક્રિયા કરીએ છીએ. લોટના બનેલા કુકડા કે બકરાને મારતા પણ અધ્યવસાયો તો સાચા કુકડા કે બકરાને જ મારવા જેવા હોય છે.

આશ્રવ માર્ગને સમજવાને માટે આ વિષયને બીજા પ્રકારે પણ આપણે સમજી લઈએ યદ્યપિ કરાતી ક્રિયાઓ વડે કર્મબંધન સામાન્ય જ હોય છે, તો પણ તે ક્રિયામા યદિ તીવ્રભાવ–જ્ઞાતભાવ અને અધિકરણ વિશેષની સહાયતા મળી જાય તો કર્મબંધનમાં તીવ્રતમતા આવ્યા વિના રહેતી નથી. અધિકરણની વિશેષતાને લઇને કર્મબંધનમાં વૈચિત્ર્યતા આવે છે તે અધિકરણ બે ભેદે છે. જીવાધિકરણ અને અજીવાધિકરણ અને બંનેના દ્રવ્યાધિકરણ અને ભાવાધિકરણ રૂપે બે ભેદ છે. કર્મબંધનમાં જીવ અને અજીવનુ સાહચર્ય અનિવાર્ય છે એકલો જીવ કે એકલો અજીવ કંઈ પણ કરી શકતો નથી જીવાત્મા જે કર્મ બાંધવા માટે તૈયાર થયો છે તે તથા જે સાધનથી કર્મ બાધે છે તે દ્રવ્યાધિકરણ છે.

જ્યારે તેજ જીવાત્માના કષાયવશ તીવ્ર પરિણામ અને તરવાર આદિ તીક્ષ્ણ શસ્ત્રશક્તિ. આ બન્ને ભાવાધિકરણ છે. તેની જ રીતે વિષયવાસનાને વશ થઈને મૈથુન કર્મનો તીવ્ર પરિણામ અને તે જ ક્ષણે અનુકૂલ થયેલી સ્ત્રી, અથવા મૈથુનના ભાવથી તીવ્ર પરિણામવાલી સ્ત્રી અને તે જ સમયે અનુકૂલ થયેલો પુરુષ આ બન્ને ભાવાધિકરણ છે એનો અર્થ એ થયો કે જીવની શુભ કે અશુભ પ્રવૃત્તિમાં સહાયક બનનાર દ્રવ્ય જે અવસ્થામાં વર્તમાન હોય તે ભાવાધિકરણ છે.

## હવે દ્રવ્યાધિકરણના દશ ભેદરૂપે દશ શસ્ત્રો કહેવાય છે.

૧ તરવાર આદિ વડે બીજા જીવોના હાથ-પગ-કાન-નાક અંડકોષ આદિને કાપવા

૨ અગ્નિ વડે સચેતન કે અચેતન પદાર્થોને બાળવા

૩. વિષ આદિના પ્રયોગથી બીજા જીવોને મારવા

૪. મીઠું (લવણ) સાબુ, તેજાબ આદિ પદાર્થો વડે પૃથ્વીકાયના તથા અપ્કાયના જીવોને હણવા

૫ ઘી, તેલ આદિ પદાર્થોથી પૃથ્વીકાયના જીવોનો નાશ કરવો.

૬ ક્ષાર પદાર્થના પ્રયોગથી બીજા જીવોની ચામડી, માંસ વગેરેને કાપવાનું કરવું

૭ કાંજી રાખ તથા બીજા પણ તેવા પ્રકારના દ્રવ્યો પૃથ્વી ઉપર નાખીને તે જીવોનો ઘાત કરવો

૮. ઉપયોગ રાખ્યા વિના મનને પ્રવર્તાવવું.

૯. ઉપયોગ રાખ્યા વિના વચનનો પ્રયોગ કરવો.

૧૦. ઉપયોગ રાખ્યા વિના શરીરનુ હલન-ચલન કરવુ.

## હવે ભાવાધિકરણ ૧૦૮ પ્રકારે છે.

સરંભ, સમારંભ અને આરંભ આ ત્રણે આશ્રવોને મન, વચન તથા કાયાથી કરવાં, કરાવવાં અને અનુમોદવાં તથા તે પણ ક્રોધ-માન-માયા અને લોભથી કરવાં આ પ્રમાણેઃ-૩×૩×૩×૪=૧૦૮ પ્રકાર આ પ્રમાણે થાય છે

સંરંભ—બીજા કોઈ પણ જીવને મારવાનો ઈરાદો કરવો. જૂઠ બોલવા માટે, જૂઠી સાક્ષી દેવા માટે, બીજાને કલંક દેવા માટે, ચાપણબોલવવાં માટે, ચોરી કરવા માટે, ભેળસેળ કરવા માટે, કૂટ તોલ-કૂટ માપ રાખવા માટે, પરસ્ત્રીને ભોગવવા માટે તથા પરપુરુષને ભોગવવાં માટે, તેમજ પરિગ્રહ વધારવા માટે, મન, વચન તથા કાયાનો સંકલ્પ કરવો તે સંરભ આશ્રવ છે.

સમારંભ—ઉપર્યુક્ત કાર્યોને સફળ કરવા માટે તેવા પ્રકારની તૈયારી કરવી તે દ્રવ્યથી અને ભાવથી તૈયારીને સમારંભ કહેવાય છે

આરંભ—અને તે તૈયારી કર્યા પછી શસ્ત્રવડે જીવોને મારી જ નાખવાં. જૂઠ બોલવુ, ચોરી કરવી, ખોટા વ્યાપાર કરવાં, પરસ્ત્રી ગમન કરવું. આદિ પાપ ભરેલી ક્રિયાઓ કરવી તે આરંભ નામનો આશ્રવ છે.

# ૧૦૮ પ્રકારના આશ્રવનો કોષ્ટક

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ મનથી સંરંભ ક્રોધપૂર્વક કરવો. | | | | ૨ મનથી સમારંભ ક્રોધપૂર્વક કરવો. | | | |
| ,, | ,, | ,, | કરાવવો | ,, | ,, | ,, | કરાવવો. |
| ,, | ,, | ,, | અનુમોદવો. | ,, | ,, | ,, | અનુમોદવો. |
| વચનથી | ,, | ,, | કરવો. | વચનથી | ,, | ,, | કરવો. |
| ,, | ,, | ,, | કરાવવો. | ,, | ,, | ,, | કરાવવો. |
| ,, | ,, | ,, | અનુમોદવો | ,, | ,, | ,, | અનુમોદવો. |
| શરીરથી | ,, | ,, | કરવો. | કાયાથી | ,, | ,, | કરવો. |
| ,, | ,, | ,, | કરાવવો. | ,, | ,, | ,, | કરાવવો. |
| ,, | ,, | ,, | અનુમોદવો. | ,, | ,, | ,, | અનુમોદવો. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૩ મનથી આરંભ ક્રોધપૂર્વક કરવો. | | | | ૪ મનથી સંરંભ માનપૂર્વક કરવો. | | | |
| ,, | ,, | ,, | કરાવવો. | ,, | ,, | ,, | કરાવવો. |
| ,, | ,, | ,, | અનુમોદવો | ,, | ,, | ,, | અનુમોદવો. |
| વચનથી | ,, | ,, | કરવો | વચનથી | ,, | ,, | કરવો. |
| ,, | ,, | ,, | કરાવવો | ,, | , | , | કરાવવો. |
| ,, | ,, | ,, | અનુમોદવો | ,, | ,, | ,, | અનુમોદવો |
| કાયાથી | ,, | ,, | કરવો | કાયાથી | ,, | ,, | કરવો |
| ,, | ,, | ,, | કરાવવો. | ,, | ,, | ,, | કરાવવો. |
| ,, | ,, | ,, | અનુમોદવો. | ,, | ,, | ,, | અનુમોદવો. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૫ મનથી સમારંભ માનપૂર્વક કરવો. | | | | ૬ મનથી આરંભ માનપૂર્વક કરવો | | | |
| ,, | ,, | ,, | કરાવવો. | ,, | ,, | ,, | કરાવવો. |
| ,, | ,, | ,, | અનુમોદવો. | ,, | ,, | ,, | અનુમોદવો. |
| વચનથી | ,, | ,, | કરવો | વચનથી | ,, | ,, | કરવો |
| ,, | ,, | ,, | કરાવવો | ,, | ,, | ,, | કરાવવો |
| ,, | ,, | ,, | અનુમોદવો | ,, | ,, | ,, | અનુમોદવે |
| કાયાથી | ,, | ,, | કરવો | કાયાથી | ,, | ,, | કરવો. |
| ,, | ,, | ,, | કરાવવો. | ,, | ,, | ,, | કરાવવો |
| ,, | ,, | ,, | અનુમોદવો | ,, | ,, | ,, | અનુમોદવો. |

| ૭ મનથી | સંરંભ | માયાપૂર્વક | કરવો |
|---|---|---|---|
| ,, | ,, | ,, | કરાવવો |
| ,, | ,, | ,, | અનુમોદવો. |
| વચનથી | ,, | ,, | કરવો. |
| ,, | ,, | ,, | કરાવવો. |
| ,, | ,, | ,, | અનુમોદવો. |
| કાયાથી | ,, | ,, | કરવો |
| ,, | ,, | ,, | કરાવવો |
| ,, | ,, | ,, | અનુમોદવો |

| ૮ મનથી | સમારંભ | માયાથી | કરવો. |
|---|---|---|---|
| ,, | ,, | ,, | કરાવવો. |
| ,, | ,, | ,, | અનુમોદવો |
| વચનથી | ,, | ,, | કરવો |
| ,, | ,, | ,, | કરાવવો. |
| ,, | ,, | ,, | અનુમોદવો. |
| કાયાથી | ,, | ,, | કરવો |
| ,, | ,, | ,, | કરાવવો |
| ,, | ,, | ,, | અનુમોદવો. |

| ૯ મનથી | આરંભ | માયાપૂર્વક | કરવો. |
|---|---|---|---|
| ,, | ,, | ,, | કરાવવો |
| ,, | ,, | ,, | અનુમોદવો. |
| વચનથી | ,, | ,, | કરવો |
| ,, | ,, | ,, | કરાવવો. |
| ,, | ,, | ,, | અનુમોદવો. |
| કાયાથી | ,, | ,, | કરવો |
| ,, | ,, | ,, | કરાવવો. |
| ,, | ,, | ,, | અનુમોદવો. |

| ૧૦ મનથી | સંરંભ | લોભપૂર્વક | કરવો |
|---|---|---|---|
| ,, | ,, | ,, | કરાવવો |
| ,, | ,, | ,, | અનુમોદવો. |
| વચનથી | ,, | ,, | કરવો |
| ,, | ,, | ,, | કરાવવો |
| ,, | ,, | ,, | અનુમોદવો. |
| કાયાથી | ,, | ,, | કરવો. |
| ,, | ,, | ,, | કરાવવો. |
| ,, | ,, | ,, | અનુમોદવો |

| ૧૧ મનથી | સમારંભ | લોભપૂર્વક | કરવો |
|---|---|---|---|
| ,, | ,, | ,, | કરાવવો. |
| ,, | ,, | ,, | અનુમોદવો. |
| વચનથી | ,, | ,, | કરવો. |
| ,, | ,, | ,, | કરાવવો |
| ,, | ,, | ,, | અનુમોદવો |
| કાયાથી | ,, | ,, | કરવો |
| ,, | ,, | ,, | કરાવવો |
| ,, | ,, | ,, | અનુમોદવો. |

| ૧૨ મનથી | આરંભ | લોભપૂર્વક | કરવો॥ |
|---|---|---|---|
| ,, | ,, | ,, | કરાવવો |
| ,, | ,, | ,, | અનુમોદવો |
| વચનથી | ,, | ,, | કરવો. |
| ,, | ,, | ,, | કરાવવો. |
| ,, | ,, | ,, | અનુમોદવો. |
| કાયાથી | ,, | ,, | કરવો. |
| ,, | ,, | ,, | કરાવવો. |
| ,, | ,, | ,, | અનુમોદવો. |

પૃષ્ટ ૨૪૩-૨૪૪ પ્રમાણેના કોષ્ટકથી ભાવાધિકરણના ૧૦૮ ભેદ સ્પષ્ટ જાણી શકાય છે.

આપણા જીવનમાં ઉપદેશ પદ્ધતિની કરૂણતા જ રહી છે કે સૌ કોઈએ સ્વર્ગ અને મોક્ષનો માર્ગ જ બતાવ્યો છે પણ પાપત્યાગની પ્રમુખતા તો જિનેશ્વરદેવો એ જ ફરમાવી છે જીવનમાં પુણ્યકર્મની પ્રાપ્તિ કદાચ બે વર્ષ મોડી થશે તો એ ખાસ વાંધો આવે તેમ નથી. પણ પાપકર્મની ત્યાગભાવના અને તે પાપોને ત્યાગવાનો પ્રારંભ તો આજથી જ શરૂ થઇ જવો જોઈએ.

પાપના ત્યાગ વિના પુણ્ય કર્મ શું ફળ આપશે? એ તો કેવળી ભગવાન જાણે! પુષ્પપૂજા કરવાથી કુમારપાળ રાજાએ ૧૮ દેશનુ રાજ્ય મેળવ્યુ આ વાત ૧૬ આના સત્ય હોવા છતાં પણ 'પુષ્પમા પણ જીવ છે' 'પુષ્પની એક એક પાખડીમાં એક એક જીવ છે' આ વાતનું ધ્યાન રાખ્યા વિના અવિવેકપૂર્વક કેવળ ચર્મ-ચક્ષુને ગમ્યું તે ખરૂ. આ પ્રમાણેની પુષ્પપૂજા કરવાથી આપણને પણ ૧૮ દેશનું રાજ્ય મળશે કે? એ તો કેવળી ભગવાન જાણે! માટે જ પાપના ત્યાગની ભાવના સૌથી પહેલા કેળવવી એ હિતાવહ છે.

જપમાળાના ૧૦૮ મણકા જ આ ૧૦૮ આશ્રવોના સુચક છે. એક મણકે એક એક આશ્રવ યાદ રાખવો જોઇએ તો એક દિવસ આપણને માટે એવો આવશે કે આપણા જીવનમાંથી આશ્રવનો ત્યાગ થતો જશે અને આપણે સવર ભાવે કેવલી થઈશું

## હવે અજીવાધિકરણના ભેદો જાણીએ.

તેના ચાર ભેદ છે ૧ નિર્વર્તના. ૨ નિક્ષેપ ૩ સંયોગ. ૪ નિસર્ગ. નિર્વર્તના પણ મૂળગુણ નિર્વર્તના અને ઉત્તરગુણ નિર્વર્તના રૂપે બે ભેદે છે.

મૂળ ગુણ નિર્વર્તનાના પણ ઔદારિક, વૈક્રિય આહારક, તૈજસ અને કાર્મણરૂપે પાચ પ્રકારના શરીર તથા વચનપ્રાપ્તિ, મનપ્રાપ્તિ પ્રાણ અને અપાન રૂપે છે કારણકે શરીર આદિ કર્મબધનનુ જ કારણ છે.

ઉત્તરગુણ નિર્વર્તના એટલે શરીરનાં અંગોપાંગ વગેરે દુષ્ટતાપૂર્વક પ્રવર્તન થતાં. શરીરો જેમ પાપકર્મને બાધવાના કારણો છે તેમ હાથ-પગ-આખ-નાક વગેરે અગોપાગોથી પણ પાપની પ્રવૃત્તિ થાય છે.

બીજા પણ ઉત્તરગુણ નિર્વર્તનાના પ્રકારો આ પ્રમાણે છે.

બનાવટી લાકડાનો અથવા કપડાનો પુરુષ બનાવવો. અથવા કપડાના તેવા પ્રકારનાં પુતલા, ઢીગલા, અથવા ઢીગલી બનાવવાં, તે અને ચિત્રકર્મ કરવાં આ ત્રણે આશ્રવરૂપે એવી રીતે થશે કે આપણે બનાવેલો બનાવટી પુરુષ, ઢીગલો, ઢીગલી વગેરે બીજાને પણ પાપ કર્મની ભાવના કરાવવા માટે સમર્થ બનશે.

કોઇકે સમયે આપણા બનાવેલા ચિત્રો ઉપર તથા ઢીગલી ઉપર આપણને પણ મોહ ઉદ્દ્ભવી શકે છે.

## હવે નિક્ષેપાધિકરણના ચાર ભેદ છે

૧ અપ્રત્યાવેક્ષિત, ૨ દુષ્પ્રમાર્જિત ૩ ઔદ્દેશિક અને ૪ અનાભોગિક. એટલે કે બરાબર જોયા વિના ઉતાવળથી કોઈપણ વસ્તુને ઉપયોગ વિના લેવી તથા મૂકવી આને નિક્ષેપાધિકરણ ક્રિયા કહેવાય છે ચરાચર જીવરાશિથી ભરેલા આ સંસારમાં તેવી રીતેજ રહેવુ જોઇએ બેસવુ જોઈએ યાવત્ કોઈપણ વસ્તુને લેવી તથા મૂકવી જોઇએ જેથી નિરર્થક જીવહત્યા ન થવા પામે. આપણા

પ્રમાદના કારણે મરનારો જીવ પ્રાય કરીને શ્રાપ દઈને મરે છે, એટલે તે પાપના કે શ્રાપના ફળો ભવભવાતરમા ભોગવવા પડે છે. ઘણીવાર એવુ બને છે કે જે માણસ સાથે આપણને કંઈ પણ લેણાદેણી નથી, જાતપાતનો કે સગાસબધીનો કોઈ પ્રસગ નથી, છતા પણ તે જીવ જ્યારે આપણા ઉપર જીવલેણ હુમલો કરે છે, આપણા ગૃહસ્થાશ્રમને કલકિત કરે છે, આપણી બેન બેટીને બગાડે છે, ત્યારે આપણે હેરાન-હેરાન થઈ જઈએ છીએ આવા પ્રસગે આપણા મોઢામાથી એકજ શબ્દ નીકળે છે કે 'આ માણસ માગ કયા ભવનો વૈરી હશે ?' માટે જીવદયા-અભયદાન જેવો એક પણ ધર્મ નથી, અને જીવહત્યા જેવુ એક પણ પાપ નથી. આમ સમજીને આપણી પ્રત્યેક ક્રિયામાં ઉપયોગ રાખવો જોઈએ. અને નિરર્થક જીવહત્યામાથી આપણા મન-વચન અને શરીરને બચાવી લેવાં જોઈએ આજ એક માનવતા છે. માનવકૃત્ય છે અને ધર્મ પામવાનુ પહેલું પગથીયુ છે આજ વાતનું રહસ્ય આ નિક્ષેપાધિકરણ આશ્રવ સમજાવે છે

## જ્યારે સયોજનાધિકરણ પણ બે ભેદે છે

૧ ભક્તપાન સયોજનાધિકરણ, ૨ ઉપકરણ સયોજનાધિકણ. જૈન શાસન જ આશ્રવના ઉંડાણમાં ઉતરીને તથા સાધક માત્રને ઉતારીને અલૌકિક કલ્યાણ કેટલુ બધુ કરે છે તે જોવા જેવું છે. સયમ લેવો એ જેટલો દુષ્કર નથી તેનાથી પણ વધારે દુષ્કર છે.

૧. રસાસ્વાદનો ત્યાગ અને ૨ આહાર સજ્ઞાનુ મારણ.

જીવનમાં અનાદિકાળથી પડેલી રસનેન્દ્રિયની લોલુપતાને લઈને ભોજનમાં ટેસ્ટ (સ્વાદ) લાવવા માટે જૂદી જૂદી જાતના ચૂર્ણ,

મેથીયુ, રાઈયુ, અથાણું, મીઠુ; મરચું, ચટણી ખાંડ-ગોળ, વઘાર વગેરેનું મિશ્રણ કરે છે. પ્રાપ્ત થયેલા ભોજનમાં સ્વાદની ખામીને દૂર કરવા માટે સ્વાદજનક પદાર્થનુ મિશ્રણ કરવાની ભાવનાને પણ ભગવતીસૂત્ર આશ્રવમાર્ગ કહે છે ચહા, દૂધ, ઠડા હોય તેને ગરમ કરાવવાની ભાવના તથા તેમાં ખાંડ ઓછી હોય કે ન હોય તેને મેળવવાની ભાવના પણ આશ્રવમાર્ગનો પ્રકાર છે અમૂક પદાર્થ અમૂક પ્રકારના જ હોય તો ગળે ઉતરે. અમૂક લાડવા તથા દહિ તેવા પ્રકારના જ હોય તો ટેસ્ટપૂર્વક ખાઈ શકાય આ તથા આના જેવી બીજી લોલુપતામાં આશ્રવનોજ ચમત્કાર પ્રત્યક્ષ દેખાય છે.

ત્યારે ઉપકરણ સયોજનાધિકરણનો અર્થ પણ ઉપરની જેમ જ સમજવાનો છે. જેમકે સંથારિયાની કોર ઉપર, ઓઘારિયા કે ખભાની કામળી ઉપર ગોમૂત્રિકા ભરાવવી જ જોઈએ. તોજ સારૂં દેખાય અને શરીરમા પોઝીશનનો રંગ જામે. આ ભાવનાને પણ ભગવતી સૂત્રકાર આશ્રવી ભાવના કહે છે

મનજીભાઈ જ્યારે ઇન્દ્રિયોના ગુલામ અને પોઝીશનના સપનાંમાં રાચતા હોય છે ત્યારે જ આવુ બને છે.

## હવે નિસર્ગાધિકરણના પણ ત્રણ ભેદ છે:–

૧. મનોનિસર્ગાધિકરણ, ૨ વચનનિસર્ગાધિકરણ, ૩ કાયનિસર્ગાધિકરણ. ગત ભવમાં ઉપાર્જન કરેલી. મનપર્યાપ્તિ વચનપર્યાપ્તિ અને શરીરપર્યાપ્તિને લઈને આ ભવમા મન, વચન અને કાયાની પ્રાપ્તિ થાય છે. પણ દુર્બુદ્ધિવશ સત્યધર્મ સમજવામા નથી આવતો ત્યારે આ ત્રણે યોગો આશ્રવ કર્મમાં જ રાચ્યામાચ્યા રહે છે અને ઘણા પુણ્યથી મેળવેલા મનુષ્ય અવતારમાં પાપકર્મની સેવના કરીને

આ ક્રિયાને વેદનાના પ્રશ્નોત્તરોનો સાર એ છે કે–પહેલાં ક્રિયા થાય છે, ને પછી વેદના થાય છે. ક્રિયા નિર્ગ્રંથોને પણ હોય છે શ્રમણોને પ્રમાદને લીધે અને શરીરાદિકની પ્રવૃત્તિના કારણે થાય છે.卐[૪૨]

---

ઘણા લાંબા કાળને માટે દુર્ગતિમા જવુ પડે છે. મનરૂપે પરિણમનને પામેલા મનોવર્ગણા રૂપ દ્રવ્યનો ચિન્તનાદિ દ્વારા ત્યાગ કરવો તે મનોનિસર્ગાધિકરણ છે.

અહીં આશ્રવનો પ્રસગ હોવાથી મનમા ખરાબ ચિન્તન, બીજાના દ્રોહનુ ચિન્તન સમજવાનુ છે પણ ભગવત્ ચિન્તન વગેરે પવિત્ર ચિન્તન સમજવાનુ નથી

ભાષારૂપે પરિણમેલા ભાષા વર્ગણાના પુદ્ગળોને ઉપદેશવડે ત્યાગ કરવા તે વચન નિસર્ગાધિકરણ કહેવાય છે અહીં પણ ઉપદેશનો અર્થ સ્વચ્છન્દ ભાષણ સમજવાનુ છે.

કાય નિસર્ગાધિકરણ એટલે કે ગન્દા કાર્યો કરીને અપજશના ભયે પોતાના શરીરનુ છેદન કરવુ, અગ્નિથી મરી જવુ, પાણીમાં ડુબી જવુ, ગળે ફાસો ખાવો, ઝેરનો વાટકો પીવો, આદિ કારણોથી શરીરનો ત્યાગ કરવો પડે છે તે આ આશ્રવને આભારી છે.

અધર્મમા રાચીને પ્રમાદવશ શરીરને વચનને તથા મનને કન્ટ્રાલમા નહી રાખવા તે નિસર્ગાધિકરણનો અર્થ છે

## કર્મ પહેલા કે વેદના પહેલા ?

卐 ૪૨ ક્રિયા પહેલી કે વેદના પહેલી ? આ પ્રશ્નોત્તરમાં આપણને સૌને નવાઇ લાગે છે કે–જેમ આ વાત આબાળગોપાળ

થિએટર પર આવી જાય છે. અને પૂર્વભવથી સાથે લાવેલા કર્મોને અનુસાર શુભ-અશુભ ચેષ્ટા કરવા લાગી જાય છે. સારાંશ કે કોઈ પણ વસ્તુનો સમય પાકયા વિના આ સંસારમાં કંઈ પણ બનતુ નથી યદ્યપિ કાળ તત્ત્વમાં પણ ભાગ્ય, નિયતિ, પુરુષાર્થ વગેરેનો સહકાર પણ અવશ્યભાવી છે

તેવીજ રીતે આજના કરેલા કરાવેલા, તથા અનુમોદેલા શુભાશુભ કર્મો પણ આજના આજેજ ફળ દેવા માટે પ્રાયઃ કરીને તૈયાર થતા નથી કેમકે જીવાત્માના પ્રતિપ્રદેશે ચાર, પાચ, દશ, સખ્યાત, અને અસંખ્યાત ભવોના કરેલા કર્મો પણ ચોંટેલા છે. ત્યારે આપણે સહજ સમજી શકીએ છીએ કે પ્રાય. કરીને જૂના કરેલા કર્મોનો સમય પહેલા પાકશે અને આજના કરેલા કર્મોનો પરિપાક સમય જતા પછીથી થશે. જેવી કર્મની સ્થિતિ.

આજનો કસાઈ કર્મ કરનાર પોતાના પહેલાના ભવમા કસાઈજ હોવો જોઈએ એવો નિયમ કોઈને પણ માન્ય નથી કદાચ તેને દયા-દાન-પુણ્ય તથા ધર્મ કરીને પોતાની ધર્મરાજાની બેંક ખૂબ મજબુત પણ બનાવી દીધી હશે? આ પ્રમાણે એક ભવમાં તે પુણ્ય કર્મ પણ ભેગો કરતો જાય અને બીજી બાજુ હિંસક વૃત્તિને પણ પોષતો હોય છે આ પ્રમાણે મરતી સમયે કસાઇને પણ ધર્મધ્યાનની લેશ્યા અને દાનેશ્વરી તથા દયાલુ માણસને પણ હિસક ભાવનાની લેશ્યા વટાવી શકાય છે. કેમકે અસ્થિર અને અજ્ઞાની માણસની ભાવલેશ્યાઓ નિમિત્તને લઈને પ્રતિક્ષણે બદલાતી રહે છે. ઉપર પ્રમાણેના કારણોને લઈ જીવાત્મા આ ભવમાં કસાઈ પણ બન્યો છે અને શ્રીમંત પણ બન્યો છે મમ્મણશેઠના પૂર્વભવીય જીવે મુનિરાજને સત્પાત્ર સમજીને લાડવો પણ આપ્યો છે (વ્હોરાવ્યો છે) તે સમયે તેમની શુભ લેશ્યાઓ કેટલી બધી સરસ

હતી પણ નિમિત્ત બદલાતા જ અશુભ લેશ્યાએ પણ દેખાવો દીધો છે અને સત્પાત્રમા આપેલો લાડવો પાછો મેળવવા માટે મુનિરાજ સાથે ખરાબ વર્તન પણ કરતા વાર લાગી નથી બસ! આજ કારણે પૂર્વભવની શુભ લેશ્યામાં જે દાન આપ્યુ હતુ તેથી તે મમ્મણ શેઠ શ્રીમત બન્યો પણ અશુભ લેશ્યાથી અશુભ કર્મો પણ સાથે જ બાંધ્યા હતા. તે કારણે આખી જીન્દગી નરકગતિને યોગ્ય જ કર્મો ભેગા કર્યા છે અને મરીને નરકના અતિથિ બન્યા છે આ પ્રમાણે આજના કસાઈ તથા ગણિકાકાર્યને કરનારાઓ માટે પણ ઘટાવી લેવુ જોઈએ

ત્રણે લોકના ત્રિકાળવર્તી પદાર્થોને પ્રત્યક્ષ કરનારા કેવળજ્ઞાની ભગવતો જ પ્રત્યેક પદાર્થોની યથાર્થતા જાણી શકવા માટે સમર્થ હોય છે માટેજ તેમનુ શાસ્ત્ર સમ્યગ્જ્ઞાન છે

## કર્મોનાં અબાધા કાળ

આજના અત્યારના સમયે અત્યન્ત મોહકર્મમા રાચ્યો માચ્યો જીવ જે સમયે મોહાધીન બનીને સસારના ભોગવિલાસમાં તથા ક્રોધ-માન-માયા અને લોભમા અધ બનીને જેવા આશયથી, જે તીવ્રતાથી, જે જીવોની સાથે કર્મબધન કરે છે ત્યારે તેજ સમયે બાધેલા કર્મોનો 'અબાધા' કાળ પણ નક્કી થઈ જાય છે

અબાધા કાળ એટલે બાધેલા કર્મો અમૂક સમય પછી જ ઉદયમા આવે તે પહેલા નહી, એટલે ઉદયમા ન આવે ત્યાસુધીના કાળને અબાધાકાળ કહે છે માટે આ પ્રશ્નના ઉત્તરમા પણ ભગવાન ફરમાવે, છે. 'વેદના માત્ર કર્મજન્ય જ હોય છે. અથાત્ પહેલા કર્મો કરાય છે પછી તેની વેદના ભોગવવાની હોય છે. ગતભવને આપણે

પ્રસિદ્ધ છે "જેવી કરણી તેવી ભરણી" 'હાથના કીધા હૈયે વાગ્યા' 'જો જસ કરહી વો તસ ફળ ચાખા' "કર્મણો હિ પ્રધાનત્વ..." "તસ્મૈનમઃ કર્મણે" "ક્ષીણે પુણ્યે મર્ત્યલોકે વિશન્તિ" "યાવત્ પુણ્યમિદસદાવિજયતે પુણ્યક્ષયેક્ષીયતે' આના જેવી હજારો-લાખો ઉક્તિઓમાં એકજ વાતનો રણકાર છે કે પહેલા કર્મ (ક્રિયા) કરાય છે અને પછી ફળ ભોગવાય છે છતા પણ છઠ્ઠા ગણધર મંડિતપુત્ર દેવાધિદેવ ભગવાનને પૂછે છે કે હે પ્રભો! કર્મ પહેલા હોય છે? કે વેદના પહેલી હોય છે?

આ પ્રશ્નનાં મૂળમા કયો આશય હશે? તે તપાસીએ તે પહેલા એક વાતને જાણી લઇએ કે ગણધર ભગવતો ચાર જ્ઞાનના માલિકો હોય છે છતા સમવસરણમા બેઠેલા બીજા ભાગ્યવતોને જ્ઞાન ઉપાર્જન કરાવવાના આશયથી પણ પૂછે છે.

ઘણીવાર જીવવિશેષને કર્મો જૂદા અને ફળાદેશ જૂદો જણાય છે. જેમકે :- એક જન કસાઇ કર્મને કરનાર છે છતા એ તેની પાસે બંગલો, મોટર, ટેલીફોન, ટેલીવિજન, સ્ત્રી, પુત્રપરિવાર છે અને પુત્ર-પુત્રિઓના લગ્નમાં હજારો રૂપીઆ ખર્ચે છે ગણિકાની બેટી આજીવન ગણિકા કૃત્ય કરે છે અને માલ-મસાલા સાથે નાગરવેલના પાન ચાવ્યા કરે છે અને વૈભવપૂર્ણ જીવન પસાર કરે છે. જ્યારે એક ગૃહસ્થ ધર્મધ્યાન કરે છે અને દરિદ્ર છે. તેર સાંધે ત્યા તેર તૂટે છે આવી વિકટ પરિસ્થિતિમાથી તેના ગૃહસ્થાશ્રમ પસાર થાય છે.

ત્રીજા માણે અમન-ચમન પૂર્ણ જીવનની મોજ માણે છે, છતાંએ તે પુણ્યકર્મીને સર્પ દશ દે છે અને મરી જાય છે.

સતીત્વધર્મની ચરમસીમાને પાલન કરનારી સીતા-દમયંતી

તથા દ્રૌપદી આદિને વનવાસ ભોગવવા પડયા છે અને તેમનો ઘણો લાંબો સમય રોતા રોતા પૂરો થાય છે

અને મૌનવ્રતધારી, સૌનો હિતેચ્છુ, બાળબ્રહ્મચારી પણ ટી-બીના રોગથી, દમના રોગથી તથા ઉધરસની ભયકર બીમારીને ભોગવતાં આયુષ્ય પૂર્ણ કરે છે

આના જેવા તો હજારો પ્રસગો આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ ત્યારે આપણા અજ્ઞાત મનમા પણ આજ પ્રશ્ન ઉદ્ભવે છે કે આમ કેમ બનતુ હશે ? આવી સ્થિતિમાં જૈન શાસ્ત્રો જ આપણને સમજુતી આપે છે. તે આ પ્રમાણે :-અનાદિકાળના સસારમા મિથ્યાજ્ઞાન-પ્રમાદ-કપાય અને અવિરતિને લઈને ઉપાર્જન કરેલા અને પ્રત્યેક ભવમા મોહ તથા માયાના સેવનથી વધારી મૂકેલા કર્મો જીવના પ્રદેશો સાથે દૂધ અને સાકરની જેમ મિશ્રિત-એકાકાર થયેલા છે.

તે કારણે સસારની રગભૂમિ ઉપર રખડપટ્ટી કરનારો આ જીવાત્મા પોતાના કરેલા શુભાશુભ કર્મોના ફળોને ભોગવે છે

આંબાના ઝાડ ઉપર લાગેલી માટે પ્રત્યક્ષ દેખાતી લીલા રગની કઠણ કેરી આજની આજ મીઠી થતી નથી પીલા રગની થતી નથી અને નરમ બનતી નથી ગર્ભમાં પડેલો જીવ આજે જ મોટો થતો નથી, અને સસારના રગ મડપમા આવવાં માટે સમર્થ બનતો નથી

પણ સમય જતા તે કેરી પોતાની મેળે અથવા પ્રયત્ન વિશેષથી પાકે છે તથા સૌને પોતાના મીઠા રસથી તૃપ્ત કરે છે. નવ મહિના પૂરા થયે જીવ પોતાની મેળે જ પુરુષ વિશેષ આદિ કોઈના પણ પ્રયત્ન વિના અપાન વાયુની સહાયતાથી સસારના

| | |
|---|---|
| અસંખ્યાત સમય | ૧ આવલિકા |
| ૨૫૬ આવલિકા | ૧ ક્ષુલ્લક ભવ |
| ૧૭ાા ક્ષુલ્લક ભવ | ૧ શ્વાસોશ્વાસ (પ્રાણ) |
| ૭ પ્રાણ | ૧ સ્તોક |
| ૭ સ્તોક | ૧ લવ |
| ૩૮ાા લવ | ૧ ઘડી |
| ૨ ઘડી | ૧ મુહૂર્ત |
| ૧ સમયન્યૂન બેઘડી | ૧ ઉત્કૃષ્ટ અન્તમુહૂર્ત |
| ૩૦ મુહૂર્ત | ૧ દિવસ |
| ૧૫ દિવસ | ૧ પક્ષ (પખવાડીયુ) |
| ૨ પક્ષ | ૧ મહિનો |
| ૧૨ મહિના | ૧ વર્ષ |
| ૮૪ લાખ વર્ષ | ૧ પૂર્વાંગ |
| ૮૪ લાખ પૂર્વાંગ એટલે | |
| ૭૦૫૬૦૦૦૦૦૦૦૦૦૦ વર્ષ | ૧ પૂર્વ |
| અસંખ્યાત વર્ષ | ૧ પલ્યોપમ |
| ૧૦ કોડાકોડી પલ્યોપમ | ૧ સાગરોપમ |
| ૧૦ કોડાકોડી સાગરોપમ | ૧ ઉત્સર્પિણી કાળ |
| ,, ,, | ૧ અવસર્પિણી કાળ |
| ૨૦ કોડાકોડી સાગરોપમ | ૧ કાળચક્ર |
| અનંત કાળચક્ર | ૧ પુદ્ગલ પરાવર્તન કામ |

(નવતત્ત્વ પ્રકરણ મહેસાણા)

એક કરોડની સંખ્યાને એક કરોડની સંખ્યાથી ગુણાકાર કરવાથી એક કોડાકોડી થાય છે. એવા દશ કોડાકોડી પલ્યોપમનો એક સાગરોપમ થાય છે આજ પ્રમાણે ત્રીસ કોડાકોડી સાગરોપમ અને ૭૦ કોડાકોડી સાગરોપમ જાણવા. ૧૦ કોડાકોડી સાગરોપમની એક

ઉત્સર્પિણી અને ૧૦ કોડાકોડી સાગરોપમની એક અવસર્પિણી થાય છે આ બન્ને કાળોમા એક એક ચોવીસી તીર્થંકર દેવોની થાય છે.

આજે મિથ્યાત્વને લઈને ઉપાર્જન કરેલું જ્ઞાનાવરણીય કર્મ ત્રણ ચોવીસી સુધી સંસારમાં પરિભ્રમણ કરાવશે. અને અત્યન્ત કષાયાધીન બનીને ઉપાર્જેલું મોહનીયકર્મ સાત ચોવીસી સુધી આપણું આત્મકલ્યાણ સાધવા નહીં દે. આ પ્રમાણે સસારમાં કર્મવશ બનીને અનંત પુદ્ગલ પરાવર્તન આપણે પૂરા કર્યા છે.

અબાધા કાળ દરમ્યાન એટલે કે ઉત્કૃષ્ટ પ્રકારે ૭૦ કોડાકોડી સાગરોપમનું મોહનીય કર્મ બાંધ્યું હોય તો ૭૦૦૦ હજાર વર્ષ પહેલા આ કર્મ કંઈ પણ હાનિ કરી શકે તેમ નથી. આ કાળ પૂરો થયે છતે જ મોહનીયકર્મ ઉદયમાં આવશે. સરળાર્થ આ છે કે સાત હજાર વર્ષ વીત્યા પછી ૭૦ કોડાકોડી સાગરોપમના કાળ સુધીમાં ગમે ત્યારે પણ આ કર્મ ઉદયમાં આવી શકશે.

સમુદ્ર જેમ અગાધ અને અનંત છે તેમ સસાર પણ અગાધ અને અનત છે આજે જે જીવાત્મા સાથે કષાયોની ભયકર પરવશતાને લઈને અત્યુત્કટ-વૈરાનુબન્ધ પડ્યો, જે જીવ આપણા હાથે મર્યો, જેની સાથે રાગ-દ્વેષની તીવ્ર ગાંઠ બંધાણી, અથવા મૃષાવાદ અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ વધારવા માટે જે જીવો સાથે આપણે કર્મની ગાંઠમા બધાણા છીએ. તે તે જીવોનો જે ભવમાં આપણો અને તેનો સગમ થશે ત્યારે તેનુ ફળ ભોગવવુ પડશે.

મહાવીરસ્વામી પરમાત્માની જ વાત કરીએ. મોટા અને છેલ્લા સત્તાવીશ ભવની અપેક્ષાએ અઢારમા ભવમાં શ્રેયાંસનાથ ભગવાનના શાસનમા ભગવાન મહાવીરસ્વામીનો જીવ ત્રિપૃષ્ઠ વાસુદેવના અવતારને પામ્યો હતો, ત્યાં ૮૪ લાખ વર્ષનુ આયુષ્ય

હતું. તેમાં ૮૩ લાખ અને ૪૯ હજાર વર્ષ સુધી તેમણે વાસુદેવ પદને ભોગવ્યુ હતું. તે સમયે શય્યાપાલકના કાનમાં અતિરોષે ભરાઈને ગરમાગરમ શીશું (કથીર) રેડાવ્યું હતું તે સમયે નિકાચિત બાંધેલું અસાતા વેદનીય કર્મ નવ ભવ પછી અર્થાત્ કર્મના બંધ થયા પછી ૮૦ સાગરોપમ ઉપર બે કરોડ લગભગ વર્ષો વીત્યા પછી મહાવીર સ્વામીના ભવે ગોવાલાએ કાનમા ખીલા ઠોકયા તે રૂપે ઉદયમાં આવ્યુ છે. આ કર્મ બાંધ્યા પછીની વિગત આ પ્રમાણે છે.

૧૮ મા ભવે ત્રિપૃષ્ઠ વાસુદેવ થયા. જ્યાં ૮૩ાા લાખ વર્ષનો સમય હતો.

૧૯ મો ભવ સાતમી નરકનો છે જ્યાં ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમનું આયુષ્ય છે.

૨૦ મા ભવે સિંહના અવતારને પામ્યા છે

૨૧ મા ભવે ચોથી નરકમાં જાય છે જ્યાં ૧૦ સાગરોપમની આયુષ્ય મર્યાદા છે

૨૨ મા ભવમા વિમલરાજકુમાર તરીકે થાય છે.

૨૩ મા ભવમાં પ્રિયમિત્ર ચક્રવર્તી થાય છે, જ્યાં ૮૪ લાખ વર્ષનો સમય છે.

૨૪ મા ભવમા શુક્ર નામે દેવલોકમાં અવતરે છે જ્યાં ૧૭ સાગરોપમનુ આયુષ્ય છે.

૨૫મા ભવમા નન્દન રાજકુમાર રૂપે અવતરે છે. ૨૫ લાખ વર્ષનો સમય છે.

૨૬માં ભવમાં પ્રાણત દેવલોકમાં ઉત્પન્ન થાય છે જ્યા ૨૦ સાગરોપમની આયુષ્ય સ્થિતિ છે.

## જીવાત્માની એજનાદિ ક્રિયા

જીવ હમેશાં માપપૂર્વક કંપે છે, એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાય છે. સ્પંદન ક્રિયા કરે છે. બધી દિશાઓમાં જાય છે. ક્ષોભ પામે છે, પ્રબળતા પૂર્વક પ્રેરણા કરે છે. અને તે તે ભાવને પરિણમે છે. જ્યાં સુધી જીવની આ ક્રિયા છે, ત્યાં સુધી જીવની મરણ સમયે અંતક્રિયા—એટલે મોક્ષ થતો નથી. કારણ કે આ ક્રિયા થાય છે ત્યાં સુધી જીવ આરંભ, સંરંભ અને સમારંભ કરે છે. અને જ્યાંસુધી તે જીવ ન કંપે, યાવત્ તે તે ભાવને ન પરિણમે, ત્યારે તે જીવની મુક્તિ થાય છે, કારણ કે આરભ, સંરંભ, સમારંભાદિ ક્રિયા તે કરતો નથી. 卐૪૩

---

૨૭મો ભવ મહાવીરસ્વામી તરીકે થયો છે

શય્યાપાલકની સાથે વૈરની ગાંઠમા બધાયેલાં ભગવાન અને શય્યાપાલક બંને આત્માઓ પોતપોતાની દિશામાં અનન્ત સંસારમા ભટકતાં ભટકતા ૮૦ સાગરોપમ વીત્યા પછી પાછા ભેગા થાય છે અને ગોવાળીયાના અવતારને પામેલો શય્યાપાલક, પતિતપાવન ભગવાન મહાવીરસ્વામીને જોતાજ હાડોહાડ રોષમાં આવીને ભગવાનના કાનમાં ખીલા ઠોકે છે આવી વિચિત્ર માયા જ્યારે સંસારની છે તો પાપકર્મોને દૂર કરીને પોતાના જીવનમા વીતરાગતા-સમતા-દયાલુતા સહિષ્ણુતા અને પરોપકારિતા આદિ સદ્‌ગુણોને લાવવા માટેજ પ્રયત્ન કરવો જોઈએ, જેથી આ જીવને નવા કર્મોના દ્વાર બંધ થાય અને તપશ્ચર્યા, ગુરુસેવા, વગેરે અનુષ્ઠાનોથી જૂના કર્મો ધોવાઈને સાફ થઈ જાય ત્યારેજ આત્મા શુદ્ધ થશે

卐 ૪૩ શૈલીષી અવસ્થાને પ્રાપ્ત નહી થયેલા જીવો સક્રિય હોવાના કારણે વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમને લઈને મન, વચન

અને કાયાથી એજનાદિ (કંપનાદિ) અવસ્થાઓને પ્રાપ્ત કરે છે. અને આરંભાદિમા પ્રવૃત્તિ કરનારો થાય છે. આ પ્રમાણે ગણધર ભગવંતોએ પૂછેલા પ્રશ્નોનો જવાબ ભગવાને આપ્યો છે.

શ્રાવણ મહિનાના ગાઢ વાદળાઓથી ઘેરાયેલો સૂર્ય જેમ અપ્રકાશિત હોય છે તેમ કર્મોની અસન્ત નિકાચિત અને ગાઢ અવસ્થાને લઈને આત્મા પણ મિથ્યાત્વથી ઘેરાયેલો હોય છે. પણ નદીમાં રહેલા ગોળ પાષાણની માફક સમયના પરિપાક થતાં તેજ આત્મા મિથ્યાત્વના ગાઢ અન્ધકારમાંથી કંઈક બહાર આવે છે અને વિપરીત દશામાં પરંપરાથી સ્વીકારેલી વસ્તુને માટે કંઈક વિચાર કરતાં તે જીવને સરળતા, દયાલુતા, દાન તથા પુણ્યકર્મિતા આદિ ગુણો ઉપર વિશ્વાસ થાય છે. જૈનશાસન આવી અવસ્થાને મોક્ષમાં જવા માટેની યોગ્યતા રૂપે પ્રથમ ગુણસ્થાનક તરીકે સંબોધે છે. અહીં થોડોક સતસમાગમ અને સમ્યગ્ જ્ઞાનનો ઉપદેશ જો મેળવવામાં આવે તો જીવાત્મામા એવી અપૂર્વ અને અનિવૃત શક્તિ પ્રાપ્ત થાય છે કે જેને લઈને અનાદિ કાળથી ગૂઢ દુર્ભેદ્ય અનંતાનુબંધી કષાયને તથા આત્મા ઉપર લાગેલા મિથ્યાત્વ મોહ નામના દલિકોની ગાંઠને તોડવા માટે સબળ પુરુષાર્થ કરતો કોઈ કાળે પણ નહી મેળવેલુ "સમ્યગ્ દર્શન" પ્રાપ્ત કરવા માટે સમર્થ બને છે.

## અનંતાનુબંધી કષાય

આત્માની અનંત શક્તિઓને રોકનાર કષાય છે. જેને લઈને અનંતાનંત ભવોમા બીજા જીવો સાથે સંઘર્ષમા ઉતરીને આ જીવાત્માએ પોતાનું ઘણું જ નુકશાન કર્યું છે

**'कष्यन्ते-हिंस्यान्ते प्राणिनः परस्परमस्मिन् इति कष.'**

જેનાથી જીવો પરસ્પર હણાય, લુંટાય, વિંધાય તે 'કષ' એટલે

સંસાર છે. આવા કષ અર્થાત્ સંસાર તરફ 'अयन्ते' એટલે ગમન કરાવે. બલજબરીથી સંસારની માયામાં ફસાવે તે કષાય કહેવાય છે. તેના ક્રોધ, માન, માયા અને લોભ આ મૂળ ચાર ભેદ છે. આ ચારે કષાયો અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની અને સંજ્વલન રૂપે ચાર ચાર ભેદે છે.

જોરદાર પવનનો ઝપાટો લાગે અને વાદળા કંઈક-વિખરાવવાં લાગે પછી સૂર્યનારાયણ પોતાની શક્તિથી વાદળાને ભગાડવામાં સ્વયં સમર્થ બને છે, એવી જ રીતે આત્મા ઉપરના અનંતાનુબંધી કષાય રૂપી વાદળાઓ જો એકવાર ખસી જાય અથવા ખસેડી દેવામાં આવે તો આત્મા પોતે જ પોતાની અનંત શક્તિ વડે કર્મોના વાદળાઓને ખંખેરી શકે છે

**"अनंतान् भवान् (संसारपरिभ्रमणान्) आवध्नातीति-एवं शील यस्य सः अनंतानुबंधी कषायः"** અર્થાત્ અનંતભવોમાં રખડપટ્ટી કરાવે તે અનંતાનુબંધી ક્રોધ-માન-માયા અને લોભરૂપ કષાય કહેવાય.

કોઈક વ્યક્તિ-સમાજ, જાતિ, ગામ, તથા દેશ ઉપર અમુક કારણોને લઇને જે ક્રોધ-રોષ-વૈર ઇર્ષ્યા વગેરે પોતાના આત્મામાં ઉદ્દભવે અને છેલ્લા શ્વાસોશ્વાસ સુધી પણ તેનો અંત ન થાય તે અનંતાનુબંધી ક્રોધ કહેવાય છે.

મિથ્યાજ્ઞાનને લઈને જાતિ-લાભ- કુળ ઐશ્વર્ય-બળ-રૂપ, તપ અને શ્રુત ( શાસ્ત્રીયજ્ઞાન )નું અભિમાન આવ્યુ તે જીન્દગીના છેલ્લા સમય સુધી પણ મટે નહીં તો તે અનંતાનુબંધી માન કહેવાય છે.

માયા પ્રપંચ વક્રતાને વશ થઈને પૂરી જીન્દગી સુધી સંસારમાં

ગચ્યાપચ્યા રહે અને કૂડ-કપટની જાળમાંથી બહાર નીકળે જ નહી. તે અનંતાનુબંધી માયા કહેવાય છે

પુત્રલોભ-ધનલોભ-પરિગ્રહલોભ-ઇજ્જત લોભ-પ્રતિષ્ઠા લોભ આદિમાં ફસાઈને આજીવન લોભાધ બને તો તે માનવ અનંતાનુબંધી લોભનો માલિક બનશે.

આ ચાર કષાયો સાથે મિથ્યાત્વ મોહનીયની ત્રણે પ્રકૃતિઓ કાળલબ્ધિને લઈ જ્યારે ક્ષય પામે અથવા શાન્ત થાય ત્યારે આત્માને 'સમ્યક્ત્વ'ની પ્રાપ્તિ થાય છે, જે ચોથુ 'ગુણસ્થાનક' કહેવાય છે.

અવિરતિને ભગાડ્યા પછી જ વિરતિ નામનું પાંચમું ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે.

સર્વાંશે -અવિરતિના અભાવમાં છઠ્ઠું પ્રમત્ત ગુણસ્થાનક મેળવાય છે.

આ પ્રમાણે મોક્ષ પ્રાપ્તિના ચૌદ ગુણસ્થાનક કહેવાય છે અને તેને આત્મા પોતાની શક્તિ વડે જ મેળવી શકે છે.

૧૧મું ગુણસ્થાનક ઉપશાંત નામે છે. જ્યાં મોહનીય કર્મની ૨૮ પ્રકૃત્તિઓ ઉપશાંત થાય છે પણ સત્તામાંથી ખસતી નથી. માટે જ થોડો પણ પ્રમાદ આ ગુણઠાણાના માલિકને નીચો પાડે છે. જો ચરમ શરીરી હશે ? તો નીચે પડીને પણ પાછો ક્ષપક-શ્રેણીનો આધાર લઈને ઘાતી કર્મોનો ક્ષય કરવાં માટે ભાગ્યશાલી બનશે. અન્યથા ગુણઠાણાનો કાળ પૂરો થયે. જો પતન પામે તો યાવત્ પ્રથમ ગુણઠાણે પણ પાછો જઈ શકે છે અને આયુષ્ય ક્ષય થયે પતન પામે તો સર્વાર્થ સિદ્ધ વિમાનમાં અવતાર પામીને બીજા ભવે મોક્ષ જશે.

જો તે સાધક ચરમ શરીરી ન હોય તો કર્મોના નાશ માટે એકજ 'છઠ્ઠ' તપ શેષ રહી જાય છે અથવા સાત ભવ જેટલું આયુષ્ય ઓછું હોય છે ત્યારેજ તેઓ સર્વાર્થસિદ્ધ વિમાનમાં વિશ્રાન્તિ લેશે પરન્તુ મોક્ષ મેળવી શકતા નથી

હવે ૧૨મું ગુણસ્થાનક 'ક્ષીણ મોહ'નું છે. જ્યાં અનાદિકાળના પ્રવાહરૂપે આત્મા સાથે ચોટેલા ઘાતિ કર્મો પણ આત્માને હાથ જોડીને કહે છે કે ભાઇ! તમારાથી અમે હાર્યા છીએ અર્થાત્ ઘાતિ કર્મોનો ક્ષય કરીને આત્મા કર્મોના પાંજરામાંથી છુટો થાય છે. અને કેવળજ્ઞાન મેળવીને ૧૩મા ગુણઠાણે બિરાજમાન થઈને જીવ માત્રને સદુપદેશ આપે છે.

## મોક્ષમાં જવાની બે શ્રેણિ

આ ભવમા મોક્ષમાં જવાની યોગ્યતાવાલા બે પ્રકારના જીવો હોય છે પણ આત્માની શક્તિ જુદી જુદી હોવાના કારણે એક જણ ઉપશમ માર્ગે પ્રસ્થાન કરે છે જ્યારે બીજો ક્ષપકમાર્ગ સ્વીકારે છે. બળતી સગડી ઉપર જેમ રાખનો ઢગલો નાખવામા આવે ત્યારે યદ્યપિ અગ્નિ દબાઇ જાય છે તો એ હવાને લઇને રાખ ઉડતાં જ અગ્નિદેવ પોતાનુ કામ કર્યા વિના રહેતો નથી જ્યારે તે સગડી ઉપર ઠંડા પાણીની ડોલ નાખવામા આવે ત્યારે અગ્નિનું અસ્તિત્વજ નાશ પ્રામતા કોઈને પણ ભય રહેતો નથી તેવીજ રીતે આત્મ-કલ્યાણની ભાવના છે, ગુરૂકુલવાસ છે, સ્વાધ્યાય બળ છે, તપશ્ચર્યા શક્તિ છે, તોએ પોતાના અતર આત્માની ચાલ ઢીલી હોવાના કારણે કર્મોના મૂળીયાને દબાવતો દબાવતો એક પછી બીજું ગુણઠાણું મેળવીને ઠેઠ ૧૧મા સુધી પહોંચી જાય છે. પણ વચ્ચમાંજ

સત્તામાં પડેલા કર્મોના કારણે ચિત્રવિચિત્ર નિમિત્તો મલતા આત્મામાં ચલાયમાનતા આવતાં વાર લાગતી નથી. નેમિનાથ ભગવાનના ભાઈ રહનેમીએ યદ્યપિ દીક્ષા લીધી છે પણ મનમાં "રાજીમતી મને પરણી હોત તો સારૂ રહેત" આવા પ્રકારનું 'શલ્ય' રહી ગયું હતુ. ફળસ્વરૂપે એકાન્ત સ્થાનમાં રાજીમતીને જોતા જ ચલાયમાન થતા વાર લાગી નથી પ્રસન્નચન્દ્ર રાજર્ષિ પણ બાહ્ય નિમિત્તોથી ચલાયમાન થયા છે અને નન્દિષેણ મુનિના વૈરાગ્યમાં કેટલી તીવ્રતા હતી? "દેવોએ ભલે આકાશવાણી કરી પણ મારે ફસાવવું જ નથી અને તે કારણોથી હજારો માઈલ દૂર રહીશ" તદર્થે ઉગ્ર તપશ્ચર્યામાં પોતાનુ લોહી, હાડકા, માંસ વગેરે સુખવી દીધા હતાં પણ "આ વેશ્યા એના મનમાં શુ સમજે છે." આમ તપશ્ચર્યાનો મદ જે મોહરાજાનો સશક્ત સુભટ છે, બસ! ખેલ ખતમ, અન્તે વેશ્યાવાસી બન્યા છે. અને શાલીભદ્રજીનાં વૈરાગ્યમા કોઈને પણ શકા હોઇ શકે છે? પણ આજે તો "મારા માતાજીના હાથે પારણુ થશે" અને શ્રેણી ચૂકી જવાથી મોક્ષ મેળવી શકયા નથી. ઈત્યાદિક અગણિત ઉદાહરણો શાસ્ત્રોમાં સંગ્રાહાયેલા પડ્યાં છે. સૌમાં એક જ તત્ત્વ કામ કરી રહ્યુ છે. અને તે "સત્તામાં પડેલા કર્મોના બીજ". જ્યારે બીજો સાધક પ્રારભમાં કર્મોના બીજને બાલતો અને તેના મૂળીયાઓને ઉખેડતો જ આગળ વધતો જાય છે ત્યારે ગમે તેવા જીવલેણ નિમિત્તો મલવા છતા એ આત્માને ચલાયમાન કરવામાં કોઈ પણ સમર્થ નથી બનતો "હા રે ભૂડા! સયમ લીધા પછી વમન કરાયેલી વસ્તુઓને ભોગવવાની ઇચ્છા કરતા શરમ નથી આવતી". આમ ક્ષપક માર્ગે સીધાવેલા રાજીમતીજીના સયમને આપણે શી રીતે ભૂલી શકવાના છીએ. આ પ્રમાણે ખદક મુનિને તથા ઘાણીમાં પીલાતા પાચસો સાધુઓને તથા ઉપશમ શ્રેણીથી નીચે પડીને

પાછા ઉપર આવનારા નન્દિષેણ મુનિ, અરણિક મુનિ, પ્રસન્નચન્દ્ર રાજર્ષિ વગેરે આપણી આખોની સામે જ તરવરે છે.

આ ૧૧-૧૨ મા ગુણઠાણાનાં ભાગ્યશાલીઓ તથા ૧૩ મા ગુણઠાણાને શોભાવનાર કેવળી ભગવતોને પણ પોતાના ભાષાવર્ગણાના પુદ્ગલોને ખપાવવાં માટે દેશના આપવી પડે છે.

તે વખતે તેમના મન-વચન અને કાયા ક્રિયા કરતાં હોવાથી ઐર્યાપથિકી ક્રિયા તેમને હોય છે. અને આ ક્રિયાને લઈને પ્રતિક્ષણે સાતાવેદનીય કર્મને બાધનારા છે 'સાતાબાધે' કેવળી રે મિત્તા ! તેરમે પણ ગુણ ઠાણે રે".

કહ્યું છે કે આત્મામાં આત્માવડે સયમિત થયેલા અણગારો, ઉપયોગ પૂર્વક ગમન કરનારા, ઉભા રહેનારા, સુવાવાલા તથા સાવધાની પૂર્વક ઉપકરણોને ગ્રહણ કરનારા તથા મૂકનારા હોય છે, માટે તેમને ઐર્યાપથિકી ક્રિયા હોય છે. જે પ્રથમ સમયે બધાય છે. બીજા સમયે અનુવેદાય છે અને ત્રીજા સમયે ક્ષય થાય છે.

આ પ્રમાણે ઉપરના વિવેચનથી જાણી શકાય છે કે ૧૧-૧૨-૧૩ ગુણઠાણાનાના વીતરાગો પણ સક્રિય હોય છે

પણ ઉપરના ગુણઠાણાઓને પ્રાપ્ત નહીં કરેલા અણગારો વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમને લઇને પ્રમાણ સહિત કંપે છે. વિવિધરૂપે કંપે છે. સ્થાનાન્તર કરે છે અને પાછા સ્થાને આવે છે તથા પૃથ્વીને શોભાવે છે યાવત્ ઉત્ક્ષેપણ, અવક્ષેપણ આકુંચન અને પ્રસારણાદિ ક્રિયાઓને મન-વચન તથા કાયાથી કરે છે માટે તેમને અન્ત ક્રિયા એટલે મુક્તિ પ્રાપ્ત થતી નથી કેમકે જ્યાં સુધી ક્રિયાઓ છે ત્યા સુધી સરભ સમારંભ અને આરભરૂપ ભાવ આશ્રવોનો તે માલિક હોય છે તે કારણે પૃથ્વીકાયાદિક જીવો ને—

'**दुक्खावणयाए**' મરણરૂપ અથવા ઇષ્ટ વિયોગ રૂપ દુ:ખ આપે છે.

'**सोआवणयाए**' તે જીવોને શોક ઉત્પન્ન કરે છે.

'**जूरावणयाए**' વધારે પડતો શોક ઉત્પન્ન કરે છે જેથી તેમનું શરીર જીર્ણ થાય છે.

'**तिप्पावणयाए**' તેમને રોવરાવે છે.

'**किलामणयाए**' તેમને ગ્લાનિ પમાડે છે.

'**उद्दावणयाए**' ત્રાસ આપે છે.

સારાંશ આ છે કે ઉપયોગ વિનાનો મુનિ સર્વે પ્રાણોનો, સર્વે ભૂતોનો સર્વે જીવોનો અને સર્વે સત્ત્વોનો મારનારો હોય છે. તે આ પ્રમાણે માનસિક જીવનમાંથી જ્યારે સરંભ-સમારંભ અને આરંભનો ત્યાગ નથી કરાતો ત્યારે તે સાધકની કાયા પણ 'સાતાગારવ' તરફ પ્રસ્થાન કરે છે એટલે શરીરની સુખાકારીને પોષનાર તે મુનિની બધી ક્રિયાઓમાં આલસ પ્રમાદ અને બેકરકારી હોય છે, ત્યારે પરઠવવા માટેનું પાણી, માત્રું (લઘુશંકા), પાત્રાં ધોયા પછીનુ પાણી, કફ, થૂંક વગેરેને એવી રીતે પરઠવશે, જેનાથી પૃથ્વીકાયાદિક જીવોનું હનન થાય છે. ઉપરથી પાણી, માત્રું તથા બીજા સ્નિગ્ધ અને ક્ષારવાળા સાબુના પાણીને નીચે ફેંકનાર મુનિ ભાવદયા વિનાનો માટે જ ઉપયોગ-રહિત હોવાથી નીચે ફેંકતા પાણીથી પૃથ્વીકાયને હણશે. ત્યાં રહેલા કીડી–મકોડા વગેરે ત્રસ જીવોને પણ મારશે અને ફેંકતા પાણી વડે માખી–મચ્છર વગેરે જીવોને મારશે

અપ્કાય અને અગ્નિકાયના જીવો પ્રત્યે ઉપયોગ રહિત મુનિ તેમના આરંભ પ્રત્યે પણ બેધ્યાન વિનાનો હોય છે. શરીરનો

આ પછી પ્રમત્ત અને અપ્રમત્ત સંયતના સમય સંબંધી કહે છે કે—પ્રમત્ત સંયમને પાળતા પ્રમત્ત સંયમીનો બધો મળીને પ્રમત્ત સંયમ–કાળ એક જીવને આશ્રી જઘન્યે એક સમય અને ઉત્કૃષ્ટે દેશોનપૂર્વકોટિ, અને અનેક જીવોને આશ્રી સર્વકાળ પ્રમત્ત સમયકાળ છે.

આવી રીતે અપ્રમત્ત સંયમને પાળતા અપ્રમત્ત – સયમીનો બધો મળીને અપ્રમત્ત સંયમકાળ એક જીવને આશ્રીને જઘન્યે અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટે દેશોનપૂર્વકોટિ, અને અનેક જાતના જીવોને આશ્રીને સર્વકાળ અપ્રમત્ત સંયમ કાળ છે. 卐 ૪૪

---

સુખાકારી અણગાર ઠંડી હવા માટેનો ખાસ આગ્રહ રાખશે, અને સરસ, પુષ્ટિકારક, વીર્યવર્ધક, ફળ આદિ વનસ્પતિના આરંભમાં પણ સક્રિય રહેશે.

મુનિવેષને ધાર્યા પછી તે મુનિને સ્વાધ્યાય બળ, તપશ્ચર્યાબળ અને ગુરૂકુલવાસ પ્રત્યે આગ્રહ રાખવો જોઈતો હતો. પણ આશ્રવના માલિકનો સ્વધ્યાય બળ હમેશા કમજોર હોય છે તપશ્ચર્યાબળ પણ શિથિલ હોય છે. અને ગુરૂકુલવાસ તો તેમને માફક પણ આવે તેમ નથી.

કારણ કે ઉપરના ત્રણે માર્ગો સંવર ધર્મવાલાનેજ અનુકુલ હોય છે.

## કર્મોની દુર્ભેદ્ય ગ્રન્થિ

卐 ૪૪ બંધાયેલા કર્મો અને પ્રતિક્ષણે બંધાતા કર્મોના કારણે અનંતશક્તિના માલિક એવા આત્માની અવસ્થા એટલી બધી કમજોર થઈ જાઈ છે કે જેને લઈને તે પોતાનું સ્વરૂપ પણ

જાણી શકતો નથી. અને એક ગતિમાંથી બીજી ગતિમાં રખડ્યા કરે છે. વિવેક રહિત, માટે જ ભાન વિનાનો આત્મા બોલવામાં ચાલવામાં, ખાવામા તથા ઉઠવા બેસવામાં ઘણા જીવો સાથે મોહ મયાની ચેષ્ટાઓ કર્યા કરે છે, જેને લઈને અત્યન્ત મલીન તથા ક્લિષ્ટ બનેલી રાગદ્વેષની દુર્ભેદ્ય ગ્રન્થિને તોડવામાં સમર્થ બનતો નથી.

એક ગામથી બીજા ગામ જવા માટે ત્રણ માણસો ઘેરથી નીકળ્યા. પણ ગામ બહાર જતા જ જંગલ, ઝાડી, નદી નાળા વગેરેને જોયા પછી એક ભાઈ તો 'હું લુટાઈ જઈશ તો? આવો ભય ઉત્પન્ન થતા જ બને મિત્રોનો સાથ છોડીને પાછો ઘેર ભેગો થઈ ગયો. જ્યારે બીજા માણસે થોડી હિંમત કરી આગળ વધ્યો તો ખરો પણ સામેથી જ્યારે ચોર-લુંટારા આવતા જોયા, ત્યાં જ આ ભાઈ એટલા બધા ડરી ગયા કે જેને લઇને યદ્યપિ ત્રીજાએ ઘણી હિમત આપી તો એ માની નહીં અને મૂઠીઓ વાલીને પાછા ઘર ભેગા થઈ ગયા જ્યારે ત્રીજા ભાઈ ઘણી જ હિંમત કરીને ચોર-લુંટારા સાથે લડ્યા અને તેમને ભગાડીને પોતાના લક્ષ્યસ્થાને પહોંચી ગયા છે. આજ પ્રમાણે જ્ઞાન-ધ્યાન-તપ-જપ તથા સયમ આદિ શસ્ત્રોને ધારણ કરીને ત્રણ સાધકો મુક્તિ (મોક્ષ) નગરનું લક્ષ્ય કરીને મિથ્યાત્વ નામના પોતાના ઘેરથી નીકળ્યા છે. પણ મોહમાયાના ગાઢ સંસ્કારોને લઈને પોતાના માત-પિતા સ્ત્રી-પુત્રાદિના આક્રન્દન ભર્યા શબ્દો તથા તેમની લલચાવનારી માયાને જોઈને એક ભાઈ એટલા બધા ઢીલા થઈ ગયા કે જેને લઈને પોતે પોતાના મનમા એવુ નક્કી કર્યું કે 'સયમ માર્ગે જવુ ઘણુ જ કઠન છે આપણું આ કામ નથી. મોહમાયા છુટી શકે તેમ નથી" એમ સમજીને પોતાનુ લક્ષ્ય ચૂકયાં અને અનત માયામાં પાછા ફસાઈ ગયા. બીજા નંબરના સાધકે મોહમાયા તરફ જોયા વિના રાગદ્વેષના પરિણામોને દબાવી લીધા જેને લઇને ઘડીભરને માટે

પોતાના આત્માનું અસલી સ્વરૂપ તથા ઈશ્વરનુ અનંત તેજ જોવા માટેની સમર્થતા પ્રાપ્ત કરવાની શકયતા ઉભી કરી છે પણ હજી ભયંકરમા ભયકર કર્મોની બનેલી ગ્રન્થિને તોડવા માટે સમર્થ થતો નથી.

જ્યાં અવ્યાબાધ સુખ છે તે મોક્ષના સ્થાને પહોંચવા માટે જૈન શાસને ૧૪ ગુણઠ્ઠાણાઓની યથાર્થ વર્ણના કરી છે એટલે કે મેડા ઉપર ચઢવા માટે જેમ પગથીઆ ઉપર ચઢવુ અનિવાર્ય છે તેમ મોક્ષ મેળવવા માટે એક પછી એક ગુણસ્થાનકરૂપી પગથીઆ પાર કરીને પોતાનુ ધ્યેય સિદ્ધ કરવાનુ રહે છે

૧-૨-૩ ગુણસ્થાનકનો આત્મા યદ્યપિ સસારવર્તી અનતાનત આત્માઓ કરતા શ્રેષ્ઠ હોય છે, કઈક હિમત ધરાવતો હોય છે. પણ ચોથુ ગુણસ્થાનક જે મોક્ષનુ દ્વાર છે ત્યા આવવા માટે જ્યાં સુધી આ આત્મા પુરૂપાર્થ પ્રગટ કરે નહી ત્યાસુધી મોક્ષ મહેલમાં પહોચવા માટે 'સમ્યગ્દર્શન' નામનુ દ્વાર મેળવી શકે તેમ નથી માટે તે ત્રણે સાધકોમાથી પહેલો સાધક દ્વાર ઉપર આવ્યા વિનાજ પાછો ફરી ગયો અને અસખ્યાત ભવો સુધી પ્રાયઃ કરીને તે સ્થાનને ન મેળવી શકે તેવી પોતાની સ્થિતિ ઉભી કરી છે. જ્યારે બીજો સાધક મોક્ષના દ્વાર પાસે આવી તો ગયેલ છે પણ ક્રોધ કપાયની તીવ્રતા, વિષય વાસનાની પ્રબળ માયા અને સગા સ્નેહીઓની પ્રપચ જાલને લઈને રાગ દ્વેષની ગાંઠ તોડવા જેટલી તાકત નહી હોવાથી પાછા ફરીને પોતાના મિથ્યાત્વ નામના ઘેર પહોચી ગયા

ત્રીજો સાધક પોતાની આત્મશક્તિ વડે ક્રોધ નામના ચોરને કામદેવ નામના ડાકુને થોડી વારને માટે પરાસ્ત કરીને સમ્યગ્દર્શન મેળવ્યુ છે જે ચોથુ ગુણસ્થાનક કહેવાય છે, જ્યાં આત્માને

ઘણોજ આનન્દ આવે છે. જેમ ભૂખ્યા માણસને ખાવાનું મળતો, તરસ્યાને ઠંડુ પાણી મળતા આનન્દ આવે તેમ મોક્ષના દ્વાર ઉપર ઉભેલા માણસને પણ આનન્દ આવે છે.

## માનસિક વિચિત્રતા

આ આનન્દમા ને આનન્દમા મને ફરીથી આ સસારની માયા સતાવે નહી અને વધારે હેરાન કરે નહી, તે માટે ન્યાય નીતિ થોડીક તપશ્ચર્યા અને કામ-ક્રોધને રોકવા માટે થોડા વ્રતો તથા મિથ્યાત્વથી દૂર રહેવા માટે વીતરાગ પરમાત્માનુ દર્શન-પૂજન ધ્યાન કરે છે અને આ પ્રમાણે પાચમુ ગુણસ્થાનક મેળવીને ત્યાજ ઘણો કાળ વ્યતીત કરે છે. કોઇક સમયે સંસારની માયાનું નાટક દેખાય છે. તો બીજા ક્ષણે વૈરાગ્યની લહેર આવતા ભગવાનનાં ભજનમા મસ્ત બને છે. એક દિવસ ખાદ્ય સામગ્રીને પોતાના પુત્ર પુત્રીઓ સાથે બેસીને સ્વાદપૂર્વક ખાય છે તો બીજા દિવસે ખાનપાન છોડીને ભગવાનની માળા ગણે છે કોઈક સમયે સસારના રગરાગ ભોગવવા માટેની ભાવના જાગતા તેમા લપટાઈ જાય છે. તો બીજા સમયે 'અરે આ મે શુ કર્યુ ?' એમ વિચારતાં જ પૌષધ લઇને ગુરુના ચરણોમા બીજી રાત પૂરી કરે છે. આમ કોઈક દિવસ સસારની માયા તો બીજા દિવસે વૈરાગ્યની માયામા પ્રયાણ કરતો તે ભાગ્યશાલી સમય પાકતા અને વૈરાગ્ય તથા જ્ઞાનના અભ્યાસ દ્વારા ભેગી કરેલી આત્મશક્તિથી સસારનો ત્યાગ કરે છે અને મુનિધર્મ-મૌનધર્મ-સમિતિ-ગુપ્તિ ધર્મ પાળવા માટે હિંસાનો સપૂર્ણ ત્યાગ કરીને સયમ ધર્મ સ્વીકારે છે. ત્યારે જૈનશાસન આ સ્થાનને છઠ્ઠુ ગુણસ્થાનક કહે છે

અર્થાત્ મોક્ષમા જવા માટે આ ભાગ્યશાલી છઠ્ઠા પગથીએ ચઢી ગયા છે, ત્યાં ગુરુના ચરણોમા રહે છે. સ્વાધ્યાયની શક્તિને

વધારે છે. તપશ્ચર્યા ધર્મને ઉત્કૃષ્ટ ધર્મ સમજીને કર્મરાજાના સૈનિકો સાથે રણમેદાન રમે છે, પણ આપણે સૌ કોઇ સમજીએ છીએ કે રણ-મેદાનમાં કોઈક સમયે આપણી સેનાનો વિજય થાય છે તો બીજા સમયે શત્રુ રાજાની સેનાનો વિજય થાય છે. આવી રીતે આ જીવાત્મા અનાદિકાળથી મોહરાજાના સૈનિકોથી ઘેરાયેલો છે જ્યારે વૈરાગ્ય રાજાની છાવણી તો આ ભવે જ જોઇ શકયો છે, માટે કોઈક સમયે મોહરાજાના સૈનિકોનો હુમલો જોરદાર થતા જ આ ભાગ્યશાળી સાધકને સંસાર પાછો યાદ આવે છે ભોગવેલા ભોગો અને ઉપભોગો યાદ આવે છે. સગા સ્નેહીઓની યાદ સતાવે છે અને પાછો તેમના સાથે ધર્મના નામે ‘ રાગ ’ વધારે છે પ્રારંભમાં તેમની સાથે કલાક બે કલાક ગપ્પા મારવાનુ થાય છે પછી ટપાલ વ્યવહાર લાગુ પડે છે અને ત્યારપછી ગુરુજીને પૂછ્યા વિના કપડા-કામલી-પાત્રા તથા તરપણી વગેરે ત્યા એટલે સગાવ્હાલા તથા પોતાના ભક્તોને ત્યાં મૂકાય છે અને આ પ્રમાણે ભાહુતીરૂપે પગપેસારો કરેલી માયા રૂપાન્તરે પણ વધવાં લાગે છે અને છેવટે વધી ગયેલી તે માયાને ધર્મનો રંગ આપીને પ્રશસ્ત પ્રકારમા તેને ખપાવવા માટે વ્યાખ્યાનોનો રંગ પણ બદલવો પડે છે. માટે આ ગુણઠાણાને પક્ષપાત વિનાના જૈન શાસને ‘પ્રમત્ત ગુણસ્થાનક’ તરીકે સંબોધ્યુ છે પ્રમત્ત એટલે પ્રમાદ **“प्रमाद्यते–मोहवशी क्रियते आत्माऽनेनेतिप्रमादः** તેના આઠ ભેદ છે તે આ પ્રમાણે અજ્ઞાન, સંશય, મિથ્યાજ્ઞાન, રાગ-દ્વેષ, મતિભ્રંશ ( વિસ્મૃતિ ), ધર્મે અનાદર, યોગદુષ્પ્રણિધાન.

**अज्ञान** એટલે જ્ઞાનનો સર્વથા અભાવરૂપ અર્થ જૈન શાસનને માન્ય નથી, પણ ‘ **कुत्सितज्ञानमज्ञानम्** ’ **मिथ्यादृष्टेः ज्ञानमित्यर्थ**. આ અજ્ઞાન ત્રણ પ્રકારે છે મતિ-અજ્ઞાન, શ્રુતાજ્ઞાન અને વિભંગજ્ઞાન.

ખાનદાન માણસ પણ નીચ માણસની સંગાથે નીચ ગણાય છે. તેમ મિથ્યાત્વના રંગથી રંગાયેલું જ્ઞાન પણ અજ્ઞાનજ ગણાય છે. આના કારણે માણસ અજ્ઞાનના નશામાં રાચ્યો માચ્યો રહે છે સંશય પણ પ્રમાદ છે કેમકે સત્ય પદાર્થના નિર્ણયમા તેને કદી પણ ઉત્સાહ આવતો નથી

મિથ્યાજ્ઞાન–એટલે કે હિંસક, ગૃહસ્થ, તથા સ્વાર્થી માણસોના બનાવેલા શાસ્ત્રોને જ પ્રમાણ માનીને તે ચાલતો હોય છે. ફળસ્વરૂપે હિંસક કર્મોને અહિંસા ધર્મ માને છે. આ પ્રમાણે મિથ્યા બુદ્ધિના ભ્રમણાના નશામા જ જીવન પૂરૂ થાય છે

રાગ–તથા દ્વેષનાં અતિરેકમાં આત્મા સર્વથા બેભાન બનીને અજ્ઞાનીની માફક ચેષ્ટાઓ કરે છે, જે પ્રત્યક્ષ છે.

મતિભ્રંશ–અખાદ્ય પદાર્થોને ખાવાથી તથા વધારે પડતાં કામ અને ક્રોધના સહવાસથી મતિભ્રંશ થયેલો માણસ પ્રમાદીજ હોય છે.

ધર્મેઅનાદર–શુદ્ધ, સાત્વિક, અહિંસાદિ ધર્મો પ્રત્યે અને તેના અનુષ્ઠાનો પ્રત્યે માણસ બેધ્યાન રહે છે અને આ અવસ્થા જ પ્રમાદ છે.

મન–વચન તથા કાયાના સંચાલનમાં હિંસા તથા અહિંસાનો ખ્યાલ રાખ્યા વિના દુષ્પ્રણિધાન એટલે ગંદા વિચારોમાં, ગંદી ભાષામાં અને ગંદા કાર્યોમા મન–વચન–કાયાને જોડવા તે પણ આત્માનો પ્રમાદજ છે

એ પ્રમાણે તારતમ્યભાવે પ્રમાદને સેવતો, મોક્ષનો સાધક મુનિ પણ પ્રમત્ત સંયમી કહેવાય છે

જ્યારે જ્ઞાન અને વૈરાગ્ય ભાવથી દીક્ષિત થયેલા મુનિ દીક્ષા લેતાજ આટલો નિર્ણય કરે કે સંસાર દુખોથી ભરેલો છે માટે

છેવટે લવણસમુદ્રમાં ચૌદશ, આઠમ, અમાવાસ્યા ને પૂનમ -એ દિવસોએ ભરતી- ઓટ કેમ થાય છે, તે સંબંધી જીવાભિગમ સૂત્રમાંથી જાણી લેવાનું જણાવ્યું છે. 卐૪૫

મોક્ષ મેળવવા માટેજ હુ જ્યારે મારા ભાવથી દીક્ષા સ્વીકારુ છુ, તો ગમે તેવા ઉપસર્ગો આવે, પરિષહો આવે તથા ગુરૂદ્વારા સારણા-વારણા-ચોયણા-પડિચોયણા થાય તોએ મારે ગુરૂકુલવાસ છોડવો નથી. તેમજ મારે સ્વાધ્યાય પણ છોડવો નથી તપ કર્મ પણ છોડવુ નથી અને મારા પોતાના સપૂર્ણ સ્વાર્થને છોડીને ગુરૂદેવના સ્વાર્થમાંજ મારો સમર્પણ ભાવ કરીશ. તો આ મુનિ આગળ વધી શકશે અને અન્તર્મુહૂર્તની મર્યાદાવાલુ સાતમુ ગુણસ્થાનક પ્રાપ્ત કરવા સમર્થ બનશે આમ છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનકમા રમણ કરતો સાધક સાધન મલ્યે આગળ વધીને ૮-૯-૧૦-૧૧-૧૨મુ ગુણસ્થાનક પણ મેળવવા માટે ભાગ્યશાળી બનશે આ પ્રશ્નોત્તરમા તો કેવળ પ્રમત્તસયમ અને અપ્રમત્તસયમનો સમય જ બતાવવામા આવ્યો છે જે સ્પષ્ટ છે

卐૪૫ લવણ સમુદ્રમા પ્રતિદિન બે ટાઇમ ભરતી આવે છે, ત્યારે સમુદ્રની જલસપાટી ઘણી જ વધી જાય છે અને સમય વીત્યા પછી પોતાની મેળેજ આવેલી ભરતીમા પાછી ઓટ આવે છે અને સમુદ્ર પૂર્વવત્ થઈ જાય છે આ અનુભવ સૌ કોઇને એક સરખોજ છે. પણ આ ભરતી શા કારણે આવે છે ? તેનો જવાબ ભગવાન મહાવીરસ્વામી આપે છે કે જેમના મોહકર્મ નાશ પામ્યા નથી તે ચર્મ-ચક્ષુના માલિકો જૂદી જૂદી કલ્પના ભલે કરતા હોય પણ કેવળજ્ઞાનના માલિક "**करामलकवद्विश्व**" ... 'ની માફક આખાએ સસારને જ્ઞાનચક્ષુથી પ્રત્યક્ષ કરેલો હોય છે

સસાર તથા તેની માયા પણ એટલી બધી વિચિત્ર છે તથા અકલ્પનીય છે કે —જેનાથી સંસારના મોટા મોટા પંડિતોએ પણ

વસ્તુની યથાર્થતાનો નિર્ણય કરવામા થાપ ખાધી છે માટે જૈનાગમ જ પ્રમાણ છે જેની યથાર્થતા માટે કોઈને પણ શંકા રહેતી નથી સાતદ્વીપ અને સાત સમુદ્રમાં જ સંસારની સમાપ્તિ થઈ જાય છે આવુ અધુરૂ જ્ઞાન ગમે તેને થયું હોય તો પણ કેવળી ભગવાનના કેવળજ્ઞાનમાં તો અસંખ્ય દ્વીપ અને સમુદ્ર છે. સંસારના ઘણા ઘણા પદાર્થો સર્વથા પરોક્ષ જ હોય છે, તેથી વસ્તુની યથાર્થતા ઘટી જતી નથી. મતિ જ્ઞાનની દુર્બલતા–આખ–ઇન્દ્રિયની કમજોરી તથા પરોક્ષ પદાર્થને ગ્રહણ કરવાની શક્તિનો અભાવ અને પોત પોતાના માનેલા ગ્રન્થો પ્રત્યે પૂર્વગ્રહ ઈત્યાદિ ઘણા કારણોને લઈને સંસારના ઘણા પદાર્થોનો નિર્ણય જૈનાગમના અભાવમાં થઈ શકે તેમ નથી

**"आगम्यन्ते विविधपदार्थाः द्रव्यगुणपर्यायात्मकाः सत्यस्वरूपेण यत्र स आगमः"** સંસારના સંપૂર્ણ જીવો તથા અજીવો અધોલોક–તિર્યગ્લોક અને ઉર્ધ્વલોકમા રહે છે તેમાંથી તિર્યગ્લોક સંબંધીનુ વર્ણન આ પ્રમાણે છે.

એક બીજાથી સંબધિત અસંખ્યાત દ્વીપ અને સમુદ્રોની બરાબર વચ્ચમા જમ્બૂદ્વીપ છે. જે ગોળ નારંગીના આકારનો નથી પણ થાલીના આકાર જેવો છે, તેની ચારે બાજુ બંગડીના આકારનો લવણસમુદ્ર છે તેની ચારે બાજુ બંગડીના આકાર જેવો ધાતકી ખંડ છે આમ બંગડીના આકારને ધારણ કરનારા અનુક્રમે જમ્બૂદ્વીપ, લવણસમુદ્ર, ધાતકીખંડ, કાળોદધિસમુદ્ર, પુષ્કરદ્વીપ, પુષ્કરવરદ્વીપ, વરૂણવરદ્વીપ, વરૂણોદસમુદ્ર, ક્ષીરવરદ્વીપ, ક્ષીરોદસમુદ્ર ઘૃતવરદ્વીપ, ઘૃતોદસમુદ્ર, ઈક્ષુવરદ્વીપ, ઈક્ષુવરોદસમુદ્ર, નન્દીશ્વરદ્વીપ, નન્દીશ્વરસમુદ્ર, અરૂણવરદ્વીપ અરૂણવરદસમુદ્ર એ પ્રમાણે ૨ા સાગરોપમના જેટલા સમય થાય તેટલી જ સંખ્યા પ્રમાણના દ્વીપ

અને સમુદ્ર જાણવા છેલ્લામાં છેલ્લો સ્વયંભૂરમણસમુદ્ર છે. આમ સમુદ્ર પછી પણ અલ્પ પ્રમાણમાં ચારે ખૂણે પૃથ્વી છે. પછી વાતાવલી છે અને તિર્યક્લોક સમાપ્ત થાય છે.

આ દ્વીપ અને સમુદ્રની ચોડાઇ આગે આગે ડબલ (દ્વિગુણિત) છે. જેમ જમ્બુદ્વીપ એક લાખ યોજનનો છે. લવણસમુદ્ર તેનાથી ડબલ એટલે બે લાખ યોજનનો છે ધાતકીખડ ચાર લાખ યોજનનો છે. આ પ્રમાણે ઠેઠ સ્વયભૂરમણસમુદ્ર સુધી જાણવુ

જમ્બૂદ્વીપ ચારે બાજુ લવણસમુદ્રથી ઘેરાયેલો છે અને લવણસમુદ્ર ધાતકીખડ નામના દ્વીપથી ઘેરાયેલો છે.

આમ સૌના સ્થાન નિયત છે લાખ યોજનવાલા જમ્બુદ્વીપની મર્યાદા પૂરી થતાંજ બે લાખ યોજનનો લવણ સમુદ્ર છે અને એની મર્યાદા પૂરી થતા જ ચાર લાખ યોજનનો ધાતકી ખંડ છે આમ ઠેઠ સુધી ઘટાવી લેવુ

એક યોજન ચાર કોશ (૮ માઇલ) નો હોય છે પણ આ માપ ઉત્સેધાગુલથી જાણવુ જ્યારે આનાથી પ્રમાણાગુલ પાંચસો ગુણ વધારે હોય છે માટે પ્રસ્તુતમાં ૧ યોજનના ૨૦૦૦ કોશ સમજવા

જમ્બૂદ્વીપની બરાબર વચ્ચમા મેરૂ પર્વત છે તે ગોળ છે. લાખ યોજન પ્રમાણ ઉંચો છે. જેમાંથી એક હજાર યોજનનો ભાગ પૃથ્વીમાં છે શેષ ૯૯૦૦૦ હજાર યોજન પૃથ્વી ઉપર છે નીચેના ભાગને અધો લોક કહેવાય છે. જયા સાત નરક પૃથ્વીઓ તથા ભવનપતિઓના આવાસો હોય છે. સમતલભૂમિમાં અસંખ્ય-દ્વીપ અને સમુદ્ર છે.

ઉર્ધ્વ ભાગે વૈમાનિક તથા જ્યોતિષ્ક દેવો છે. આ મેરૂપર્વત બાકીના મેરૂપર્વતો કરતાં મોટો છે. લાખ યોજન પ્રમાણ જમ્બુ-દ્વીપમાં ભરતક્ષેત્ર હેમવંતક્ષેત્ર, હરિવર્ષત્રક્ષે, મહાવિદેહક્ષેત્ર, રમ્યક્ક્ષેત્ર, હિરણ્યક્ષેત્ર અને ઐરાવતક્ષેત્ર છે.

આ બધા ક્ષેત્રો ભરત ક્ષેત્રથી ઉત્તર તરફ છે. અને તેમને વિભક્ત કરનારા વર્ષધર પર્વતો છે. તે આ પ્રમાણે હિમવંત પર્વત, મહાહિમવંત પર્વત, નિપધ પર્વત, નીલ પર્વત, રૂક્મિ પર્વત, અને શિખરી પર્વત છે. લાખ યોજનવાલા જંબુદ્વીપમમા ઉપર પ્રમાણે સાત ક્ષેત્રો અને ૭ પર્વતો રહેલા છે. તે અનુક્રમે માપ સહિત આ પ્રમાણે જાણવાં.

ભરત ક્ષેત્ર ૫૨૬ યોજન ૬ કળા છે.

હિમવંત પર્વત ૧૦૫૨–૧૨ કળા છે.

હેમવંતક્ષેત્ર ૨૧૦૫–૫ કળા છે

મહાહિમવત પર્વત ૪૨૧૦–૧૦ કળા છે.

હરિક્ષેત્ર ૮૪૨૧–૧ કળા છે

નિપધ પર્વત ૧૬૮૪૨–૨ કળા છે.

મહાવિદેહક્ષેત્ર ૩૩૬૮૪–૪ કળા છે.

નીલપર્વત ૧૬૮૪૨–૨ કળા છે.

રમ્યક્ક્ષેત્ર ૮૪૨૧–૧ કળા છે.

રૂક્મિપર્વત ૪૨૧૦–૧૦ કળા છે.

હિરણ્યક્ષેત્ર ૨૧૦૫–૫ કળા છે

શિખરી પર્વત ૧૦૫૨–૧૨ કળા છે.

ઐરાવતક્ષેત્ર ૫૨૬–૬ કળા છે

અહી એક યોજનનો ૧૯ મો ભાગ કરવો તેમાંથી તેટલા ભાગ સમજવા જેમકે ભરતક્ષેત્ર ૫૨૬ યોજન છે. અને $\frac{૬}{૧૯}$ કળા છે એટલે ૧૯ ભાગમાંથી ૬ ભાગ લેવા આ પ્રમાણે બધે સમજવું.

આ ભરતક્ષેત્રમાં પૂર્વથી પશ્ચિમ સુધીની લબાઈ વાલો વૈતાઢ્યપર્વત છે જેની દાઢાઓ લવણસમુદ્ર સુધી જાય છે. આ પર્વતને લઈને જ દક્ષિણાર્ધ ભરત અને ઉત્તરાર્ધ ભરત નામે બે વિભાગ પડે છે તેમાં દક્ષિણાર્ધ ભરતમાં તીર્થંકરો, ચક્રવર્તીઓ, વાસુદેવો, પ્રતિવાસુદેવો, બલદેવો અને નારદો જન્મ લે છે અને ધર્મની પ્રવૃત્તિ થાય છે

આ પ્રમાણે સક્ષેપથી જાણ્યા પછી લવણસમુદ્રના ભરતી ઓટની વાત કરવાની રહે છે કેમકે—પ્રશ્નનો વિષય જ આ સમુદ્ર છે.

આ સમુદ્રમા ચાર મોટા પાતાલ કળશા છે અર્થાત્ કળશાકારના પદાર્થો છે, એક એક પાતાલકળશ લાખ યોજનનો છે બીજા પણ નાના નાના ઘણા પાતાલ કળશો છે. એ બંને જાતના પાતાળકળશોમા નીચેના ભાગે વાયુ છે. વચ્ચમા વાયુ અને પાણી છે અને ઉપરના ભાગમા પાણી જ છે. જેમા ઘણા વાયુઓ સ્પદને છે કપે છે? અને વાયુના કારણે નાના મોટા ૭૮૨૪ પાતાલકળશાઓનુ પાણી ઉછલે છે. અને ઉછાલા મારતાં તે પાણીને જ ભરતી કહેવાય છે આઠમ, ચતુર્દશી, અમાવાસ્યા અને પૂર્ણિમામા ભરતી વધારે હોય છે આ પ્રમાણે ભરતી તથા ઓટ આવે છે અને સમુદ્ર પાછો પૂર્વવત્ થઈ જાય છે આ બધી વાતો અનાદિ કાળના આ સંસારની ' લોક સ્થિતિ 'ના પરિણામે જ થાય છે

સસાર સચાલનમાં કયાએ પણ ગડબડ નથી કેમકે અરિહંતો તપસ્વીઓ, ત્યાગીઓ તથા સતીઓના પુણ્ય પ્રભાવે લોક સ્થિતિ

આવા પ્રકારની નિયત છે માટે સમુદ્રમાં ગમે તેટલી ભરતી આવે તો પણ સંસારને કંઈ પણ નુકશાન થતું નથી. આ પાતાલકળશાઓ લવણસમુદ્રમા જ હોય છે, માટે ભરતી–ઓટ આ સમુદ્રને જ લાગુ પડે છે જ્યારે બીજા સમુદ્રોમા આ કળશાઓ ન હોવાના કારણે ત્યાં ભરતી–ઓટનો પ્રશ્ન જ રહેતો નથી માટે જ તીર્થંકર દેવોનુ "'સાગરવર ગભીરા'નુ વિશેષણ સાર્થક છે. ગમે તેટલી નદીઓના પાણી આ સમુદ્રમા ઠલવાઈ જાય તો પણ સમુદ્ર પોતાની મર્યાદાને છોડતો નથી.

તેમ તીર્થંકર દેવો પણ સાગરના જેવા ગભીર એટલા માટે છે કે તેઓ શત્રુ અને મિત્ર, સુવર્ણ અને પત્થર, માન અને અપમાન આદિ દ્વન્દ્વોમા એક સમાન જ હોય છે.

કમઠ નામના અધમદેવે પાર્શ્વનાથ ભગવાનને જીવલેણ ઉપસર્ગો કર્યા અને ધરણેન્દ્ર તથા પદ્માવતીએ પ્રભુને પૂજ્યા છે તો પણ ભગવાનની તો બનેમાં સમદૃષ્ટિ છે

કૌશિક ગોત્રવાલા ચડકૌશિક સર્પે ભગવાન મહાવીરસ્વામીના ચરણે ડખ મારીને જીવઘાતક હુમલો કર્યો છે. અને કૌશિક ગોત્રના ઇન્દ્ર મહારાજાએ ભગવાનના ચરણોનુ અભિવન્દન કર્યું છે તો એ દયાલુ દેવ બનેના વિષયમા રાગદ્વેષ વિનાના રહ્યા છે, તે કારણે જ ભગવાન મહાવીરસ્વામી યોગીઓના પણ નાથ છે.

રાખ ચોલવી, કાન ફાડવા, ચીપીઆ કે પચાગ્નિ સાધવી વગેરે યોગના લક્ષણ નથી પણ સુખ દુખ આદિ દ્વન્દ્વોમાં સમાન રહેવુ તે યોગી કહેવાય છે અને તેવા મહાવીર સ્વામી હતા

આ પ્રમાણે પ્રસ્તુત પ્રશ્નને સમાપ્ત કરીએ તે પહેલા રાગદ્વેષથી ભરેલા, મોહ માયાથી ખરડાયેલા, વિષયવાસનાની

## ભાવિતાત્મા અનગારની શક્તિ

આ પ્રકરણમાં ભાવિતાત્મા અનગાર દેવ તથા દેવનાં યાનને જૂએ કે કેમ? વાયુકાયનું રૂપ, બલાહક–મેઘનું રૂપ. લેશ્યાનાં દ્રવ્યો, ભાવિતાત્માની વિકુર્વણાશક્તિ, માયી (પ્રમત્ત) અને અમાયીની વિકુર્વણા શક્તિ વગેરે સબંધી પ્રશ્નોત્તરો છે. સાર આ છે :—

ભાવિતાત્મા અનગાર, એટલે કે સંયમ અને તપથી ભાવિત-એવા અનગાર. ઘણું કરીને અર્થાત્ આવા અણગારને અવધિજ્ઞાનાદિક લબ્ધિઓ હોય છે.

અનગાર વૈક્રિય સમદ્ઘાતથી સમવહત થયેલા અને યાનરૂપે ગતિ કરતા દેવને કેવી રીતે જૂએ? તે સબંધી કહ્યું છે કે–કોઇ દેવને જૂએ પણ યાનને ન જૂએ, કોઇ યાનને જૂએ પણ દેવને ન જૂએ, કોઇ દેવ અને યાન બન્નેને જૂએ,

---

જ્વાલાઓથી દગ્ધ થયેલા માનરૂપી અજગરથી ડંખાયેલા, માયારૂપી નાગણથી બેચેન બનેલા અને લોભરૂપી રાક્ષસથી ચવાયેલા આપણા જીવનમા પણ પાતાલકળશાની કલ્પના કરવી, જે આશા–તૃષ્ણા આદિ વાયુ વડે ભરેલા છે અને પ્રતિક્ષણે કષાયો અને કષાયોનું વાતાવરણ આપણા જીવનમા અશુદ્ધ અને અશુભ માનસિક વિચારધારાઓની ભરતી વધારતુ જ રહે છે

સમુદ્રની ભરતી આવ્યે નુકશાન થાય અથવા ન પણ થાય. પણ આપણા જીવનના પાતાલ કળશાઓ જો તોફાને ચઢ્યા તો ભયકરમા ભયકર નુકશાન કર્યા વિના રહેતા નથી.

"पातालकलशा यत्र भृतास्तृष्णामहानिलै ।
कषायाश्चित्तसंकल्प-वेलावृद्धिं वितन्यते ॥"

અને કોઇ દેવ અને યાન—એમાંથી કોઇને ન જૂએ.

આવીજ રીતે દેવી સંબંધી, દેવીવાળા દેવ સંબંધી, ઝાડની અંદરનો ભાગ ને બહારનો ભાગ જોવા સબધી, વૃક્ષનું ફળ અને બીજ વગેરે સંબધી પણ જાણી લેવું. ઉપરના ચારે ભાંગા બધે લાગુ પડે. 卐[૪૬]

---

卐૪૬ અવધિજ્ઞાનાદિક લબ્ધિઓની પ્રાપ્તિ ભાવિતાત્મા અણગારને જ થાય છે "**न विद्यतेऽगारं-गृहं यस्य स अनगारः**" '**गृहिणी गृहमुच्यते**' અર્થાત્ ધર્મપત્ની (સ્ત્રી)ના પરિગ્રહમા સંસારભરના પરિગ્રહને આવવાનું સરળ બને છે. માટે પરિગ્રહી હોય તે ગૃહસ્થ હોય છે પણ અણગાર હોઈ શકે નહીં "**संयमतपोभ्यां भावितः स्थिरीकृत आत्मा येन स भावितात्मा**' આવો સયમી પોતાના અવધિજ્ઞાન વડે પદાર્થોને ગ્રહણ કરે છે એ જ્ઞાનની વિચિત્રતાને લઈને કોઈક સમયે વિમાનમા બેઠેલા દેવને જૂએ છે તો બીજા સમયે એકલા વિમાનને જ જૂએ છે તો કોઈક સમયે બનેને જૂએ છે, અને બીજા સમયે કોઇને પણ જોતો નથી આવી જ રીતે કોઈક સમયે ઝાડના મૂળને જૂએ છે તો કોઈક સમયે શાખાઓને જૂએ છે, તો કોઇક સમયે ઝાડની છાલને, પુષ્પને, પત્રને તથા ફળને જૂએ છે કેમકે અવધિજ્ઞાનના તારતમ્યથી પદાર્થોના જ્ઞાનમાં પણ તારતમ્ય આવે છે

## અહિંસા સંયમ અને તપનુ સ્પષ્ટીકરણ

જે ભાવિતાત્મા અહિસા—સયમ અને તપનો આરાધક છે. તે જ લબ્ધિઓ મેળવી શકે છે.

તપશ્ચર્યાની આરાધના અને તેના રૂડા ફળો તેમજ અહિંસાધર્મની આરાધના એટલે વૈર અને વિરોધની નિવૃત્તિની સફળતા કોને આભારી છે? તે જરા જોઈ લઇએ

અહિંસા એટલે કે કોઈ પણ જીવને ક્રોધ-માન-માયા અને લોભમાં આવીને મન-વચન તથા કાયાથી મારવો નહી, મરાવવો નહીં અને મારનારને અનુમોદવો નહીં તે અહિંસા છે

"**रागादीनामुत्पत्तिरेव हिंसा**" બાહ્ય નિમિત્તોને લઈને આત્મામાં રાગ-દ્વેષની ઉત્પત્તિ થવી તે હિસા છે એટલે તે રાગદ્વેષની ઉત્પત્તિને જ રોકી દેવી તે અહિસા છે

શરીરના રસ-લોહી-માંસ-હાડકાં, મજ્જા, અને શુક્રાદિ ધાતુઓને તપશ્ચર્યારૂપી ભટ્ટીમા ખૂબ તપાવ્યા પછી તેમા રહેલા તામસિક અને રાજસવૃત્તિના પરમાણુઓને બાલી નાખે તે તપશ્ચર્યા કહેવાય છે. દેહને શુદ્ધ કરે, મનને પવિત્ર બનાવે અને સપૂર્ણ જીવરાશિ સાથે મૈત્રીભાવ સધાવે તે તપશ્ચર્યા છે ભોગવેલા ભોગો તથા ઉપભોગોમાં પાપકર્મની ભાવનાકરાવીને તથા શુદ્ધ ભાવે પ્રાયશ્ચિત કરાવીને સમિતિ-ગુપ્તિરૂપ યોગમાર્ગમાં જોડાવી આપે તે તપશ્ચર્યા છે.

હિસાનુબધી-મૃષાનુબધી-મૈથુનાનુબધી આદિ વિચારોને સ્વપ્નમાં પણ આવવા દે નહી તે તપશ્ચર્યા છે

આવા પવિત્રતમ અહિંસાધર્મ તથા તપોધર્મને પ્રાપ્ત કરાવે, અને પ્રાપ્ત થયેલાને ટકાવી રાખે તે સયમધર્મ કહેવાય છે

તેનો સરળાર્થ આ છે કે-સયમ ધર્મની પ્રાપ્તિ વિના અહિસા તત્ત્વ, તથા તપોધર્મતત્ત્વ પણ પ્રાપ્ત થઈ શકે તેમ નથી કદાચ થાય તો પણ અહિસા તથા તપમા શુદ્ધિ આવે તેમ નથી સયમની આરાધનામા જેટલા અશે રાગ-દ્વેપ-સ્વાર્થ હશે તેટલા અશે અહિસક અને તપસ્વી પણ રાગદ્વેપથી યુક્ત બનીને સ્વાર્થાન્ધ-મોહાન્ધ અને ક્રોધાન્ધ બનશે સ્વાર્થાન્ધ માણસ હજારો લાખો માણસો સાથે શઠતાપૂર્વકનુ વાતાવરણ કેળવશે માટે તે હિસક છે.

મોહાન્ધ માણસ વિનય અને વિવેક વિનાનો થતા માનવ-સમાજને પણ વિનય અને વિવેક વિનાનો કરશે અને ક્રોધાન્ધ માણસનો બાહ્ય વૈરાગ્ય ઘણા જીવોને વૈર–ઝેરના રસ્તે લઈ જશે.

માટેજ સયમ વિના અહિંસા નથી, તપોધર્મ નથી સયમ વિનાનો ગમે તેવો પણ અહિસક, પોતાની આન્તર વૃત્તિમા લુચ્ચો, વક્ર અને પરદ્રોહી બનશે તેમજ સયમ વિનાનો તપોધર્મી પણ આન્તર જીવનમાં ખાવાપીવાની વસ્તુઓનો લાલચુ હોવાના કારણે તેની આભ્યન્તર વૃત્તિઓ ગુપ્તરીતે ભોગ માર્ગ તરફજ વળશે માટે તે સાધકની અહિસા પણઅશકત જ રહેવાની અને તપોધર્મ પણ આધિ–વ્યાધિ તથા ઉપાધિને આમત્રણ આપનારો થશે

સયમની વિશાળ સમજુતિ સયમ વિનાનો માનવ ષટ્કાય જીવોની રક્ષામા બેદરકાર હોવાથી હિસક છે તેમા પણ જીવોની રક્ષામાં બે ધ્યાન રહેવું તે દ્રવ્ય હિસા છે અને અસયમી જીવન સ્વત ભાવ હિસા જ છે સયમ વિનાનો માનવ મન ગમતા શબ્દોમા-રસોમા, રૂપ જોવામા, સુન્દર ગન્ધોમા અને સ્પર્શમા આસક્ત હોવાથી તે ભોગી છે પણ ભાવ સયમી નથી

સયમ વિનાનો માનવ આન્તર જીવનમાં મનદડ, વચનદડ અને કાયદડનો માલિક છે તેથી ત્રણે દડોથી તેનુ માનસિક, વાચિક અને કાયિક જીવન પણ હિંસક રહેશે. માટે જ મન, વચન અને કાયાના દડોને નિગ્રહ કરવા અર્થે એટલે કે મનગુપ્તિ વડે મનદડને કાબૂમાં લેવો, વચનગુપ્તિ અને ભાષાસમિતિ વડે વચનદડને કબજામા લેવો અને કાયગુપ્તિ તથા ઈર્યાસમિતિ દ્વારા કાયદડનો નિગ્રહ કરવો તે સયમ છે.

ઈર્યાસમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ, આદાનનિક્ષેપસમિતિ

તથા ઉત્સર્ગસમિતિ આ પ્રમાણે પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિમા પ્રવૃત્તિ કરનાર ને એકેન્દ્રિયાદિ પ્રાણીઓની પીડાના પરિહાર રૂપ સયમ છે આ જ વાતને દશવૈકાલિક સૂત્રના દશમા અધ્યયનની ૧૫મી ગાથાથી વિચારી લઈએ

**हत्थसंजए, पायसंजए, वायसंजए, संजइन्दिये**—અર્થાત્ હાથ, પગ, વાણી અને ઇન્દ્રિયોને કટ્રોલ કરવી તે સયમ છે. અને આવો સયમી જ અહિસક અને તપસ્વી હોય છે હાથનો સયમ એટલે કે, હાથને સયમિત કરવો

અનાદિ કાળની કુટેવો ને લઈને બીજાને મારવાના કે ધમકાવવાના અધ્યવસાયથી મુવકી લીને હાથ ઉગામે છે ખરાબચેષ્ટા માટે આગલીઓથી ઇસાગ કરે છે બીજાને ડરાવવા માટે તર્જની આગલીનો ઉપયોગ કરે છે ખોટા તોલ-માપ-હિસાબના ચોપડા ખોટા લેખ તથા ખોટી સહી કરવામા હિસક ભાવે જ હાથનો ઉપયોગ થાય છે આવા પ્રકારના કારણોમા ખોટી આદતોને દૂર કરવી તે હત્થસંયમ કહેવાય છે

**पायसंयम** —જે સ્થાન પર આશ્રવ દ્વાર સેવાય અને જેનાથી પોતાના ગુરુનો, વીતરાગદેવનો, જૈનધર્મનો અને છેવટે પોતાના ચારિત્રનો દ્રોહ થાય છે તેવા સ્થાનમા, તેવા કાર્યોમા પગનો ઉપયોગ કરવો નહી ઈર્યાસમિતિનુ તાત્પર્ય પણ એટલુ જ છે કે સયમની આરાધના માટે એક આસન ઉપર જ બેસવા માટેનો અભ્યાસ કરવો અને ગુરુની આજ્ઞાથી જ ગમનાગમન કરવુ તે પાદસયમ છે

**वाक्संयम**— એટલે કે જીભ ગમે તેમ બોલવા માટે નથી તેમ જે તે ખાવા માટે પણ નથી કેમકે — ધર્મવિરુદ્ધ અને ગુરુઆજ્ઞાની મર્યાદા ઉલઘીને કઈ પણ બોલવુ અને ગમે તે ખાવુ તે અસયમ છે.

અનાદિકાળની કુવાસનાને લઈને જ ગમે તે બોલવાની અને

હવે વાયુકાય, એક મોટી પતાકાના આકાર જેવું રૂપ વિકુર્વે છે. અને તેમ કરીને અનેક યોજનો સુધી ગતિ કરવાને તે શકત છે. આ વાયુકાય તે આત્મઋદ્ધિથી ગતિ કરે છે, પણ પવનની ઋદ્ધિથી–શક્તિથી ગમન કરતો નથી. જેમ આત્મઋદ્ધિથી ગમન કરે છે, તેમ આત્મકર્મથી અને આત્મ-પ્રયોગથી પણ ગતિ કરે છે. આ વાયુકાય ઊંચી પતાકા કે પડી ગયેલી પતાકા–બન્ને પ્રકારે રૂપ કરે છે. આ પતાકા

---

ગમે તેની સાથે બોલવાની આદત પડેલી હોય છે. તેને કાબૂમા લેવા માટે પુરુષાર્થ કરવો તે વાક્સયમ છે

જ્યા સયમ છે ત્યા સંવર છે. જ્યાં સવર છે, ત્યાં આશ્રવ માર્ગ બંધ થવાથી કર્મબધન પણ નથી અને જ્યા આવતા કર્મોને રોકી લીધા ત્યા જૂના કર્મોની નિર્જરા થતાં વાર લાગતી નથી અને જ્યા નિર્જરા છે ત્યા અવશ્ય મોક્ષ છે અને મોક્ષમા અવ્યાબાધ અનત સુખ જ છે

**इन्द्रियसंयम** એટલે કે પાચે જ્ઞાનેન્દ્રિયોને, ઉપસ્થ (પુરુષચિહ્ન તથા સ્ત્રી ચિહ્ન) તથા ગુદાસ્થાનને અસયમના રસ્તે જતા જ્ઞાન વૈરાગ્યથી રોકી લેવા તે ઇન્દ્રિય સયમ છે

અનંતભવોની ભ્રમણામા ઇન્દ્રિય સયમ સર્વથા દુસ્ત્યાજ્ય રહ્યો છે. કેમકે –પ્રત્યેક ભવમા આ આત્માએ સસાર માણ્યો છે, શણગાર્યો છે, ભોગવ્યો છે અને પચે ઇન્દ્રિયોના ૨૩ વિષયોમા પૂર્ણ રૂપે આસક્ત બન્યો છે. માટે પહેલાના ભવોની કુવાસના તથા કુચેષ્ટારૂપી અસયમના સસ્કારો આ ભવમા, પણ ઉદયમાં આવ્યા વિના રહેતા નથી અને ઉદયમા આવેલા અથવા ઉદીરણા કરીને ઉદયમા લાવેલા ઇન્દ્રિયોના અસયમને જ્ઞાનરૂપી લગામથી વશમાં લાવી શકાય છે.

એક જ દિશામાં હોય, એવું રૂપ કરીને ગતિ કરે છે. આ વાયુકાય પતાકા નથી. પણ એનું રૂપ એવું બને છે.

આવી જ રીતે બલાહક—એટલે મેઘના સંબંધમાં પણ છે કે—મેઘ એક મોટું સ્ત્રીરૂપ કરીને અનેક યોજનો સુધી જઈ શકે છે. આમ મેઘો આત્મઋદ્ધિથી ગતિ કરતા નથી. પણ પરઋદ્ધિથી-શક્તિથી ગતિ કરે છે, આ મેઘ-બલાહક

---

શાસ્ત્રોમાં શરીરને રથની ઉપમા આપી છે આત્મારૂપી શેઠના હાથમાં જો જ્ઞાનરૂપી લગામ, ગુરુકુલવાસ રૂપી કવચ (બખ્તર), વીતરાગદેવની આજ્ઞારૂપી તલવાર હશે? તો ઈન્દ્રિયો રૂપી ઘોડાઓને વશમાં કરતા વાર નહી લાગે

અન્યથા મિથ્યાજ્ઞાન, ભ્રમજ્ઞાન, બુદ્ધિવિપરીતતા રૂપી લગામ હાથમા આવતા જ ઇન્દ્રિયો તોફાને ચઢ્યા વિના રહેવાની નથી આવી અવસ્થામાં કષાયોની પરિણતિ અવશ્યભાવિની છે. અને જ્યાં કષાયો છે ત્યા માનસિક વિચારો અશુદ્ધ અને મલિન જ બનવાના છે. માટે ઈન્દ્રિયોના સંયમને જ સંયમ કહેવાય છે

મોક્ષ મેળવવા માટે તથા ગુણઠાણાઓને એક પછી એક પ્રાપ્ત કરવામા સયમની આવશ્યંક્તા સર્વથા અનિવાર્ય છે આવા પ્રકારે સયમ અને તપોધર્મની આરાધના કરનાર અણગારને અવધિજ્ઞાનની લબ્ધિઓ પ્રાપ્ત થાય છે.

આમ તો પહેલા અને ચોથા ગુણઠાણે રહેનારા દેવ અને નારકોને પણ અવધિજ્ઞાન (વિભગજ્ઞાન) હોય છે પણ તે જ્ઞાનનો ઉપયોગ કેવળ પોતાના પુણ્ય અને પાપના ફળોને ભોગવવા માટે જ કરવામા આવે છે

માત્ર સમ્યક્ત્વના માલિક દેવોને જ અવધિજ્ઞાનનો ઉપયોગ, તીર્થંકર દેવોના પંચકલ્યાકની આરાધના માટે પણ કામમા આવે છે.

એ સ્ત્રી નથી, પુરુષ, હાથી, ઘોડો વગેરે નથી. પણ બલાહક છે, મેઘ છે. સ્ત્રી, પુરુષ, હાથી, ઘોડો—એતો એના રૂપો છે. આવીજ રીતે આ બલાહક યાનનુ રૂપ પરિણમાવીને પણ અનેક યોજનો સુધી ગતિ કરે છે.

આ મેઘ-બલાહક એ આકાશમાં દેખાય છે, તે છે. આકાશમાં તેનાં અનેક રૂપો દેખાય છે. મેઘ એ તો અજીવ છે. સ્વભાવથી એનું પરિણમન થાય છે મેઘ પોતાની શક્તિથી —ઋદ્ધિથી કાંઇ ગતિ કરતો નથી. વાયુ અથવા કોઇ દેવની પ્રેરણાથી જ તે ગમન કરે છે. માટે જ કહેવામાં આવ્યું છે કે- પરઋદ્ધિથી ગમન કરે છે

હવે લેશ્યાના સંબંધમા કહ્યું છે કે-જે જીવ નૈરયિકોમાં, જ્યોતિષિકોમાં, વૈમાનિકોમાં, ઉત્પન્ન થવાને યોગ્ય છે. તે કેવી લેશ્યાવાળાઓમા ઉત્પન્ન થાય? એના જવાબમા કહ્યુ છે કે- જીવ જેવી લેશ્યાવાળા દ્રવ્યોનું ગ્રહણ કરી કાળ કરે, તેવી લેશ્યાવાળામાં તે ઉત્પન્ન થાય છે 卐 ૪૭

---

卐 ૪૭ સ્થાવર નામ કર્મને લઈને વાયુકાય સ્થાવર જીવ જ છે, તો પણ ક્રિયાની અપેક્ષાએ એક સ્થાનથી બીજા સ્થાને ગતિ કરે છે વાયુનો આકાર ધ્વજા જેવો છે વિકુર્વણા કરતો વાયુ, સ્ત્રી, પુરુષ, હાથી આદિ આકારે તથા યાનાદિ આકારે વિકુર્વણા કરતો નથી પણ મોટી પતાકાના જેવા આકારની વિકુર્વણા કરે છે અને અનેક યોજન સુધી ગતિ કરે છે

સ્વતઃ શુદ્ધ વાયુ પણ જે પુદ્ગલોનો સ્પર્શ કરીને આપણને સ્પર્શે છે અને તે પુદ્ગલોમાં રહેલા શુભ કે અશુભ ગંધને આપણે ઘ્રાણેન્દ્રિય દ્વારા ગ્રહણ કરીએ છીએ. ત્યારે તે વાયુ પણ સુગન્ધી કે દુર્ગન્ધી કહેવાય છે, અને જ્યારે પુદ્ગલોનુ સાહચર્ય સમાપ્ત

થાય છે ત્યારે વાયુ પણ પોતાના મૂળ સ્વભાવમાં આવી જાય છે.

ગુલાબના ફુલની વચ્ચે રહેલા પીલા રજકણો પૌદ્દગલિક હોય છે અને સુગન્ધ તેમા રહે છે, વાયુની સાથે એકલો ગંધ ગુણ મિશ્રિત થતો નથી કેમકે ગુણો દ્રવ્યાશ્રિત હોવાથી ગુણી (દ્રવ્ય)ને છોડીને એકલા રહી શકતા નથી, માટે ગુલાબના ફૂલમાં રહેલા સુગંધ ગુણવાલા પૌદ્દગલિક રજકણોને વાયુ સાથે લે છે, અને સૌને સુગન્ધિત કરે છે તેવીજ રીતે ઉકરડામાથી દુર્ગન્ધ પુદ્દગલો વાયુ સાથે મલે છે ત્યારે સૌને દુર્ગન્ધ આપે છે, તેમ થતા આપણો આત્મા સુખ દુઃખની લાગણીને પ્રાપ્ત કરે છે.

## પુદ્દગલોની શક્તિ

કોઈપણ પુદ્દગલ આપણા આત્માને ત્યારેજ નુકશાન કરશે જ્યારે આપણુ મન અસંસ્કારી અને દુર્વાસનાનુ શિકાર બનેલું હોય છે, તથા મોહરાજાનુ ગુલામ હોય છે તેવા સમયે આત્મા પણ ઇન્દ્રિયાસક્ત, અશક્ત, કષાયાધીન, અને પ્રતિક્ષણે રતિ-અરતિના ખ્યાલાતોમા ડુબેલો હોવાથી પુદ્દગલોનો ચમત્કાર આત્મામાં સર્જાય છે અને જીવાત્મા મોહરાજાની બેડીમાં ફસાઈ જાય છે

જ્યારે આત્મા પોતે સાવધાન થઇને મુનીમ જેવા મનને તાબેદાર બનતો નથી અને અનાદિકાળની મોહરાજાની રાજધાનીનો ત્યાગ કરીને વૈરાગ્ય રાજાની છાવણીમા જ્યારે પ્રવેશ કરે છે, ત્યારે એક પછી એક કર્મોની વર્ગણાને પોતાના આત્મપ્રદેશોથી ખંખેરતો તે જીવાત્મા પોતાની અનંત શક્તિના માધ્યમથી આગળ ને આગળ વધતો જાય છે. અને યથાપ્રવૃત્તિ, અપૂર્વ તથા અનિવૃત્તિ નામના કરણ એટલે પોતાનીજ શક્તિ દ્વારા પોતાની મેળે 'સમ્યગ્દર્શન' મેળવવા માટે પૂર્ણરૂપે તૈયાર થાય છે, તે સમયે આત્મામાં નવો

તેમનો સહવાસ પણ પાપવર્ધક હોય છે દુરાચારને આમંત્રણ દેનારો હોય છે. આ નપુંસકો મહાકષાયી સર્વત્ર નિંદનીય પ્રવૃત્તિ કરનારા અને બીજાઓને બગાડનારા હોય છે.

મોટા શહેરમાં લાગેલો દાહ ઝટ બુઝાતો નથી તેમ, પંડક, વાતિક, કલીબ, કુંભી, ઈર્ષ્યાલુ, શકુની, તત્કર્મસેવી, પાક્ષિકાપાક્ષિક, સૌગન્ધિક અને આસક્ત નામના દશ પ્રકારના નપુંસકોનો વેદોદય શીઘ્રતાથી શાન્ત થતો નથી માટે તેમના અધ્યવસાયો અત્યન્ત-મલિન હોવાથી તેમનો સહવાસ પણ નિન્દનીય માન્યો છે.

પુરૂષચિહ્ન (મેહન) તથા સ્ત્રી ચિહ્ન વિનાના નપુંસકો શરીરે નપુંસક હોય છે માટે સાધ્ય છે, પણ ઉપરના દશ નપુંસકો હૈયાના નપુંસકો છે જે અસાધ્ય છે

(૧) પંડક પણ છ પ્રકારનો હોય છે

(૧) પુરૂષાકારે જન્મવા છતાં પણ સ્ત્રીની જેમ ગતિ લટકા-મટકા કરનારા હોય છે

(૨-૩) શરીરનું વર્ણન, આકાર, ગન્ધ, સ્પર્શ વગેરે સ્ત્રીવત્ હોય છે

(૪ મેહન જેમનું ઘણું જ મોટું હોય છે.

(૫) ભાષા મૃદુ અને મુલાયમ હોય છે.

(૬) મૂત્રોત્સર્ગ (લઘુશંકા) સ્ત્રીની જેમ અવાજ કરતો અને ફેન વિનાનો હોય છે

(૨) વાતિક—મેહન (પુરૂષ ચિહ્ન)માં ઉત્તેજના થયા પછી પોતાના વેદને રોકી શકવાં માટે અસમર્થ હોય છે

(૩) કલીબ—જે દૃષ્ટિ, આલિંગન, શબ્દ અને આમંત્રણ ચાર ચાર પ્રકારે કલી - હોય છે

(૧) પુરૂષકે સ્ત્રીને તથા બાલક કે બાલિકા ને નગ્ન અવસ્થામા જોઈને જ ક્ષુબ્ધ થનારો હોય છે.

(૨) સ્ત્રીનો અવાજ સાંભલતા જ ક્ષુબ્ધ થાય

(૩-૪) સ્ત્રીથી આમંત્રિત તથા સ્પર્શાસ્પર્શમા જે પોતાની મર્યાદાથી ભ્રષ્ટ થાય છે.

(૪) કુંભી-એટલે જેમના વૃષણો મોટા હોય છે.

(૫) ઈર્ષ્યાલુ-પ્રતિસેવ્યમાન સ્ત્રી ને જોઇને પોતે ઈર્ષ્યાલુ બને તે.

(૬) તત્કર્મસેવી-મૈથુન કર્યા પછી થયેલા વીર્યપતનને કૂતરાની જેમ પોતાની જીભ વડે ચાટે તે

(૭) પાક્ષિકાપાક્ષિક- જેને શુક્લપક્ષમા વેદનો તીવ્ર ઉદય હોય છે અને કૃષ્ણ પક્ષમાં અલ્પ

(૮) સૌગન્ધિ- વેદકર્મની ઉદયતાને લઇને પોતાના મેહનને સૂંઘ્યા કરે તે

(૯) શકુની- ચકલા ચકલીની જેમ ઉત્કટ વેદને વશ થઈને વારવાર મૈથુન પ્રત્યે જ મન રાખે તે.

(૧૦) આસક્ત- વીર્યપાત થયા પછી પણ માનવ સ્ત્રી ઉપરથી ઉઠે નહીં અને સ્ત્રીના અંગોમા જ આસક્ત બને તે.

ઉપરના નપુસકો ચાહે સ્ત્રી હો યા પુરુષ પોતાના મોહકર્મને રોકીશકે નહી અને અપભ્ય ચેષ્ટાઓ પ્રત્યે જ ખૂબ રાગવાળા થઇને રાત દિવસ તેમા મસ્ત રહે છે માટે જ નપુસકવેદ ભયકર પાપજનક છે અને પૂર્વભવના મહા ભયંકર કર્મોને લઇને અથવા આ ભવની મોહ ચેષ્ટાઓને લઈને, આ કર્મ ઉપાર્જન થાય છે.

અભૂતપૂર્વ ઉત્સાહ આવે છે, નવુ ઓજ આવે છે, જેનાથી આત્માના અધ્યવસાયો શુદ્ધ-શુદ્ધતર અને શુદ્ધતમ બને છે, તેજ સમયે એટલે કે મિથ્યાત્વ ગુણસ્થાનકના અતિમ ભાગમા અને સમ્યક્ત્વ પ્રાપ્ત થવાના સમયેજ આત્મા યદિ આયુષ્ય કર્મ બાંધે તો નીચેના અશુભ સ્થાનોને બાધતો નથી, જે અત્યન્ત નિન્દનીય સ્થાનકો છે તે આ પ્રમાણે —

"નરકાયુ, નરકગતિ, નરકાનુપૂર્વી, એકેન્દ્રિયત્વ, બેઈન્દ્રિયત્વ, તેઈન્દ્રિયત્વ ચતુરિન્દ્રિયત્વ, સ્થાવરનામકર્મ (પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ) સૂક્ષ્મનામકર્મ, અપર્યાપ્ત નામકર્મ, સાધારણ વનસ્પતિકાય (અનતકાય) હુડકસસ્થાન, આતપનામકર્મ, સેવાર્ત સઘયણ, નપુસકવેદ, અને મિથ્યાત્વ મોહનીયકર્મ આ પ્રમાણે ૧૬ પ્રકારના અતીવ અનિષ્ટ કર્મોને અનતશક્તિ તરફ પ્રસ્થાન કરતો આત્મા બાધતો નથી, કેમકે મિથ્યાત્વની હાજરીમાજ ઉપરના કર્મો બંધાય છે

મિથ્યાત્વ એટલે આત્માનો દુ:સાધ્ય રોગ, મહાગાઢ અધકાર, પરમશત્રુ કે વિષ અને કાતીલ ઝેર સમાન છે કેમકે રોગ, અન્ધકાર, શત્રુ તો એક જ ભવમાં દુ:ખ આપે છે પણ મિથ્યાત્વને લઈને જીવાત્મા હજારો ભવ સુધી દુ:ખી બને છે જાત્યન્ધ પોતાની પાસે રહેલ સારી નઠારી વસ્તુને જોઈ શકતો નથી તેમ મિથ્યાત્વવાસી આત્મા પણ તત્ત્વ-અતત્ત્વ, ખાદ્ય-અખાદ્ય, પેય-અપેય, કૃત્ય-અકૃત્ય આદિને જાણી શકતો નથી તો પછી સા જ્ય વસ્તુનો ત્યાગ અને સ્વીકાર્ય વસ્તુના સ્વીકારનો વિવેક તેને નહી મલવાથીજ નીચેના ૧૬ સ્થાનકોને પ્રાપ્ત કરે છે.

એક સ્થાનથી બીજા સ્થાનમા જવા માટે મિથ્યાત્વી-આત્મા સૌથી વહેલા નરકમા જવા માટેનુ આયુષ્યકર્મ બાધે છે. પછી

નરક ગતિ નામ કર્મ અને તે સ્થાન પ્રાપ્ત થાય તે માટે નરકાનુપુર્વી નામ કર્મ બાંધે છે. જ્યાં સુખ છે જ નહી.

એકેન્દ્રિયત્વ-જ્યા ઘણી અસ્પષ્ટ વેદના છે.

વિકલેન્દ્રિયત્વમાં ઇન્દ્રિયોનો અભાવ અને તે તે પ્રાણોનો અભાવ તેમને માટે અત્યન્ત દુ ખદાયી હોય છે

સ્થાવર યોનિમા તે જીવો ઉપર ગમે તેટલો વરસાદ, ઠડી, ગરમી પડે, અથવા તેમને કોઇ કાપે, છેદે, તો પણ એક સ્થાનથી બીજે સ્થાને જઇ શકતા નથી

સૂક્ષ્મનામ કર્મને લઇને તેમને સૂક્ષ્મ-અદશ્ય શરીર હોય છે.

અપર્યાપ્તિ અવસ્થા એટલે પોતાની પર્યાપ્તિઓ પૂરી કર્યા વિના જ મરવું પડે તે

સાધારણ વનસ્પતિકાયકે જ્યા એક શરીરમાં અસખ્યાત કે અનન્ત જીવો ભયંકર વેદના ભોગવી રહ્યા છે.

હુ ડકસ સ્થાનમા મનુષ્યત્વ પ્રાપ્ત કર્યા પછી પણ સર્વે અંગોમાં ખોડ ખાપણ રહે છે.

સેવાર્ત સ ઘયણ જ્યા હાડકા ઘણાજ કમજોર હોય છે.

નપુસકોનુ વર્ણન જે દીક્ષાને માટે અયોગ્ય છે. નપુસક વેદ જેનાથી સ્ત્રી તથા પુરૂષના વિષયમા મૈથુનેચ્છા બની રહે છે તે નપુસક વેદ કહેવાય છે.

આ નપુસક વેદને પ્રાપ્ત થયેલા નપુસકો, અત્યન્ત પાપથી ભરેલા અધ્યવસાયવાલા હોય છે તેમા પણ દશ પ્રકારના નપુસકો તો ધર્મ, કર્મ ને અયોગ્ય હોય છે દીક્ષાને માટે સર્વથા અયોગ્ય હોય છે.

## સંસારવર્તી આત્માઓના બે વિભાગ છે.

પહેલા વિભાગમાં સુખની સામગ્રી પ્રાપ્ત કરેલા અને તેને ભોગવનારા હોય છે.

બીજા વિભાગમાં સુખસામગ્રીનો સર્વથા અભાવ હોય છે. એટલે સુખ નામની ચીજને જાણતા પણ નથી.

સદ્‌ગુરુ સેવનથી આપણા હૈયામાં યદિ સમ્યક્ત્વનો વાસ હશે તો તેનાથી મળેલી સમ્યક્ બુદ્ધિ અને સદ્‌વિવેક દ્વારા ઘણા જ શુભકર્મો બાંધવાનો અવસર આવશે અને હૈયાના મંદિરમાં મિથ્યાત્વનો વાસ હશે તો મિથ્યાબુદ્ધિ–અસદ્‌વિવેકના માધ્યમથી ભયંકરમા ભયકર પાપસ્થાનકોને સેવતો આ જીવ દુ ખ મેળવશે અને દુ ખના સાધનો જ મેળવનારો થશે અને તેવા સ્થાનોમા જ જન્મ લેશે. જ્યાં ખાવામાં પીવામા રહેવામાં સંબંધમાં ક્યાએ પણ સુખ મેળવી શકે નહી

## સ્ત્રી વેદનું કારણ

સમજદાર આત્મા જ્યારે ભાનમા આવે છે અને સ્વકર્તવ્યને જાણે છે ત્યારે પોતાની પ્રચડ શક્તિનો ઉપયોગ કરીને ધાર્મિક જીવનમા પોતાનુ મન લગાડશે ત્યારે મિથ્યાત્વ ગુણસ્થાનકમાંથી બહાર આવીને સદ્‌બુદ્ધિ–સદ્‌વિવેક, જ્ઞાન, વૈરાગ્ય, સ્વાધ્યાય, તપશ્ચર્યા રૂપી શસ્ત્રોને હાથમા લઈને સમ્યક્ત્વ–સમ્યગ્દર્શન નામનું ગુણઠાણુ મેળવશે ત્યારે મિથ્યાત્વનો નાશ અથવા ઉપશમ થઈ ગયેલો હોવાથી ઉપર બતાવેલા અશુભ સ્થાનો, અનાર્ય કુલો, ખાનદાનો, માતપિતાઓ અથવા પોતાના શરીરની ખોડખાપણો મેળવવા માટેની યોગ્યતા નષ્ટ થશે આનો સરળાર્થ આ થયો કે, સમ્યક્ત્વ પ્રાપ્ત જીવ ચાહે મનુષ્ય હોય કે સ્ત્રી, ગૃહસ્થ હોય કે સાધુ, તેનું આત્મબળ

એટલુ મજબુત હોય છે કે પોતાના શુદ્ધ અધ્યવસાયો દ્વારા આવતાં ભવમાં નરકગતિ, વિકલેન્દ્રિય તથા એકેન્દ્રિયાદિ જાતિ તથા નપુસક વેદ જેવા અત્યન્ત પાપને ભોગવનારા સ્થાનોને મેળવી શકતો નથી.

આ છે સમ્યકૃત્વનો ચમત્કાર જેને લઇને અનંતાનુબંધી કષાયો દબાઈ જવાના કારણે પણ આત્માને ઉન્નત માર્ગે જવાનો રસ્તો ઉદ્ઘાટિત થાય છે અને જ્યારે જ્યારે આ કષાયો પોતાનુ સ્વરૂપ પ્રગટ કરતા જાય છે ત્યારે ત્યારે આ સમકિતી આત્મા તે કષાયોને મારી જ નાખે છે. ભગાડી જ મૂકે છે અથવા તેને ફરીથી દબાવી મારે છે જેથી કષાયો ત્યા ફાવી શકતા નથી આ બધી વાતો જ્ઞાનશક્તિને પામેલા આત્મામા સ્વયજાગૃત હોવાના કારણે પોતાની મેલે થતી રહે છે

હવે આ આત્મા કદાચ દુર્ભવ્ય હોય અથવા પાચ પચ્ચીસ ભવની રખડપટ્ટી કરનારો હોય અને હજી પાછો મિથ્યાત્વ ગુણઠાણે પહોચ્યો ન હોય તે સમયે પણ અર્થાત્ એકવાર સમ્યકૃત્વને સ્પર્શીને શક્તિવાલો થયેલો આત્મા યદ્યપિ સમ્યકૃત્વથી પડી રહ્યો છે, તોપણ અનંતાનુબધી ક્રોધ, માન, માયા લોભ વચલા ચાર સંસ્થાન (ન્યગ્રોધ, સાદિ, વામન અને કુબ્જ) આ પ્રમાણે ચાર સંઘયણ (ઋષભનારાચ, નારાચ, અર્ધનારાચ, કીલિકા) નીચગોત્ર, ઉદ્યોતન નામકર્મ, અશુભવિહાયોગતિ, સ્ત્રીવેદ આદિ જે નિન્દનીય અને આર્ત્ત ધ્યાન કરાવનારા સ્થાનો છે તેને પણ આ આત્મા બાધતો નથી. કારણ કે આ સ્થાનો અનતાનુબધી કષાયોને કારણે બધાય છે અને સમ્યકૃત્વની હાજરીમાં તો આ કષાયોનુ જોર હોતુ નથી. આમાં બાકીના સ્થાનો તો કર્મગ્રન્થથી જાણી લેવા કેવળ સ્ત્રીવેદની થોડીવાત કરી લઇએ

પીત્તના પ્રકોપને લઈને જેમ જૂદીજૂદી જાતના મીઠા પદાર્થો ખાવાની ઇચ્છા છે તેમ મહા પાપી ભાવનાને લઈને નિયાણા પૂર્વક બાંધેલો સ્ત્રી વેદ જ્યારે સ્ત્રીલિંગને પ્રાપ્ત થાય છે ત્યારે માનસિક કલ્પનામાં અને અનુકુલતા મલતાં જૂદા જૂદા પુરૂષોને ભોગવવાને માટે તે આત્મા તૈયાર થાય છે, અર્થાત્ પુરૂષો સાથે સબંધ કરવામા તેને તીવ્રાભિલાષ બન્યો રહે છે તે સ્ત્રીવેદ કહેવાય છે

પણ આ વાત તો સ્ત્રીલિંગને ધાર્યા પછીની છે જ્યારે પુરૂપ લિંગને ધરનારો માનવ પુરૂપ વેદના અત્યુત્કટ ઉદયને લઈને અથવા મોહ કર્મની ઉદીરણા કરીને તેવાજ સહવાસો, મેળવે છે જેનાથી બીજી સ્ત્રીઓને ભોગવવાની તીવ્ર ઇચ્છાવાલો પુરૂપ, પૈસાના જોરે, રૂપરંગના જોરે, વાચાલતાના મધ્યમથી, બીજી સ્ત્રીઓ સાથે રમણ કરવાના દુષ્ટભાવથી તે તે સ્ત્રીઓ સાથે. ભોગવિલાસમા રમણ કરે છે. અને તેના તીવ્ર પરિણામોને પામેલો આ આત્મા, આવતા ભવને માટે સ્ત્રીલીંગ અર્થાત્ સ્ત્રી-અવતારને પામે છે

સાર આ છે કે સમકીતથી ભ્રષ્ટ થતો આત્મા પણ એટલો બધો જાગૃત શક્તિવાલો હોય છે કે જેને લઈને ઉપરના સ્થાનો તથા સ્ત્રીવેદ પણ ઉપાર્જન કરતો નથી કેમકે જ્યાસુધી મિથ્યાત્વ ગુણસ્થાનકે આવતો નથી ત્યા સુધી આત્મા શુદ્ધભાવને જ ભજનારો હોય છે અને પોતાની શુદ્ધ લેશ્યાઓ દ્વારા દુર્ગતિને પામતો નથી.

હવે આ પ્રશ્નોત્તરની પૂર્ણાહુતિમાં આત્મા સાથે જ્યાં સુધી સમ્યક્ત્વ રહે છે ત્યાં સુધી આત્મા વાયુની માફક સુગંધી હોય છે અને મિથ્યાત્વરૂપી દુર્ગંધ પુદ્ગલના સહવાસે આત્માના ધર્મકર્મના આડંબરો કેવળ ભારભૂત જ હોય છે. જેનાથી પોતે બગડે છે અને બીજાઓને પણ બગાડે છે.

ઉત્તમોત્તમ ચારિત્ર મેળવ્યા પછી, પાળ્યા પછી પણ અમૂલ્ય રત્ન પ્રત્યે અનતાનુબધી લોભ કષાયના કારણે સાધ્વીજી આવતા ભવમા ગરોળીના અવતારને પામે છે

## મેઘમાં થતાં આકારો

બલાહક એટલે મેઘ જે અચેતન છે વાયુની પ્રેરણાથી આકાશમાં જૂદા જૂદા રૂપો ધારીને અનેક યોજન સુધી જઈ શકે છે ભગવાન ફરમાવે છે કે આકાશમા પ્રત્યક્ષરૂપે વાદળાઓ જૂદાજૂદા આકારવાલા હોય છે. તેમ વાયુના સહયોગે ગતિ કરનાર હોય છે તે મેઘના જૂદાજૂદા પરિણમનો થાય છે, અને આપણે સૌ પ્રત્યક્ષ જોઇએ છીએ.

આકાશને જોવા માટે આપણે જો થોડો પુરુષાર્થ કરીએ તો ત્યા રહેલા વાદળાઓનો કઈક ને કઇક આકાર જ હોય છે જે આપણે જોઇ શકીએ છીએ

આકાર વિશેષને પામેલા વાદળાઓ, શુભાકારે દેખાય તો માનવનુ શુભ થાય છે, અને અશુભાકારે દેખાય તો માનવનું અશુભ થાય છે. એટલે, રાક્ષસ, પિશાચ, ડાકણ, વાઘ, ઊંટ જેવા ભયાનક તથા બીહામણા આકારના વાદળાઓ જો દેખાય તો જોનારને નુકશાનમા ઉતરવાના જ દિવસો આવે છે.

એક જ પૌદ્ગલિક આકાર સૌને જૂદાજૂદા રૂપે દેખાય છે. આમા આપણી આખનો જ ચમત્કાર હોય છે એક જ દશ્યને જોતા એકની આખ પૂરી રીને ઉઘડેલી હોય છે. તો કોઇની અધુરી ઉઘડેલી હોય છે, તે સમયે કોઈ તીરછો જોયે છે, અને કોઈ સીધો. માટે આકારોના દશ્યોમા પણ ફેરફાર થાય છે શુભાકારને પામેલું વાદળુ એકને દેવના આકારે દેખાય છે ત્યારે બીજાને રાક્ષસના આકારે દેખાય છે

આનુ નામ પુદ્ગલોનો ચમત્કાર.

અંધારામાં રહેલા પદાર્થને કે મૂર્તિને જોવા માટે સામે દીવો હોય ત્યારે તેનો આકાર જૂદા રૂપે દેખાય છે. આડીઆજુ દીવો હોય ત્યારે તેનો આકાર ફેરફાર વાલો દેખાય છે. દીવો ન હોય ત્યારે જૂદા આકારે માથા ઉપર ફુલની માળા મૂકો ત્યારે જૂદો આકાર, અંગરચના કરો ત્યારે જૂદો આકાર, આમ પુદ્ગલોના સહવાસે જ જૂદા જૂદા આકાર દેખાય છે

આમાં ચમત્કારોની કલ્પના કરવી તે પણ એક અજ્ઞાન જ છે. સાધક માત્રે પુદ્ગલોના સહવાસે પોતાના આત્મામા પ્રતિક્ષણે શા શા ચમત્કારો સર્જાય છે તે જોવુ એજ અનુભવ જ્ઞાન છે. એજ તારણહાર જ્ઞાન છે, બાકી બધું મિથ્યા છે.

## લેશ્યા પરત્વે આ પ્રશ્નોત્તર છે:

લેશ્યાઓની ઉત્પત્તિ જેમ સ્ફટિકની મૂર્તિની પાસે જે રંગનુ પુષ્પ હશે સ્ફટિકમા પણ તે રંગ ઉતરશે. તે પ્રમાણે અનંતાનંત કર્મ વર્ગણાના ભારથી દબાઇ ગયેલા આત્માને સમયે સમયે જેવો જેવો સહકાર કે સાહચર્ય થાય છે. આત્માને પણ તેવા તેવા પરિણામ અધ્યવસાય થતા રહે છે

કસાઈ, શિકારી હિંસક આદિ પરિવારોમા જન્મેલા સંતાનને પ્રતિક્ષણે તેવા જ પ્રકારના શબ્દો સાભલવા મલે છે અને તેવા માર ફાડના શબ્દો સાભલવા માત્રથી તેમની તેવા પ્રકારની જ પ્રવૃત્તિ થાય છે. ભીખ માગનારાના ઘેર જન્મેલાને ભીખ માંગવાના જ પરિણામો બન્યા રહે છે પરિગ્રહ પરિમાણવ્રતને સ્વીકાર કર્યા વિના, તથા ધર્માધર્મનો વિચાર કર્યા વિના, વ્યાપાર–રોજગારમાં પૂર્ણ રૂપે મસ્ત બનેલાને રાત દિવસ સ્વપ્નમાં પણ પોતાની દુકાન વ્યાપાર

ધરાક તથા કોર્ટ-કચેરીના અધ્વસાયો રહે છે. જ્યારે ધર્માત્મા, શિયળસમ્પન્ન, દયાળુ, દાનેશ્વરીના ઘેર જન્મેલાને સારા સંયોગ મળે છે મિત્ર મંડળ પણ તેવુ જ મળે છે. અને આંશિક રૂપે સત્ય-સદાચારના સંસ્કારો પણ ત્યાં જોવા મલે છે. આ પ્રમાણે પૂર્વ ભવ ના જેવા જેવા નિયાણાઓઓ કર્મો ઉપાર્જ્યા હોય છે તે તે પ્રમાણે જ માણસ માત્રને વાતાવરણ મલે છે અને આ વાતાવરણ જ માણસના અધ્યવસાયોને બદલવા માટેનુ કારણ હોઈ શકે છે, એક સમયે આપણા વૈરીને જોઈએ છીએ ત્યારે આપણને પણ વૈરની લેશ્યા ઉદ્ભવે છે બીજા સમયે પરમમિત્રને જોઇને પહેલા સમયની વૈર લેશ્યા અદશ્ય થાય છે અને મૈત્રી લેશ્યાના માલિક આપણે બનીએ છીએ

આજ પ્રમાણે ગંદા વિચારવાલા, આચરણવાલા, જૂઠા બોલા માણસના સહવાસમા આપણા પવિત્ર અધ્યવસાયોને પણ ધક્કો લાગે છે. જ્યારે ' ખંધક મુનિની સજ્ઝાય સાભલતા કે મૌન ધારી મુનિઓનો સહવાસ કરતા આપણને પણ તેવા પ્રકારની ધર્મની લેશ્યા પ્રાપ્ત થાય છે આમ ઘડીકમા કૃપણ, ઘડીકમાં વ્રત લેવાની ભાવના અને ઘડીકમા કરાતા ધર્મને પણ છોડી દેવાની ભાવના (લેશ્યા) થતી રહે છે. આવા પ્રકારે જુદા જુદા સમયે જે લેશ્યાઓ બદલાય છે તેમા પૂર્વભવના કારણો પણ માન્યા વિના છુટકારો નથી તેથી કરીને લેશ્યાઓની ઉત્પત્તિમા પૂર્વાચાર્યોને પણ મત-ભેદ છે છતાં પણ ઘણા પ્રામાણિક આચાર્યોનુ આ કથન પણ બરાબર છે કે લેશ્યાઓ કર્મસ્વરૂપ નથી, કેમકે-કર્મોની સંખ્યા આઠની છે અને લેશ્યાઓ કોઈ પણ કર્મના કે તેના પેટા વિભાગમા સમાવિષ્ટ નથી, ત્યારે લેશ્યા શુ હશે ? તેના જવાબમા જાણવાનુ કે ઓછા સંસ્કાર પામેલા કે સંસ્કારોને સર્વથા નહીં પામેલા આપણા મનજીભાઈના આ બધા ખેલ તમાશા છે.

અનાદિ કાળથી કુસંસ્કારોને લઈને મનરૂપભાઈ હંમેશા કમજોર જ રહ્યા છે માટે જ આપણા અધ્યવસાયો સ્થિર ન રહેતા પ્રતિ ક્ષણે બદલાતા જ રહે છે મોહકર્મને ઉપશાન્ત કરવાની પ્રબલ શક્તિ જેઓ કેલવી શક્યાં નથી તેમના પરિણામો અસ્થિર જ રહેવાના છે માટે સંસારના તેવા તેવા રાગ-દ્વેષજન્ય દશ્યોને જોતા જ અસ્થિર મનને ક્ષાયોપશમિક ભાવમાંથી નીકળીને ઔદયિક ભાવમાં પ્રવેશ કરતા વાર લાગતી નથી આ પ્રમાણે માનસિક વ્યાપારને લઈને પ્રતિક્ષણે બદલાતાં આત્માના પરિણામોને 'લેશ્યા' શબ્દથી સંબોધાય છે. અને આ લેશ્યાના કારણે જ આત્મા કર્મોની સાથે જોડાય છે અને નવાં નવાં કર્મો બાંધતો જ જાય છે.

મહાભયંકર વૈરીને જોતા જ સૌથી પહેલા આપણી લેશ્યા બગડે છે પછી આપણને કષાય ઉદ્ભવે છે અને આર્ત્તધ્યાન-રૌદ્ર-ધ્યાન થતા જ પાછા ભયંકર કર્મોને બાંધવાની પરિસ્થિતિ સર્જાય છે

થોડા સમય પહેલા આપણે ધર્મની ચર્ચામાં હતાં તો એ હસમુખી સ્ત્રીને જોઈને આપણી લેશ્યામા ફરક પડે છે અને તેની સાથે બોલવા, ગપ્પા મારવામાં આપણા વેદકર્મના સંસ્કારો ઉદયમા આવે છે અને પાછો ફરીથી મોહનીયકર્મને બાંધવાનો સમય આવી જાય છે.

આ પ્રમાણેના બધાએ પ્રસંગોમાં કલ્પના કરી લેવી જોઈએ

## લેશ્યાઓનો સ્વભાવ

હવે આપણે લેશ્યાઓના સ્વરૂપ અને તેના માલિકોને જોઈએ.

**कृष्णलेश्या**-અત્યન્ત રૌદ્ર સ્વભાવ, રોમે રોમ ક્રોધની ઉત્પત્તિ.

બીજા જીવો સાથે સીમાતીત ઈર્ષ્યાળુ, મત્સરી, ધર્મ અને જ્ઞાન સજ્ઞાની વિદાયગિરી, દયા વિનાનુ માનસ, વૈરથી ઓતપ્રોત થયેલો માનસિક, વાચિક અને કાયિક વ્યાપાર ઉપર પ્રમાણેનો સ્વભાવ લેશ્યાનો છે જેની પ્રાપ્તિમાં માનવ પણ તેવો જ બની જાય છે તેને જરા વિસ્તારથી જોઈએ આ લેશ્યાની ઉત્પત્તિમાં માનવનો સ્વભાવ અત્યન્ત રૌદ્ર બને છે જેનાથી તેની આખોમાં ખુનશ વધે છે જીભમાં કડવાસ આવે છે અને શરીરની આકૃતિ ઘણી જ રૂદ્રતાને ધારણ કરે છે ધર્મનો સ્વભાવ અને ધાર્મિક જીવન પણ પૂર્ણ રૂપે હિંસક બને છે માતૃસ્વરૂપા દયા દેવીનો સર્વથા હ્રાસ થાય છે, અને વૈરની આગ વધી પડે છે. ઈત્યાદિક-લક્ષણો આ લેશ્યાના છે

આ પ્રમાણે બીજી લેશ્યાઓમા પણ ઘટાવી લેવુ

**नीललेश्या**—અત્યન્ત આળસુ, જડબુદ્ધિ, સ્ત્રીઓમા આસક્ત-પારકાને ઠગનારો, ભયભીત, અને અહકારનુ પુતલુ આ સ્વભાવો નીલલેશ્યાના છે

**कपोतलेश्या**—અત્યન્ત શોકાતુર રહેનારો, પળે પળે પારકાની નિદા અને પોતાની બડાઈ મારવામા સાવધાન, મરવાના વાકે જીવનારો આ લેશ્યાનો માલિક જાણવો

**पीतलेश्या**—વિદ્યા મેળવવામા રુચિવાળો, કરૂણાથી ભરેલો, કાર્ય અને અકાર્યમા વિચારક તથા લાભ અને અલાભમા સદા ખુશ રહેનાર આ લેશ્યાનો માલિક છે

**पद्मलेश्या**—ક્ષમાને ધારણ કરનાર પ્રતિક્ષણે ત્યાગ તરફ જ ગતિ કરનાર પરમાત્માનો પૂજક, ઈન્દ્રિયોને દમનારો, આત્મિક જીવનમાં પવિત્ર, હમેશા પ્રસન્ન ચિત્ત, પદ્મલેશ્યાનો માલિક છે

**શુક્લલેશ્યા**—રાગદ્વેષ રહિત, શોક સંતાપ તથા નિન્દા રહિત પરમાત્મપદનો ઇચ્છુક આ લેશ્યાવાલો હોય છે.

## આગમમાં લેશ્યાઓનો સ્વભાવ

હવે ઉત્તરાધ્યયન સૂત્રને અનુસારે પણ લેશ્યાઓના માલિકો કેવા હોય છે ? તે જાણી લઈએ

**કૃષ્ણલેશ્યા**—પાંચે આશ્રવમાં પ્રવૃત્તિ કરનાર. ત્રણ ગુપ્તિ રહિત, છકાયજીવોનો હિંસક, આરંભની તીવ્રતાવાલો, ક્ષુદ્ર, સાહસિક, નિર્દય, દુષ્ટ, ઇન્દ્રિયોનો ગુલામ દુરાચારી પુરુષ આ લેશ્યાઓનો માલિક હોય છે

**નીલલેશ્યા**—ઈર્ષ્યાળુ, કદાગ્રહી, અસહિષ્ણુ, તપશ્ચર્યારહિત, અજ્ઞાની, માયાવી બેશરમ, વિષયી દ્વેષી, રસલોલુપ, આરામચાહક, આરંભિક, ક્ષુદ્ર, સાહસિક પુરુષને આ લેશ્યાના પરિણામ હોય છે.

**કાપોતલેશ્યા**—વક્ર, વિષમ આચરણવાલો, કપટી, અસરળ, પોતાના દોષોને છુપાવનાર, મિથ્યાદૃષ્ટિ, અનાર્ય, સંસ્કારી, મર્મભેદક, દુષ્ટભાષાભાષી, અને જ્વલનશીલ માણસ આ લેશ્યામાં રમણ કરનારો છે

**તેજોલેશ્યા** (પીતલેશ્યા)—નમ્ર, અચપલ, નિષ્કપટ, અકુતુહલી, વિનયી, ઇન્દ્રિયોનો સંયમી, સ્વાધ્યાય અને તપને કરનાર, ધર્મપ્રેમી, દૃઢધર્મી, પાપભીરૂ અને હિતેચ્છુ આ તેજો લેશ્યાના સ્વામી છે.

**પદ્મલેશ્યા**—કષાયોની અલ્પતા, પ્રશાન્ત ચિત્તવાલો, મનને વશ કરનાર જ્ઞાન-ધ્યાન તથા તપમાં શૂરવીર અલ્પભાષી. જિતેન્દ્રિય વગેરે લક્ષણો આ લેશ્યાના છે

**શુક્લલેશ્યા**—ધર્મધ્યાન તથા શુક્લધ્યાનમા મનને જોડનાર, પ્રશાન્ત ચિત્ત, આત્માને દમનાર સમિતિ ગુપ્તિનો ધારક સરાગી, વીતરાગી આવા જીવો શુક્લ લેશ્યાના અધિકારી છે

## માનવ જીવનની સાર્થકતા

પહેલાની ત્રણ લેશ્યાઓ આત્માના પરિણામોમાં અશુભતા અને અશુદ્ધતા લાવનારી તથા વધારનારી હોવાથી ભવાન્તરમાં દુર્ગતિને આપે છે.

પાછલની ત્રણ એટલે તેજોલેશ્યા, પદ્મ લેશ્યા અને શુક્લ લેશ્યાઓ આત્માના પરિણામોમા શુભતા, શુદ્ધતા અને સર્વે જીવો સાથે વૈરમુક્ત કરાવીને જીવમાત્રના અપરાધો પ્રત્યે ક્ષમાતત્ત્વને પ્રાપ્ત કરાવનારી હોવાથી ભવાન્તરે સદ્‌ગતિ આવનારી છે તથા ચાલુ ભવમા પણ જીવનને પ્રસન્ન રાખે છે

માનવમાત્ર એટલું સમજી લે કે 'સસાર અસાર છે, માયા નાગણ તુલ્ય છે, કાયા કાચની બંગડી જેવી છે, શ્રીમતાઈ વિજળીના ચમકારા જેવી છે, સત્તા પાણીના પરપોટા જેવી છે માટે થોડી જીન્દગાનીમા કોઈની કોઈની સાથે પણ મારે શા માટે લડવું, કોઈની પણ હત્યા, માર-કાટ શા માટે કરવા, બીજા સાથે લડ્યા-ઝઘડ્યાનુ પરિણામ શુ ?, જે વસ્તુ હુ માટે લડુ છુ તે વસ્તુ મારી સાથે મારી ઠાઠડી સાથે આવવાની છે ? આદિ વિચાર ધારા કેળવીને સૌની સાથે સપમા રહેવુ અસાર સસારની ઘણી ઘણી વાતો જતી કરવી, જાણી લેજો કે ક્રોધની સામે ક્રોધ કરવો, વૈરની સામે વૈર કરવો અને ભૂલની સામે ભૂલ કરવી આ શેતાન ધર્મ છે જ્યારે બીજાના ક્રોધ સામે આપણે હસતા શીખવુ. વૈરની સામે મૌન ધારવુ અને બીજાની ભૂલો સામે આપણે કદી પણ ભૂલ કરવી

નહી, બસ ! આ જ જૈનધર્મ છે એ જ મોક્ષમાર્ગ છે, અને મોક્ષધર્મની આરાધના પણ એ જ છે, અને ધાર્મિક જીવન બનાવવા માટે આનાથી બીજો એકે પણ સરળ માર્ગ નથી સૌના અપરાધ માફ કરવા એ જ જીવતા જીવનનુ અમર ફળ છે એમ સમજીને ઉપર પ્રમાણે જીવન જીવવું જેથી આવતો ભવ બગડવા પામે નહી.

આપણે જાણી બુઝીને ખરાબ બની પારકાઓનો ગમે તેટલો દ્રોહ કરીએ તો એ સસારનુ કઈ પણ બગડવાનું છે જ નહી

રાવણ, દુર્યોધન, શૂર્પણખા ઉત્તમ ખાનદાનીમાં જન્મીને પણ તામસિક ( વૈરઝેરવાલા ) અને રાજસિક ( ક્રોધ, માન, માયા, અને લોભવાલા બન્યા અને પરસ્ત્રીઓને હરણ કરવામા, બીજાઓને મોતના ઘાટે ઉતારવામાં આખુએ જીવન સમાપ્ત કર્યું તો એ તેમનાથી સસાર નાશ પામ્યો નથી સસારનુ કંઈ બગડયુ પણ નથી. અને બીજાઓના હાથે માર ખાઇને પોતે જ નરક તરફ પ્રસ્થાન કરી ગયા છે પારકાને સુધારવા માટે આ મનુષ્ય અવતાર મલ્યો નથી પણ તારા પોતાના આત્માને પરમાત્મા તરફ જ પ્રસ્થાન કરાવવા માટે આ મનુષ્ય અવતાર છે માટે —

રે, તુ તારો દુશ્મન થા મા, મનવા !
તારો દુશ્મન થા મા !
દુનિયા આખી દુશ્મન મારી
નિંદા મારી સૌને પ્યારી–
કાઢી વેણ નકામા, એવા,
કાઢી વેણ નકામા ! મનવા
આજ કહે તું જગ આખામા
દુર્જનતા બસ વ્યાપી
કાલ વળી તુ કેરો માનવ

જાત બધી છે પાપી
તુંયે એ જ જહાનું જંતુ,
નાહક ડાહ્યો થા મા! મનવા

'દુશ્મન' કોનો કોણ અહીં છે
કોણ વળી 'પ્રિય' કોનો?
જલધિ જલમા તરણા જેવો,
મેળો જ્યા મનુજોનો
મિથ્યા એ સૌ મનની માયા
અવળે મારગ જા મા! મનવા.

કૂડ કપટ ને કલેશ થકી આ
સભર ભર્યો સંસાર
ભલે, પરંતુ માનવ! તું તો
પ્રભુનો સર્જન-સાર
સત્ય સનાતન એ સમરીને
છોડ બધાય ઉધામા! મનવા.

ગગન મહી ઘન જો! સમદરના
પીતા જલ બસ ખારા,
તોય નિરંતર વરસે કેવી
મીઠી મધુરી ધારા!
હળાહળો હસતા પી જઈને,
ધરજે અમરત સામા! મનવા

(જયાનંદ દવે)

માટે પરમાત્મ પદનુ ચિંતવન કરીને આત્માનો વિકાસ અને તેની પ્રતિદિન પ્રગતિ થાય તે જ હિતાવહ જીવન છે

ભાવિતાત્મા અનગારની શક્તિના સંબંધમાં કહ્યું છે કે–ભાવિતાત્મા અનગાર બહારનાં પુદ્ગલોનું ગ્રહણ કરીને વૈભાર પર્વતને ઓળંગી શકે છે.

વળી કહ્યું છે કે–માયી (પ્રમત્ત) મનુષ્ય વિકુર્વણ કરે પણ અમાયી મનુષ્ય વિકુર્વણ ન કરે. એનું કારણ એના ખાન–પાનનું બતાવવામાં આવ્યું છે.

માયી પોતે કરેલી તે પ્રવૃત્તિનું આલોચન અને પ્રતિક્રમણ કર્યા સિવાય કાળ કહે છે. માટે તેને આરાધના નથી. અને અમાયી, તે પોતાની ભૂલવાળી પ્રવૃત્તિનું આલોચન–પ્રતિક્રમણ કરીને કાળ કરે છે માટે તેને આરાધના છે.卐 ૪૭

---

મેટ્રીક, વકીલ, ડોક્ટર, પ્રિન્સીપાલ, બનવું ઘણુ જ સરળ છે પણ જીવન જીવવાની કળા હસ્તગત કરવી બહુજ કઠણ છે.

卐 ૪૭ આ ભવ પૂરો કરીને આગતા ભવે જે દેવ થવાના છે તે દ્રવ્યદેવ કહેવાય છે આવો દ્રવ્યદેવ અણગાર વૈક્રિય વિકુર્વણ કરીને વૈભારગિરિ પર્વતને ઓલઘી શકે છે. આ પ્રમાણે પૂછાયેલા પ્રશ્નનો જવાબ ભગવાને આપ્યો છે વૈક્રિયશક્તિનો ઉપયોગ માયાવાન્–પ્રમત્ત મુનિ કરશે પણ અમાયી–અપ્રમત્ત સાધુ ન કરે કેમકે તે અપ્રમત્ત હોવાના કારણે પોતાની ભૂલોનુ આલોચન અને પ્રતિક્રમણ કરશે.

અપરાધોની આલોચના જ આત્મકલ્યાણ છે. થયેલી ભૂલોનું વારવાર આલોચન કરવાથી આત્મામાં જાગૃતિ આવે છે. અને આ પ્રમાણેની જાગૃતિ સાધકને આગળ વધવા માટે અવસર આપે છે. પ્રતિક્રમણ પરઘર–વિભાવદશામાથી આત્માને બહાર કાઢીને સ્વઘર–સ્વભાવદશામાં લાવે છે, જે આત્મશુદ્ધિને માટે પ્રથમ અને સશકત

સોપાન છે. આનુ આલંબન લીધા સિવાય કોઈ પણ મુનિ ભાવ-સયમનો માલિક બની શકે તેમ નથી

અનાદિકાળથી આ જીવાત્મા કર્મોના ભારથી ભારી બનેલો છે. આનો અર્થ આ છે કે અનાદિકાળના તેના તેજ કર્મો જીવાત્માને હોતા નથી. કેમકે બાંધેલા કર્મો પોતાની મર્યાદા પૂરી થયા પછી ઉદયમાં આવે છે અને પોતાનુ શુભાશુભ ફળ બતલાવીને આત્મ પ્રદેશોથી છૂટા થાય છે અને અજ્ઞાન-અવસ્થા હોવાના કારણે ફરી નવા નવા કર્મો બંધાતા જાય છે આમ જૂના કર્મો ખરતાં જાય છે અને પ્રવાહરૂપે નવો કર્મો આવતા જાય છે. માટેજ આમ કહેવાય છે કે આત્મા અનાદિકાળથી કર્મોના ભારે ભારી બનેલો છે.

## જૈન શાસનની અજોડતા

ભવપરપરામાં અનત દુઃખોને દેનારા આ કર્મોના ભારને હલકો કરવા માટે બીજા શાસનો (ધર્મો) કરતાં જૈનશાસન (જૈનધર્મ) વધારે ઉપર્યુક્ત છે. યદ્યપિ બીજા ધર્મોમાં ધ્યાન, ધારણા, જાપ, ઇશ્વર-પ્રણિધાન આદિ સદનુષ્ઠાનોનુ વર્ણન છે. તથાપિ પ્રાથમિક ભૂમિકાનુ સ્પષ્ટીકરણ ત્યા જોવામા આવતુ નથી, જ્યારે જૈનશાસનમા લક્ષ્ય સિદ્ધ કરવા માટે પ્રાથમિક ભૂમિકાનો પાયો એટલો બધો પાકો છે કે જેને લઈને માણસ માત્ર આત્મ-કલ્યાણના પથે આગળનો આગળ વધી શકે છે જેના માટે બે પ્રક્રિયાની જ આવશ્યકતા છે પહેલી પ્રક્રિયામાં નવા પાપોના દ્વાર બધ કરવા અને બીજી પ્રક્રિયામા જૂના પાપોને સર્વથા સમૂળ નાશ કરવા. આ પ્રમાણેની આ બને પ્રક્રિયા 'પ્રતિક્રમણ' ક્રિયામા જ સમાઈ જાય છે માટેજ તત્ત્વાર્થસૂત્રમાં તીર્થંકર ગોત્રને બાધવાની ચર્ચા કરતા ઉમાસ્વાતિજીએ " **आवश्यकापरिहाणि...**" કહ્યુ છે અર્થાત્ આવશ્યક-પ્રતિક્રમણ કરનારનેજ

ગુણઠાણા તરફ પ્રસ્થાન કરવા માટેની યોગ્યતા પ્રાપ્ત થાય છે જ્યાં તીર્થંકર નામકર્મની નિકાચના સુલભ બને છે.

પ્રતિક્રમણ આત્માને માટે શુદ્ધ ભાવક્રિયા છે. માટેજ આવશ્યક છે આ પ્રતિક્રમણ જેવી શુદ્ધ ક્રિયા માટે પ્રારંભમાં 'સામાયિક, ચતુર્વિંશતિજિનસ્તવન. તથા ગુરૂવન્દન કરવાનુ હોય છે ત્યારપછી પ્રતિક્રમણ અને આના પછી કાર્યોત્સર્ગ તથા પ્રત્યાખ્યાન આમ બે અનુષ્ઠાનો પણ અવશ્યમેવ કરવાના હોય છે

તેથી આપણે જાણી શકીએ છીએ કે પ્રતિક્રમણનું અનુષ્ઠાન કેટલું બધુ મહત્ત્વનુ છે.

સામાયિક—એટલે અનાદિકાળથી ભવભ્રમણાને કારણે થાકી ગયેલા આત્માને બે ઘડીને માટે શાન્તિ આપનારી ક્રિયા તે સામાયિક છે કેમકે આત્મા **'अतति सततं गच्छति–इति आत्मा'** આ વ્યુત્પત્તિથી એક ભવથી બીજા ભવમાં જવા માટે નિરન્તર જેનું પ્રયાણ નિરાબાધ છે. તે આત્માને મનુષ્ય અવતારમાં શાન્તિ આપી શકાય છે જ્યાં જઘન્યથી બે ઘડી સુધી અને ઉત્કૃષ્ટથી જીન્દગીના છેલ્લા શ્વાસ સુધી, નવા પાપના દ્વાર (આશ્રવમાર્ગ) બંધ કરી દેવાનું તથા નવા પાપ રોકયા પછીજ જૂના પાપોને ખખેરવાના હોય છે.

માનસિક જીવનમા સ્ફૂર્તિ રહે તે માટે આ સામાયિક અરિહંત–સિદ્ધ અને આચાર્ય ભગવતની સાક્ષીએ કરવામાં આવે છે. ત્યાં સાધક પોતે આવી પ્રતિજ્ઞા કરે છે કે હું મારા નિયમં સુધીઃ—

૧. મન, વચન અને કાયાથી.

૨. મન અને વચનથી.

૩ મન તથા કાયાથી

૪ વચન તથા કાયાથી.

૫ કેવળ મનથી.

૬ કેવળ વચનથી.

૭ કેવળ કાયાથી. કોઈપણ પાપ કરીશ નહી.

આ પ્રમાણે સાધક માત્ર પોતાની આત્માની શક્તિ જાણી લે, અને માનસિક પરિસ્થિતિનો નિર્ણય કરીને ઉપરના સાત ભાંગામાંથી પોતે કયા પ્રકારે પાપોના દ્વાર બધ કરી શકે છે તેનો પાકે પાયે નિશ્ચય કરીને, આવી પ્રતિજ્ઞા સ્વીકારે છે તે આ પ્રમાણે.—

મારા નિયમ સુધી હુ કોઈપણ પ્રકારના પાપની, દ્વેષની, રાગની, મોહની, અને ભોગવેલા ભોગોની ભાવના કરીશ નહી. અને પાચે ઈન્દ્રિયોનું મૌન રાખીશ અર્થાત્ સ્પર્શેન્દ્રિય દ્વારા કોઈનો પણ સ્પર્શ કરીશ નહી. જીભ ઈન્દ્રિયદ્વારા ખાવાનુ, પીવાનું અને બોલવાનુ બધ કરીશ. નાક ઈન્દ્રિયથી કોઈપણ સુગન્ધ કે દુર્ગન્ધ પ્રત્યે સમભાવ રાખીશ. આખ ઈન્દ્રિયને બધ રાખીશ અને કાન દ્વારા ક્યારે પણ થતી વાતને સાંભળીશ નહી. સાંભળવાની ઈચ્છા કરીશ નહી આ પ્રમાણે પાચે ઇન્દ્રિયોને મૌનમા રાખીને તે સાધક પોતાના આત્મામાં એવુ નિશ્ચય બળ કેળવે છે કે હું કોઇનો નથી. મારા નિયમ સુધી સસારની કોઈપણ જડ કે ચેતન વસ્તુ મારી નથી. હુ કોઈનો બાપ નથી. પુત્ર નથી શેઠ નથી, પતિ નથી. પત્ની નથી. સમ્યગ્દર્શન-જ્ઞાનચારિત્ર એજ મારો વ્યાપાર છે. હુ શુદ્ધ છુ, અરિહત સ્વરૂપ છું આ પ્રમાણે બે ઘડીને માટે આત્માના ધ્યાનમા તદાકારતા પ્રાપ્ત કરીને ભવભવાતરના થાકને ઉતારશે.

આ પ્રમાણે નિયમ કરીને તથા ચુસ્તપણે પાળીને અત્યન્ત શ્રદ્ધા અને સાવધાની પૂર્વક સામાયિક ધર્મમાં સ્થિર રહેનારા

સાધકને માટે આપણે ચોક્કસ કહી શકીએ છીએ કે, આ ભાગ્યશાલીએ પાપ આવવાનાં સ્થાનોને પ્રયત્નપૂર્વક બંધ કર્યા છે. માટેજ આવી વ્યવહારુ ક્રિયા જૈન શાસનને છોડીને બીજે કયાંએ પણ જોવા મળતી નથી.

જ્યાંસુધી સામાયિક દ્વારા પાપોના દ્વાર બંધ કરવામાં ન આવે ત્યાંસુધી ગમે તેવો પણ આધ્યાત્મિક માણસ, માળાદ્વારા જાપ કરનાર. અને તત્ત્વોની ચર્ચા કરનાર પણ જીવનના રહસ્યને પામી શકે તેમ નથી.

જેઓ આધ્યાત્મિક જીવનની ચરમ સીમાએ પહોંચી ગયેલા છે તે તીર્થંકરદેવો પણ જ્યારે દીક્ષા અંગીકાર કરે છે ત્યારે સૌથી પ્રથમ "**करेमि सामाइअं**..."આ સૂત્રથી સામાયિકજ ઉચ્ચરે છે, તેથી જ અનુમાન કરી શકાય છે કે તીર્થંકર દેવોનું શાસન (આજ્ઞા)જ પરમહિતકારી અને જીવમાત્રને પાપોથી બચાવનાર છે.

## (૨) ચતુર્વિંશતિ જિનસ્તવન

પાપોના દ્વાર બંધ કરવા માટે સામાયિકમાં પ્રવેશ કરેલા આત્માને જ્યારે આ પ્રમાણે અનુભવાય છે કે મેં નવા પાપોને તો રોકી લીધા છે પણ જૂના પાપોને ધોવા માટે આત્મામાં પાવર (ઈચ્છાશક્તિ)ની આવશ્યકતા છે ત્યારે તે ભાગ્યશાલી 'લોગસ્સ...' સૂત્રના શુદ્ધ ઉચ્ચારણ દ્વારા અથવા ગમે તેનાથી બોલાતા લોગસ્સ સૂત્રના એક એક શબ્દ પ્રત્યે ધ્યાન રાખીને મનની પ્રસન્નતાપૂર્વક એકે એક તીર્થંકરદેવને નામપૂર્વક મન–વચન–કાયાથી નમસ્કાર કરે છે

માણસમાત્ર અધુરી શક્તિનો માલિક છે અને તીર્થંકરદેવો પૂર્ણશક્તિના સ્વામી છે માટે શ્રદ્ધાપૂર્વક તીર્થંકર પરમાત્માઓને નમસ્કાર કરનાર પોતાના આત્મામા શક્તિનો સંચાર કરે છે અને

આ પ્રમાણે કરીને પોતાના જીવનમાં એક અભૂતપૂર્વ ઇચ્છાશક્તિ (WILL POWER)ને જન્મ આપે છે.

## (૩) ગુરુવન્દન

ત્યારપછી જૈનધર્મને તથા તીર્થંકરદેવોને ઓલખાવનાર ગુરુદેવોને વન્દના કરવા માટે તે સાધક તૈયાર થાય છે અને સમ્યક્, શ્રુત, તથા ચારિત્ર સામાયિકને દેવાવાલા પરમ દયાલુ ગુરુભગવંતોના ચરણમાં માથુ મૂકીને વન્દના કરે છે

આ વાત આપણે માની લઈએ કે પ્રત્યેક જીવને જૈન શાસન પ્રાપ્ત કરાવનાર જુદા જુદા એકાદ ગુરુ જ હોય છે, તેથી તે જ ગુરુને માનીને બીજા આચાર્યો ઉપાધ્યાયો કે મુનિઓને ન માનવા. આ પ્રમાણેનું તાત્પર્ય ગુરુવન્દનનુ હોઇ શકે નહી

માણસ ધર્મ મેળવે છે પોતાના આત્મકલ્યાણને માટે જ. નહી કે એક જ ગુરુ પ્રત્યે દૃષ્ટિ રાગી બનીને બીજા ગુરુઓને અપમાનવા માટે.

યદિ ધર્મ પામ્યાનું આ રહસ્ય સાચુ હોય તો અઢીદ્વીપમાં રહેનાર આર્હત મુનિમાત્ર આપણા ગુરુદેવ છે

ગુરુવન્દના કરતા આ ઉદાસ અને પવિત્ર ભાવના જો આપણા મનમા હશે તો સાધકના જીવનમાં આત્મીય ગુણોને પ્રાપ્ત કરવા અર્થે નવો જ ચમત્કાર સર્જાશે

વ્યક્તિગત રાગી બનેલા માટે મોક્ષના દ્વાર બંધ હોય છે-સદતર બંધ હોય છે આવો સાધક જૈન શાસનનો રાગી બનતો નથી પણ અવસર આવ્યે જૈનશાસનનો દ્રોહી બને છે, ગુરુસસ્થાનો તથા પોતાના આત્માનો પણ દ્રોહી બને છે કેમકે જે વ્યક્તિના

આપણે દૃષ્ટિરાગી બનીએ છીએ તે આપણા માનેલા વ્યક્તિના હજારો શત્રુઓ પણ સંસારમાં વિદ્યમાન છે. આ સ્થિતિમા આપણા ગુરુના શત્રુ તે આપણા અર્થાત્ વ્યક્તિગત રાગીના પણ શત્રુ સિદ્ધ થશે આમ થયે એક ગુરુને વન્દન કરતો સાધક બીજા ગુરુઓનું અપમાન કરશે. ત્યારે તે સાધક સિદ્ધચક્ર ભગવાનનો પણ આરાધક શી રીતે બનશે ? કેમકે સિદ્ધચક્ર ભગવાનમાં આપણા પોતાનાજ માનેલા આચાર્યો, ઉપાધ્યાયો અને મુનિ ભગવતો બિરાજમાન નથી પણ અઢીદ્વીપમા રહેલા સર્વે આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓથી શોભતું સિદ્ધચક્ર યન્ત્ર છે.

આ બધી તત્ત્વની વાતો પ્રત્યે ધ્યાન રાખીને તથા આ રહસ્યનું મનન કરીને સાધક માત્ર વ્યક્તિગત રાગી બનવા કરતા જૈન શાસનનો રાગી બને એજ પવિત્ર વર્ણન છે અને આત્મકલ્યાણ માટે સરળ માર્ગ છે.

પ્રતિક્રમણ :–આ પ્રમાણે ત્રણે આવશ્યકોના માધ્યમથી આત્મામાં અપૂર્વ તેજ લાવીને સાધક પ્રતિક્રમણના સૂત્ર બોલવા પહેલા સર્વ સામાન્યથી ચોરાસી લાખ જીવાયોનિના જીવોને મિચ્છામિદુક્કડ દીધા પછી પોતાના આત્મગત પાપોની સેવના બદલ પશ્ચાતાપ કરીને પોતાના પાચે આચારોમા, વ્રતોમા, ગુણવ્રતોમા, શિક્ષાવ્રતોમાં, જે કંઇ અતિચાર લાગ્યા હોય તે એક એકને યાદ કરીને તે અતિચારોની નિંદા કરે છે, ગર્હા કરે છે; તથા જિનેન્દ્ર ભગવંતોએ પ્રતિષિદ્ધ કાર્યને કર્યા હોય અને અનુમત કાર્યોને પ્રમાદવશ ન કર્યા હોય તે માટે વારવાર પોતાના આત્માની ગુરુ-સાક્ષીએ ભર્ત્સના કરે છે.

આત્માને પરમાત્મા બનાવવા માટે આજ માર્ગ સરળ છે. મેલા કપડાઓને જ્યારે આપણે ધોબીને આપીએ છીએ ત્યારે

"કપડા ઉજલા કરીને લાવજે" આટલુ કહેતાં જ મૂર્ખ ધોબી આ અર્થનો મર્મ ન સમજે અને કપડા ઉપર સફેદો લગાવીને પાછા લાવે, તો...શુ થાય ? જ્યારે સાવધાન અને ચાલાક ધોબી આ અર્થનો મર્મ બરાબર સમજે છે કે 'કપડા ઉપર લાગેલા મેલને સર્ફ પાઉડર દ્વારા દૂર કરવો અને નવા મેલને લાગવા દેવો નહીં. તેથી કપડુ જ્યારે મૂળ સ્થિતિમા આવશે અને લાગેલા મેલમાંથી મુક્ત થશે. ત્યારે કપડુ સ્વત ઉજ્જવલ છે.

"આજ પ્રમાણે આત્મકલ્યાણ કરવુ" આનો અર્થ સારી રીતે નહી સમજનારા સાધકો ગમે તેવા અનુષ્ઠાનો કરીને સતોષ માને છે. જ્યારે ગૂઢ રહસ્યના જાણકાર સાધકો 'આત્મકલ્યાણ' એટલે "આત્માને શુદ્ધ સ્વરૂપ તરફ લઇ જવો" આવો અર્થ કરીને તેને લગતીજ ક્રિયાઓ કરશે, કપડાનાં મેલને સાફ કરવા માટે સર્ફ અથવા તેજાબની ભટ્ટીને કામમા લેશે તે પ્રમાણે આત્મા ઉપર લાગેલા કર્મોને-પાપોને દૂર કરવા માટે પ્રતિક્રમણ જ કામ આવશેઃ પ્રાયશ્ચિત, પશ્ચાતાપ, આત્મા નિંદા, પોતાના પાપોને ગુરુ સમક્ષ કહી દેવા એજ પ્રતિક્રમણનો ગૂઢાર્થ છે આ પ્રમાણે નવા પાપોને રોકનો અને જૂના પાપોને ધોતો સાધક જ પરમાત્મા બને છે

કાયોત્સર્ગ :-ધોયેલા કપડાને નીલી તથા ઇસ્ત્રી કરવામાં આવે છે તેવી જ રીતે પ્રતિક્રમણ કર્યા પછી તે સાધકને એક વાતની યાદ આવે છે કે અત્યારસુધીના જે પાપો કર્યા છે તે પાપોથી ભરેલા આ શરીરને આભારી છે, માટે આ શરીરને દડવા માટે ઉભા ઉભા અથવા બેઠા બેઠા એકાગ્રચિત થઈને કાયાની માયા ઘટાડવા માટે કાયોત્સર્ગ કરશે પ્રત્યાખ્યાન અને છેવટે આહાર, ભય, પરિગ્રહ અને મૈથુન સંજ્ઞામા કાપ મૂકવા માટે અમુક

નિયમ લઇને અમુક સમય સુધી આહારનો, પાણીનો, ખોટા વ્યાપારનો, પરિગ્રહનો અને મૈથુન કર્મનો ત્યાગ કરવા રૂપ પ્રત્યાખ્યાન (પચ્ચખાણ) કરશે. અને ભાવપૂર્વક ત્યાગ કરીને પોતાના પાપોને ધોવા માટે તૈયાર થયેલો દેશવિરતિ શ્રાવક, મુનિભગવતોનું સાહચર્ય્ય સ્વીકારશે અને શ્રમણોપાસક બનશે

જ્યારે જીન્દગીના છેલ્લા શ્વાસ સુધી સામાયિક વ્રત લેનાર મુનિ દિન–પ્રતિદિન આ ૭ આવશ્યકોમાં મસ્ત બનીને આગળને આગળ વધશે આવી સ્થિતિમા અમાયી અર્થાત્ અપ્રમત મુનિને વૈક્રિય શરીર બનાવવા માટેનુ કઈ પણ પ્રયોજન નથી.

હવે પ્રતિક્રમણ માટે થોડુ વિચારીએ, જે આત્મકલ્યાણ માટે સર્વશ્રેષ્ઠ સાધન છે.

પ્રતિક્રમણમાં બોલાતા સૂત્રો ઉપર અક્ષરશઃ ધ્યાન આપવુ. યથાશક્ય અર્થની વિચારણા પ્રત્યે ખ્યાલ રાખવો, સંઘની સાથેજ પ્રતિક્રમણ કરવુ. જેથી સઘમા સપ રહે. અને અનુકૂલ સમય આવતાં શત્રુઓ સાથે પણ ક્ષમાપના કરવાનો લાભ મળે.

સઘમા સાધર્મિક વાત્સલ્ય માટે અપૂર્વ લાભ મળે છે.

ધાર્મિક વાતાવરણ ઉત્પન્ન થાય છે

ગુણવત પુરૂષોનો સહવાસ મળે છે

સૂત્રોચ્ચાર શુદ્ધ બને છે.

આપણા સતાનોને પણ જૈન ધર્મ પ્રત્યે રાગ ઉદ્ભવે છે પ્રભાવના કરવાનો લાભ મળશે આ બધી વાતોનુ ધ્યાન રાખીને સૌ ભાગ્યશાલીઓએ પ્રતિક્રમણ કરવું જોઈએ તોજ આપણો આત્મા કઈક આગળ વધશે અને ભવનો આટો લેખે લાગશે.

## ભાવિતાત્મા અણગારનું વિકુર્વણુ

આ ઉદ્દેશકમાં ભાવિતાત્મા અનગાર જુદાં જુદાં પ્રકારનાં રૂપોનો અભિયોગ અને વિકુર્વણા કરે કે કેમ? તથા એ પ્રમાણે માયી સાધુ કે અમાયી સાધુ કરે કે કેમ? એ સંબંધી પ્રશ્નોત્તરો છે. સાર આ છેઃ—

ભાવિતાત્મા અનગાર બહારનાં પુદ્‌ગલોને લઇને મોટા સ્ત્રીના રૂપને વિકુર્વી શકે છે. અને એવાં રૂપો વૈક્રિય સમુદ્‌ઘાત કરીને આખા જંબૂદ્વીપને આકીર્ણ-વ્યતિકીર્ણ કરી શકે, એટલાં કરી શકે છે, પરન્તુ તેમ કોઇવાર કર્યું નથી, કરતા નથી, ને કરશે પણ નહિ. શક્તિ એવી જરૂર હોય છે.

આવીજ રીતે ભાવિતાત્મા અનગાર, તરવાર અને ઢાલ લીધેલા પુરુષની જેમ એક હાથમાં પતાકા લીધેલા પુરુષની જેમ, એક તરફ જનોઇ કરીને ચાલનાર પુરુષની જેમ, એક તરફ પલોંઠી કરીને બેઠેલા પુરુષની જેમ એક તરફ પર્યંકાસન કરીને બેઠેલા માણસની જેમ-એમ જુદી જુદી જાતનાં રૂપો કરીને આકાશમાં ઉડી શકે છે. એવી એની શક્તિ છે. પરન્તુ એ પ્રમાણેનું વિકુર્વણ થયું નથી, થતું નથી ને થશે પણ નહિં.

આવીજ રીતે ભાવિતાત્મા અનગાર બહારનાં પુદ્‌ગલોને લઇને ઘોડાના, હાથીના, સિંહના, વાઘના, નારના, દીપડાના, રીંછના, ન્હાના વાઘના અને શરભના રૂપને અભિયોજી શકે છે. અને તેમ કરીને અનેક યોજનો સુધી જઇ શકે છે. તે પોતાની આત્મ ઋદ્ધિથી જ જાય છે, નહિં કે પરઋદ્ધિથી. પોતાનાજ કર્મથી જાય છે નહિં કે બીજાના. પોતાનાજ

પ્રયોગથી જાય છે. નહિ કે બીજાના એ સીધા પણ જઈ શકે છે ને વિપરીત પણ જઇ શકે છે.

એવા ઘોડા-હાથી વગેરેના રૂપમાં આવેલને અનગાર ઘોડો-હાથી ન કહેવાય, પણ તે અનગાર જ છે.

આ પ્રમાણેનું તે વિકુર્વણ માયી-અનગાર કરી શકે છે. અમાયી ન કરે. એ પ્રમાણેનું વિકુર્વણ કર્યા પછી જો તેની આલોચના અને પ્રતિક્રમણ કર્યા સિવાયજ તે સાધુ કાળ કરે તો તે કોઈ એક જાતના આભિયોગિક દેવલોકોમાં દેવપણે ઉત્પન્ન થાય છે.

તે ક્રિયા સંબંધી આલોચન અને પ્રતિક્રમણ કરીને જો અમાયી સાધુ કાળ કરે, તો તે કોઈ એક જાતના અનાભિયોગિક દેવલોકોમાં દેવપણે ઉત્પન્ન થાય છે.卐૪૮

---

## મંત્રાદિ પ્રયોગ માયાવીને હોય

卐 ૪૮. વૈક્રિયશક્તિ ધારણ કરનારા મુનિરાજોને માટે આ પ્રશ્નોત્તર છે । જે અત્યન્ત સ્પષ્ટ છે. અહી પર એટલુ સમજવાનું કે, અમાયી-અપ્રમત સાધુ વૈક્રિયશક્તિનો પ્રયોગ કરતો નથી, પણ માયાવી-પ્રમત્ત મુનિરાજ આ શક્તિનો પ્રયોગ કરે છે શા માટે કરે છે ?

(૧) ચતુર્વિધ સંઘના યોગક્ષેમને માટે કઈ પણ પ્રયોજન હોય ત્યારે વૈક્રિય શક્તિનો ઉપયોગ કરે છે અને પછીથી તે કર્મની આલોચના તથા પ્રતિક્રમણ કરી લે છે.

(૨) વૈષયિક સુખને માટે સ્વાદિષ્ટ ભોજનને માટે તથા મંત્રસાધના તથા ભૂતિકર્મને આયોજે છે

(૩) જેની આદિમાં 'ૐ' અને અંતે 'સ્વાહા' હોય તે મંત્ર-પ્રયોગ કહેવાય છે

## ગામ-નગરનું વિકુર્વણ

આ પ્રકરણમાં પણ વિકુર્વણ સંબંધી જ હકીકત છે. સાર આ છે-મિથ્યાદૃષ્ટિ અને માયી-કષાયી ભાવિતાત્મા અનગાર વીર્યલબ્ધિથી, વૈક્રિયલબ્ધિથી અને વિભંગજ્ઞાન લબ્ધિથી રાજગૃહમાં રહીને વારાણસી નગરીનું વિકુર્વણ કરી શકે છે, અને તદ્ગત રૂપોને જાણે અને જૂએ છે પરન્તુ તે તથાભાવે ન જાણે ન જૂએ. અન્યથા ભાવે—એટલે જેવું છે એનાથી વિપરીત રીતે જાણે ને જૂએ. એનું કારણ એ છે કે— એ સાધુના મનમાં એમ થાય છે કે-વાણારસીમાં રહેલો હું રાજગૃહનગરીની વિકુર્વણા કરીને તદ્ગત રૂપોને જાણું છું ને જોઉં છું. એમ તેનું દર્શન વિપરીત હોય છે.

આવી જ રીતે ઉપર પ્રમાણેનો અનગાર જો વાણારસીમાં રહીને રાજગૃહ નગરીનુ વિકુર્વણ કરે તો પણ તે ઉલટું જ

---

(૪) સાધના અથવા ઔપધિ સંયોગને આયોગ કહેવાય છે

(૫) મનુષ્યોની, પશુઓની અને ઘરની રક્ષા માટે, ભસ્મ મૃત્તિકા તથા સુતર દ્વારા કરાતા પ્રયોગને અને ભભૂતિ નાખવી, મંત્રીને ધૂલ તથા રાખ નાખવી દોરા ધાગા કરવા તે બધાએ ભૂતિકર્મ કહેવાય છે.

આ પ્રમાણે જે સાધુ મંત્ર, આયોગ અને ભૂતિકર્મને પોતાના અંગત લાભને માટે, સારા આહારના લોભને માટે, સારા કપડા મેળવવા માટે તથા વિષયવાસનાના સુખને માટે કરે છે તે સાધુ કાળ કરીને 'આભિયોગિક' દેવ બને છે જ્યા મોટા દેવોની આજ્ઞામા રહેવાનું કામ હોય છે

અર્થાત્ દેવલોકમા પણ દાસ તરીકે જીવન પૂરૂ કરે છે.

દેખે. કારણ કે તે પોતાને રાજગૃહમાં રહીને વિકુર્વણ કરતો હોય, એમ જૂએ છે.

આવી જ રીતે રાજગૃહ અને વાણારસીની વચલા કોઈ મોટા જનપદ વર્ગની વિકુર્વણા કરે અને તે પછી તે વારાણસીનગરી અને રાજગૃહનગરની વચ્ચે મોટા જનપદ વર્ગને જાણે અને જૂએ, પરન્તુ તેને તથાભાવે ન જાણે અને ન જૂએ. અન્યથા ભાવે જાણે અને જૂએ. કારણ કે તેના મનમા એમ થાય છે કે—આ વાણારસી નગરી છે અને આ રાજગૃહ નગર છે. તથા એ બેની વચ્ચે આવેલો આ એક જનપદ વર્ગ છે, પણ તે મારી વીર્યલબ્ધિ, વૈક્રિય લબ્ધિ કે વિભંગજ્ઞાન લબ્ધિ નથી. તેવું તે સાધુને વિપરીત દર્શન થાય છે.

આ પ્રમાણે વિપરીત—ઉલટુ જ્ઞાન મિથ્યાદષ્ટિ, માયી, ભાવિતાત્મા અનગારને માટે કહ્યું છે, પરન્તુ કોઈ અમાયી, સમ્યગ્ દૃષ્ટિ, ભાવિતાત્મા અનગારને માટે જો ઉપર પ્રમાણે બને તો તે તથાભાવે જ જાણે—જૂએ, અન્યથાભાવે ન જાણે—ન જૂએ.

હવે કોઈ ભાવિતાત્મા અનગાર બહારમાં પુદ્ગલો મેળવ્યા સિવાય મોટા ગામને, રૂપને, નગરનાં રૂપને કે સંનિવેશના રૂપને વિકુર્વાને સમર્થ નથી. પણ બહારનાં પુદ્ગલોને મેળવીને વિકુર્વાને સમર્થ છે. એવી એની શક્તિ છે પરન્તુ તે પ્રમાણે થયુ નથી, થતું નથી ને થશે પણ નહિ.

**ચમરના આત્મરક્ષક દેવો**

ચમરના આત્મરક્ષક દેવો ૨૫૬૦૦૦ છે. 卐૪૯

卐 ૪૯ દક્ષિણાર્ધપતિ ચમર ઈન્દ્રને અંગરક્ષક દેવો કેટલા છે ?

આ પ્રમાણેના પ્રશ્નમાં ભગવાન ફરમાવે છે કે, સામાન્યત અંગરક્ષક દેવો પોતાના માલિક ઈન્દ્રમહારાજની રક્ષા માટે તૈયાર રહેલા હોય છે. બખ્તર પહેરેલા, ધનુષ્યબાણને તૈયાર કરીને રહેનારા, ડોકમા આભૂષણોને પહેરેલા, જૂદીજૂદી જાતના શસ્ત્રોને ધરનારા, ઢાલ અને તલવારને રાખનારા, ઈન્દ્રમહારાજને કોઈપણ જાતે વાંધો ન આવવા દે તેવા મનોરથવાલા, પરસ્પર સપ કરીને રહેલા અને વારા ફરતી ચોકી કરનારા, અત્યન્ત વિનયવાલા, વિવેકી અને સુન્દર હોય છે.

પ્રત્યેક ઇન્દ્રને જેટલી સખ્યામાં સામાનિક દેવો હોય છે તેનાથી ચારગુણી સખ્યામાં અગરક્ષક દેવો હોય છે. તે નીચે મુજબના કોષ્ઠકથી જાણવુ.

| ઇન્દ્ર મહારાજાઓ | સામાનિક દેવની સખ્યા | અગરક્ષક દેવોની સખ્યા |
|---|---|---|
| ૧ ચમર ઇન્દ્ર | ૬૪ હજાર | ૨૫૬૦૦૦ |
| ૨ બલી ઇન્દ્ર | ૬૦ હજાર | ૨૪૦૦૦૦ |
| ૩ શેષ ભવનપતિ ઇન્દ્રો | ૬ હજાર | ૨૪૦૦૦ |
| ૪ શક્રેન્દ્ર | ૮૪ હજાર | ૩૩૬૦૦૦ |
| ૫ ઈશાનેન્દ્ર | ૮૦ હજાર | ૩૨૦૦૦૦ |
| ૬ સનત્કુમાર | ૭૨ હજાર | ૨૮૮૦૦૦ |
| ૭ માહેન્દ્ર | ૭૦ હજાર | ૨૮૦૦૦૦ |
| ૮ બ્રહ્મેન્દ્ર | ૬૦ હજાર | ૨૪૦૦૦૦ |
| ૯ લાન્તકેન્દ્ર | ૫૦ હજાર | ૨૦૦૦૦૦ |

| ઇન્દ્ર મહારાજાઓ | સામાનિક દેવની સંખ્યા | અંગરક્ષક દેવોની સંખ્યા |
|---|---|---|
| ૧૦ મહાશુક્ર | ૪૦ હજાર | ૧ ૬૦૦૦૦ |
| ૧૧ સહસ્રાર | ૩૦ હજાર | ૧.૨૦૦૦૦ |
| ૧૨ પ્રાણત | ૨૦ હજાર | ૮૦૦૦૦ |
| ૧૩ અચ્યુત | ૧૦ હજાર | ૪૦૦૦૦ |

## શક્રના લોકપાલ

આ પ્રકરણમાં ઇન્દ્રોનાં લોકપાલો, તેમનાં વિમાનો વગેરે સંબંધી હકીકત છે.

આ પ્રશ્નોત્તરો રાજગૃહમાં થયા. સાર આ છેઃ—

શક્રના ચાર લોકપાલ છેઃ—સોમ, યમ, વરૂણ અને વૈશ્રમણ. એમનાં ચાર વિમાનો છે. સંધ્યાપ્રભ, વરશિષ્ટ, સ્વયંજવલ અને વલ્ગુ. સોમનું સંધ્યાપ્રભ નામનું વિમાન જંબૂદ્વીપના મંદર પર્વતની દક્ષિણે, રત્નપ્રભા પૃથ્વીના રમણીય ભૂમિ ભાગથી ઊંચે, સૌધર્મ કલ્પમાં અસંખ્ય યોજન ગયા પછી 'સંધ્યાપ્રભ' નામનું વિમાન આવે છે.

યમનું વરશિષ્ટ નામનું મહાવિમાન સૌધર્મકલ્પથી અસંખ્ય હજાર યોજન મૂક્યા પછી આવે છે.

વરૂણનું સ્વયંજવલ નામનુ મહાવિમાન સૌધર્મકલ્પથી અસંખ્યેય હજાર યોજન મૂકયા પછી આવે છે.

વૈશ્રમણનું વલ્ગુ નામનું મહાવિમાન સૌધર્માવતંસક વિમાનની ઉત્તરમાં છે.

આ પ્રકરણમાં લોકપાલોની આવરદા અને તેમની બીજી સમૃદ્ધિનું પણ વર્ણન આવે છે. 卐૫૦

卐૫૦ ૩૨ લાખ વિમાનોના અધિપતિ શક્રેન્દ્રને ચારે દિશાઓના રક્ષક સોમ, યમ, વરૂણ અને કુબેર નામે ચાર લોક-પાળો છે તેમાથી સોમદેવનુ વિમાન કયા આવેલું છે? તેનો ઉત્તર આ પ્રમાણે છે.

સૂર્ય, ચન્દ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારાઓના વિમાનથી ઘણા યોજન ઉંચે ગયા પછી, અશોકાવતંસક, સપ્તપર્ણાવતસક, ચપકાવતસક, પૂતાવતસક અને સૌધર્માવતસક આ પ્રમાણે પાંચ અવતંસકો કહ્યા છે તેમાંથી સૌધર્માવતસક નામના મહાવિમાનની પૂર્વે સૌધર્મદેવલોક છે તેમા અસખ્ય યોજન દૂર ગયા પછી દેવરાજ શક્રેન્દ્રના લોકપાળ સોમ નામના મહારાજાનુ 'સન્ધ્યાપ્રભ' નામનુ મહાવિમાન આવેલુ છે

## સોમ લોકપાલની આજ્ઞામાં નવે ગ્રહો

આ સોમ નામના લોકપાળની આજ્ઞામા સોમકાયિકો, સોમદેવકાયિકો, વિદ્યુત્કુમારો વિદ્યુત્કુમારિઓ, ચન્દ્રો, સૂર્યો, ગ્રહો, નક્ષત્રો, તારા તથા બીજા પણ દેવો છે

તથા મેરૂપર્વતની દક્ષિણે ઉત્પન્ન થનારા, ગ્રહદ્વન્દ્વો, ગ્રહમૂશલો, ગ્રહગર્જિતો, ગ્રહયુદ્ધો, ઉલ્કાપાતો, દિગ્દાહો, ગર્જારવો વિજળીઓ, ધૂલની વૃષ્ટિઓ, ચન્દ્રગ્રહણો, સૂર્યગ્રહણો, તથા સૂર્યચન્દ્રના પરિવેષો, ઇન્દ્રધનુષો, આદિ જે થાય છે અને માનવજાત ઉપર જેમની અસરો

સ્પષ્ટ દેખાય છે. તે આ સોમ નામના લોકપાળથી અજાણ નથી તથા મંગળ, ગ્રહ, શનૈશ્વર, ચન્દ્ર, સૂર્ય, શુક્ર, બુધ, ગુરૂ, અને રાહુ દેવો પણ આ લોકપાળ ને અભિમત છે સાર આ છે કે આ બધા ગ્રહો મનુષ્યજાતિ તથા પશુજાતિના પ્રાણક્ષય, જનક્ષય, કુલક્ષય આદિને કરનારા છે અને આ લોકપાળની આજ્ઞામાં રહે છે અર્થાત્ પુત્ર જેવા છે.

તીર્થંકર દેવોના અનન્ય ચરણ ભક્ત ઈન્દ્ર મહારાજના આજ્ઞાપાલક સોમ નામના લોકપાળની આજ્ઞામાં ગ્રહોનો નિવાસ છે. માટે ગ્રહો પણ જિનેન્દ્ર ભક્ત હોવાના કારણે પ્રતિષ્ઠા આદિ વિધાનોમાં તેમને આ પ્રમાણે અંજલી આપીએ છીએ.

**ॐ सूर्य-सोमाङ्गारक-बुध-गुरु-शुक्र-शनैश्चर-राहु-केतु प्रमुखाः ग्रहाः सुपूजिताः सन्तु, सुग्रहाः सन्तु, पुष्टिदाः सन्तु, तुष्टिदाः सन्तु, मंगलदाः सन्तु, समहोत्सवदाः सन्तु।**
આ પ્રમાણે કહીને ગ્રહોને પુષ્પો વગેરેથી પૂજીએ છીએ

## યમનું વર્ણન

યમ નામના બીજા લોકપાળ માટે આ પ્રમાણે જાણવું. સૌધર્માવતંસક મહાવિમાનના દક્ષિણભાગે સૌધર્મકલ્પ છે, ત્યાથી અસંખ્યાત હજાર યોજન મૂકયા પછી, ઇન્દ્રમહારાજની આજ્ઞામાં રહેવાવાલા આ લોકપાળનુ વિમાન આવે છે. જે વિમાનની લંબાઈ પહોળાઈ ૧૨ાા લાખ યોજનની છે. આ લોકપાળની આજ્ઞામાં, યમકાયિક, યમદેવકાયિક, પ્રેમકાયિક, (વ્યન્તર વિશેષ), પ્રેતદેવકાયિક, અસુરકુમાર, અસુરકુમારિઓ, કંદર્પો, નરકપાળો, આદિ બીજા પણ દેવો છે. જે નીચે પ્રમાણેના વિઘ્નો, ઉપદ્રવો, કલહ, એકબીજા સામે બોલાબોલી, બીજા પ્રત્યે ખાર, મહાયુદ્ધો, સંગ્રામો, મહાપુરૂષોના

મરણો, રુધિરપાત, ગામ-દેશ-મંડળ-નગરના રોગો, માથાનો દુખાવો, આંખની પીડા, કાનની વેદના, નખના રોગ, દાતની પીડા વળગાડ, યક્ષ-ભૂતનીપીડા, એકાન્તરીયા તાવ આદિ, ઉદ્વેગ, ખાસી, દમ, અજીર્ણ પાંડુરોગ, હરસ, ભગંદર, છાતી-માથુ તથા યોનિનુ અને પડખાનુ, કાખનુ વગેરેનુ શૂળ, મરકીરોગ, તીડ, મચ્છર, જૂ માકડ આદિના ઉપદ્રવો આદિ બીજા પણ રોગો કરનારા છે આ યમદેવની આજ્ઞામાં રહેનારા ૧૫ પ્રકારના પરધામિઓ નારક જીવોને આ પ્રમાણે પીડા આપે છે.

## ૧૫ પરમાધામીઓ

(૧) **अब**—નારક જીવોને ઉંચેથી નીચા ફેકે છે

(૨) **अंबरीष**—અસુરો કાતર વડે નારકોના ટૂકડા કરીને ભાઠામાં પકાવવા યોગ્ય બનાવે છે

(૩) **श्याम**—નારકોને શાતન પીડા આપે છે. એટલે છોલે છે

(૪) **शवल**—નારકોના આતરડાઓ અને હૃદય ને બહાર કાઢે છે અને બીજી પણ પીડાઓ આપે છે.

(૫) **रौद्र**—બરછી અને ભાલા વગેરેથી નારકીના જીવોને પરોવવાનુ કામ કરે

(૬) **उपरौद्र**—નારકોના અંગોને તથા ઉપાંગોને ચીભડાની જેમ ચીરી નાખવાનુ કામ કરે છે

(૭) **काल**—કડાઈમાં નાંખીને નારકોને રાધે છે.

(૮) **महाकाल**—નારક જીવોના ચીક્કાસવાલા માંસના ટૂકડાઓને ખાડે છે અને સ્વાદ લે છે

(૯) **असिपत्र**—તલવારની ધાર જેવા પાદડાઓનુ વન બનાવીને નારક જીવોને તેમા ફેકે છે.

(૧૦) **કુંભ**—ઘડામાં નારકોને નાંખીને રાંધે છે.

(૧૧) **ધનુષ**—ધનુષ્યના બાણો વડે વીંધવાનું કામ કરે છે.

(૧૨) **વાલુક**—ગરમા ગરમ રેતીમાં નાંખે છે.

(૧૩) **વૈતરણી**—પરૂ, લોહી વગેરે ગંધાતા પદાર્થોથી ભરેલી નદીમાં નારક જીવોને નાખવાનું કામ કરે છે.

(૧૪) **ખરસ્વર**—શાલ્મલી, (વજ્ર જેવા કાંટાવાલા) ઝાડ ઉપર નારક જીવોને ચઢાવવામાં આવે છે.

(૧૫) **મહાઘોષ**—ભય પામેલા નારકોને વાડામા પૂરી રાખે છે.

## વરૂણનું વર્ણન

હવે ત્રીજા વરૂણ નામના લોકપાળનુ આ પ્રમાણે વર્ણન છે.

જે સૌધર્માવતસક મહાવિમાનની પશ્ચિમે વરૂણરાજનુ સ્વયંજલ નામનું મહાવિમાન છે. આ લોકપાળની આજ્ઞામાં વરૂણકાયિકો વરૂણદેવકાયિકો, નાગકુમારો, નાગકુમારિકાઓ, ઉદધિકુમારો, ઉદધિ કુમારિકાઓ, સ્તનિત કુમારો, સ્તનિત કુમારિકાઓ આદિ બીજા પણ ઘણા દેવો રહે છે. જેઓ :—

**અતિવૃષ્ટિ** :— વેગપૂર્વક વરસાદ વરસવો.

**મંદવૃષ્ટિ** :— ધીમો ધીમો વરસાદ આવે તે.

**સુવૃષ્ટિ** :— અનાજ વગેરેનો સારો પાક થાય તેવો વરસાદ.

**દુર્વૃષ્ટિ** :— અનાજ વગેરે ન પાકે તેવો વરસાદ.

**ઉદકોદ્ભેદ** :— પહાડની તલેટીથી પાણીની ઉત્પત્તિ

**ઉદકોત્પીલ** :— તલાવ વગેરેમા ભરેલો પાણીનો સમૂહ.

**અપવાહ** :— પાણીના થોડા થોડા રેલા

**પ્રવાહ :—** પાણીના વધારે રેલા.

આદિ ઉપરના વરસાદોને કરનારા હોય છે વર્ષાથી હાનિ લાભ કરનારા છે આ લોકપાળને કર્કોટક, કર્દમક, અંજન, શંખપાલક, પુડ્ર, પલાશ, મોદ, જય, દધિમુખ, અયપુલ અને કાતરિક જેવા દેવો અપત્ય સમાન છે.

આમા કર્કોટક એટલે લવણસમુદ્રના ઈશાન ખુણે અનુવેલંધર નામે નાગરાજનો કર્કોટક નામે પહાડ છે, ત્યાં રહેનારા નાગરાજ પણ કર્કોટક કહેવાય છે આ પ્રમાણે બીજા દેવોને માટે પણ સમજવું.

## વરૂણનું આધિપત્ય

જૈનશાસનનો ભક્ત શ્રી વરૂણદેવ કુવા, વાવડી, તલાવ, નદી, નાલા આદિમાં રહેલા પાણી ઉપર વર્ચસ્વ ધરાવે છે. માટે અરિહંત દેવોના અભિષેક માટે શાન્તિસ્નાત્ર, અષ્ટોતરી સ્નાત્ર પૂજા માટેનું પાણી સબહુમાન અને સવિધિ લાવવામા આવે છે જે માટે અઠ્ઠાઇ મહોત્સવ કરવામાં આવે છે અને ચતુર્વિધ સંઘ વાજતે ગાજતે જલયાત્રાનો વરઘોડો (જેમાં સૈકડો–હજારો રૂપીઆ ખર્ચાય છે) ચઢાવે છે અને પાણીના સ્થાને જાય છે ત્યા અભિષેક માટે લેવાતાં પાણીનો વિધિ આ પ્રમાણે કરવામાં આવે છે વિધિકારક અષ્ટપ્રકારી પૂજાની સામગ્રી દ્વારા વરૂણદેવનું આ પ્રમાણે મંત્ર બોલે છે. **"ॐ नं वं यं नमो करुणाय, पाशहस्ताय, सकलयादोऽधीशाय, सकलजलपक्षाय, सकलनिलायाय, सकलसमुद्रनदीसरोवरपल्लवनिर्झरकूपवापस्वामिनेऽमृतकाय देवाय अमृतं देहि देहि अमृतं स्रावय स्रावय, नमोऽस्तु ते स्वाहा।"**

આ મંત્ર બોલીને વરૂણ દેવની અષ્ટ પ્રકારી પૂજા કરે છે. કુવા આદિથી પાણી કાઢીને આ મંત્ર બોલવામા આવે છે " ॐ

ह्रीँ अमृते, अमृतोद्भवे, अमृतवर्षिणी अमृतं स्रावय स्रावय सें सें क्लीं क्लीं ब्लूँ ब्लूँ द्रां द्रां, द्रीं द्रीं द्रावय द्रावय ह्रीं जलदेवीदेवा अत्र आगच्छत आगच्छत स्वाहा।"

પછી અમુક અમુક મંત્રો બોલીને અષ્ટ પ્રકારી પૂજા થાય છે. અને કળશાઓ ભરીને વાજતે ગાજતે મંદિરમા મૂકાય છે. મંત્રોદ્વારા પવિત્ર થયેલુ પાણી અરિહંતદેવના અભિષેક માટે કામમાં આવે છે.

કુવા-વાવડીના કીનારે વરૂણદેવને આમંત્રવા માટે આઠ થુઈએ દેવવંદન કરવાના હોય છે. જેમા આઠમી થુઈના પ્રારંભમાં "जलदेवयाए करेमि काउ० अन्नत्थ० ૧ નવકારનો કાયોત્સર્ગ અને આ પ્રમાણે થુઈ :—

"मकरासनसमासीनः, कुलिशाङ्कुशचक्रपाशपाणिशयः।
आशामाशापालो, विकिरतु दुरितानि वरुणो व ॥"

ત્યાર પછી હાથ જોડીને આ શ્લોક બોલાય છે તે આ પ્રમાણે—

करोतु शान्ति जलदेवताऽसौ, मम प्रतिष्ठाविधिमाचरिष्यतः।
आदास्यते वा मम वारि तत्कृते, प्रसन्नचिता प्रदिशत्वनुज्ञाम् ॥

દશદિક્પાળના પાટલા પૂજનમા પણ વરૂણદેવને આ પ્રમાણે સાદર આમંત્રણ આપીએ છીએ

"ॐ नमो वरुणाय पश्चिमदिगधिष्ठायकाय, मकरवाहनाय, पाशहस्ताय, सपरिजनाय, अमुकगृहे बृहद्स्नात्र महोत्सवे आगच्छ आगच्छ स्वाहा।"

આવી રીતે સમંત્ર વધાવીને, આલેખાને, આહ્વાન કરીને, સ્થાપીને નિમંત્રણ આપ્યા પછી અષ્ટ દ્રવ્યો અર્પણ કરાય છે.

# અધિપત્ય ભોગવનારા દેવો

આ પ્રશ્નોત્તરો રાજગૃહમાં થયા.

---

અને હાથ જોડીને આ પ્રમાણે વિનવીએ છીએ.

**यः प्रतीचीदिशो नाथो-वरुणो मकरस्थितः ।**
**सङ्घस्य शान्तये सोऽस्तु, बलिपूजां प्रतीच्छतु ॥**

## કુબેરનું વર્ણન

હવે ચોથા લોકપાળ વૈશ્રમણ કુબેરનું વિમાન સૌધર્માવતંસક-નામનાં પશ્ચિમ ભાગે છે તેની આજ્ઞામા વૈશ્રમણ કાયિક વૈશ્રમણદેવ કાયિક સુવર્ણકુમારો, સુવર્ણકુમારિઓ, દ્વીપકુમારો અને કુમારિઓ, દિક્કુમાર અને કુમારિઓ, વાણવ્યંતર અને વ્યંતરિઓ આદિ બીજા પણ દેવો છે, જે લોહ, સુવર્ણ, રજત, હીરા, મોતી, માણેક, સીસું અને બીજા પણ કપડા, ફળ, પુષ્પ આદિનો વર્ષાદ (વરસાદ) કરનારા છે ગમે ત્યાં દાટેલા ધન-આદિને જાણનાર છે અને તે તે સ્થાનોથી ધનને લઈને તીર્થંકર દેવોના જન્માદિ સમયે વરસાવવાનું કામ કરે છે

આ લોકપાળો, અર્હદ્દેવો, જૈન શાસનને માન્ય છે. માટે જ શાંતિ-સ્નાત્ર, અંજનશલાકા, પ્રતિષ્ઠા આદિ વિધિમાં નવગ્રહ, દસ દિકપાળ પૂજાય છે. સન્માનાય છે. અને મોટી શાંતિમાં પ્રતિદિવસે સ્મરાય છે આ પ્રમાણે :—

**" ॐ ग्रहाश्चन्द्रसूर्याङ्गारक बुध-बृहस्पति-शुक्र-शनैश्चर राहु-केतु सहिताः सलोकपालाः सोम-यम-वरुण-कुबेर-वासवादित्य-स्कंद-विनायक-उपेताः (युक्ताः) ये चान्येऽपि ग्राम-नगर-क्षेत्र देवता-आदयः सर्वे प्रीयन्तां प्रीयन्तां, अक्षीणकोशकोष्टागारा नरपतयश्च भवन्तु स्वाहा ॥**

આ પ્રકરણમાં અસુરકુમારાદિ દેવો ઉપર આધિપત્ય ભોગવતા દેવોનું વર્ણન છે. સાર આ છે.—

અસુરકુમાર દેવો ઉપર અધિપત્ય ભોગવતા દસ દેવો છે. તે આ છે :— ચમર, સોમ, યમ, વરુણ, વૈશ્રમણ, બલિ, સોમ, યમ, વરુણ, વૈશ્રમણ.

નાગકુમાર ઉપર અધિપત્ય ભોગવતા દેવો :— ધરણ, કાલવાલ, કોલવાલ, શૈલપાલ, શંખવાલ, ભૂતાનંદ, કાલવાલ, કોલવાલ, શંખવાલ અને શૈલપાલ.

સુવર્ણકુમારના અધિપતિઓ :— વેણુદેવ, વેણુદાલિ, ચિત્ર, વિચિત્ર, ચિત્રપક્ષ ને વિચિત્રપક્ષ.

વિદ્યુત્કુમારના અધિપતિઓ :— હરિકાન્ત, હરિસહ, પ્રભ, સુપ્રભ, પ્રભાકાન્ત ને સુપ્રભાકાન્ત.

અગ્નિકુમારના અધિપતિઓ :— અગ્નિસિંહ અગ્નિમાણવ, તેજસૂ, તેજસિંહ, તેજકાન્ત, ને તેજપ્રભ.

દ્વીપકુમારોના અધિપતિઓ :— પૂર્ણ, વિશિષ્ટ, રૂપ, રૂપાંશ, રૂપકાન્ત, અને રૂપપ્રભ.

ઉદધિકુમારોના અધિપતિઓ :— જલકાન્ત, જલપ્રભ, જલ, જલરૂપ, જલકાન્ત ને જલપ્રભ.

દિક્કુમારોના અધિપતિઓ :— અમિતગતિ. અમિતવાહન, ત્વરિતગતિ, ક્ષિપ્રગતિ, સિંહગતિ ને સિંહવિક્રમગતિ,

વાયુકુમારોના અધિપતિઓ :— વેલંબ, પ્રભંજન, કાલ, મહાકાલ, અંજન અને રિષ્ટ.

સ્તનિતકુમારોના અધિપતિઓ :— ઘોષ મહાઘોષ, આવર્ત્ત, વ્યાવર્ત્ત, નંદિકાવર્ત્ત અને મહાનંદિકાવર્ત્ત.

દક્ષિણ ભવનપતિના ઇન્દ્રોના પ્રથમ લોકપાલો આ છે :—

સોમ, કાલવાલ, ચિત્ર, પ્રભ, તેજસ્, રૂપ, જલ, ત્વરિતગતિ, કાલ અને આયુક્ત.

પિશાચકુમારોના અધિપતિ બબે છે :— કાલ, મહાકાલ, સુરૂપ, પ્રતિરૂપ, પૂર્ણભદ્ર, માણિભદ્ર, ભીમ, મહાભીમ, કિંનર, કિંપુરુષ, સત્પુરુષ, મહાપુરુષ, અતિકાય, મહાકાય, ગીતરતિ, ગીતયશ, એ બધા વાણવ્યન્તર દેવોના ઇન્દ્રો છે.

જ્યોતિષિક દેવોના અધિપતિ બબે છે: સૂર્ય ને ચંદ્ર.

સૌધર્મ અને ઇશાનકોણના અધિપતિ :—શક્ર, સોમ, યમ, વરુણ, વૈશ્રમણ, ઇશાન, સોમ, યમ, વરુણ અને વૈશ્રમણ.

## ઇન્દ્રિયોનો વિષય

આ પ્રશ્નોત્તરો રાજગૃહમાં થયા

આમાં ઈન્દ્રિયોના વિષયો કેટલા પ્રકારના એ આ પ્રકરણમાં બતાવ્યું છે. તેના માટે કહ્યું કે–ઇન્દ્રિયોના વિષયો પાંચ પ્રકારના છે. શ્રોત્રેન્દ્રિયનો વિષય અને યાવત્ સ્પર્શેન્દ્રિયનો વિષય.

આ સંબંધી જીવાભિગમ સૂત્રનો જ્યોતિષિક ઉદ્દેશો જોવાની ભલામણ કરી છે.卐[૫૧]

---

## પાંચે ઈન્દ્રિયોની વિષદ વ્યાખ્યા

卐 ૫૧. "स्वस्वविषयग्रहणनियतानि–इन्द्रियाणि स्यु." આ ઉક્તિને અનુસારે ગતભવમા ઉપાર્જન કરેલ પંચેન્દ્રિય જાતિનામ-

કર્મને લઈને આ ચાલુ ભવમા માનવને ઇન્દ્રિયોની પ્રાપ્તિ થાય છે

પહેલા વર્ણન કરી ગયા છીએ કે આત્માને જે દ્વારા જ્ઞાનની પ્રાપ્તિ થાય છે તે ઇન્દ્રિયોને આત્માએ જ પોતાની મેળે રચેલી છે

આ ઇન્દ્રિયોનું વિષય ગ્રહણ સર્વથા નયત હોય છે. માટે તેમાં કોઈ પણ ઈશ્વરની કે દેવદેવીની દખલગિરી નથી હોતી.

મહાભયકર અધકારમાં એક ફળ આપણા હાથમાં આવે છે, તેનો સ્પર્શ કરવાથી જ તેના આકાર વિશેષને લઈને આપણે નિર્ણય કરીએ છીએ કે 'આ કેરી છે.' દબાવવાથી 'પાકી ગયેલી લાગે છે' સૂંઘવાથી 'તેમાં મીઠો રસ છે' એમ જાણી શકયા પણ અધારામાં આંખ પોતાનું કામ નહી કરવા છતાં પણ આપણે કલ્પીએ છીએ કે, આ કેરી પીલારંગની છે આ પ્રમાણે કેરીના પીલારગની કલ્પનામા ઈશ્વરનો સાક્ષાત્કાર **નથી** પણ 'અનુગ્રહ, ઇહા, અપાય, ધારણા' આ ચારે પ્રકારના મતિજ્ઞાનમાથી 'ધારણા' નામના મતિજ્ઞાનનો જ ચમત્કાર છે કોઈપણ પદાર્થનાં જ્ઞાનમાં 'ધારણા' શક્તિવડે જે પદાર્થોના રૂપ, રંગ, આકાર આદિ આપણા મગજમાં સ્થિર થયા હશે તે જ પ્રમાણે ધારણા પણ તેની તીવ્ર રહે છે. અને આ લબ્ધિના કારણે જ કોઈ પણ અવધારિત પદાર્થ જ્યારે સામે આવે છે ત્યારે તેનો નિર્ણય કરતા વાર લાગતી નથી.

અવધાન પ્રયોગોમાં દૈવીશક્તિનો ચમત્કાર નથી પણ 'ધારણા' શક્તિનો જ ચમત્કાર હોય છે.

હાથચાલાકીના પ્રયોગો કરતાં જે ધારણા દૃઢ થાય છે. તેનાથી જાદુઈ પ્રયોગો પણ થઈ શકે છે.

ઇન્દ્રિયો પાંચ છે. સ્પર્શન, રસન, ઘ્રાણ, ચક્ષુ અને શ્રવણ.

આ પાચેમા કર્તૃસાધન, અને કરણ સાધનથી વિગ્રહ કરવો જેમકે,- "स्पृशति-स्पृश्यतेऽनेनेति स्पर्शनम्" અર્થાત્ બીજા પદાર્થોનો જે સ્પર્સ કરે છે, અથવા આત્માના ઉપયોગ વડે જે પદાર્થનો સ્પર્શ કરાય છે, અથવા જેના આશ્રયથી શીત-ઉષ્ણાદિ પર્યાયો જાણવામા આવે છે તે સ્પર્શેન્દ્રિય કહેવાય છે. આજ પ્રમાણે-' रसति-रस्यतेऽनेन । जिघ्रति-जिघ्रिताऽनेन । चष्टे वा चेष्ट अनेन । शृणोति श्रूयतेऽनेन वेति रसनम्, घ्राणम् चक्षु તથા श्रवणं."

આ પ્રમાણે આ ઇન્દ્રિયોના માધ્યમથી આત્માને જ્ઞાનની પ્રાપ્તિ થાય છે આ ઇન્દ્રિયો નિયત વિષયને જ ગ્રહણ કરવાવાલી હોવાથી સ્પર્શેન્દ્રિય પદાર્થોમાં રહેલા કઠિન, કોમળ, ભારી, હલકો, ઠંડો, ગરમ, સ્નિગ્ધ, (ચિકણો) અને રૂક્ષ (લુખો) આ આઠે સ્પર્શોને ગ્રહણ કરવાની શક્તિ રાખે છે. પદાર્થ માત્રમા પ્રાયઃ આઠ સ્પર્શો જ હોય છે.

રસનેન્દ્રિય પદાર્થોમા રહેલો તીખો, કડવો, કષાયેલો, ખાટો, મીઠો રસ ગ્રહણ કરે છે

ઘ્રાણેન્દ્રિય સુગન્ધ અને દુર્ગન્ધને ગ્રહે છે

ચક્ષુરિન્દ્રિય . કાળા, ધોળા, નીલા, પીળા, અને લાલ રગને ગ્રહે છે

- શ્રવણેન્દ્રિય સચિત્ત એટલે જીવત માણસના શબ્દને અચિત્ત એટલે જડ પદાર્થોના ઘર્ષણથી થતા શબ્દોને, સચિતાચિત્ત એટલે સગીત મડળીમા માણસો ગાતા હોય તે સચિત અને વાજિત્રોનો અવાજ અચિત્ત છે

આ પ્રમાણે આત્માના પ્રયોગથી-ઉપયોગથી, ઈન્દ્રિયો કાર્યરત

બને છે. અનાદિ કાળથી પ્રવાહરૂપે કર્મોના ભારથી દબાઈ ગયેલા આત્માને પ્રતિક્ષણે રાગ-દ્વેષનો ઉદય હોવાના કારણે કોઇક સમયે આ જીવાત્માને સફેદ કપડું ગમે છે. અને બીજા ક્ષણે તે કપડું મુદ્દલ ગમતું નથી એક સમયે મીઠો રસ ગમે છે. ત્યારે બીજી ક્ષણે મીઠા રસ પ્રત્યે અણગમો થવાથી ખાટો રસ ગમે છે. આજ પ્રમાણે એક ક્ષણે જે માણસ સાથે અત્યંત રાગ પૂર્વક મૈત્રી સંબંધ રાખ્યો હોય છે ત્યારે બીજા દિવસે તે જ માણસ વૈરી થાય છે.

આ પ્રમાણે પદાર્થોના વિષયને ગ્રહણ કરવામાં આત્માનો સ્વભાવ જ જૂદો જૂદો હોય છે. તેથી પદાર્થ માત્ર એક સમયે સારો અને બીજા સમયે નઠારો બનતો નથી, પદાર્થ પોતાના મૂળ સ્વભાવમાં પૂર્વવત્ જ હોય છે પણ આપણો આત્મા પોતે રાગ-દ્વેષને વશ થઇને પદાર્થોના વિષયોને ગ્રહણ કરવામાં જેવા પ્રકારના ઉપયોગમાં પરિણત થાય છે તે જ પ્રમાણે ગ્રહણ કરાતાં પદાર્થોના વિષયનુ પરિણમન પણ તેવું જ થાય છે.

પદાર્થ સ્વત ખરાબ નથી. તેમજ સરસ નથી પણ મોહ-માયાના કુસંસ્કારોથી કુવાસિત થયેલા આત્માને એક સમયે જે પદાર્થ પ્રત્યે રાગ જન્મે છે ત્યારે બીજી ક્ષણે તે જ પદાર્થ પ્રત્યે દ્વેષ આવે છે. માટે 'કોઈક સમયે રાગમાં તો કોઇક સમયે દ્વેષમાં અનંતકાળ ગુમાયો રે."

જ્યારે તેજ આત્મા જ્ઞાન-ધ્યાનના સુસંકારોથી સંસ્કારિત થાય છે. ત્યારે પ્રત્યેક પદાર્થ પ્રત્યે, તે સમાન બુદ્ધિવાલો બને છે. તેવા પ્રસંગે પુણ્યોદયને લઇને મનગમતા પદાર્થો અને પાપોદયને લઈને અણગમતા પદાર્થો પ્રત્યે એક સરખો ભાવ રાખીને પોતાના આત્માને દૂષિત કરતો નથી.

## ચારિત્રયોગનું સ્પષ્ટીકરણ

"**चारित्रं स्थिरतारूपम्**" આત્મામા પૂર્ણરૂપે સ્થિરતા લાવવી તે સમ્યક્ ચારિત્ર કહેવાય છે અને તે સ્થિરત ને ટકાવવા માટે નિવૃત્તિલક્ષ્યા પ્રવૃત્તિ અર્થાત્ અનુક્રમે પ્રવૃત્તિમા પણ નિવૃત્તિનો રંગ લાગતો જાય તેવી પ્રવૃત્તિમાં રાગદ્વેષ વિનાનુ જીવન જીવવું તે સ્થિરતા છે, જે ચારિત્ર છે.

ચિત્તવૃત્તિના રોધને યોગ કહેવો તે એટલા માટે ઠીક નથી કે આત્મામાં સ્થિરતા વિનાની ચિત્તવૃત્તિનો રોધ તો 'માછલા પકડવાની ભાવનાવાળો બગલો, માખીને પકડવાની દાનતવાલી ગરોલી, મૃગ-(હરિણ)ને મારવા માટે તૈયાર થયેલો શિકારી વગેરેમા પણ ચિત્તનો અને શરીરનો રોધ સ્પષ્ટ દેખાય છે

અમુક સ્વાર્થને લઈને પણ વચનનો રોધ સુલભતમ બને છે. જેમકે :- આપણને અત્યારે ગરજ છે, અથવા બોલવા જતા આપણા સ્વાર્થને હાનિ પહોચશે માટે "**मौनं सर्वार्थसाधकम्**" આવો યોગ કદાચ દામ્ભિકતાને પણ આમ ત્રણ આપી શકે છે. તથા માયા-મૃષાવાદ પ્રત્યે પણ પ્રસ્થાન કરાવી શકે છે

"માટે માનસિક-વાચિક અને કાયિક યોગોમાં પાપોની, તથા પાપ ભાવનાઓની નિવૃત્તિ લાવવી તે ચારિત્રયોગ છે,"

આત્મા વડે જ આત્મા જોવો અર્થાત્ પોતાના આત્માની નબળી કડીઓને, તથા દૂષણોને તેમજ રાગ-દ્વેષાત્મક જીવનને આત્મા વડે જોવુ, અનુભવવુ અને તેના ત્યાગમાં જ પ્રયત્ન કરવો તે પણ સમ્યક્ ચારિત્ર છે

પરતુ આત્મા જ્યારે પોતાનું ભાન ભૂલે છે ત્યારે રાગદ્વેષને પોષતો જાય છે.

દ્રવ્ય અને પર્યાયોની શક્તિઓનુ વિશ્લેષીકરણ કરવાની શક્તિ જ્યા સુધી આત્મા કેળવતો નથી ત્યાંસુધી રાગદ્વેષમાથી બહાર આવવાની શકયતા નથી, ત્યારે જ અશુભ સ્પર્શ, રસ, ગન્ધ વર્ણ અને શબ્દનો સ્પર્શ કરતા, સ્વાદ લેતાં, સૂઘતા, જોતા અને સાભળતા જ મનજી ભાઈનો ૧૦૮ ડીગ્રીનોપારો ઉંચો ચઢી જાય છે.

ગટરનુ પાણી દુર્ગન્ધ મારતુ હોય છે ત્યારે તે જોતાંજ આપણા મન–વચન તથા કાયામા ચચલતા આવતા વાર લાગતી નથી "ચચલતા અસયમ છે અને સ્થિરતા ચારિત્ર છે." આમ સમજવા છતા પણ ગટરના પાણીની દુર્ગન્ધતાને જોઇને નાકે રૂમાલ મૂકવો પડે છે પણ આપણે પોતે આવી દુર્ગન્ધીમા કેટલીયેવાર જન્મ્યા, આલોટ્યા, અને આવા પદાર્થો ખાધા છે સૂઘ્યા છે, સ્પર્શ્યા છે અને જોયા છે છતા પણ સસારમા આવા ગન્ધાતા પુદ્ગલો કોઇ કાળે પણ નાશ પામ્યા નથી, પામતા નથી અને પામશે પણ નહી, ત્યારે આપણા શુભ કે અશુભ કર્મોને લઈને મળતા શુભાશુભ પુદ્ગલોમાં આપણે કેવી રીતે રહેવુ ? આવું શિક્ષણ જ આધ્યાત્મિક શિક્ષણ છે.

શુભ પુદ્ગલો એટલે મનગમતા પુદ્ગલોમા રાગની પરિણતિ, અને અશુભ એટલે અણગમતા પુદ્ગલોમા દ્વેષ–તિરસ્કાર–ધિક્કારની પ્રવૃત્તિ આ બને પરિણતિઓના સમયે સામ્યપરિણતિ કેળવવી જોઈએ

મનગમતા શબ્દ, રૂપ, ગન્ધ, રસ અને સ્પર્શના ભોગવટામાં આપણો આત્મા રાગાધીન બનીને તે તે પુદ્ગલોની માયાના ચક્રમાં બેભાન થઇને સદ્‌વિવેકને દેશવટો આપ્યો છે અને અહકારના ભારથી દબાઈને કર્ત્તવ્ય મૂઢ બન્યો છે

અણગમતા શબ્દ, રસ, ગન્ધ અને સ્પર્શમાં આ આત્મા દ્વેષવશ થઇને ઘણાઓની સાથે વેર કર્મ બાધ્યા અને તેના કડવા ફળો દુર્ગતિમાં

ભોગવવા પડયા છતાં હજુ સુધી પણ પુદ્ગલો દ્વારા ઉત્પન્ન થતી રાગ અને દ્વેષની પરિણતિને બદલવા માટેની ટ્રેનિગ લઈ શકયા નથી. બસ એજ આપણી આપણા જીવનની અને આપણા ભણતરની કરૂણતા છે ભગવતીસૂત્રનો પ્રશ્નોત્તર સ્પષ્ટ છે કે, શ્રોત્રેન્દ્રિયના વિષય સબધી પુદ્ગલ પરિણામ શુભ કે અશુભરૂપે થાય છે તેજ પ્રમાણે ચક્ષુરિન્દ્રિય પણ સારારૂપનું અને નઠારા રૂપનુ ગ્રહણ કરે છે ઘ્રાણેન્દ્રિય પણ સુગધ અને દુર્ગન્ધના પુદ્ગલોને ગ્રહે છે રસનેન્દ્રિય પણ સારા રસનુ અને ખરાબ રસનુ ગ્રહણ કરે છે સ્પર્શેન્દ્રિય પણ સારા સ્પર્શનુ અને નઠારા સ્પર્શનુ પરિણામ ગ્રહે છે. સૂત્રનો ગૂઢાર્થ સ્પષ્ટ છતા પણ **व्याख्यानतो विशेष "प्रतिपत्तिः"** આ ન્યાયને અનુસારે પ્રત્યેક માનવના જીવન સાથે સ્પર્શ કરતો આ વિષય હોવાના કારણે જરા વધારે વિચારિયે

## પુદ્ગલોનો ચમત્કાર

રસોઈઘરમા સારા રસોઇઆના હાથે બનેલી 'અડદની દાળ' જે પૌદ્ગલિક હોવાના કારણે ખાનારને માટે અમૃતતુલ્ય કે વિષતુલ્ય બનતી નથી, આ દાળને ખાનાર મૃત્યુથી બચ્યો નથી અને ખાધા પછી તત્કાળ કોઈ પણ જીવ મર્યો નથી, મરતો નથી અને મરશે પણ નહી એટલે કે અડદની દાળ અમૃત પણ નથી અને વિષ પણ નથી, છતા એ પૌદ્ગલિક વસ્તુને લઈને માનવના મનમા એકને રાગની પરિણતિ એટલે કે આ દાળનુ નામ સાભળતા જ ટૂંદકા મા વા લાગી જાય છે અને રાજી રાજી થયો છતો અત્યન્ત સ્વાદ-પૂર્વક ખાએ છે

જ્યારે બીજો માણસ તે જ દાળનુ નામ સાભળતા જ ઠરી જાય છે અને હાડોહાડ રોષે ભગાઈને દાળ બનાવનારને કેટલીએ ગાળો આપે છે દાળ એકની એક છે પણ બને જીવોમા રાગદ્વેષની

પરિણતિના ફળો પણ આપણે જોઈ શકીએ છીએ.

માણસને દુઃખી–મહાદુઃખી બનાવનાર પરપદાર્થ નથી પણ અસંસ્કારી–કુસંસ્કારી, મિથ્યાસંસ્કારી મન, જીવનનું અજ્ઞાન, મોહવાસનાનો ભયંકર અંધકાર, મિથ્યકલ્પનાની માયા, શરીરને પુષ્ટ બનાવવાનુ ઉંધુ જ્ઞાન, આદિ કારણોથી જ માણસ પોતાના હાથે દુઃખની પરંપરા સ્વીકારી લે છે. માટે જ જીવ ઈન્દ્રિયના ભોગ અને તેની લાલસાને જ જીવનનું સર્વસ્વ માની બેસે છે. ત્યારે પુદ્‌ગલ પદાર્થો પણ આપણને ચમત્કાર બતલાવવા માટે તૈયાર જ હોય છે. અને એક વાર જો મનજીભાઈ આત્મા ઉપર સવારી કરી ગયા તો સમજી જ લેવાનુ કે, આપણો આત્મા કદી પણ સમર્થ બની શકશે નહી. પછી તો આખુએ જીવન સુખની છાયા ગોતવામા જ પૂર્ણ થશે.

માણસ માત્ર સમજે છે કે અડદની દાળ ખાવાથી હું મરવાનો નથી તેમજ અમર પણ થવાનો નથી. છતાં એ બિચારી અડદની દાળ આપણા જીવનમાં કેવા તોફાન મચાવી દે છે!

આપણે તો વિચારવાનુ એ છે કે આ બધા તોફાન દાળ કરાવે છે? અથવા અસંસ્કારી આપણા મનજીભાઈ?

દાળના ખાનારા હજારો માણસો આજે પણ ટેસ્ટ પૂર્વક દાળ ખાય છે જ્યારે મને દાળ પ્રત્યે આટલી બધી નફરત કેમ છે?

જો આપણને તે સમયે સદ્‌બુદ્ધિ આવે! અથવા જ્ઞાનનો પ્રકાશ લાધે! તો આપણો અન્તરાત્મા જ જવાબ આપશે કે દાળ તો બેચારી જડ છે પુદ્‌ગલ છે. રોટલી ખાવા માટે એક સાધન છે એ મારૂં શું કરવાની હતી! ત્યારે દાળનો દોષ નથી પણ હું પોતે જ ઈન્દ્રિયોનો ગુલામ છું માટે, અને તેના ભોગવિલાસો જ

આ પ્રશ્નોત્તરો રાજગૃહમાં થયા.

આમાં ચમરની સભાઓ સંબંધી પ્રશ્ન છે. અર્થાત્

જીવન છે એમ હું માનીને બેઠો છું આજ કારણે સંસાર મારા માટે ક્લેશ કંકાસને કારણ બન્યું. મિત્રો દુશ્મન બન્યા, પરિવારની વચ્ચમા પણ હું અતડો રહ્યો, જ્ઞાન-વિજ્ઞાન મેળવ્યા છતાં પણ મારો આત્મા સ્વચ્છંદ બન્યો ફેશનાલીટીમાં રહું છું છતા પણ મારો આત્મા ભોગવિલાસ રૂપી કાદવમાં રમી રહ્યો છે.

પ્રોફેસર, માસ્ટર બન્યો પણ મારા મનને અને ઇન્દ્રિયોને સંયમનુ શિક્ષણ ન આપી શક્યો,

ડોક્ટર બન્યો પણ મારા આત્માની દવા અને મારા દુઃખનું નિદાન હું પોતે ન કરી શક્યો,

વકીલ બન્યો પણ મારા જીવનની વકીલાત કરવાં માટે સમર્થ બન્યો નથી. માટે જ શ્રીમંત છુ પણ હૈયાનો દરિદ્ર છું. સત્તાધારી છુ પણ આન્તર જીવનનો દાનવ છુ ત્યારે આ બધુ કોણે આભારી છે?

પુદ્ગલ એક જ છે પણ મારા જીવનના રાગદ્વેષને લઈને હુ દુઃખી છુ.

આ દુઃખમાથી મુક્ત થવા માટે મારા ખાનપાનમાં રહેણી-કરણીમા, ઉઠવા-બેસવામા અને વ્યાપાર-વ્યવહારમા સંયમ લાવવો એજ એક પરમ સુખનું-શાંતિનુ, સમાધિનુ મુખ્ય કારણ છે.

પુદ્ગલો છોડવાના નથી પણ તેમના પ્રત્યેની લાલસા છોડવાની છે સ્ત્રી છોડવાની નથી પણ તેમના પ્રત્યેનો દુરાચાર છોડવાનો છે. તેમજ શ્રીમંતાઈ કે સત્તા છોડવાની નથી પણ તેના પ્રત્યેની સાધ્ય-ભાવનાને ત્યાગી સાધનભાવ પેદા કરવાનો છે.

ચમરની ત્રણ સભાઓ બતાવી છે: — શમિકા (શમિતા), ચંડા અને જાતા. 卐 ૫૨

卐 ૫૨, ત્રીજા શતકનો આ છેલ્લો ઉદ્દેશો છે રાજગૃહી નગરીમાં સમવસરણની રચના થઈ છે, અને ગૌતમસ્વામીના પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપતા ભગવાને ફરમાવ્યુ કે દક્ષિણાધિપતિ અસુર-રાજ ચમરેન્દ્રને ત્રણ પ્રકારની સભાઓ હોય છે

## ઇન્દ્રલોકની ત્રણ સભા

૧. શમિતા. ૨ ચંડા. ૩. જાતા.

૧. શમિતા—એટલે પોતાના ઉત્તમપણાને લઇને સ્થિર સ્વભાવ વાલી હોવાથી સમતાવાલી છે. અથવા પોતાના ઉપરિએ કહેલ વચનને માન્ય કરવાવાલી હોવાથી સૌને શાન્ત કરી દેનારી હોય છે. અથવા જે સભામાં ઉદ્ધતાઈ નથી તેવી આ આભ્યન્તર સભા છે. જે અત્યન્ત ગૌરવવતી છે અર્થાત્ આ સભાનું માન ઇન્દ્રોને તથા બીજા મોટા દેવોને પણ હોય છે ગમે તેવો મોટો સમાજ પણ સભાના બંધારણને ધ્યાનમા રાખીને જ પોતાના આધિપત્યનુ ગૌરવ સાચવી શકે છે.

૨ ચંડા. તેવા પ્રકારની મોટાઈ (ગૌરવ) નહી હોવાથી સાધારણ કાર્ય વગેરેમા બોલી નાખનારી હોય છે. એટલે જ આનું મહત્ત્વ પહેલી સભા કરતા ઓછું છે, છતા પણ ઈન્દ્રને માન્ય છે.

૩ જાતા મોટાઇનો સ્વભાવ નહી હોવાથી સર્વ સાધારણ સભા કહેવાય છે

આ ત્રણેમા પહેલી આભ્યન્તરા, બીજી મધ્યમા અને ત્રીજી બાહ્યસભા કહેવાય છે

પહેલી સભાનુ પ્રયોજન આ પ્રમાણે છે ઉપરીને કંઈ પણ પ્રયોજન હોય અને તે આદરપૂર્વક આ સભાને બોલાવે ત્યારે જ આ સભાના સભ્યો આવે છે અને તેઓને ઇન્દ્ર મહારાજ પોતાનું પ્રયોજન કહી બતાવે છે. તેનો અર્થ એ થયો કે આ સભા મોટાઇને પામેલી હોવાથી ગૌરવને યોગ્ય છે. વડીલને પણ આ સભાનુ ગૌરવ માન્ય છે. વચલી સભા ઉપરી બોલાવે કે ન બોલાવે તો પણ આવે છે. કેમ કે આ સભામા મોટાઈ એટલે ગૌરવ ઓછો છે. આમા ઉપલી આભ્યન્તર સભામાં જે વાર્તાલાપ થયો હોય છે તે જણાવે છે અને ઠરાવ નક્કી કરાવે છે.

જ્યારે બાહ્ય સભા તો સાધારણ હોવાથી બોલાવ્યા વિના પણ આવે છે. આપણે એટલુ જાણી શકીએ છીએ કે આ ત્રણે સભા એકબીજાની પૂરક છે અને પરસ્પર એકબીજાનુ માન રાખીને ઇન્દ્રલોકનુ ગૌરવ સાચવે છે

હવે કઇ સભામાં કેટલા સભાસદો છે, અને તેમાં પણ દેવો કેટલા ? દેવિઓ કેટલી ? આ વાત જીવાભિગમ સૂત્રને અનુસારે લખાય છે

પહેલી સભાના સભાસદો ૨૪૦૦૦ દેવો છે

વચલી સભામાં ૨૮૦૦૦ દેવો છે

અને છેલ્લી સભામા ૩૨૦૦ દેવો છે

દેવિઓની સંખ્યા અનુક્રમે ૩૫૦, ૩૦૦, અને ૨૫૦ છે.

પહેલી સભાના સભાસદોની આયુષ્ય મર્યાદા ૨ા પલ્યોપમની છે વચલીમાં ૨ પલ્યોપમ અને બાહ્યસભામાં ૧ા પલ્યોપમ છે. દેવિઓની આયુષ્ય મર્યાદા અનુક્રમે ૧ા, ૧, ૦ા પલ્યોપમની છે. આ પ્રમાણે ઉત્તરાધિપતિ બલિ–ઇન્દ્ર માટે પણ સમજવું.

કેવળ દેવોની સખ્યામા ચાર ચાર હજારની સખ્યા ઓછી કરવી જ્યારે દેવિઓની સખ્યામા, ઉપરની સખ્યામા સોસોની સખ્યા ઉમેરવી.

હવે વૈમાનિક દેવોની સભા, તથા સભાસદોની સખ્યા નીચે પ્રમાણે જાણવી સભા તો ત્રણ પ્રકારેજ ઉપરની જેમ સમજવી જ્યારે સંખ્યા આ છે.

| દેવલોકના નામો | અભ્યન્તરા | મધ્યમા. | બાહ્યા |
|---|---|---|---|
| ૧ પ્રથમ દે લોક | ૧૨૦૦૦ દેવ | ૧૪૦૦૦ દેવ | ૧૬૦૦૦ દેવ |
| | ૭૦૦ દેવી | ૬૦૦ દેવી | ૫૦૦ દેવી |
| ૨ દ્વિતીય દેવલોક | ૧૦૦૦૦ દેવ | ૧૨૦૦૦ દેવ | ૧૪૦૦૦ દેવ |
| | ૯૦૦ દેવી | ૮૦૦ દેવી | ૭૦૦ દેવી |

દેવિઓની ઉત્પત્તિ અહીં સુધીજ છે માટે આગળના કલ્પોમા દેવિઓ નથી.

| | | | |
|---|---|---|---|
| ૩ સનત્કુમાર | ૮૦૦૦ | ૧૦૦૦૦ | ૧૨૦૦૦ |
| ૪ માહેન્દ્ર | ૬૦૦૦ | ૮૦૦૦ | ૧૦૦૦૦ |
| ૫ બ્રહ્મલોક | ૪૦૦૦ | ૬૦૦૦ | ૮૦૦૦ |
| ૬ લાંતક | ૨૦૦૦ | ૪૦૦૦ | ૬૦૦૦ |
| ૭ શુક્રદેવલોક | ૧૦૦૦ | ૨૦૦૦ | ૪૦૦૦ |
| ૮ સહસ્રાર | ૫૦૦ | ૧૦૦૦ | ૨૦૦૦ |
| ૯–૧૦ આનત પ્રાણત | ૨૫૦ | ૫૦૦ | ૧૦૦૦ |
| ૧૧–૧૨ આરણ અચ્યુત | ૧૨૫ | ૨૫૦ | ૫૦૦ |

આ પ્રમાણેનું એને લગતું બીજુ સાહિત્ય જીવાભિગમ સૂત્રથી જાણવુ.

ઇન્દ્ર મહારાજાઓ યદ્યપિ સૌથી ઉપરિ અને સમ્પૂર્ણ સત્તાવાન્ હોય છે તો પણ પોતાના સભાસદોને માન આપીને તેમની પાસે પોતાનુ પ્રયોજન સિદ્ધ કરાવી લેછે. અને આ સભાસદો પણ પોતાના ઉપરીનુ માન સાચવે છે. દેવલોકમાં દેવતાઓ જેમ સભાસદ પદે છે તેવીજ રીતે દેવીઓ પણ સભાસદપદને શોભાવે છે. જે વાત આપણે ભગવતીસૂત્ર અને જીવાભિગમસૂત્રથી જાણી શકયા છીએ ઇન્દ્રોની સભામાં દેવિઓનુ પણ બહુમાન શાસ્ત્રમાન્ય છે. તો પછી મનુષ્યલોકમાં સ્ત્રીયોનુ અપમાન શા માટે ?

## માતૃસ્વરૂપા સ્ત્રીનું અપમાન પાપ છે

તેમને હલકી ગણવાનુ પ્રયોજન શું છે ? શું પુરુષો કરતાં સ્ત્રીઓ બુદ્ધિબળમાં ઓછી છે ? આ બધી અને આના જેવી બીજી પણ કલ્પનાઓમા પુરુષજાતની જોહુકમી સિવાય બીજું કંઇ પણ તત્ત્વ નથી.

મહિલાઓનુ અપમાન કરીને પુરુષજાતિએ બધી વાતોમાં પોતાનું પતનજ નોતર્યું છે આજના પુરુષોમા જે માનસિક કમજોરી, વાચિક દુર્બલતા, અને શારીરિક દૃષ્ટિએ અધઃપતન જે દેખાય છે તે સ્ત્રી શક્તિના અપમાનનુ જ કારણ છે. સ્ત્રીમાં માતૃત્વભાવના કેળવીને તે શક્તિનુ બહુમાન કરવાથી આજનો પુરૂષ સર્વથા દૂર ગયો છે માટેજ વ્યાપાર ક્ષેત્રમાં રાક્ષસીય સ્વભાવનો, કૌટુંબિક જીવનમાં સ્વાર્થાંધ, સામુદાયિક જીવનમાં વૈરગ્રસ્ત, પારસ્પરિક જીવનમા ઈર્ષ્યાન્ધ અને વ્યક્તિગત જીવનમાં અસહિષ્ણુ બનીને પોતાનું જીવન એક બીજાના શત્રુ બની વેઠી રહ્યો છે

આજનુ ધાર્મિક જીવન દાંભિકતા પૂર્ણ છે, તથા માયા મૃષાવાદગ્રસ્ત છે, વૈર-ઝેરની આગમાં સપડાયેલું છે, એની આખોમાં ઝેર છે, જીભમાં કડવાસ છે, મસ્તિષ્કમાં સ્વાર્થસાધકતા છે, ઉપદેશમાં હઠાગ્રહ છે, અને લાલસાઓથી ભરેલું હૃદય છે માટેજ આજનો પંડિત-વક્તા, આચાર્ય, ઉપાધ્યાય, સંગીતકાર, શ્રીમત, સત્તાધીશ આદિમા પરસ્પર એક બીજા સાથે મૈત્રીભાવ એટલા માટેજ નથી. કારણકે સૌના હૃદયમા જૂદી જૂદી લાલસા છે, આંખોમાં પૂર્વગ્રહનું અંજન છે, તેથી એક બીજાની આંખ એક-બીજા સાથે મલતી નથી. તો પછી હાથથી હાથ મલવાની આશા ક્યાં રહી? અને જો આંખથી આખ, કે હાથથી હાથ ન મલે તો એક બીજાના હૃદય એક બીજાથી કેમ મળશે? આવી આશા કોણ રાખી શકશે? તેથીજ આવાઓનુ ધાર્મિક જીવન, પડિતાઇ, શ્રીમંતાઈ અને સત્તા કેવળ સમાજ, સપ્રદાય, સંઘ, નગર, દેશને આપસમાં લડાવી મારવા સિવાય બીજા કામે આવી શકે તેમ નથી. આજના આખાએ ભારતવર્ષની દશાજ સ્પષ્ટ ઉદાહરણ છે. આ બધા પુરૂષ જાતિના આન્તરદોષો સ્ત્રીમાં માતૃત્વ ભાવનાના હ્રાસના કારણે વધ્યા છે, ફળ સ્વરૂપે માનવના ખોળીયામા દેવતાઈ ગુણો વસાવી શકયાં નથી.

આજે એક માનવ બીજા માનવનો શત્રુ છે, એક જાતિ બીજી જાતિ સાથે સબધિત નથી અને એક સપ્રદાય બીજા સંપ્રદાયને સમૂળ નેસ્ત નાબુદ કરવા માંગે છે.

મગજશક્તિ જો ઉંધા માર્ગે ન ગઇ હોય તો સમજવુ સરળ છે કે આપણે બધાએ પૃથ્વી ઉપર જન્મેલા છીએ, અને જયાસુધી જીવતા રહીશું ત્યાસુધી, મહાજનને સુતાર, લુહાર, ઘાંચી, ભગી, દરજી, ધોબી, નાઈ, બ્રાહ્મણ, રજપુત આદિ વિના એક પળ પણ

ચાલી શકે તેમ નથી મકાન બનાવવા માટે સુતાર, રસોઈ કરવાના સાધન માટે લુહાર, તેલ માટે ઘાચી, સંડાસ સાફ કરવા માટે ભંગી, કપડા સીવવા માટે દરજી ધોવા માટે ધોબી, દાઢી માટે નાઈ. વિદ્યા મેળવવા માટે બ્રાહ્મણ અને જાનમાલની રક્ષા માટે રજપુત જોઈશે કોઈને પણ કોઈના વિના ચાલી શકે તેમ નથી. આ સર્વથા સત્ય હકીકત જે સર્વથા ઉપાદેય છે આ સીધુ સાદું અમૂલ્ય માનવીય તત્ત્વ જો જીવનમા ન ઉતર્યું તો આપણે એક બીજાના કટ્ટર દુશ્મન બનીને એક બીજાના નાશને માટેજ બનીશું, અને જો આમ બન્યું તો આપણા જીવનમાં રાક્ષસીય ગુણ સિવાય બીજુ કંઇ પણ શેપ રહેવાનુ નથી

## માતાના ત્રણ ગુણો

ધર્મ તથા શાસ્ત્રના ઉડા તત્ત્વોમાં ઉતર્યા વિના આપણા પોતાના આધ્યાત્મિક જીવનના પ્રારંભકાળેજ આપણે પુરુષોએ આપણા હૈયાના મંદિરમાં માતૃસ્વરૂપા સ્ત્રીની તસ્વીર લટકાવવી જોઈતી હતી, તોજ આપણા જીવનમા પણ પ્રારંભકાળથી ત્રણ ગુણો આવી શકયા હોત !

૧. જીવમાત્ર ઉપર દયાભાવ રાખવાની ઉદાત્તભાવના

૨ જીવમાત્રને રોજી અને રોટલી આપવાની પવિત્ર ભાવના.

૩ બધાએ જીવોના અપરાધોને માફ કરવાની પવિત્ર ભાવના.

આ ત્રણે ગુણો માનવતાની સીમારેખા જેવા છે, જેની પ્રાપ્તિ રાક્ષસ, દાનવ, અને અસુરવૃત્તિના માલિકને હોતી નથી માટે જ રાક્ષસ, દાનવ અને અસુર આખાએ સંસારનો હાડવૈરી છે. જ્યારે આ ત્રણે માવડી ( MOTHER ) મા હોય છે. ગમે તેવા પુત્ર

ઉપર દયા કરવાવાલી માતા હોય છે, પુત્રને રોટલી દેવાવાલી માતા હોય છે અને બેટાના ગમે તેવા અપરાધોને માફ કરી દેવાવાલી પણ માતા જ હોય છે.

મોક્ષ મેળવવા માટે જેમ સમ્યક્ત્વની અત્યન્ત આવશ્યકતા છે. તેમ આધ્યાત્મિક જીવન બનાવવા માટે ઉપરના ત્રણે ગુણોની નિતાન્ત આવશ્યકતા અનિવાર્ય છે. તે વિના આધ્યાત્મિક જીવનની કલ્પના નર્યો દંભ છે, છેતરપીડી છે અને પરમાત્માની અનતશક્તિઓનુ ભયંકર અટ્ટહાસ્ય છે

ગરજ પૂરતા એ ગુણોને ભલે વિકસાવીએ પણ એનો ફળાદેશ તો આપણા જીવનમા દંભપોષક જ રહેશે માટે કબૂલ કર્યા વિના ચાલી શકે તેમ નથી કે આજના પુરુષમાં આ ત્રણે ગુણો વિકસિત થયા વિનાના કેવળ સત્તારૂપે જ પડ્યાં છે. અન્યથા ઢોરોને માટે પાંજરાપોળ ઉભી કરનાર, કૂતરાઓને રોટલા અને કબૂતરોને ચણ નાખનાર પુરુષ ખરેખરો દયાલુ હોત તો માનવસમાજ ભૂખે મરે છે, કપડાના અભાવમાં મરે છે. દવાના અભાવમાં મરે છે અને સમાજના કથિત ધાર્મિકો, ધર્મના અનુયાયિયો, ઉપદેશકો, માલ મસાલા ખાય છે, શ્રીખંડ પૂરી ખાય છે. વાટકાના વાટકા પીએ છે સૂંઠ પીપરામૂળ અને ખીચડીમાં ઘી નાખીને ખાય છે. આ લક્ષણો દયાળુ અને દાનેશ્વરીના નથી પણ નિર્દયી તથા નિર્ધ્વંસ પરિણામીના છે. ખૂબ સમજી લેવાનુ છે કે ;—**'धम्मस्स जणणी दया'** **"धर्मस्य जनको विवेकः"** ધર્મની માતા દયા છે અને બાપ વિવેક છે, જેના અભાવમા ગમે તેવી અને ગમે તેટલી શ્રદ્ધા અને હજારો લાખો શ્લોકોનુ જ્ઞાન પણ વાંઝયુ છે.

આપણા પોતાના સતાનોને ડોકટર, વકીલ બનાવવા માટે તથા બીજા પ્રકારના જ્ઞાન–વિજ્ઞાન અપાવવા માટે તે તે કોલેજોમાં

અથવા અમેરિકા, લંડન, જર્મન આદિ દેશોમા મોકલાવીને ભણાવવા માટે ક્યાંયે પણ અને કોઇને પણ પાપની કલ્પના–અધર્મની કલ્પના આવી નથી ત્યારે સમાજના બચ્ચાઓને માટે કોઈ સ્કૂલ તથા કોલેજની વ્યવસ્થા કરવા અને કરાવવામા જ પાપની કલ્પના શા શા માટે ? તેમા અવરોધ શા માટે કરવામાં આવે છે ?

આમા એક જ કારણ છે કે બીજા જીવને રોટલી અને રોજી દેવા માટેની ભાવદયા આપણા જીવનમા નથી

તીર્થંકર ભગવંતો જે વાર્ષિક દાન આપે છે તે ઉત્કૃષ્ટતમ ભાવદયાનાં પરિણામોનું કારણ છે અને તે ભાવદયા પણ બે, ત્રણ ભવ પૂર્વેની આરાધિત હોય છે

તીર્થંકર પદનો ઈચ્છુક માનવ તો ભાવદયાથી ભરેલો હોય છે. તે બીજા જીવોને રોટલી અને રોજી દેવા માટે કોઈ કાળે પણ વિરોધ કરી શકે તેમ નથી.

અને ત્રીજો ગુણ જો આપણા હૈયાના મંદિરમા હોત તો બીજાઓના બધાએ અપરાધોને ક્ષન્તવ્ય ગણીને સૌની સાથે મૈત્રી-ભાવ સાધી શકયા હોત.

પણ આજના શ્રીમંતોમા, સત્તાધીશોમાં, પંડિતોમાં, અને ઉપદેશકોમા જે વૈર–વિરોધ દેખાય છે, તેથી જ જાણી શકીએ છીએ કે આપણું જીવન બીજા જીવોને ઉઘાડા કરવા માટે છે. માટે કોઇની ભૂલ સહન થતી નથી. તેથી જ જુદા મંડળો, પાર્ટીઓ, સંસ્થાઓમાં આપણો માનવ સમાજ વિભક્ત થઈને રહ્યો છે.

આજે આપણે વિભક્ત છીએ, માટે આપણું જીવન–કવન દૂષિત છે, માયામૃષાવાદ પૂર્ણ છે.

અંગ્રેજીમાં ધર્મ શબ્દનો પર્યાય 'રિલીઝન' શબ્દ છે, જેનો અર્થ વિભક્ત માણસ, એટલે જૂદો થયેલો માનવ બીજા સાથે એકી-કરણમા–અર્થાત્ પરસ્પર વિચારોની સમજુતી કરીને એક ઝંડા નીચે આવે અને આખોએ સમાજ આસુરી વૃત્તિઓના કારણે દૈવીસંપત્તિ સંપન્ન પરમાત્માથી જૂદો થયો છે. માટે તે જુદાઈ, દયા, દાન, ક્ષમા આદિ પરમાત્માના આદેશોને જીવનમાં ઉતારીને પાછો અરિહંત દેવના માર્ગે આવે. એટલે કે ક્રોધ, માન, માયા, લોભ, પ્રપંચ આદિનો ત્યાગ કરે.

ઉપર પ્રમાણેના માવડીના હૃદયમા રહેલા ત્રણે ગુણો આપણા જીવનમા ઉતારવા માટેજ આપણે પણ માતાની તસ્વીર પ્રતિક્ષણે સામે રાખવી જોઈએ. જેથી માનવતાનો વિકાસ સાધી શકવા માટે સમર્થ બની શકીએ.

માનવતા વિનાના આજના આપણા જીવનમા ઉંધી ગંગા વહી રહી છે, છતાં પણ આપણે જોઇ શકતા નથી, સમજી શકતા નથી તેનુ કારણ એકજ છે 'માતૃત્વ હૃદયા સ્ત્રી શક્તિનુ આપણે બહુમાન કરી શકયા નથી.'

અદ્ભુતશક્તિ, ક્ષમાશીલા, પ્રેમમૂર્ત્તિ, વાત્સલ્યપૂર્ણા સ્ત્રીને આપણે ઓળખી શકયા નથી ઓળખી હશે તો ? સ્વાર્થ પૂરતીજ ઓળખી હશે ? માટેજ સ્ત્રી શક્તિ સાથે દૂષિત અને પાપથી ભરેલી ભાવના (વાસના)ના કારણેજ આપણા જીવનમાં મોટામા મોટી ખોટ રહેવા પામી છે જે ખોટની સંસારભરના કોઈપણ પદાર્થથી તથા ગમે તેટલા જ્ઞાન–વિજ્ઞાનથી પણ ભરપાઈ થઇ શકી નથી આ પ્રમાણે પુરુષ જાતના જીવનમાં રહેલી પાયાની ખોટજ આપણને આગળ વધવા દેતી નથી, તેથીજ આપણા જ્ઞાન–વિજ્ઞાન અવળે રસ્તે ચઢી ગયા અને માનવ માત્રના શત્રુ બન્યા તેઓની

સાથે સ્વાર્થી સબધથી જોડાયા. અને આપણે સૌ ભેગા મળીને સસારને હિંસા, જૂઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહની બક્ષીસ આપીને કડવા ઝેર જેવો બનાવ્યો.

આ બધા માયા ચક્રથી બહાર આવવાને માટે સ્ત્રીશક્તિનુ બહુમાનજ આપણા આન્તર જીવનને માટે અદ્વિતીય શક્તિ છે. (પાવર છે), અને આધ્યાત્મિક જીવન માટેનુ પ્રસ્થાન છે. આ કારણોથી આપણા હૈયાના મદિરમાં સૌથી પહેલા માતાની તસ્વીરજ સ્થાપવી વધારે ઉપર્યુક્ત છે.

આ પ્રમાણેની સત્ય હકીકત ખ્યાલમાં રાખીને "સ્ત્રીઓ પણ બહુમાનનીય છે" આ ભાવનાને વશ થઈને જ ઇન્દ્ર મહારાજાઓ જે સમ્યક્‌ત્વી હોય છે અને નિકટ ભવિષ્યમાં મોક્ષમાં જવાવાળા હોય છે તેઓ પોતાની સભાઓમા દેવીઓને બહુમાન-પૂર્વક સભાસદનુ પદ આપે છે દેવો પણ જ્યારે સ્ત્રીશકિતની આવી પ્રતિષ્ઠા કરે છે ત્યારે માનવની એ ફરજ છે કે '**महाजनो येन गतः स पन्थाः**' એ ન્યાયે સ્ત્રીજાતિનુ બહુમાન કરવુ, એમા જ તેમનુ હિત સમાયેલુ છે. આનાથી સામાજિક દૂપણો ટળશે. વ્યક્તિગત જીવન સશકત બનશે ધાર્મિક મર્યાદાઓની પવિત્રતા સચવાશે અને આપણુ આન્તર જીવન ઉચ્ચ બનવા સાથે વ્રત, નિયમ અને પચ્ચકખાણ નિર્દભ બનશે

દશ ઉદ્દેશાઓ સાથે ત્રીજું શતક સંપન્ન થયું.



# ત્રીજા શતકનું સમાપ્તિ વચન

અજ્ઞાનિઓના અજ્ઞાનરૂપી અંધકારને ભેદવામાં ઝળહળતા સૂર્યસમાન, સંયમ અને બ્રહ્મચર્યની આરાધના વડે ચમકતા શુક્રના તારા જેવા, ઉપદેશામૃત વડે સૌ જીવોના કષાયોના શાંત કરવામાં ચંદ્ર જેવા, જર્મન, ફ્રાંસ, ઈટાલી, અમેરિકા, યુરોપ આદિ પાશ્ચાત્ય વિદ્વાનોને જૈનધર્મનો પરિચય કરાવવામાં બ્રહ્મા જેવા, સ્યાદ્વાદ, નયાદિ તત્ત્વજ્ઞાન દ્વારા ભારતીય પ્રચંડ વિદ્વાનોની ધાર્મિક રક્ષા કરવામાં વિષ્ણુ જેવા, અજ્ઞાન, મિથ્યાભ્રમ અને રૂઢિવાદને દફનાવવામાં શંકર જેવા, શાસ્ત્રવિશારદ મહાન્ વિભૂતિ જૈનાચાર્યશ્રી ૧૦૦૮ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજા ભગવાન મહાવીરસ્વામીની ૭૪ મી પાટ પરંપરાને દેદીપ્યમાન કરી જગતમાં અમર થયા છે.

તેઓશ્રીના શિષ્ય શાસનદીપક મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજે પોતાના સ્વાધ્યાય માટે ભગવતી સૂત્રના ૬ શતક સુધીનું સંક્ષેપમાં વિવરણ લખ્યું હતું. તેમને સુધારી વધારીને તેમના સુશિષ્ય ન્યાય–વ્યાકરણ કાવ્યતીર્થ પંન્યાસપદ વિભૂષિત શ્રી પૂર્ણાનંદવિજયજી (કુમાર શ્રમણે) એ વિસ્તૃત ટિપ્પણ દ્વારા સ્પષ્ટ કરી પુસ્તકારુઢ કર્યું છે.

शुभ भूयात् सर्व जीवानाम् ॥

卐

# શતક : ૪ થું

## ઈશાનનો પરિવાર

રાજગૃહ નગરીની આ વાત છે. ઈશાનનો પરિવાર, એ આ પ્રકરણનો વિષય છે. તેનો સાર આ છે:—

ઈશાનેન્દ્રને ચાર લોકપાલો છે; સોમ, યમ, વૈશ્રમણ અને વરુણ. તેનાં ચાર વિમાનો છે: સુમન, સર્વતોભદ્ર, વલ્ગુ અને સુવલ્ગુ. સોમ નામના લોકપાલનું મોટું વિમાન મંદર પર્વતની ઉત્તરે ઈશાનાવતંસક મહાવિમાનની પૂર્વે તિરછું અસંખ્યેય હજાર યોજન મૂક્યા પછી સોમનું મહાવિમાન છે.

આવી જ રીતે રાજધાનીઓ સમજવી. ૪ રાજધાનીઓના ૪ ઉદ્દેશક સમજવાના છે 卐 ૫૩

## ઇન્દ્રલોકનું વર્ણન

卐 ૫૩. ઈન્દ્ર, ઈન્દ્રાણિ, દેવ તથા દેવીના પર્યાયવાચી શબ્દો, તથા સર્વસામાન્ય વિવેચન તો બધા દર્શનોના શાસ્ત્રોમા–કાવ્યોમા જાણવા મળે છે. પણ બધી રીતે વ્યવસ્થિત દેવલોકનુ તથા તેમા વસનારા દેવોનું, ઇન્દ્રોનુ, તેમની રાજધાનીઓનુ, ઋદ્ધિ, સમૃદ્ધિ, રૂપ–રંગ, શરીર તેમજ વિમાનોનુ વર્ણન જેટલું જૈનાગમોમા અને પ્રકરણ સૂત્રોમાં જોવા મળે છે તેવુ બીજે કયાએ પણ જોવા મલતુ નથી.

દેવો અને ઈન્દ્રો પણ સંસારી જીવો જ છે તેમને પણ પુણ્ય–પાપ, સુખ–દુ:ખ, સંયોગ–વિયોગના અનુભવો થાય છે.

જન્મે છે, ચ્યવે છે, અને સંસારના સુખોને ભોગવે છે. ખાઈ છે, પીએ છે અને મોજ–મઝા માણે છે. હરે છે, ફરે છે અને જૂદી જૂદી ક્રીડાઓ કરે છે. મૃત્યુ પાસે આવતા આક્રન્દન કરે છે, તથા દુઃખી પણ થાય છે વિષયવાસનામા તથા વૈરાગ્યરસમાં મસ્ત રહે છે. મનુષ્યલોકમા જેમ રાજા, પ્રધાનમંત્રી, કોટવાલ, ફોજદાર, સેનાપતિ તથા સૈનિકો અને નગરશેઠો હોય છે, તેવી રીતે દેવલોકમાં પણ હોય છે. આ વાતોનુ ખૂબ લબાણથી સ્પષ્ટીકરણ જૈન–આગમોમાં છે યદ્યપિ દેવલોકોમા ચોરી કરનારા, લુટફાટ કરનારા અપરાધિઓ નથી હોતા, તો પણ પુણ્યકર્મની સત્તા વિદ્યમાન હોવાના કારણે પુણ્યના–સામ્રાજ્યને સૂચવનારા, પ્રત્યેક વિમાનમા દેવો ૧૦ પ્રકારના હોય છે તે આ પ્રમાણે :–

## ઇન્દ્રની અગાધશક્તિ

(૧) ઈન્દ્ર :–એટલે દેવગતિ નામકર્મના ઉદયને લઇને પોતાના વિમાનવાસી દેવો ઉપર જે આધિપત્ય ભોગવે છે તે ઈન્દ્ર કહેવાય છે. આ ઇન્દ્ર મહારાજની શક્તિ કેટલી હોય છે? તેનો ઉત્તર ––શાસ્ત્રોમાં આ પ્રમાણે મળે છે.

૧૦ પુરુષના જેટલી શક્તિ ૧ બળદમાં હોય છે

| | | | |
|---|---|---|---|
| ૧૦ | બળદ | બરાબર | ૧ ઘોડો. |
| ૧૨ | ઘોડા | બરાબર | ૧ પાડો |
| ૧૫ | પાડા | બરાબર | ૧ હાથી |
| ૫૦૦ | હાથી | બરાબર | ૧ સિંહ |
| ૨૦૦૦ | સિંહ | બરાબર | ૧ અષ્ટાપદ |
| ૧૦ | અષ્ટાપદ | બરાબર | ૧ બલદેવ. |

૨ બલદેવ બરાબર ૧ વાસુદેવ

૨ વાસુદેવ બરાબર ૧ ચક્રવર્તી

આ ચક્રવર્તી મહાધિરાજ પાસે નીચે પ્રમાણેની વૈભવ, સત્તા અને સૈન્ય હોય છે. આ પ્રમાણે :—

૭૨ હજાર શહેર, ૩૨ હજાર મુકુટબન્ધી રાજા, ૧૪ દેવાધિષ્ઠિત રત્ન, ૯ મહાનિધિ, ૬૪ હજાર અન્તઃપુર સ્ત્રી, ૮૪ લાખ ઘોડા, ૮૪ લાખ હાથી, ૮૪ લાખ રથ, ૯૬ કરોડ ગામના અધિપતિ હોય છે.

૧૦ લાખ ચક્રવર્તી બરાબર ૧ નાગકુમાર દેવ

૧ કરોડ દેવ બરાબર ૧ ઈન્દ્ર હોય છે

(૨) સામાનિક :—એટલે ઈન્દ્ર સ્વરૂપે નહી પણ ઈન્દ્રની જેમ અધિકાર તથા ઋદ્ધિવાલા દેવો.

(૩) ત્રાયસ્ત્રિંશ :—જે ઈન્દ્ર મહારાજના પ્રધાનરૂપે કે પુરોહિત રૂપે હોય છે તે દેવો

(૪) પાર્ષદ્ય —ઈન્દ્ર મહારાજના મિત્રરૂપે દેવો

(૫) લોકપાલ :—દેવલોકની રક્ષા કરનારા દેવો

(૬) આત્મરક્ષક —ઈન્દ્ર મહારાજના શરીરની રક્ષા કરનાર દેવો..

(૭) અનિક :—ઈન્દ્રની સેના રૂપે દેવો

(૮) પ્રકીર્ણક :—ઈન્દ્રની પ્રજા રૂપે દેવો

(૯) આભિયોગિક ઈન્દ્ર મહારાજના દાસ રૂપે દેવો

(૧૦) કિલ્બિષિક :—દેવવિમાનોમા અન્ત્યજ (ભગી) જેવુ કામ કરે છે તેવા દેવો

ઉપર પ્રમાણેના દશ ભેદોમાથી કેવળ વ્યતર અને જ્યોતિષ્ક દેવનિકાયમા ત્રાયસ્ત્રિંશક અને લોકપાળ દેવતાઓ હોતા નથી આ

## નૈરયિક નરકમાં જાય ?

આમાં નૈરયિકની હકીકત છે. અર્થાત્ નૈરયિક હોય તે નૈરયિકમાં ઉત્પન્ન થાય કે અનૈરયિક હોય તે નૈરયિકમાં ઉત્પન્ન થાય ?

ભગવાને આનો જવાબ આપ્યો છે કે નૈરયિક હોય તે નૈરયિકોમાં ઉત્પન્ન થાય, અનૈરયિક નૈરયિકોમાં ઉત્પન્ન ન થાય.

આ વસ્તુ વિચારવા જેવી છે. સાધારણ રીતે આપણે જાણીએ છીએ કે—મનુષ્ય, પશુ વગેરે નરકમાં ઉત્પન્ન થાય. જ્યારે આમાં તો એમ કહેવામાં આવ્યું છે કે—નૈરયિક—જે નારકી હોય તે નરકમાં ઉત્પન્ન થાય. આ અપેક્ષાકૃત વચન છે. ઋજુસૂત્ર નયની દૃષ્ટિથી આમ કહેવામાં આવ્યું છે. અર્થાત્ જીવ પાસે જે ગતિને યોગ્ય આયુષ્યની હાજરી હોય, તે જ ગતિનો તે ગણાય છે. મનુષ્યભવમાં કે પશુના ભવમાં નરકનું આયુષ્ય બાંધી કોઈ મરે, તે વખતે તે જીવ પાસે નરકનું આયુષ્ય છે. તે વખતે મનુષ્યનું કે પશુનું આયુષ્ય નથી. તેથી તે વખતે તે નૈરયિક છે અને નૈરયિક નરકના

---

પ્રમાણે દેવોનુ વર્ણન અત્યન્ત વિસ્તાર સાથે જેમાં આયુષ્યનુ, શસ્ત્રોનું, પ્રવીચારનું, ઈન્દ્રાણીના આયુષ્યનું તથા તેમના રહેઠાણો વગેરેનુ વર્ણન છે.

આ ચોથા શતકના ૧–૨–૩–૪ ઉદ્દેશાઓમાં ઈશાન દેવલોકના ઈન્દ્ર મહારાજના ચાર લોકપાળોનુ વર્ણન છે. અને ૫–૬–૭–૮ ઉદ્દેશામાં તેમની રાજધાનીનુ વર્ણન છે

આ શતક સક્ષેપમા હોવાથી આઠ ઉદ્દેશા એકી સાથે પૂરા થાય છે.

આયુષ્યવાળો હોવાથી તે નૈરયિક જ કહેવાય, અને તે નરકમાં જ જાય ૐ૫૪

## ચારે ગતિમાં જન્મ મરણ અનિવાર્ય છે

ૐ ૫૪ ચાર ગતિરૂપ સંસારમાં સાતે નરકભૂમિના બધાએ નારકજીવો, ચારે નિકાયના સંપૂર્ણ દેવો, અસુરો, ઈન્દ્રો, સૂર્ય-ચન્દ્ર વગેરે દેવો. સૂક્ષ્મ-બાદર નિગોદના અનંતાનંત જીવો, પૃથ્વીકાય, અપ્કાય, અગ્નિકાય, વાયુકાય તથા સાધારણ અને પ્રત્યેક વનસ્પતિકાયના અનંતજીવો, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચતુરિન્દ્રિયના બધાએ જીવો, આર્યદેશ, અનાર્યદેશમા જન્મેલા વિદ્વાનો, વિજ્ઞાનીઓ, ડોકટરો, સત્તાધીશો, શ્રીમંતો, સાધુઓ, ખોડખાપણવાલા મનુષ્યો, રૂપરંગથી પરિપૂર્ણ માણસો, ઉર્દૂ, ફારસી, જર્મન, અંગ્રેજી, સંસ્કૃત, પ્રાકૃત ભાષાના જાણકારો, ધર્મના ઉપદેશકો, સંગીતકારો, પરમાત્માને સાક્ષાત્કાર કરનારા, ધ્યાનિઓ, યોગિઓ, હઠાગ્રહિઓ, હઠયોગને જાણનારાઓ, વગેરે બધાએ જીવોને માટે એકજ નિયમ છે કે "જે જન્મે તે મરે છે" જન્મેલો માણસ અમર રહી શકતો નથી, હજારો લાખો દેવતાઓ પણ જન્મેલાને અમર બનાવી શકતા નથી સંસારમા કે દેવલોકમા એવો એક પણ પદાર્થ નથી કે જેનું ભોજન કરવાથી માણસ અમર રહી શકે। **'अमृतभाजिनो देवा अमराः** સ્યુ' આ ઉક્તિ તો કવિઓના મગજને આભારી છે, આમા વાસ્તવિકતા હોય તો એટલીજ કે પ્રલોભનવશ પણ માણસમાત્ર સત્કર્મોને આચરે જેથી દેવલોકમા અમરરૂપે ઉત્પન્ન થઈ શકે છે. બાકી તો **"क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति"** એટલે પુણ્ય કર્મ ક્ષયે થયે છતે અર્થાત્ દેવલોકનુ આયુષ્ય પૂર્ણ થયે અમૃતના ભોજન કરનારા દેવોને-ઇન્દ્રોને પણ બીજો અવતાર લેવો પડે છે, માટે જન્મેલાનુ મરણ નિશ્ચિત છે. **'जातस्य हि**

ધ્રુવં મૃત્યુઃ' તેથીજ ભગવાન મહાવીર સ્વામીએ ઇન્દ્ર મહારાજને કહ્યું છે કે "ઓ ઇન્દ્ર! આંખના પલકારા જેટલુ પણ વધારે જીવવું કોઈના હાથમાં છેજ નહીં."

## ભવાન્તર શા માટે? અને તેના કારણો

"ભોગાયતને શરીરે" ઉપાર્જન કરેલા શુભાશુભ કર્મોને ભોગવવા માટે ભવભવાન્તર કરવા જ પડે છે. અને તેને યોગ્ય શરીર ગ્રહણ કરવાનું રહે છે. અને જે ગ્રહણ કરાય છે તેને મૂકવુ પણ પડે છે જૈન શાસનમાં ભવાન્તર કરવા માટેની મર્યાદા આ પ્રમાણે છે કે જે આગલો ભવ પ્રાપ્ત કરવાનો હોય તે માટે તે ભવનુ આયુષ્ય કર્મ પહેલા બાધવું પડે છે, ત્યારપછી તે ગતિ માટેનુ નામકર્મ અને તે ગતિમાં લઈ જનાર આનુપૂર્વિ નામકર્મ ઉપાર્જવું પડે છે શેષ સાતે કર્મો (જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય નામ ગોત્ર અને અનન્તરાય)નો બંધ આ જીવાત્મા પ્રતિ સમયે કરે છે કેમકે "જ્યા ક્રિયા છે ત્યા કર્મ છે" મનની વિચારધારાઓમા, અને ખાસ કરીને ઘણા ભવોના આપણા સાથીદાર ભાવમનમા એક સમયને માટે પણ સ્થિરતા નથી કેમકે ગત ભવોમાં ભોગવેલા પદાર્થોની સ્મૃતિ અને આ ભવમાં પદાર્થો મેળવવા માટેની તત્પરતા આ બને કારણોને લઈને મનમાં સ્થૈર્ય રહેતુ નથી; અનુભવ તો ત્યાંસુધી કહે છે કેઃ–"પવનની ગાસડી બાંધવી સરળ છે, નદીઓના વેગને નાથવો સહેલ છે, આકાશથી તારાઓ નીચે ઉતારવા પણ સરળ હોઈ શકે છે, સર્પ, વિછી, વાઘ, સિંહ, ભૂત, પ્રેત આદિ યોનિઓના જીવોને આપણા ગુલામ બનાવવા સરળ છે પણ મન–મર્કટની વિચારધારામા સ્થૈર્ય લાવવુ બહુ કઠણ છે."

મન જેવી લેશ્યાઓમાં રમતુ હશે. તેને યોગ્ય કર્મો બાધવા સિવાય છૂટકારો નથી તથા મન જ્યારે ચચલ છે ત્યારે શરીરમા

પણ ચંચલતા આવ્યા વિના રહેતી નથી. મનના વિચારોમા ડુબેલું આપણું શરીર અને શરીરના પ્રત્યેક અગો-ઉપાગો પણ સ્થિર રહી શકતા નથી, માટે "ચંચલતા એ ગતિ છે અને ગતિ એ ક્રિયા છે અને ક્રિયા એ કર્મ છે" દ્રવ્ય મનને સ્વાધીન કરવા અર્થેજ સાલંબન ધ્યાન માટેના ઉત્તમમા ઉત્તમ સાધનો સ્વીકાર કર્યા પછી પણ આપણું ભાવમન બીજા સસારમા અર્થાત્ ભોગવેલા ભોગોની સ્મૃતિમા કેવું સરકી પડે છે! જાણે આપણી સાથે હાથતાળીજ રમતા ન હોય, તેથીજ કહેવાય છે કે દ્રવ્ય મન થોડીકવારને માટે સ્વાધીન થતુ હશે? તો પણ ભાવમનની સ્થિરતા અત્યન્ત દુસાધ્ય છે

આ કારણે મનની અસ્થિરતાને લઈને સાતે કર્મોનું બધન પ્રતિસમયે થાય છે જેથી જૈનાગમો કહે છે કે જીવાત્મા કર્મબધન વિનાનો રહેતો નથી જ્યારે આયુષ્યકર્મને માટે એવો નિયમ છે કે તે કર્મ યાવત્ છેલ્લા ક્ષણે પણ જીવનમાં એક જ વાર બધાય છે. અર્થાત્ ભવાંતર કરવા માટે આ ચાલુ ભવના છેલ્લા ક્ષણમાં પણ આયુષ્ય કર્મ બાધવુ પડે છે, તે વિના હજારો પ્રયત્ન કર્યા છતાં પણ વર્તમાન શરીર છુટી શકે તેમ નથી.

આયુષ્યકર્મને બેડીની ઉપમા આપી છે, તેની યથાર્થતા આ પ્રમાણે છે-જેમ જેલમા રહેલા અપરાધીને એક સ્થાનથી બીજે સ્થાને લઈ જવા માટે તેના હાથ પગમા બેડી નાખવી પડે છે. તેવી રીતે આ ચાલુ ભવની આયુષ્યકર્મની બેડી તૂટતા જ આવતા ભવની બેડી તેના હાથમાં પડી જાય છે. ડયુટી ઉપર આવનારા ફોજદારને અપરાધીનો પૂરેપૂરો ચાર્જ સોપ્યા પછી જ પહેલાનો ફોજદાર છુટો થાય છે આ પ્રમાણે બેડીની જેમ આયુષ્યકર્મને માટે પણ સમજવુ.

ઘણી જાતના શસ્ત્રોને રાખનારો અપરાધી ગમે તેવો શક્તિશાલી હશે ? તોએ સૈનિકો દ્વારા તે જ્યારે પકડાય છે, અને આખુ શરીર જ્યારે બેડીઓમાં સપડાઇ જાય છે, અથવા સૈનિકોના જબરદસ્ત શસ્ત્રોને જોઈને અપરાધી જ્યારે હતાશ બને છે, તે સમયે સશક્ત અપરાધીની એક પણ તાકાત પોતાના બચાવને માટે કામ આવતી નથી. તેવી જ રીતે ભવભવાન્તરથી ઉપાર્જના કરેલા કર્મોને લઇને આ જીવાત્મા કર્મરાજાની બેડીમાં એવી રીતે સપડાઇ ગયેલો છે કે, રાગ–દ્વેષની માયાને લઇને તે સર્વથા પરવશ બની જાય છે.

આપણાથી ઘણા જ મોટા બલવાન શત્રુને આપણે આ ભવમા મારવા સમર્થ બનતા નથી. તો પણ તેને મારવા માટેની કૃષ્ણ લેશ્યા, નીલ લેશ્યા અને કાપોત લેશ્યા આપણને તેવી રીતે દ્વેષની માયામાં સપડાવી દે છે. જેથી આપણો આત્મા છેવટે નિરૂપાયે પણ એવો સકલ્પ કરે છે કે, "આ ભવે નહીં તો આવતા ભવે પણ તારો બદલો લીધા વિના નહીં રહુ."

સુન્દર અને મનગમતી સ્ત્રીને જોઈને રાગ વશ મૂઢ બનેલો આત્મા તેને મેળવવા માટેના પ્રયત્નોમા સફળ થતો નથી ત્યારે આવતા ભવમાં પણ તે સ્ત્રીને મેળવવા માટેના સંકલ્પપૂર્વક તપશ્ચર્યાદિકનો સહારો લે છે અને પછી તો "આ ભવે તને નથી મેળવી શકતો તો આવતા ભવે પણ આપણે પતિ–પત્ની બનીશુ" આવી લેશ્યાનો માલિક આવતા ભવમાં પણ તેની સાથે જોડાય છે. પુણ્યકર્મની મહેરબાનીથી ખૂબ જ મીઠો બનેલો સંસાર અને તેની માયામાં લપટાયા પછી આ જીવ પોતાના પ્રેમપાત્ર જીવને મૃત્યુથી બચાવી શકતો નથી ત્યારે અનતાનત મોહકર્મની ગ્રન્થિઓને લઈને છેવટે પ્રેમપાત્ર જીવની સાથે એટલુ પણ નક્કી કરે છે કે, આવતા ભવે

પણ તું મારી સ્ત્રી બનજે, ત્યારે સામેથી દુ:ખી હૃદયે પણ જવાબ મળશે કે, ભવોભવ તમે જ મારા પતિ બનજો. અને પ્રેમપાત્ર જીવને ઘણાજ દુ:ખથી ભરેલા હૈયે છેવટે વિદાય આપે છે. આવા અને એના જેવા કરોડો પ્રસંગોનો સાક્ષી બનેલો આપણો આત્મા આવતા ભવને મીઠો બનાવવા માટે મોહકર્મના મદિરાપાનમાં મસ્ત બન્યા પછી ભવભવાન્તરના ભ્રમણનો ત્યાગ કરી શકે તેમ નથી.

જે માટે આપણને ભવાન્તર કરવા માટેનો મોહ ઉત્પન્ન થાય છે તેમાં સામે ઉભેલો શત્રુ, સુંદર સ્ત્રી, અથવા નાયિકા વગેરે મુખ્ય કારણ છે? કે બીજું કંઈ?

આ માટે આપણો અનુભવ એમ કહે છે કે, આપણે પોતે જ અત્યન્ત દુસ્ત્યાજ્ય માયાના વશમા આવીને સામેવાલાની સાથે બંધાવવા માગીએ છીએ. ઘણીવાર એવુ બને છે કે, સામેવાલાને આપણે પોતે જ શત્રુ સમજીને બેઠા હોઇએ છીએ અથવા તો આપણા મનની નબળાઈના કારણે સામાને શત્રુ માનવામાં ઉતાવળ કરી બેસીએ છીએ અને વૈરકર્મમાં બંધાઈ જઇએ છીએ. સુંદર સ્ત્રીને ફોસલાવવા માટેના ઘણા પ્રયત્નો ઉભા કરીને આપણેજ આપણી જાતને બાંધી લઈએ છીએ. અને નાયક–નાયિકાના ખ્યાલાતોમાં આપણું મન જ અજ્ઞાનના નશામા ભાનભૂલી પોતાના સ્વરૂપને વિસારી જઈએ છીએ આવી રીતે ભવભવાન્તર માટેનો પુરુષાર્થ કરનારો માણસ આવનારા તે તે ભવોને પ્રાપ્ત કરવા માટે તે તે ભવનુ આયુષ્ય કર્મ બાંધશે. અને બેડી જેવું આ કર્મ જીવમાત્રને તે તે સ્થાને લઈ જશે.

હવે આ સ્થિતિમા વ્યવહારની ભાષા શું કહે છે? તે જોઈએ. ગમે તે ક્ષેત્રનો મનુષ્ય પોતે ઉપાર્જન કરેલાં કર્મોને લઈને પોતાનો અવતાર પૂરો કર્યા પછી મરીને નરક, તિર્યંચ મનુષ્ય અને

દેવગતિમાં જશે અને તિર્યંચ જીવ ચાહે ચારપગો, બેપગો, આકાશમા ઉડનારો, પેટે ચાલનારો, પાણીમા રહેનારો, હોય તો એ મરીને ચારે ગતિમાં જઈ શકશે

જ્યારે નરકગતિનો જીવ પાછો તત્કાળ નરકગતિ અને દેવગતિ મેળવી શકે તેમ નથી તેવીજ રીતે દેવગતિનો જીવ પાછો તત્કાલ દેવગતિ અને નરકગતિને મેળવી શકે તેમ નથી. કારણકે નરકના જીવને તત્કાલ નરકગતિમાં ઉત્પન્ન થવા માટેની યોગ્યતા નથી. તેમ સત્કર્મોના અભાવમાં દેવગતિ પણ મેળવી શકે તેમ નથી. તેજ રીતે દેવગતિના જીવને તત્કાલ દેવગતિ મેળવવા માટેના સત્કર્મો અને નરગતિને મેળવવા માટેના અસત્કર્મો નહી હોવાના કારણે આ બંને ગતિઓ દેવનો જીવ મેળવી શકે તેમ નથી જ્યારે મનુષ્ય અને તિર્યંચ પાસે સત્કર્મ હોય તો દેવગતિ અને અસત્કર્મો હોય તો નરકગતિ, તથા માયા પ્રપંચ હોય તો તિર્યંચગતિ તેમજ સદાચારાદિ ગુણો હોય તો મનુષ્ય અવતારને પામી શકે છે.

## ચારે ગતિના કારણો

ચાલુ ભવમાં સમય પસાર કરનારો જીવ નીચે લખેલા કર્મોને ઉપાર્જન કરીને નરકગતિને માટે આયુષ્ય બાધે છે તે આ પ્રમાણે—

પચેન્દ્રિય જીવનો વધ કરવાથી મહારભ એટલે (મોટા પાયા ઉપર સમારભો કરવા, મોટી મોટી પેઢીઓ, મીલો, કારખાનાઓ, મશીનો ચલાવવી જેમા અસખ્યાત અને અનંત જીવોની હત્યા થાય તેવા પ્રકારના વ્યાપારો કરવા)

મહાપરિગ્રહ એટલે (ઘણા પ્રકારના પરિગ્રહો, અને તેના સાધનો ભેગા કરવા, તેમાજ અત્યન્ત આસક્ત થવુ, આવો પરિગ્રહ કામ, ક્રોધને ભડકાવે છે અને જન્મ–મૃત્યુ વધારી આપે છે)

દયારહિતતા, માંસભોજન, સ્થિરવૈર, રૌદ્રધ્યાન, મિથ્યાત્વસેવન, અનંતાનુબંધી કષાય, કૃષ્ણ, નીલ અને કાપોતલેશ્યા, પરઘાતક, જૂઠ આચણ, પરદ્રવ્યોનુ અપહરણ કરવું, મૈથુન કર્મમાં તીવ્ર આસકિત અને ઈન્દ્રિયોની પરવશતા આદિ કારણોથી માનવ નરકગતિ તરફ પ્રસ્થાન કરે છે

તિર્યંચગતિ .—ઉન્માર્ગનો ઉપદેશ, સન્માર્ગનો નાશ, મૂઢહૃદય, આર્તધ્યાન, માયાનિદાનાદિ શલ્ય સેવન, માયાવી, આરંભ અને પરિગ્રહમા મસ્ત રહેવુ, સદ્વ્રતોમાં અતિચાર લગાડવા, નીલ તથા કાપોતલેશ્યા, ત્યાગવા યોગ્ય વસ્તુનો ત્યાય ન કરવો, વગેરે કારણો તિર્યંચ અવતારને પ્રાપ્ત કરાવનાર છે

મનુષ્યગતિ —પરિગ્રહ અને આરંભની અલ્પતા, સહજ મૃદુતા અને સરળતા, કાપોત તથા પીત લેશ્યા, ધર્મધ્યાનમાં આસકિત, કષાયોને મન્દ રાખવાના ભાવ, મધ્યમ પરિણામ મેળવેલી વસ્તુનો ત્યાગ, દેવ-ગુરુનું પૂજન, સૌની સાથે પ્રિય બોલનારો, બીજાના સુખને માટે તત્પર, જીવન વ્યવહારમા તટસ્થતા વગેરે સત્કર્મોને લઈને મનુષ્ય ભવ પ્રાપ્ત થાય છે

દેવગતિ —સરાગ સંયમ, દેશવિરતિ, અકામનિર્જરા, કલ્યાણકારી મિત્ર સંબંધ, ધર્મ સાંભળવાની ઈચ્છા. સત્પાત્રમાં દાન, તપકર્મ પ્રત્યે શ્રદ્ધા, મૃત્યુ સમયે પદ્મ અને પીત લેશ્યા, બાળતપ, વગેરે કર્મો દેવગતિને અપાવે છે

આવા પ્રકારના શુભાશુભ કર્મોમા જીવન પૂરૂ કરનાર વ્યક્તિ બીજા જીવો સાથે પોતે જ બંધનમા આવે છે,

જેમકે બીજાને મારનાર-ધમકાવકાર વ્યક્તિ મરનાર જીવ સાથે વૈરથી બંધાય છે.

સ્વસ્ત્રીનો ત્યાગ કરીને, પરસ્ત્રીનો ઇચ્છુક માણસ પરસ્ત્રી તથા તેના સગાઓ સાથે રાગ તથા વૈરથી બંધાય છે

જૂઠ બોલનારો કે જૂઠી સાક્ષી આપનારો સામેવાળાનો શત્રુ બને છે. જ્યારે-દાન, પુણ્ય, તીર્થયાત્રા, સંયમ તથા અહિંસાદિ ધર્મને સેવનાર સામેવાળા ઘણા જીવો સાથે મિત્રતાના સંબંધથી બંધાય છે અને તેવાં તેવાં આયુષ્ય કર્મને બાંધે છે.

આ પ્રમાણે સર્વત્ર ઘટાવી લેવુ સાર આ છે કે મનુષ્ય મરીને નરકમાં જાય છે, નરકનો જીવ મરીને નરકમાં નથી જતો.

પરંતુ આ પ્રમાણે તો આપણે સૌ વ્યવહારની ભાષામાં બોલીએ છીએ અને સમજીએ છીએ, ત્યારે આજ વાતને ઋજુસૂત્રનય કેવી ભાષામાં બોલે છે? તે જાણવુ બાકી રહે છે.

આ પ્રશ્નોત્તર જ ઋજુસૂત્રની ભાષાને સૂચિત કરે છે.

## ઋજુસૂત્ર નયનો ભાષા વ્યવહાર

ભૂત અને ભવિષ્યના પર્યાયો પ્રત્યે આંખમીંચામણા કરીને કેવળ, શુદ્ધ વર્તમાન સમયનો જ સ્પર્શ આ નય કરે છે

ઘડો પહેલા હતો, અને ભવિષ્યમાં પણ રહેશે. છતાં પણ અત્યારના વર્તમાન સમયમાં આ ઘડો જીવાત્માને માટે શા કામનો? માટે જે સમયે તરસ લાગે, અને પાણી પીવાનું મળે, તેવો ઘડો જ ઘડો કહેવાય છે.

પહેલાના અનંતભવો થયા છે, ભવિષ્યમાં પણ ઘણા ભવો થશે, પણ એ બધી વાતોને ઋજુસૂત્ર માનવાની મનાઈ કરે છે. અર્થાત્ આ વાત ઉપર બેધ્યાન રહે છે, આ ઋજુસૂત્રનું માનવુ આમ છે કે.—

ભૂતકાળ ગમે તેટલો થયો હોય! તે હવે શા કામનો?

ભવિષ્યકાળ ગમે તેટલો થશે, અત્યારના સમયમાં આ વાતને માનવાની શી આવશ્યકતા ? માટે વર્તમાન સમયમાં જે ભાવ વર્તતો હોય, જીવ પણ તેવી રીતે સંબોધાશે જેમકે—

જે સમયમાં જીવને ક્રોધ વર્તતો હોય તે સમયે જીવ ક્રોધી છે પણ સંયમી નથી. મૈથુનભાવ વર્તતો હોય ત્યારે જીવ મૈથુન કર્મી છે. પણ વ્રતી નથી. જ્યારે સમતાભાવ રહેતો હોય ત્યારે જીવ ઔપશમિકભાવનો માલિક છે પણ ઔદયિકભાવનો નથી. જ્યારે જીવાત્માને કૃષ્ણલેશ્યા વર્તતી હોય ત્યારે જીવ દ્રવ્ય સંયમી છે પણ ભાવસંયમી નથી. અને જ્યારે શુદ્ધતર પદ્મ લેશ્યા વર્તતી હોય ત્યારે જીવ ભાવ સંયમી છે.

આ પ્રમાણેનો ભાષા વ્યવહાર ઋજુસૂત્રનયનો છે.

પ્રસ્તુત પ્રશ્નમાં પણ હે ભગવન્! નૈરયિક હોય તે નરકમાં ઉત્પન્ન થાય છે કે અનૈરયિક હોય તે ?

જવાબમા-યાવત્ જ્ઞાનોની હકીકત સુધી પ્રજ્ઞાપના સૂત્રમાં રહેલા લેશ્યા પદનો ત્રીજો ઉદ્દેશો જોવા ભગવાને કહ્યુ છે તે આ પ્રમાણે—

"નારકો જ નરકમાં ઉત્પન્ન થાય છે અને નરકમાથી નારક બહાર આવતો નથી !"

નયવાદાન્તરે જ ભાષાનો આશય સમજવાનો હોય છે. કેમકે બોલનાર અને પૂછનારની વાત બરાબર સાંભળ્યા પછી, અને તેનો આશય જાણ્યા પછી જ પ્રત્યેક વાતનો વિચાર કરીને જવાબ આપવો જોઈએ. સમજ્યા વિના કોઇ પણ વાતનો જવાબ દેવામા આવે તો પરિણામ શૂન્યમા આવે છે અને વૈર વિરોધ ઉભો થાય છે.

પ્રકરણ ગ્રન્થોમાં આપણે એમ ભણ્યા છીએ કે મનુષ્ય કે

તિર્યંચ નરકમાં જન્મે છે અને નારક નરકમાં જન્મતો નથી ત્યારે ચાર જ્ઞાનના માલિક ગૌતમસ્વામીજીના પૂછવાનો આશય વ્યવહાર-નયને અનુલક્ષીને નથી. પણ ઋજુસૂત્રનયને અનુલક્ષીને છે. તે આ પ્રમાણે.—

મનુષ્યનો કે જાનવરનો જીવ જે નરકગતિમાં જવાની તૈયારી કરી બેઠો છે તે નરકગતિનુ આયુષ્યકર્મ બાંધ્યા સિવાય મનુષ્ય અવતાર છોડી શકે તેમ નથી, અને તેમ થતા મનુષ્ય આયુષ્ય જે સમયે પૂરૂ થશે તેજ સમયે નરકના આયુષ્યની બેડી તેના હાથમા પડશે. અર્થાત્ નરકાયુષ્ય લઇનેજ જીવ નરકમા જાય છે. માટે યાવત્ ચાર સમય સુધી નરકમાં જવાવાલો જીવ નારકજ કહેવાશે, મનુષ્ય કે તિર્યંચ નહી કેમકે જ્યાસુધી મનુષ્યનું આયુષ્ય ચાલુ છે ત્યાસુધી હરહાલતમા પણ જીવ મનુષ્યનુ આયુષ્ય લઇને જતો નથી. એજ પ્રમાણે નારક નરકમાં બહાર આવતો નથી કેમકેઃ—જ્યાંસુધી નરક ગતિનું આયુષ્ય યાવત્ છેલ્લા સમય સુધી શેષ રહે છે ત્યાંસુધી તે નારકજીવ જ કહેવાય છે એવી હાલતમા નારકનો જીવ નરકમાંથી શી રીતે બહાર આવશે? માટેજ કહેવાયું છે કે "નારકજીવજ નરકમાં જાય છે. અને નારક નરકમાથી બહાર આવતો નથી." પૂછનાર ગૌતમસાવમી મહાજ્ઞાની છે અને ઉત્તર આપનાર મહાવીર સ્વામી પૂર્ણ જ્ઞાની છે.

અહી નિરય-નરક આદિ શબ્દો નરક ભૂમિને સૂચવનારા છે. તથા નૈરયિક અને નારક શબ્દો નરકમા જવાવાલા જીવોને માટે છે.

## છઠ્ઠે ગુણઠાણે પણ ચાર જ્ઞાન

હવે આ ચાલુ પ્રશ્નમાં કૃષ્ણલેશ્યામા વર્તતા જીવને કેટલા જ્ઞાનો હોય છે? આનો જવાબ ભગવાન આ પ્રમાણે આપે છે કે — બે, ત્રણ અને ચાર જ્ઞાન પણ કૃષ્ણલેશ્યાના માલિકને હોય છે.

૧ મતિજ્ઞાન-શ્રુતજ્ઞાન. ૨ મતિજ્ઞાન-શ્રુતજ્ઞાન-અવધિજ્ઞાન.

૩. મતિજ્ઞાન-શ્રુતજ્ઞાન અને મન.પર્યવજ્ઞાન

૪ મતિજ્ઞાન-શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન અને મન.પર્યવજ્ઞાન શ્રુતજ્ઞાનની હાજરીમાં મતિજ્ઞાનની આવશ્યકતા અનિવાર્ય છે. ત્યારપછી અવધિજ્ઞાન થાય છે. અથવા આ જ્ઞાન વિના પણ મન પર્યવજ્ઞાન થઈ શકે છે, કેમકે —તે તે કર્મોના આવરણોની ક્ષયોપશમ સામગ્રી જ્ઞાનપ્રત્યે વિચિત્ર પ્રકારની હોય છે એટલે કે આમર્ષૌષધિ આદિ લબ્ધિઓમાથી કેટલીક પ્રાપ્ત થયેલી લબ્ધિઓના માલિક મુનિને તેવા પ્રકારના અધ્યવસાયાદિ લક્ષણવાલી મન પર્યવ જ્ઞાનાવરણીયની જ ક્ષયોપશમ સામગ્રી પ્રાપ્ત થાય છે. પરન્તુ અવધિજ્ઞાનાવરણીયની ક્ષયોપશમ સામગ્રી પ્રાપ્ત થતી નથી માટે તેમને અવધિજ્ઞાન વિના જ મનઃપર્યવજ્ઞાન પ્રાપ્ત થઇ જાય છે.

પ્રશ્ન-અતિવિશુદ્ધ પરિણામવાલા મુનિને જ મનપર્યવજ્ઞાન થાય છે, ત્યારે કૃષ્ણલેશ્યા તો વિશુદ્ધ સ્વરૂપા નથી. માટે આ લેશ્યાના માલિકને મન પર્યવજ્ઞાન શી રીતે ઉત્પન્ન થશે ?

ઉત્તર-લેશ્યાઓનાં અધ્યવસાય સ્થાનો લોકાકાશના પ્રદેશ જેટલા અસંખ્યાત છે તેમા કોઇક સમયે કૃષ્ણલેશ્યા અતિમંદ ભાવના પરિણામવાલી પણ થઈ જતા અર્થાત્ કૃષ્ણલેશ્યામા વર્તતા જીવના અધ્યવસાયો કોઈક સમયે અતીવ શુદ્ધ થતા, પ્રમત્ત સંયમીને પણ મન પર્યવજ્ઞાનની સંભાવનાનો નિષેધ થઇ શકે તેમ નથી.

અધ્યવસાયોની વિચિત્રતા એક સરખી નથી માટે કૃષ્ણ, નીલ, અને કાપોત લેશ્યા પ્રમત્તસંયમ ગુણસ્થાનક સુધી પણ હોય છે, યદ્યપિ મન પર્યવજ્ઞાન અપ્રમત્ત મુનિને જ થાય છે તો પણ કદાચિત્ છઠ્ઠાગુણસ્થાનકના પ્રમત્ત સંયમીને આ ચોથા જ્ઞાનની ઉત્પત્તિ હોઈ શકે છે

એજ વાતને વીરવિજયજી મહારાજની પૂજાની ઢાળ અને શેઠ કુંવરજી આણંદજીનુ વિવેચન સાક્ષીરૂપે જાણી લઈએ.

"ક્ષયઉપશમ પદેરે મુનિવરને સાતે ગુણઠ્ઠાણ"

(જ્ઞાનવરણીય કર્મની પાંચમી ઢાળ)

આના ઉપર કુંવરજીભાઈનું વિવેચન આ પ્રમાણે છે :—

"એ જ્ઞાન (મન:પર્યવજ્ઞાન) ક્ષયોપશમભાવે થાય છે તેથી તે ભવમા વર્તનારા છઠ્ઠાથી બારમા સુધીના સાતે ગુણઠ્ઠાણાના માલિકને તે હોય, પરન્તુ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષાયિકભાવ કર્યા વિના મોક્ષે ન જાય"

આ ઢાળમાં સાતેનો અર્થ સાતમું ગુણસ્થાનક કરવાનો નથી, પણ છઠ્ઠા ગુણસ્થાનકથી લઈને બારમા ગુણસ્થાનક સુધી સાતે ગુણસ્થાનકે મુનિરાજો હોય છે અને આ સાતે ગુણસ્થાનકોમાં તારતમ્ય ભાવે મન પર્યવજ્ઞાનની હાજરીની સંભાવના હોઈ શકે છે.

વિપુલમતિમનપર્યવજ્ઞાન તો કેવળજ્ઞાન પ્રાપ્ત કરાવીને નિવૃત્ત થાય છે જ્યારે ઋજુમતિજ્ઞાન, વિજળીના ચમકારાની જેમ આવજાવ કરે છે એટલે આવે છે–અને જાય છે

સત્ય વાત એટલી જ કે—

આત્મલબ્ધિઓ મેળવવાને માટે

નિશ્રેયસ (મોક્ષ)ના માર્ગે આગળ વધવાને માટે.

ક્ષાયોપશમિક ભાવમાથી નીકળીને ક્ષાયિકભાવના દર્શન કરવા માટે.

અનાદિકાળના જન્મ અને મૃત્યુના ફેરા ટાળવા માટે.

મુનિધર્મને દીપાવવા માટે.

અને આપણા આત્માને જ અરિહંત બનાવવા માટે.

સાધક માત્રે અપ્રમત્ત ભાવ કેળવવો જોઈએ, અથવા આ અવસ્થાને કેળવવા માટે જ પ્રયત્નશીલ રહેવુ જોઈએ

## લેશ્યા વિચાર

આમા લેશ્યાનું વર્ણન છે અર્થાત્ કૃષ્ણલેશ્યા નીલલેશ્યાનો સંયોગ પામી તે રૂપે અને તે વર્ણે પરિણમે કે કેમ ? આ સંબંધી 'પ્રજ્ઞાપના' સૂત્રના લેશ્યાપદનો ચોથો ઉદ્દેશક કહેવાનો છે.

ટીકાકારે વિસ્તારથી ખુલાસો કર્યો છે. મતલબ એ છે કે–કૃષ્ણવેશ્યાના પરિણામવાળો જીવ, નીલલેશ્યાને યોગ્ય દ્રવ્યોનું ગ્રહણ કરી મરણ પામે છે, ત્યારે તે નીલલેશ્યાના પરિણામવાળો થઇને ઉત્પન્ન થાય છે. અર્થાત્–જે લેશ્યાનું ગ્રહણ કરીને જીવ મરણ પામે, તે લેશ્યાવાળો થઇને, બીજે ઠેકાણે ઉત્પન્ન થાય છે.

આ પછી ટીકામાં લેશ્યાના રંગો, રસ વગેરેનું વર્ણન છે. 卐[૫૫]

---

## લેશ્યાઓના પરિણમન માટે સ્પષ્ટીકરણ

卐 ૫૫. કૃષ્ણલેશ્યા નીલલેશ્યામાં પરિણત થાય છે કે નથી થતી ? આના ઉત્તરમાં ભગવાને પ્રજ્ઞાપના સૂત્રનો ચોથો ઉદ્દેશો જેવા માટે ભલામણ કરી છે. તે આ પ્રમાણે–કૃષ્ણલેશ્યાને યોગ્ય દ્રવ્યો જ્યારે નીલલેશ્યાને યોગ્ય દ્રવ્યોને પ્રાપ્ત કરે છે ત્યારે નીલલેશ્યાના સ્વભાવને પામે છે. અર્થાત્ નીલલેશ્યાના વર્ણ, રસ, ગંધ તથા સ્પર્શને પામે છે. કૃષ્ણલેશ્યાનો સ્વામી મરતી વખતે યદિ નીલલેશ્યામાં પરિણમે તો આ લેશ્યામા જ મરણ પામે છે.

મનુષ્ય અને તિર્યંચનો જીવ બીજા ભવને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાલો થયે છતે નીલલેશ્યાને યોગ્ય દ્રવ્યોના સંપર્કથી કૃષ્ણલેશ્યાને યોગ્ય દ્રવ્યો, સહકારી કારણને લઇને તથારૂપ જીવના પરિણામ લક્ષથી નીલલેશ્યારૂપે પરિણમશે અને નીલલેશ્યાને

યોગ્ય દ્રવ્યોના સહકારથી આ લેશ્યામા પરિણત થતા આ જીવ આ લેશ્યાને લઈને ભવાન્તર કરશે આ બને ગતિના જીવો વર્તમાન ભવમા કૃષ્ણલેશ્યામાં પરિણત છતાં પણ નીલલેશ્યાના ભાવ પરિણમતાં કૃષ્ણલેશ્યાના દ્રવ્યો પણ નીલલેશ્યામા પરિણત થશે

જેમ છાશરૂપને પ્રાપ્ત થતાં જ દૂધના પર્યાયો છાશના પર્યાય, વર્ણ, રસ, અને ગંધને પ્રાપ્ત કરે છે.

જેમ શુદ્ધ વસ્ત્ર (સફેદ વસ્ત્ર) લાલરંગના કારણે તે રંગને પ્રાપ્ત કરે છે અર્થાત્ લાલરંગના પરિણામને પામે છે.

અહી કૃષ્ણલેશ્યા નીલલેશ્યાના પરિણામને પામે છે નીલલેશ્યા કાપોતલેશ્યાના સંપર્કથી કાપોતલેશ્યા બને છે. કાપોતલેશ્યા તેજોલેશ્યામા અને તેજોલેશ્યા પદ્મલેશ્યામા તથા પદ્મલેશ્યા શુકલલેશ્યામાં પરિણમે છે

જેમ તે તે રૂપ (રંગ)ને ધારણ કરનારા દ્રવ્યોના સંપર્કથી વૈડૂર્યમણીમા પણ રંગનો ફેરફાર થાય છે અહીં રંગમા ફેરફાર થયે છતે પણ વૈડૂર્યમણી પોતાના સ્વભાવને છોડતો નથી. તેજ પ્રમાણે કૃષ્ણલેશ્યાના યોગ્ય દ્રવ્યો પણ પોતાના-મૂળ સ્વભાવને છોડયા વિના જ નીલાદિ દ્રવ્યોના સંપર્ક માત્રથી આ લેશ્યાના આકારાદિને પામે છે આ વાત દેવ અને નારકોને માટે સમજવાની છે. કેમકે —તેમને ભવના અંત સુધી રહેનારી લેશ્યાઓં દ્રવ્યાન્તરના સંપર્કથી જૂદા આકારને ભલે પામે તો પણ સર્વથી પોતાના સ્વરૂપનો ત્યાગ કરતી નથી "ત્યારે જ કહેવાય છે કે દેવ અને નારકોને દ્રવ્યલેશ્યા અવસ્થિત છે જ્યારે ભાવના પરાવર્તનથી તેમને પણ છ એ લેશ્યાઓની સંભાવના બની શકે છે"

તેથી જ તો નારક જીવ પણ તેજો લેશ્યારૂપ દ્રવ્ય સંબંધથી તેજો લેશ્યામા જ્યારે પરિણત થાય છે ત્યારે સમ્યક્ત્વને પામી શકે

છે, અને તેજો લેશ્યાની સંભાવનાવાળા વૈમાનિક સગમ દેવને કૃષ્ણલેશ્યાના પરિણામ થતા પતિતપાવન ભગવાન મહાવીરસ્વામીને જીવલેણ ઉપસર્ગો કરવાની વૃત્તિ જન્મે છે જ્યારે મનુષ્યોની અને તિર્યંચોની લેશ્યા સર્વાશે પરિવર્તન પામે છે માટે જ તેમની લેશમાની ઉત્કૃષ્ટ સ્થિતિ અન્તર્મોહૂર્તિક હોય છે પ્રસન્નચન્દ્ર રાજર્ષિને કૃષ્ણલેસ્યા આવતા એ વાર લાગી નથી અને શુક્લલેશ્યા આવતાં પણ વાર લાગી નથી, માટે મનુષ્યની લેશ્યા પ્રતિક્ષણે નિમિત્તોને વશ બદલતી રહે છે.

દ્રવ્ય અને ભાવલેશ્યા કોને કહેવી ?

પદાર્થ (દ્રવ્ય)ના નિમિત્તને લઈને લેશ્યા ઉદ્ભવે તે નિમિત્ત દ્રવ્ય લેશ્યા છે, જેમકે પાંચ મિનિટ પહેલા સામાયિક વ્રતદ્વારા સમતા રસમાં ડુબકી મારનારો સાધક પાસે બેઠેલા હાડવૈરીને જોઇને સમતા રસમાથી નીચે પડતા વાર કરતો નથી માટે નિમિત્ત દ્રવ્યલેશ્યા છે, અને નિમિત્તોને લઇને આત્મામા જે ભાવો થાય છે. અને કર્મબંધનુ કારણ બને છે તે ભાવલેશ્યા કહેવાય છે

શુકલલેશ્યા તરફ પ્રસ્થાન કરવાની તૈયારીવાલા રાજર્ષિ પ્રસન્નચન્દ્રને દુર્મુખના મુખેથી નીકળેલા શબ્દો નિમિત્ત બન્યા તે દ્રવ્યલેશ્યા છે, અને આન્તર જીવનમા રણમેદાન જામ્યુ તે ભાવલેશ્યા છે અને પછી શસ્ત્ર લેવા માટે માથા ઉપર હાથ નાખ્યો તે દ્રવ્ય શુક્લલેશ્યા છે અને ભાવની પરિણતિ દ્વારા પાછા ભાનમાં આવી ગયા તે ભાવ શુક્લલેશ્યા પ્રાપ્ત થતાજ કેવળજ્ઞાન મેળવી શક્યા છે

હવે લેશ્યાઓના વર્ણ, ગધ, રસ, સ્પર્શ કહે છે તે આ પ્રમાણે —

'કૃષ્ણલેશ્યા'

વર્ણ —વર્ષાઋતુનો મેઘ, કાજલ, ભેસનુ શીગડું, કોયલ,

હાથીનુ બચ્ચુ અને કાળા ભ્રમર જેવી કાળા રંગની હોય છે અર્થાત્ કૃષ્ણલેશ્યા પ્રાપ્ત થતાંજ આત્માના પરિણામો પણ કાળા રંગ જેવા થઈ જાય છે.

રસ –કડવી તુંબડી, લીંબડાના ફળ, છાલ જેવી કડવા રસની હોય છે અર્થાત્ આ લેશ્યાના માલિકનો રસ કડવી તુંબડી જેવો કડવો થઈ જાય છે.

ગંધ :—મરેલી ગાયની જેવી દુર્ગંધવાળી હોય છે.

સ્પર્શ .—અત્યન્ત ઠંડો અને લુખો હોય છે

"નીલલેશ્યા"

વર્ણ :–ભૃંગ, ચાસ, પોપટ તથા તેના પીંછા, કબૂતર તથા મોરની ગરદન જેવો વર્ણ હોય છે.

રસ :–પીપર, આદુ, મરચા આદિના સ્વાદ જેવો હોય છે.

ગંધ :—મરેલા જીવના કલેવર જેવી ગંધ હોય છે.

સ્પર્શ .—ઘણો ઠંડો હોય છે.

"કાપોત લેશ્યા"

વર્ણ :—અલસી તથા વૃતાંકના ફળ જેવો હોય છે.

રસ :—કાચુ બીજો હુ કોઠ અને બોરના જેવો રસ હોય છે.

ગંધ :—દુર્ગંધ મારતો હોય છે

સ્પર્શ .—અધિક ઠંડો અને લુખો હોય છે.

"તેજો લેશ્યા"

વર્ણ :—માણિકય, ઉગતો સૂર્ય, સન્ધ્યા તથા પરવાલાના અંકુરા જેવો હોય છે

રસ :—પાકી કેરીના રસ જેવો હોય છે.

ગંધ :—સુગન્ધી

સ્પર્શ :—ગરમ અને સ્નિગ્ધ હોય છે.

"પદ્મલેશ્યા"

વર્ણ .—સુવર્ણ, ચંપો, આદિના વર્ણ જેવો હોય છે.
રસ ;—દ્રાક્ષ, ખજુર જેવો હોય છે.
ગંધ :—સુગન્ધી
સ્પર્શ :—ગરમ અને સ્નિગ્ધ.

"શુક્લ લેશ્યા"

શંખ જેવી શ્વેત, ગોળના જેવી મધુર, સારા ગંધવાલી, સ્નિગ્ધ અને ઉષ્ણ છે

પહેલાની ત્રણ લેશ્યાઓ અત્યન્ત સંક્લિષ્ટ, આર્તધ્યાન તથા રૌદ્રધ્યાન વાલા અધ્વસાયોના કારણ રૂપ હોવાથી અપ્રશસ્ત છે. અને છેલ્લી ત્રણ શુદ્ધ, તથા ધર્મધ્યાન, શુક્લધ્યાનના અધ્યવસાયોને કરવા-વાલી હોવાથી પ્રશસ્ત છે.

લેશ્યાઓના પરિણામો આ પ્રમાણે જાણવા —કૃષ્ણલેશ્ય, જઘન્ય મધ્યમ અને ઉત્કૃષ્ટ રૂપે ત્રણ પરિણામવાલી હોય છે. જેમકે જઘન્ય પરિણામોને લઈને જઘન્ય કૃષ્ણલેશ્યા, મધ્ય પરિણામોને લઇ મધ્યમ કૃષ્ણલેશ્યા, અને ઉત્કૃષ્ટ પરિણામોને લઈને ઉત્કૃષ્ટ કૃષ્ણલેશ્યા હોય છે. હવે જઘન્યમાં પણ ત્રણ પ્રકારના અધ્યવસાયો આ પ્રમાણે બનશે. જઘન્યથી જઘન્ય, મધ્યમ જઘન્ય, અને ઉત્કૃષ્ટ જઘન્ય આવી રીતે લેશ્યાના પરિણામો જીવ માત્રને જૂદા જૂદા રૂપે થશે માટે લેશ્યાઓના પરિણામ સ્થાનો ઘણા હોય છે આ પ્રમાણેના ક્લિષ્ટ, ક્લિષ્ટતર અને ક્લિષ્ટતમ તથા સુન્દર, સુન્દરતર અને સુન્દરતમ પરિણામો થવામા જીવના પૂર્વભવનાં કર્મોજ કારણરૂપે થવાથી તે જીવોના સંસ્કારો તેવા રૂપે બની જાય છે. માટે પ્રાયઃ કરીનેઃ—

જ્ઞાન વિજ્ઞાન હોવા છતાં પણ સંસ્કારોની વિચિત્રતા દુસ્ત્યાજ્ય હોય છે.

પાપ તથા પુણ્યના ભેદો જાણવા છતા પણ પડેલા સંસ્કારો અમીટ હોય છે

આશ્રવ સવરના ભેદોને આગલીના ટેરવે ગણાવવા છતાં પણ ખાવામાં, પીવામાં, બોલવામા પડેલી ટેવો છોડવી અતિ મુશ્કેલ છે. તે માટે બાહ્ય જીવન સુન્દર દેખાવા છતાં પણ આન્તર જીવન ક્લિષ્ટ હોઈ શકે છે અને બાહ્ય જીવનમાં ખરાબ દેખાવા છતા પણ માણસનો સ્વભાવ, સરળ, પવિત્ર અને અહિંસક પણ હોય છે આ અને આના જેવા હજારો કારણોને લઈને પરિણામોની વિચિત્રતા અનુભવગમ્ય છે.

# ચોથા શતકનું સમાપ્તિ વચન

જગન્માન્ય, વિદ્વત્પૂજ્ય, દીર્ઘદ્રષ્ટા, સ્યાદ્વાદ-નયનયનધારક, શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજય-ધર્મસૂરીશ્વરજી મહારાજાના શિષ્યરત્ન અપ્રતિમ લેખક, પ્રબંધકુશળ, નિર્ભીક વાવદૂક, સિંધાદિ દેશે અહિંસા ધર્મ પ્રબલ પ્રચારક પૂજ્ય ગુરુદેવ શ્રી ૧૦૦૮ શ્રી વિદ્યાવિજયજી મહારાજે પોતાના સ્વાધ્યાય માટે ભગવતી સૂત્રના છ શતક સુધીનું વિવરણ લખ્યું હતું. તેને મઠારીને-વધારીને પ્રત્યેક પ્રશ્નોનું વિસ્તારથી સ્પષ્ટી-કરણ કરીને આ પુસ્તક તેમના શિષ્ય ન્યાય-વ્યાકરણ-કાવ્યતીર્થ, પંન્યાસપદ વિભૂષિત મુનિરાજ શ્રી પૂર્ણાનંદ-વિજયજી (કુમાર શ્રમણે) એ તૈયાર કર્યું છે.

सर्वे सुखिनः सन्तु ।

# શતક પાંચમાનું સંપાદકીય પુરોવચન

## ચંપાનગરી

આ શતકનો પહેલો અને દશમો ઉદ્દેશો ચંપાનગરીમાં કહેવાયો છે. આ ઐતિહાસિક નગરીની મહત્તા શાને આભારી છે, તે આપણે જોઇએ.

આ નગરી અંગદેશની રાજધાની છે. બારમા તીર્થંકર શ્રી વાસુપૂજ્ય સ્વામીના પાંચ કલ્યાણકો અહિં થયા છે.

અતિશય પુણ્યવંત તીર્થંકર પરમાત્માનો જ્યારે જન્મ થાય છે, ત્યારે ઇન્દ્રનું આસન કંપાયમાન થાય છે. તેથી ઇન્દ્ર અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકે છે અને તીર્થંકર ભગવાનનો જન્મ થયાનું જાણી બધા ઇન્દ્રો અને દેવો ત્યાં આવે છે અને ભગવાનને મેરુપર્વત ઉપર લઈ જઇ જન્માભિષેક કરે છે. આવી રીતે પાચે કલ્યાણકો ઇન્દ્રો તથા દેવોથી ઉજવાય છે. માટે કલ્યાણક કહેવાય છે. કેવળજ્ઞાનના માલિક થતાં જ તીર્થંકર નામકર્મનો ઉદય થાય છે અને દેવો દ્વારા રચિત સમવસરણમાં બિરાજમાન થઇને તીર્થંકર પરમાત્મા ઉત્કૃષ્ટતમ ભાવદયાના કારણે તથા ભાષા વર્ગણાના પુદ્ગલોને ખપાવવા–નાશ કરવા અર્થે પણ દેશના આપે છે.

तीर्थकृत् स्वामिनो वाचः कतकक्षोदसोदरा। ।
जयन्ति त्रिजगच्चेतो जलनैर्मल्यकारणम् ॥

ભગવાનની વાણી રાગદ્વેષના મેલથી સંપૂર્ણ દૂર હોવાના કારણે કતક નામના ચૂર્ણ જેવી હોય છે. કતક વનસ્પતિ ગમે તેવા ખરાબ પાણીને પણ શુદ્ધ બનાવી દે છે. તેજ રીતે તીર્થંકર પરમાત્માઓની વાણી પણ ત્રણે જગત્‌ના પ્રાણિઓના ચિત્તને નિર્મલ કરનારી હોય છે. આવા વાસુપૂજ્ય સ્વામીના ૧. ચ્યવન કલ્યાણક, ૨. જન્મ કલ્યાણક, ૩. દીક્ષા કલ્યાણક, ૪. કેવળજ્ઞાન કલ્યાણક અને નિર્વાણ કલ્યાણક આ પાંચે કલ્યાણકોથી આ ચંપાનગરી પવિત્રતમ બનેલી છે.

બીજી મહત્ત્વની ઘટના આ નગરીમાં સતી સુભદ્રાના શીલની પરીક્ષાની થઇ છે. **देवावि तं नमंसंति जस्स धम्मे सया मणो** આ ઉક્તિને ચરિતાર્થ કરનાર સુભદ્રા નામની કુલવધૂ ઉપર તેની સાસુએ ખોટી આળ નાખી હતી. પણ આ સતી સ્ત્રી દ્રવ્ય અને ભાવમનથી શીલવતી હોવાના કારણે દેવોએ આ નગરીના ચારે દ્વાર બંધ કરી દીધા. પછી જ્યારે ચારે તરફ બંધ થયેલી નગરીમાં રાજા સહિત સૌ પ્રજા મુંઝાવા લાગી અને પશુઓ અત્યન્ત આકુલ–વ્યાકુલ થવા લાગ્યા, ત્યારે દેવવાણી થઈ કે–"જે કોઈ સતી નારી કાચા સુતરના તાંતણે ચાલણી બાંધી કુવામાંથી જલ કાઢશે અને દરવાજા ઉપર તે પાણી છાંટશે ત્યારે દરવાજા ઉઘડશે." ત્યારે સતી સુભદ્રાએ પોતાના શુદ્ધ શિયળવ્રત (એક પતિવ્રત) ના પ્રભાવે તે પ્રમાણે કુવામાંથી પાણી કાઢી દરવાજા ઉપર છાંટી ત્રણ દરવાજા ઉઘાડ્યા. અને શીલનો મહિમા વધાર્યો.

પોતાને પોતાના શિયળ ધર્મનો અહંકાર ન આવે અને બીજી પણ શિયળવતી નારીઓનાં સન્માન સચવાય તે માટે ત્રણ દરવાજા ઉઘાડ્યા અને એક દરવાજો તેમજ (બંધ) રહેવા દીધો.

ઘણાજ લાંબા કાળ સુધી બંધ રહેલા આ દરવાજાને વિ. સં. ૧૩૬૦ વર્ષમાં લક્ષણુવતી નગરીના (રાજા) હમ્મીર અને સુલતાન સમદીને તોડી નાખ્યો અને તેના સુંદર પત્થરો તેઓ લઈ ગયા.

માટે પ્રાતઃકાળના મંગળ પ્રભાતે સોળ સતીઓના છંદમાં ગવાય છે કે :—

"કાચે તાંતણે ચાલણી બાંધી, કુવા થકી જલ કાઢીયું રે,
કલંક ઉતારવા સતી સુભદ્રાએ, ચંપા બાર ઉઘાડીયાં રે."

આ પ્રમાણે આ નગરી સુભદ્રાના શિયળની પરીક્ષાના કારણે સ્મરણીય બની છે.

ત્રીજી મહત્ત્વની ઘટના આ નગરીમાં ચંદનબાળાના હાથે ભગવાન મહાવીર સ્વામીનો મહાન્ અભિગ્રહ પૂર્ણ થયો હતો અને ૧૭૫ દિવસના ઉપવાસી ભ૦ મહાવીરે અહીં પારણું કર્યું હતું. ઘટના આ પ્રમાણે છે :—

આ નગરીમાં દાધવાહન નામનો રાજા રાજ્ય કરતો હતો. તેની સ્ત્રીનું નામ ધારિણી હતું. તેને એક કન્યા હતી. તેનું નામ વસુમતી (ચંદનબાળા) હતું.

ભગવાન મહાવીર સ્વામીના સગા મામા અને વૈશાલી ગણતંત્રના મુખ્ય નાયક ચેડા મહારાજાને સાત પુત્રીઓ હતી તેમાંની એક ધારિણી નામની પુત્રીના લગ્ન દધિવાહન રાજા સાથે કર્યા હતા અને મૃગાવતી નામની બીજી પુત્રીને શતાનિક રાજા સાથે પરણાવી હતી. એટલે સંબંધમાં સાઢુભાઇ હોવા છતાં પણ આ બન્ને રાજાઓ અહંકાર વશ આપસમાં લડ્યા અને તેમા દધિવાહન રાજા હારી ગયો. ધારિણીએ પણ પોતાના

શીલની રક્ષા માટે પ્રાણ છોડી દીધા. અને વસુમતી કૌશાંબી નગરીમાં ભરબજારમાં વેચાણી. તેને ધનાવહ નામના શેઠે ખરીદી. લીધી ચંદન જેવી શીતલ તેની ભાષા હોવાથી શેઠે તેનું નામ ચંદનબાળા પાડ્યું. ત્યાં પણ તે શેઠની સ્ત્રી મૂળાએ ક્રોધમાં આવી ચંદનબાળાના માથાના વાળ મુંડાવી નાખ્યા અને હાથ-પગમાં બેડીઓ પહેરાવી તે બાળાને મકાનના ભોંયતળીયામાં પૂરી દીધી. ત્રણ દિવસ પછી શેઠે તેને બહાર કાઢી અને અડદના બાકુલા ખાવા માટે સુપડામાં આપી પોતે લુહારને બોલાવવા માટે ગયા.

તે જ સમયે ભ૦ મહાવીર સ્વામી ત્યાં પધાર્યા અને પોતાનો અભિગ્રહ પૂરો થયો જાણી ચંદનબાળાએ ઉત્કૃષ્ટ ભક્તિવશ થઈને અડદના બાકુલા ભગવાનને વહોરાવ્યા અને સર્વત્ર જયજયકાર થયો, અને ચંદનબાળાનું પણ દિવ્ય સ્વરૂપ બની ગયું.

"ચંદનબાળા બાળપણાથી, શિયલવતી શુદ્ધ શ્રાવિકાએ,
અડદના બાકુલે વીર પ્રતિલાભ્યા, કેવલ લહી વ્રત ભાવિકાએ"

ભગવાન મહાવીર સ્વામીએ પૃષ્ઠચંપાની સાથે આ ચંપાનગરીમાં ત્રણ ચાતુર્માસ કર્યા હતા. તેમજ પાંડવકુલ ભૂષણ મહાદાનેશ્વરી રાજા કર્ણ આ નગરીનો રાજા હતો.

પિતૃહત્યાના મહાપાતકથી અતિશય સંતપ્ત થયેલા રાજા કોણિકે આ નગરીને મગધ દેશની રાજધાની બનાવી હતી.

શય્યંભવસૂરિએ પોતાના પુત્ર મનક મુનિરાજની સુલભ આરાધના માટે આ નગરીમાં જ દશવૈકાલિક સૂત્રની રચના કરી હતી.

નવપદના મહાન્ આરાધક મહારાજા શ્રીપાલનો જન્મ પણ આ ચંપાનગરીમાં જ થયો હતો. કર્મવશ કોઢી બનેલા શ્રીપાલના લગ્ન સતી મયણાસુંદરી સાથે થવાથી અને સિદ્ધચક્રમંત્રની આરાધનાના પ્રભાવથી તેનો કોઢ રોગ દૂર થયો અને મહાનૂ ઋદ્ધિસમૃદ્ધિના ભોક્તા બનવા સાથે બીજી આઠ રાજકુંવરીઓ સાથે લગ્નગ્રંથીથી જોડાઇ છેવટે પોતાના કાકા અજિતસેનને હરાવી પુનઃ ચંપાનું રાજ્ય પ્રાપ્ત કર્યું હતું. શ્રીપાલનો રાસ પ્રતિવર્ષ આસો અને ચૈત્રની ઓળીમાં ભાવપૂર્વક વંચાય છે.

આમ અનેક ઐતિહાસિક પ્રસિદ્ધ ઘટનાઓને લઈને આ ચંપાનગરી એક વખત વૈભવના ચરમ શિખરે મ્હાલતી હતી. તેની પવિત્રતા અને મહત્તાના ગુણગાન ઐતિહાસિકોએ પેટ ભરીને કર્યા છે. જૈન આગમોમાં પણ તેનો ઉલ્લેખ અનેક સ્થળોએ કરવામાં આવ્યો છે.

## સુર્ય વિચાર

આ ઉદ્દેશકમાં ખાસ કરીને સૂર્ય સંબંધી હકીકત છે. આ પ્રશ્નોત્તરો ચંપાનગરીની બહાર પૂર્ણભદ્ર નામના ચૈત્ય (વ્યન્તરાયતન)માં થયા હતા ગૌતમ ઇન્દ્રભૂતિએ આ પ્રશ્નો ભગવાનને પૂછેલા છે.

જૈનસૂત્રોમાં જંબૂદ્વીપમાં બે સૂર્યો બતાવવામાં આવ્યા છે. જો કે ખરી રીતે તો સૂર્ય લોકોની સમક્ષ હમેશાં હોય જ છે. પરન્તુ એની આગળ કંઇ આંતરુ આવી જાય છે. ત્યારે અમુક દેશના–ભાગના લોકો, તેને જોઇ શકતા નથી. અને તેથી ‘સૂર્ય આથમ્યો,’ ‘સૂર્ય ઉગ્યો,’ એવો વ્યવહાર કરવામાં આવે છે.

આ સંબંધી ભગવતીની ટીકામાં બહુ વિસ્તારથી લખ્યું છે. પરન્તુ અહિં તો મૂળના જ પ્રશ્નોત્તરોનો સારાંશ લેવાનો છે. અને તેનો સાર આ છે :—

સૂર્યો જંબૂદ્વીપમાં ઇશાન ખૂણામાં ઉગીને અગ્નિ ખૂણામાં આથમે છે. અગ્નિ ખૂણામાં ઉગીને નૈઋર્તમાં આથમે છે. નૈઋર્તમા ઉગીને વાયવ્ય [ખૂણામાં આથમે છે અને વાયવ્ય ખૂણામાં ઉગીને ઇશાન ખૂણામાં આથમે છે.

જ્યારે જંબૂદ્વીપમાં દક્ષિણાર્ધમાં દિવસ હોય છે ત્યારે ઉત્તરાર્ધમાં પણ દિવસ હોય છે. અને જ્યારે ઉત્તરાર્ધમાં પણ દિવસ હોય છે, ત્યારે મંદર પર્વતની પૂર્વ–પશ્ચિમે રાત્રિ હોય છે.

હવે જ્યારે મંદર પર્વતની પૂર્વે દિવસ હોય છે. ત્યારે પશ્ચિમમાં પણ દિવસ હોય છે. અને જ્યારે પશ્ચિમમાં પણ દિવસ હોય છે, ત્યારે જંબૂદ્વીપમાં મંદર પર્વતની ઉત્તર–દક્ષિણે રાત્રિ હોય છે.

જ્યારે જંબૂદ્વીપના દક્ષિણાર્ધમાં વધારેમાં વધારે મોટો અઢાર મુહૂર્તનો દિવસ હોય છે, ત્યારે ઉત્તરાર્ધમાં પણ વધારેમાં વધારે અઢાર મુહૂર્તનો જ દિવસ હોય છે. અને જ્યારે ઉત્તરાર્ધમાં પણ અઢાર મુહૂર્તનો દિવસ હોય છે ત્યારે જંબૂદ્વીપમાં મંદર પર્વતની પૂર્વ–પશ્ચિમે નાનામાં ન્હાની બાર મુહૂર્તની રાત્રિ હોય છે.

હવે જ્યારે જંબૂદ્વીપમાં મંદર પર્વતની પૂર્વે મોટામાં મોટો અઢાર મુહૂર્તનો દિવસ હોય છે, ત્યારે જંબૂદ્વીપમાં પશ્ચિમે પણ અઢાર મુહૂર્તનો દિવસ હોય છે. અને જ્યારે

પશ્ચિમે મોટામાં મોટો અઢાર મુહૂર્ત્તનો દિવસ હોય છે, ત્યારે ઉત્તરાર્ધમાં ન્હાનામાં ન્હાની બાર મુહૂર્ત્તની રાત્રિ હોય છે.

આ ઉપરથી દિવસ અને રાત્રિના સમયની વધઘટનો હિસાબ પણ ગણી લેવો. દાખલા તરીકે–સત્તર મુહૂર્ત્તનો દિવસ હોય ત્યારે તેર મુહૂર્ત્તની રાત્રિ, સત્તર મુહૂર્ત્ત કરતાં કંઈક ઓછો લાંબો દિવસ હોય ત્યારે તેર મુહૂર્ત્ત કરતા કંઈક વધારે લાંબી રાત સમજવી.

જંબૂદ્વીપમા દક્ષિણાર્ધમાં ન્હાનામાં ન્હાનો બાર મુહૂર્ત્તનો દિવસ હોય, ત્યારે ઉત્તરાર્ધમા પણ તેમજ હોય, અને જ્યારે ઉત્તરાર્ધમા તેમ હોય, ત્યારે જંબૂદ્વીપમાં મંદર પર્વતની પૂર્વે પશ્ચિમે મોટામા મોટી અઢાર મુહૂર્ત્તની રાત્રિ હોય.

આમ જંબૂદ્વીપમાં મંદર પર્વતની પૂર્વે નાનામાં ન્હાનો બાર–મુહૂર્ત્તનો દિવસ હોય, ત્યારે પશ્ચિમે પણ તેમજ હોય છે અને પશ્ચિમે તેમ હોય ત્યારે મંદર પર્વતની ઉત્તર–દક્ષિણે મોટામાં મોટી અઢાર મુહૂર્ત્તની રાત્રિ હોય.

આવી રીતે ઋતુઓ સબધી પણ સમજવાનુ છે. દાખલા તરીકે–જંબૂદ્વીપમા દક્ષિણાર્ધમા વર્ષાની મોસમનો પ્રથમ સમય હોય, ત્યારે ઉત્તરાર્ધમાં પણ તેમજ હોય. અને ઉત્તરાર્ધમાં પણ વર્ષા ઋતુનો પ્રથમ સમય હોય ત્યારે જંબૂદ્વીપમાં મદર પર્વતની પૂર્વ–પશ્ચિમે તરત જ બીજા સમયે વરસાદની શરૂઆત થાય છે.

આવી જ રીતે બીજી ઋતુઓ સંબધી પણ સમજવું. અને વરસાદના પ્રથમ સમય માટે કહ્યુ, તેવીજ રીતે આન-પાન, સ્તોક, લવ, મુહૂર્ત્ત, અહોરાત્ર, પક્ષ, માસ વગેરે સબંધી પણ જાણવુ અને તેજ રીતે જ્યારે સંવત્સર,

યુગ, વર્ષશત, વર્ષસહસ્ર, વર્ષશતસહસ્ર, પૂર્વાંગ પૂર્વ, ત્રુટિતાંગ, ત્રુટિત, અટટાંગ, અટટ, અવવાંગ, અવવ, હૂહૂકાંતા, હૂહૂક, ઉત્પલાગ, ઉત્પલ, પદ્માંગ, પદ્મ, નલિનાંગ, નલિન, અર્થનૂપુરાંગ, અર્થનૂપુર, અયુતાંગ, અયુત, નયુતાંગ, નયુત, પ્રયુતાંગ, પ્રયુત, ચૂલિકાંગ, ચૂલિકા, શીર્ષપ્રહેલિકાંગ, શીર્ષ-પ્રહેલિકા, પલ્યોપમ અને સાગરોપમ, એ બધા સંબંધી પણ જાણવું.

આવી જ રીતે અવસર્પિણી અને ઉત્સર્પિણી સંબંધી પણ જાણવાનું છે. પરન્તુ ધ્યાનમાં રાખવું જોઈએ કે—જંબૂદ્વીપમાં મંદર પર્વતની પૂર્વ પશ્ચિમે અવસર્પિણી કે ઉત્સર્પિણી નથી. ત્યાં અવસ્થિત કાળ કહ્યો છે.

આમ લવણસમુદ્રમાં સૂર્યો સંબંધી તેમજ ઉત્સર્પિણી અવસર્પિણીકાળ સંબંધી જાણવું. એમ જ ધાતકીખંડ, કાલોદ અને અભ્યન્તર પુષ્કરાર્ધ સંબંધી જાણવું.

## વાયુ વિચાર

આમાં ખાસ કરીને વાયુના વાવા સંબંધી તેમજ ઓદનાદિ પદાર્થોમાં કયા કયા જીવો છે, એ સંબંધી વર્ણન છે. આ પ્રશ્નત્તરો રાજગૃહમાં થયેલા છે. સાર આ છે :—

વાયુ, થોડી ભીનાશવાળો, થોડી ચીકાશવાળો અને વનસ્પતિ વગેરેને હિતકર એવો પથ્ય વાયુ વાય છે. તેમ મહાવાયુ પણ વાય છે. આવા પ્રકારના ઈષત્ પુરીવાત, પથ્યવાત, મંદવાત અને મહાવાત—એ પૂર્વ, પાશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઈશાન, અગ્નિ, નૈઋત, અને વાયવ્ય ખૂણામાં પણ છે. આ વાત પુર્વમાં વાય છે ત્યારે પશ્ચિમમાં પણ વાય છે, અને

પશ્ચિમમાં વાય છે ત્યારે પૂર્વમાં પણ વાય છે અને તેવી જ રીતે બીજી દિશાઓ અને ખૂણાઓનું પણ સમજવું.

આ વાયુઓ દ્વીપ અને સમુદ્રમાં પણ હોય છે. પરંતુ દ્વીપના વાયુ વાતા હોય ત્યારે સમુદ્રના ન વાય. અને સમુદ્રના વાતા હોય ત્યારે દ્વીપના ન વાય. એનું કારણ એ છે કે—આ દ્વીપ અને સમુદ્રના વાયુઓ વ્યતાસ વડે સંચરે છે. એટલે જુદા જુદા સચરે છે અને વાયુઓ લવણ સમુદ્રની વેળાને ઉલ્લઘતા નથી.

આ ઈષિત્પુરોવાત, પથ્યવાત, મંદવાત અને મહાવાત જ્યારે વાયુકાય પોતાના સ્વભાવ પ્રમાણે ગતિ કરે છે, ત્યારે વાય છે, તેમજ વાયુકાય, ઉત્તર ક્રિયાપૂર્વક એટલે વૈક્રિય શરીર બનાવીને ગતિ કરે છે, તે વાયુઓ વાય છે વળી વાયુકુમારો—અને વાયુકુમારીઓ પોતાને—બીજાને કે બન્ને માટે વાયુકાયને ઉદીરે છે ત્યારે તે વાય છે 卐 ૫૬

---

卐 ૫૬. વાયુ માટે આ પ્રશ્નોત્તર છે. તેના ચાર પ્રકાર છેઃ—

(૧) ઈષતપુરોવાયુ—એટલે થોડા મેહવાળો—થોડી ભીનાશવાળો અને થોડી ચિકાશવાળો વાયુ
મેહને ભાષામા 'ઝાકળ' કહે છે.

(૨) પથ્યવાત—વનસ્પતિ વગેરેને ફાયદો કરનાર વાયુ.

(૩) મન્દવાત—ધીમે ધીમે વહેતો સુખદાયક વાયુ

(૪) મહાવાત—આંધી તોફાની વાયુ,

આ ચારે વાયુઓ દ્વીપમાં થઈને વહે ત્યારે ઉષ્ણ હોય છે અને સમુદ્રમાં થઇને વહે ત્યારે ઠંડા હોય છે. તેથી જ ગરમીના

## ઓદનાદિની કાય

હવે ઓદન, કુલ્માષ અને મદિરા એ ત્રણ દ્રવ્યો કયા જીવના શરીરો કહેવાય, એ સંબંધી પ્રશ્ન છે. આનો ખુલાસો આમ છે.

ઓદન અને કુલ્માષ, એમાં જે કઠણ પદાર્થ છે, તે પૂર્વભાવ પ્રજ્ઞાપનાની અપેક્ષાએ વનસ્પતિ જીવનાં શરીરો છે. અને જ્યારે તે ઓદન વગેરે દ્રવ્યો શસ્ત્રોથી કૂટાય, નવા આકારમાં આવે, અગ્નિથી તેના વર્ણો બદલાય, અગ્નિદ્વારા પૂર્વના સ્વભાવને છોડે છે, ત્યારે તે દ્રવ્યો અગ્નિનાં શરીરો કહેવાય છે. મદિરામાં જે પ્રવાહી પદાર્થ છે, તે પૂર્વભાવની અપેક્ષાએ પાણીના જીવનાં શરીરો છે, અને જ્યારે તે પ્રવાહી ભાગ

---

મોસમમાં જે વાયુ સમુદ્રમા થઈને આવે છે તે શીતવાયુ હોય છે અને તે સામુદ્રિક વાયુ કહેવાય છે જ્યારે દ્વીપ ઉપર થઈને આવનારો વાયુ ઉષ્ણ હોય છે.

એ વાયુઓ ક્યાંથી આવે છે? એ વાયુઓને કોણ મોકલે છે? સામાન્ય રીતે ઝાડો અને લતાઓ કંપે ત્યારે આપણે કહીએ છીએ કે—વાયુ આવે છે. પણ ઝાડને કંપાવનાર વાયુ ક્યાથી આવ્યો? તેના ઉત્તરમા ભગવાને ફરમાવ્યુ કે—

"ભવનપતિ દેવના વાયુકુમારો અને વાયુકુમારિકાઓ જ્યારે પોતાના માટે, બીજાના માટે અને બન્નેને માટે વાયુની ઉદીરણા—ઉત્પત્તિ કરે છે ત્યારે વાયુ વાય છે"

વાયુ એકેન્દ્રિય જીવ છે. તેનુ શરીર ઔદારિક છે. તેથી સ્વાભાવિકી ગતિ આ શરીરને આભારી છે, અને ઉત્તર એટલે વૈક્રિય શરીરથી ગતિ કરે ત્યારે ઉત્તર વૈક્રિય કહેવાય છે

શસ્ત્રથી કૂટાય છે, અગ્નિદ્વારા જૂદા રંગને ધારણ કરે છે, ત્યારે તે ભાગ અગ્નિકાયનાં શરીરો કહેવાય

લોહુ, તાંબુ, કલઈ, સીસું, કોયલો અને કાટ એ બધાં પૂર્વભાવ પ્રજ્ઞાપનાની અપેક્ષાએ પૃથ્વીના જીવનાં શરીરો કહેવાય. ને પછી શસ્ત્રદ્વારા કૂટાયા પછી અગ્નિા જીવનાં શરીરો કહેવાય.

હાડકું, ચામડું, રૂંવાડાં, ખરી અને નખ-એ ત્રસ જીવનાં શરીરોને બળેલ ચામડું, રૂંવાડા વગેરે પૂર્વભાવ પ્રજ્ઞાપનાની અપેક્ષાએ ત્રસ જીવનાં શરીરોને પછી-શસ્ત્રદ્વારા સંઘટિત થયા પછી અગ્નિના જીવનાં શરીરો કહેવાય.

અંગારો, રાખ, ભુસો, છાણું એ પૂર્વભાવ પ્રજ્ઞાપનાની અપેક્ષાએ એકેન્દ્રિય જીવનાં શરીરો અને યથાસભવ પંચેન્દ્રિય જીવનાં શરીરોયે કહેવાય, અને પછી શસ્ત્રદ્વારા સંગઠિત થયા પછી અગ્નિના જીવનાં શરીરો છે. 卐 ૫૭

---

## પરિગ્રહ પાપ શા માટે ?

卐 ૫૭ સામાન્ય માણસ પણ સમજી શકે છે કે-'ચોખા' ખેતરમાં પાકે છે અને તે એકેન્દ્રિય જીવતુ શરીર છે 'ચામડુ' ગાય, ભેસ, બકરી, ઊંટ, હરણ, સિહ વગેરે પચેન્દ્રિય જીવના શરીરનુ હોય છે 'રાખ' લાકડાની કે છાણાની બને છે લાકડું એકેન્દ્રિય વનસ્પતિનુ કલેવર છે, જ્યારે છાણ તિર્યંચ સ્થલચર જીવોની વિષ્ટા છે ત્રાબુ, સીસુ, સોનુ, ચાદી વગેરે ધાતુઓ પણ પૃથ્વીના પેટાલમાથી નીકળે છે અને એકેન્દ્રિય છે. 'દારુ' ગોળ કે જવ આદિ પદાર્થોમાથી બને છે, અને તે વનસ્પતિ છે 'હાડકુ' મનુષ્ય કે પચેન્દ્રિય જીવને જ હોય છે, માટે પચેન્દ્રિયનું અંગ કહેવાય છે. 'કપડુ' રૂમાથી બને છે અને તે એકેન્દ્રિય જીવ હોય છે. શંખ, કોડી કે સ્થાપનાજીમાં રખાતા અરિયા પાણીમાં રહેનારા બેઇન્દ્રિય જીવોના હાડકાં છે.

આ પ્રમાણે બધીય વાતો સુગમ અને સ્પષ્ટ સમજાય તેવી હોવા છતાં પણ ગણધર ભગવંતો કેવળીભગવાનને પૂછે છે. અને ભગવાન જવાબ આપે છે

આપણે જાણીએ છીએ ' **प्रयोजनमनुदिश्य मन्दोऽपि न प्रवर्त्तते** " પ્રયોજન વિના મૂર્ખ માણસ પણ પ્રવૃત્તિ કરતો નથી. તો પછી દિવ્યજ્ઞાનીઓની આ પ્રવૃત્તિ માટે કયો આશય હશે ? જેથી સહજ બુદ્ધિ ગમ્ય પણ પ્રશ્ન કર્યો અને જવાબ અપાયો માટે સૌથી પહેલા જાણવુ જોઈએ કે સંસારવર્તી બધા જીવો એક સરખા નથી હોતા. સ્કૂલમાં જેમ જુદા જુદા વર્ગો હોય છે, તેમ કોઈ જીવોને જ્ઞાનાવરણીય કર્મ વધારે હોય છે તો બીજાને મોહનીય કર્મની તીવ્રતા વધારે હોય છે. ત્યારે ત્રીજાને વેદનીય કર્મ વધારે હોય છે અને ચોથાને અંતરાય નડતો હોય છે તેથી એક જીવને કોઈ પણ વાત સમજવામા વાર લાગે છે. બીજાને આચરવામા વાર લાગે છે. ત્રીજો વેદનીય વશ આચરી શકતો નથી અને ચોથાને અતરાગો નડ્યા જ કરે છે. તેથી જ પ્રશ્નો સુગમ હોવા છતાં પણ ભગવાન પૂછાયેલા પ્રશ્નનો તે જ રીતે જવાબ આપે છે. સમવસરણમાં -પ્રાય -કરીને અપુનર્બંધક જીવ અને ભવ્ય જીવજ અથવા તો આ અવસ્થાને પ્રાપ્ત કરવાની તૈયારીવાલા જીવોજ ખાસ કરીને આવે છે. જે વ્રતોને ગ્રહણ કરી, પાળી, આરાધીને મોક્ષ સન્મુખ બને છે. છતા પણ પરિગ્રહની માત્રા જીવમાત્રને પોતાની તરફ આકર્ષે છે અને વ્રતધારી બનવા છતા પણ પ્રકારાન્તરે પરિગ્રહ ભેગો કરવા માટે લલચાય છે.

પરિગ્રહ માત્ર દ્રવ્યથી જીવહિંસા છે, જે આત્મ-પરિણામોમા ભાવહિંસાને ઉત્તેજિત કર્યા વિના રહેતી નથી કારણકે પદાર્થ માત્રની ઉત્પત્તિમાં જીવહિંસા રહેલી છે

પુણ્ય કર્મીઓના ભોગવટામાં આવનારી બધીએ વસ્તુઓ હિંસોત્પાદક જ હોય છે. હિંસા વિના એક પણ પદાર્થ બનતો નથી. અને બનેલો પદાર્થ અથવા તેનો સહવાસ જીવમાત્રના પરિણામમાં રાગ અથવા દ્વેષ લાવ્યા વિના રહેતો નથી માટેજ તીર્થંકર દેવો સર્વથા નિષ્પરિગ્રહી હોય છે. યાવત્ કાયાની માયા પણ સર્વથા છોડી દેનારા હોય છે. આવા તીર્થંકર દેવોના અનુયાયિઓ પણ નિષ્પરિગ્રહી કે અલ્પપરિગ્રહી હોય અને સર્વથા અનિવાર્યરૂપે પરિગ્રહી હોય તે ઈચ્છનીય છે.

તેથીજ જૈનધર્મ માનવમાત્રને કલ્યાણના પથે પ્રસ્થાન કરાવી સિદ્ધશિલા પ્રાપ્ત કરાવવામા અજોડ છે. આવો ઉત્કૃષ્ટતમ જૈનધર્મ મુનિરાજોને માટે સર્વથા અપરિગ્રહ ધર્મની અને ગૃહસ્થોને માટે પરિગ્રહ પરિમાણ વ્રતની પ્રતિપાદના કરે છે જેથી જીવ સિદ્ધિસોપાન ઉપર ચડી નિકટ ભવોમા મોક્ષગામી બને છે.

જ્યાંસુધી માણસ પાસે પરિગ્રહ છે, ત્યાંસુધી તે હિંસક છે કેમકે કપડા, ભોજન પાણીથી લઈને ચશ્મા, ઘડીઆળ, કામળી, ફાઉન્ટનપેન, આદિ પદાર્થોમા તે તે જીવોની હત્યા ચોક્કસરૂપે નિર્ણીત છે

વસ્તુઓની ખરીદી કરનાર માણસો હોય તોજ દુકાનદાર પોતાની દુકાન ચલાવે છે અને દુકાનદાર (વેચનાર) હશે તોજ પદાર્થોનું ઉત્પાદન થશે એટલે ઉત્પાદક કપડા, ઘડા, ધાબળા, ચશ્મા, ઘડીયાળ, ફાઉન્ટનપેન વગેરે ચીજો ત્યારેજ બનાવશે જ્યારે તે માલ બજારમાં ખપતો હોય છે.

જે જીવોને જૈનધર્મ મલ્યો નથી, તેમની વાત જવા દઈએ, પણ જૈનધર્મની આરાધના કરનાર વ્રતધારી શ્રાવક-શ્રાવિકાને

લઈને જો વાત કરવી હોય તો તેમને વ્રત પાળવા માટે દીપાવવા માટે, આશ્રવનો માર્ગ ત્યાગ કરવા માટે તેમજ સંવર, નિર્જરા અને મોક્ષ માર્ગ મેળવવા માટે પરિગ્રહનો જેમ બને તેમ ત્યાગ કર્યા વિના છૂટકારો નથી. કેમકે પરિગ્રહમાં નીચે પ્રમાણે દોષો સંગ્રહાયેલા છે.

(૧) શાન્તિ–સમાધિ અને સમતાભાવનો કટ્ટર વૈરી પરિગ્રહ છે.

(૨) ધૈર્યવૃત્તિને નાશ કરવા માટે પણ પરિગ્રહ મુખ્ય કારણ છે. ધૈર્યવૃત્તિ વિના મહાવ્રતોની પાલના અશકય છે.

(૩) મોહકર્મને વિશ્રાન્તિ લેવા માટેનુ સ્થાન પરિગ્રહ છે.

(૪) અઢારે પાપોને અને પાપની ભાવનાને ભડકાવી મૂકનાર પરિગ્રહ છે.

(૫) આધિ–વ્યાધિ અને ઉપાધિનો સહચારી પરિગ્રહ છે.

(૬) આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન પરિગ્રહને આભારી છે.

(૭) માનસિક જીવનમાં ચંચલતા વધારનાર આ પરિગ્રહ છે. કેમકે પરિગ્રહ કામોત્પાદક છે અને કામદેવના નશા વિના ચંચલતા હોતી નથી.

(૮) અહંકારની માત્રાને વધારી મૂકનાર પરિગ્રહ છે

(૯) શોક–સંતાપનું મૂળકારણ પરિગ્રહ છે

(૧૦) ક્લેશ–કંકાસ–વૈર–અબોલા વગેરે દોષોનો ઉત્પાદક પરિગ્રહ છે.

(૧૧) ત્યાગીઓને સંપૂર્ણ પ્રકારે છોડવા લાયક બાહ્ય અને આભ્યન્તર પરિગ્રહ જ છે.

આ પ્રમાણે ઉપરના કારણોને લઈને આપણે સહજ સમજી શકીએ છીએ કે–મહાવીર સ્વામીનો "નિષ્પરિગ્રહી ધર્મ" શા માટે ઉપયોગી છે.

હવે મહાવીર સ્વામીના અનુયાયી ગૃહસ્થાશ્રમિઓને માટે પણ વિચારી લઈએ, **"गृहे तिष्ठतीति गृहस्थ· गृहिणी गृहमुच्यते"** અર્થાત્ ધર્મપત્નીનો પરિગ્રહ સ્વીકાર્યા પછી બીજા પરિગ્રહોની પણ આવશ્યકતા અનિવાર્ય છે

## ગૃહસ્થાશ્રમીને

કોઈપણ વ્યાપાર-વ્યવહાર-ભોજન-કપડા, હાટહવેલી, લગ્ન પ્રસગ, જન્મ પ્રસગ, કે મરણ પ્રસંગો ગૃહસ્થને આચર્યા સિવાય છુટકારો નથી, કેમકે તે કાર્યો સર્વથા અનિવાર્ય છે પણ નિરર્થક પાપ, ઢગલાબધ પાપ કરાવે તેવા વ્યાપાર, વ્યવહારને તો મહાવીરના ધર્મ પ્રત્યે શ્રદ્ધાલુ શ્રાવકને પણ છોડવાના રહેશે જેમકે ૧૫ કર્માદાન, ૨૨ અભક્ષ્ય, ૩૨ અનતકાય (કંદમૂળ) આદિ જેમ બને તેમ જાણીને, સમજીને, અને ગુરૂઓ પાસે ધારી લઇને છોડી દેવા જોઈએ.

## જીવતા ઢોરનું ચામડું

તો એ પણ આજકાલના વ્યવહારમા આવતી ચીજો ઉપર વિચાર કરવો યોગ્ય છે યદ્યપિ ગૃહસ્થને ચામડાનો ઉપયોગ ઘણા પ્રસગોમાં નિશ્ચિત છે, તથાપિ મરેલા જાનવરનુ ચામડુ હોય ત્યાં સુધી વાધો નથી પણ જીવતા જાનવરોને મારીને ઉત્પાદિત નરમ-મુલાયમ ચામડાના પદાર્થો જેવા કે બુટ, હેન્ડબેગ, મનીબેગ, ચામડાનો બિસ્તર (બેડ) ઘડીઆળ, કમર અને ટોપીના પટા, નરમ ચામડાના બનેલા બ્લાઉઝ, કોટ વગેરે વાપરવાની વસ્તુઓ ત્યાજ્ય જ છે અને મહાવીરસ્વામીના શ્રાવક-શ્રાવિકાને માટે તો અવશ્ય ત્યાજ્ય છે, કેમકે આ ચામડાની ઉત્પત્તિ આ પ્રમાણે થાય છે

જીવતી ગાયોને એક લાઇનમા ઉભી રાખવામા આવે છે. અને તેના પગ લોખડના થાભલાઓ સાથે બાધ્યા પછી તેમના

ઉપર ગરમાગરમ પાણી રેડવામા આવે છે. અને નેતરની નાની સોટીથી ધીમે હાથે ટીપવામા આવે છે, ત્યાર પછી ગાયનું ચામડું તેમના માંસથી ઉપસી જાય છે, ફરીથી ગરમ પાણી રેડાય છે અને પાછું ટીપવામાં આવે છે. પછીથી મશીનદ્વારા ચામડું આખું ને આખુ કાઢી લેવામાં આવે છે. જીવતા જાનવરનું આ ચામડું મુલાયમ હોવાના કારણે તેમાંથી બનેલા પદાર્થો પણ નરમ હોય છે અને આપણી ચામડાની આંખને સારા લાગે છે.

નાની ઉમરની ગાયોને આ પ્રમાણે રીબાવીને જે ચામડું કઢાય છે. તે વધારે નરમ હોય છે

વાછરડાઓનુ ચામડું તેનાથી પણ વધારે નરમ હોય છે અને ગર્ભગત વાછરડાનું ચામડું સૌથી વધારે નરમ હોય છે. આજકાલ આ ચામડાનો વપરાશ વધારે પડતો થયો છે. જે મહાહિંસક તથા નિર્ધ્વંસ પરિણામોનો ઉત્પાદક હોવાના કારણ વીતરાગ પરમાત્માની પૂજા કરનારા, સોના ચાંદીના વરખથી પ્રભુની અંગરચના કરનારા, સામાયિક, પ્રતિક્રમણ કરનારા ભાગ્યશાલિઓએ કોઈ કાળે પણ ઉપરના પદાર્થો વાપરવા ન જોઈએ

## રેશમી વસ્ત્ર ત્યાજ્ય છે

તેવી જ રીતે ગૃહસ્થને માટે વસ્ત્રનુ પરિધાન અનિવાર્ય છે, તો પણ રેશમનું વસ્ત્ર સર્વથા ત્યાજ્ય એટલા માટે છે કે તે વસ્ત્ર ત્રસ જીવોની હત્યા વિના બનતું નથી. જ્યારે સુતરાઉ વસ્ત્રમાં એકેન્દ્રિય જીવોનો ઉપયોગ થાય છે. ગૃહસ્થમાત્ર એકેન્દ્રિય (સ્થાવર) જીવોની હત્યા છોડી શકતો નથી કેમકે હરહાલતમાં ગૃહસ્થાશ્રમને સુચારૂરૂપે ચલાવવા માટે તે અનિવાર્ય છે. જ્યારે ત્રસ જીવોની હત્યાથી બનેલું રેશમી વસ્ત્ર સર્વથા ત્યાજ્ય એટલા માટે છે કે

ત્રસ જીવોનો નાશ કર્યા પછીજ બનેલુ રેશમી વસ્ત્ર નિર્ધ્વંસ પરિણામોને નોતરે છે જે ધીરેધીરે આત્માને પણ કઠોર તથા નિર્દયી બનાવે છે. પૂજા માટે કરાતી સ્નાનની વિધિઓ પણ જ્યારે અહિંસક અને નિર્દોષ બતાવવામા આવી છે તો પછી ત્રસ જીવોની હત્યાથી બનેલા વસ્ત્રોનુ પરિધાન જૈનાચાર્યોને સમ્મત હોઈ શકેજ નહી.

થોડોક વિવેક રાખીએ અને વિવેકથી વિચારીએ તો યદ્યપિ જીવહત્યા પાપજ છે તો પણ ગૃહસ્થને કે સાધુને અનિવાર્ય રૂપે પણ તે પદાર્થોનો ઉપયોગ કર્યા વિના ચાલી શકે તેમ નથી છતાં પણ અહિંસક થવાનો દાવો કરનાર ભાગ્યશાળી એકેન્દ્રિય જીવોથી ઉત્પાદિત પદાર્થોનો ત્યાગ કરીને જ્યારે ત્રસ જીવોની હત્યાથી જ બનતા વસ્ત્ર માટે આગ્રહ રાખે છે, મમત્વ રાખે છે, અને તેમાથી ભાવશુદ્ધિ થતાં, પ્રભુપૂજામા આનન્દ આવે છે એવા ખ્યાલાતો પ્રત્યે આસક્તિ રાખે છે, ત્યારે કહેવું જોઇએ કે તે ભાઈ જૈનધર્મના મર્મને સમજી શકયા પણ નથી.

વીતરાગની પૂજા અહિંસક બનવાને માટેજ હોય છે. કેમકે વીતરાગ દેવ સ્વય સપૂર્ણ અહિંસક છે. માટે ત્રસ જીવોના વધથી બનેલું રેશમી વસ્ત્ર જેમ ત્યાજ્ય છે, તેવી જ રીતે વનસ્પતિથી બનેલુ બનાવટી રેશમનુ વસ્ત્ર પણ એટલા માટેજ ત્યાજ્ય છે કે તેનાથી ઇન્દ્રિયોની ગુલામી વધે છે જે ભાવહિંસા છે આ બધા સાર્થક કારણોને લઈને જૈનધર્મના અનુયાયીઓ અહિંસક બનવા માટે તથા ઇન્દ્રિયોને સ્વાધીન કરવા માટેજ પ્રયત્નશીલ બને જે મોક્ષ મેળવવા માટેની ટ્રેનિગ છે.

પ્રશ્નોત્તરનો સારાશ એટલોજ છે કે પરિગ્રહની મમતા-માયા ધીમે ધીમે છોડતા જવું અન્યથા ઇન્દ્રિયોની ગુલામી વધશે.

## લવણસમુદ્રનો વિષ્કંભ

લવણસમુદ્રનો ચક્રવાલ વિષ્કંભ બે લાખ યોજનનો છે અને તેનો ઘેરાવો પંદર લાખ, એકાશીહજાર, ઓગણચાલીસ સો યોજનથી કંઈક વધારે છે. 卐 ૫૮

---

કષાયોની વૃદ્ધિ થશે, માનસિક પરિણામ ખરાબ રહેશે, શુદ્ધ અને શુભ ભાવના વિનાનુ મન રહેશે આત્માના પરિણામોમાં જૈનત્વની ચમક આવશે નહી પરિણામે દુર્ગતિના ભાજન બનશે

卐 ૫૮. લવણસમુદ્રનો આકાર ગોતીર્થ, નૌકા, છીપના સપુટ, અશ્વસ્કધ જેવો છે. તેનો ચક્રવાલ-વિષ્કભ બે લાખ યોજનનો છે, પદર લાખ, એકયાંશી હજાર અને એકસોઓગણ-ચાલીશ યોજન ઉપરાંત થોડો ઘણો વધારે ઓછો પરિક્ષેપ છે. એક હજાર યોજન ઉદ્દ્વેધ છે અને સોલહજાર યોજન ઉત્સેધ છે અને સત્તરહજાર યોજન સર્વાગ્ર છે. તો આવડો મોટો લવણસમુદ્ર જમ્બૂદ્રીપને ડુબાડતો કેમ નથી? અર્થાત્ ભરતીવડે જમ્બૂદ્રીપને પણ પ્લાવિત કરી શકવા માટે સમર્થ હોવા છતાં તેમ શા માટે નથી કરતો?

## અરિહંતોનો પ્રભાવ

આના જવાબમાં ભગવાને ફરમાવ્યુ છે કે, આ દ્રીપમાં આવેલા ભરત અને ઐરવત ક્ષેત્રોમા અરિહંતો, ચક્રવર્તિઓ, બળદેવો, વાસુદેવો, ચારણમુનિઓ, વિદ્યાધરો, શ્રમણો, શ્રમણિઓ, શ્રાવકો-શ્રાવિકાઓ અને એક ધર્મવાળા મનુષ્યો રહે છે " જેઓ સ્વભાવે ભદ્ર, વિનીત અને ઉપશાન્ત હોય છે. ક્રોધાદિ કષાયો તેમના મન્દ હોય છે. જેઓ સરળ અને કોમળ હોય છે તથા જિતેન્દ્રિય, ભદ્ર અને નમ્ર હોય છે. તેવા મહાપુરુષોના પ્રભાવથી લવણસમુદ્ર આ દ્રીપને ડુબાડતો નથી (જીવાભિગમ સૂત્ર પૃષ્ઠ ૩૨૮)

જીવમાત્રને યથાયોગ્ય અનંત દુઃખોથી ભરેલા સંસારમાંથી બહાર કાઢીને અનંત સુખો પ્રત્યે પ્રસ્થાન કરાવવા માટે સંપૂર્ણ અને સશક્ત જૈનશાસનને માન્ય અરિહંતો, ચક્રવર્તિઓ, બળદેવો, વાસુદેવો. જે આ ભવમાં અને ત્રીજા ભવમાં અવશ્યમેવ. મોક્ષે જનારા હોય છે, એ પુણ્યપુરુષો અત્યન્ત દયાપૂર્ણ હોવાથી તેમનું સંપૂર્ણ જીવન બીજા જીવોના હિતને માટે જ હોય છે. સર્વે જીવે દયાધર્મને પામનારા થાય, કામ ક્રોધને નાશ કરનારા થાય. અને પોતાની અનંત શક્તિનો વિકાસ સાધનારા થાય એ પ્રમાણેની ભાવદયાથી ભરેલા અરિહંત દેવોનું નામ-ઉચ્ચારણ પણ જીવરાશિના પાપોને નાશ કરે છે. તેમનુ શરીર (મૂર્તિ) પણ ઘણા જીવોને શાન્તિ અને સમાધિ આપે છે. તેમનો જન્મ સંસારવર્તી પ્રાણીઓનાં રોગ-શોક-સંતાપ-દુઃખ, દારિદ્રય, વૈર તથા ઝેરને નાશ કરાવીને સૌને અલૌકિક પ્રકાશ દેખાડે છે”

જ્યારે ચક્રવર્તિઓ, વાસુદેવો, બળદેવો પણ 'જૈનત્વ'ને પૂર્ણરૂપે સ્પર્શેલા હોવાથી સંસારમાં અહિંસા તથા દયાધર્મનો પ્રચાર પોતાની શક્તિવડે કરનારા હોવાથી શાન્તિને પ્રવર્તનારા હોય છે. સંયમ તથા તપશ્ચર્યાની આરાધનાવડે લબ્ધિવંત ચારણ મુનિઓનુ જીવન કલ્યાણકારીજ હોય છે

મુનિધર્મની આરાધના કરનારા શ્રમણો અને શ્રમણિઓ સદૈવ પરહિતમાં તત્પરજ હોય છે, કેમકે તેમના પોતાના જીવનમા સંપૂર્ણ જીવરાશિ સાથે મૈત્રીભાવજ હોય છે શ્રાવક અને શ્રાવિકાઓ પણ માર્ગાનુસારીના ૩૫ ગુણો તથા શ્રાવક ધર્મના ૨૧ ગુણોને પોતાના જીવનમા આચરનારા હોવાથી બીજા જીવો સાથે દયાભાવ-વાળા હોય છે અને રાતદિવસ પરમાત્માના ભજનમાં રત હોય છે. ૫૬ અન્તર્દ્વીપ અને ૩૦ અકર્મભૂમિ તથા દેવકુરૂ અને ઉત્તરકુરૂના

## જીવોના આયુષ્ય

આ પ્રકરણમાં એક સમયે આ ભવ પરભવનું આયુષ્ય જીવ બાંધે કે કેમ? તેમજ નૈરયિકાદિ અને આયુષ્ય સંબંધી હકીકત છે. સાર આ છે :—

એક જીવ એક સમયે એક જ આયુષ્યને અનુભવે છે. તે આ ભવનું આયુષ્ય અનુભવે છે અથવા પરભવનું આયુષ્ય અનુભવે છે. જે વખતે આ ભવનું આયુષ્ય અનુભવે છે તે વખતે પરભવનું આયુષ્ય ન અનુભવે. અને જે વખતે પરભવનું આયુષ્ય અનુભવે તે વખતે આ ભવનું આયુષ્ય ન અનુભવે. વળી આ ભવના આયુષ્યને વેદવાથી પરભવનું આયુગ્ય વેદાતું નથી. અને પરભવના આયુષ્યને વેદવાથી આ ભવનું આયુષ્ય વેદાતું નથી.

નરકે જવાને યોગ્ય જીવ અહિંથી આયુષ્ય સહિત થઇને જ નરકે જાય, પણ આયુષ્ય વિનાનો ન જાય. એ આયુગ્ય પૂર્વભવમાં બાંધ્યું હોય છે અને તે આયુષ્ય સંબંધી આચરણો પૂર્વભવમાં આચર્યાં હોય છે.

---

યુગલિકો પણ ક્રોધ કપાય વિનાના, પ્રકૃતિથી ભદ્રક હોય છે. માટે આ બધા મહાપુરૂષોના પ્રભાવથીજ લવણસમુદ્ર મર્યાદામાં રહીને કોઈને પણ પીડા કરતો નથી તથા ભરતક્ષેત્ર, અને વૈતાઢ્યપર્વત, ક્ષુલ્લહિમવાન, શિખરિણી વગેરે પર્વતોના અધિપતિ દેવતાઓના પ્રભાવથી પણ લવણસમુદ્ર મર્યાદામા રહે છે

આ સમુદ્રમા પાતાલકળશા હોવાના કારણે ભરતી સમયે પાણી જે ઉછાળા મારે છે તે ઉપર લખેલા મહાપુરુષોના પુણ્ય પ્રભાવથી દેવતાઓ તે ભરતીના પાણીને મર્યાદામાં રાખે છે. તેથી જમ્બૂદ્વીપ ને લવણસમુદ્ર કોઈ પણ જાતની હાનિ કરતો નથી

જે જીવ જે યોનિમાં ઉપજવાને યોગ્ય હોય, તે જીવ તે યોનિ સંબંધી આયુષ્ય બાંધે છે. 卐 ૫૯

卐 ૫૯. રમતના મેદાનમા ફૂટબોલની જેમ આ જીવાત્મા ચારે ગતિરૂપ સસારમા એક ક્ષણને માટે પણ સ્થિર નથી. પ્રતિ સમયે તેના અધ્યવસાયો બદલાતા રહેવાના કારણે સતત કર્મોને કરનાર અને તે કર્મોને લઇને ભવભ્રમણ કરનાર આ જીવ પોતાનો ચાલુ ભવ છોડતા પહેલાં નવા અવતારને ગ્રહણ કરવા માટે આયુષ્ય કર્મને બાંધ્યા પછી મૃત્યુ પામે છે

"યમરાજ મૃત્યુ સમયે આવે છે અને જીવાત્માને પકડીને, બાંધીને જીવના કરેલા કર્મોને અનુસારે બીજી યોનિમા પટકી દે છે."

આ વાતને જૈન શાસન એટલા માટે માન્ય કરતુ નથી કેમકે :-

## આયુષ્ય કર્મ જ ભવાન્તરનું કારણ છે

જીવ પોતે જ અનતશક્તિનો માલિક હોવાથી પોતાના કર્મોને લઈને પોતે જ ભવભવાન્તર કરવા સમર્થ છે.

તીવ્રતમ શુભાશુભ લેશ્યાઓમા પ્રવર્તમાન જીવ જે ભાવોમા રહે છે તે ભાવના અનુસારે આવતો ભવ નક્કી થાય છે, અને કર્મરાજાની બેડિઓમા જકડાઈ ગયેલો જીવ તે ભવમા જાય છે. અર્થાત્ આવતા ભવને મેળવવા માટે આ ચાલુ ભવમા જ આયુષ્ય કર્મ બાધવાની ફરજ પડે છે, અને મરણ પામ્યા પછી ત્યાં જ જન્મ લેવો પડે છે. તથા શુભાશુભ કર્મોને ભોગવવા જ પડે છે. મોક્ષ અવસ્થા મેળવવા માટેની કાળ લબ્ધિ અને પોતાના સબળ પુરુષાર્થ વડે મેળવેલી ભાવલબ્ધિ જ્યા સુધી આ જીવાત્માને પ્રાપ્ત નથી થતી ત્યા સુધી ઘણા જ ચિકણા, લાબી સ્થિતિવાલા અને કટુ, કટુતર અને કટુતમ રસથી પૂર્ણ કર્મોને બાધે છે અને ભવાન્તરમા ભોગવે છે

ચાર શેર વજન પ્રમાણ લીમડાના રસમાં જે કટુતા હોય છે તેના કરતા પણ એજ ચાર શેર રસને ચૂલા ઉપર મૂકીને ઉકાલતાં જ્યારે બે શેર રસ શેષ રહે છે ત્યારે તેમાં કડવાશ વધે છે, વળી એક શેર રસ શેષ રહેતાં તે કડવાશમા વધારો થાય છે.

તેવી રીતે અત્યન્ત તીવ્ર મોહ માયા–વૈર અને ભયંકર ઝનૂનમાં ચઢી ગયેલો જીવ હત્યા, જૂઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહનું પાપ કર્યા પછી પણ હરખાય છે, અને કરેલા પાપ કર્મોની પ્રશંસા કરે છે, કૃષ્ણ લેશ્યામાં એટલો બધો વધારો થવા દે છે કે જેને લઇને આ જીવ ભયંકરમાં ભયંકર અશુભ, અશુભતર અને અશુભતમ કર્મોનું બંધન કરે છે, જેમ શિકાર કર્મને માટે ધનુષ્ય-બાણ લઈને વનમાં ગયેલો શિકારી હરણ ઉપર બાણ ફેંકે છે અને તે બાણ ગર્ભવતી હરણીના પેટ પર પડતાં જ તેનુ પેટ ચિરાય છે, અને તેનો ગર્ભ નીચે પડે છે તે સમયે શિકારી ત્યાં આવીને પોતાની શૂરવીરતાની આ પ્રમાણે પ્રશંસા કરે છે કે "જોયુ મારૂં બાહુબળ, એક જ બાણથી બે જીવોને મોતના મુખમાં ધકેલી દીધા છે.

જોઈ મારી બોલવાની ચાલાકી, "એવી સરસ સાક્ષી આપી છે કે જેનાથી મારા સામાવાલા શત્રુને કારાવાસમાં જવુ પડ્યુ" "મારી મોહજાલમાં ફસાયેલી આ સ્ત્રીને છોડાવવા માટે તેનો પતિ પણ વચમાં આવશે તો તલવારથી એક ઘાએ બે ટૂકડા કરીને તેને મૃત્યુના દ્વારે પહોંચાડી દઇશ"

આ પ્રમાણે પાપ કર્મની લેશ્યા વધે છે અને દુર્ગતિ માટેનું કર્મ બાંધે છે

એજ પ્રકારે ચાર શેર વજન પ્રમાણ શેલડીના રસમાં જે મધુરતા હોય છે તેના કરતાં પણ તે રસને ચૂલા ઉપર મૂકીને

જ્યારે ઉકાળવામાં આવે છે અને બે શેર જેટલો રસ શેષ રહેતા તેમાં મધુરતા વધે છે, અને ત્રણ શેર પાણી બળ્યા પછી એક શેર શેષ રહેલા રસમાં પહેલા કરતાં મધુરતા ઘણીજ વધી જાય છે. તેમ પાપવશ અશુભ કર્મને કર્યા પછી જે જીવાત્માની લેશ્યામાં આ પ્રમાણે બદલો આવે છે કે અરેરે! મને આ દુર્બુદ્ધિ ક્યાથી સૂઝી? મે આ જીવને શા માટે માર્યો? જુઠી સાક્ષી દેવાની મને શી જરૂર હતી? પરસ્ત્રી તો માતા જેવી હોય છે ત્યારે મે આ શુ કરી નાખ્યુ? ઈત્યાદિક શુભ ભાવના થતાંજ એ જીવની લેશ્યાઓ શુભતર બને છે પહેલાના બાંધેલા અશુભ કર્મોને ખપાવીને શુભ કર્મો ઉપાર્જન કરે છે, અને સત્કર્મોમા રૂચિવાલો થઈને અસત્કર્મોના સ્થાનથી હમેશાને માટે ડરતો રહે છે તથા શુભ કર્મોનો સંચય કરીને સદ્‌ગતિને મેળવે છે હવે ચારે ગતિઓમા ભવભવાન્તર કરતો જીવ ચાલુ ભવમા કેવા કેવા કર્મો કરે છે તે જોઈએ

## ચારે ગતિના કારણ

નરક ગતિ માટે યોગ્યતા મેળવનારો જીવ

મદમત્સર લોભી અતિ વિષયી જીવતણો હણનાર. સાભલ વિશરામી.

મહારંભી મિથ્યાત્વી રૌદ્રી ચોરીનો કરનાર. સાં૦

ઘાતક જીન અણગાર, સાં૦ વ્રતનો ભંજનહાર. સાં૦

મદિરા માંસ આહાર. સાં૦

ભોજન નિશિ અંધાર સાં૦ ગુણી નિંદાનો ઢાલ, સાં૦

લેશ્યાધુર અધિકાર. સાં૦

નારકીમા અવતાર સાં૦ એ લક્ષણ નિરધાર સાં૦

અવગુણનો નહી પાર સા૦

(વીરવિજયજી કૃત આયુષ્ય કર્મની સાતમી પૂજા)

તિર્યંચગતિને માટે યોગ્યતા મેળવનારો જીવ.

અજ્ઞાની, શિયલરહિત, પરવંચક મિથ્યોપદેશ, કૂટતોલ કૂટમાન, કુકર્મની ભાષા બોલનાર, ઉત્તમ વસ્તુમા હલકી વસ્તુનુ સેળભેળ કરીને વેચનાર, માયા કપટ કરનાર, ખોટી સાક્ષી દેનાર, ચોરી કરનાર, આર્તધ્યાન કરનાર, અવિવેકી, બીજાને ખોટા કલક દેનાર, નીલ અને કાપોત લેશ્યાનો માલિક. (વીરવિજયજી કૃત પૂજાની પાચમી ઢાલ)

મનુષ્યગતિને માટે યોગ્યતા મેળવનાર જીવ

વિવેકપૂર્વક જિનરાજની પુષ્પ પૂજા કરનાર, વ્રતધારી પ ડિતોનો સસર્ગ કરનાર, સત્શાસ્ત્રને ભણનાર, ન્યાયનીતિવાન્, ન્યાયસપન્ન વિભવવાળો ઉપયોગપૂર્વક રહેનાર, મુનિરાજોને દાન આપનાર, ભદ્રિક પરિણામી, આરભનો ત્યાગી, પરનિંદાનો ત્યાગી, પરોપકારી, માણસ મનુષ્ય અવતારને પામે છે (વીરવિજયજી કૃત પૂજાની ત્રીજી ઢાલ)

દેવગતિને માટે યોગ્યતા મેળવનાર જીવ

વીતરાગ પ્રભુની શ્રદ્ધાપૂર્વક જલપૂજા કરનાર, નાની મોટી આશાતનાનો ત્યાગી, પરમાત્માનો પૂજક, સમતા પ્રધાન, શોક સતાપના સ્થાનોનો ત્યાગી, સાધુસાધ્વીને ભાતપાણી આપનાર, ગુણીજન ઉપર રાગવાન્, વ્રતોને લઇને પાલનારો, સમ્યક્ત્વને દીપાવનારો, યતનાપૂર્વક રહેનારો, અનુકપા રાખનારો, ગુરુવન્દન ત્રણે કાળ કરનાર, પચાગ્નિ સાધનાર, બાલ તપસ્વી વગેરે જીવો દેવગતિને માટે યોગ્ય છે આ પ્રમાણેનુ આયુષ્ય બાધ્યા પછી જ પોતાનો ચાલુ ભવ સમાપ્ત કરીને બીજા અવતારને આ જીવાત્મા પામે છે

નરકગતિનુ આયુષ્ય બાધ્યા પછી યથાયોગ્ય સાતે નરકમાંથી ગમે તે નરકે જશે

તિર્યંચનુ આયુષ્ય બાધ્યા પછી યથાયોગ્ય એકેન્દ્રિય, બેઈન્દ્રિય, ત્રેઈન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પચેન્દ્રિય તિર્યંચમાથી ગમે ત્યાં જશે દેવગતિનુ આયુષ્ય બાંધ્યા પછી યથાયોગ્ય ચારે નિકાયોમા જશે. મનુષ્યનુ આયુષ્ય બાધ્યા પછી સમૂચ્છિંમ અથવા ગર્ભ જ મનુષ્ય અવતારને પામશે

## મનુષ્ય અને તિર્યંચનો જન્મ બે પ્રકારે

૧ ગર્ભ જ ... ૨ સમ્મૂચ્છિંમ.

પહેલા પ્રકારના જન્મમા ગર્ભની આવશ્યકતા અવશ્ય રહે છે. એટલે માતાપિતાના તથા નરમાદાના મૈથુન કર્મને લઇને મિશ્રિત થયેલા શુક્ર-શોણિતમા જીવ જ્યારે ગર્ભમા આવે છે અને વૃદ્ધિ પ્રાપ્ત કરીને યથાયોગ્ય સમયે જન્મ લે છે તે ગર્ભજ કહેવાય છે. આ એક પ્રાકૃતિક નિયમ છે તે અનુસારે તીર્થંકર પરમાત્માઓ વાસુદેવો ચક્રવર્તિઓ વગેરેને જન્મ લેવા માટે આ જ પ્રકાર છે. આનો અર્થ એ થાય છે કે-આ પ્રાકૃતિક નિયમ વિરુદ્ધ કોઈનો પણ જન્મ થઈ શકતો નથી

" અમુકના વીર્યકણો વૈકારિકભાવથી સ્ખલિત થઇને ધૂલ ભેગા મલ્યા અને તેમાથી ઘણા મનુષ્યો જન્મ્યા " તે બધી પ્રકૃતિથી વિરુદ્ધ વાતો જૈનશાસનને માન્ય નથી

## ગર્ભજ જીવોના ત્રણ પ્રકાર

૧. જરાયુજ ૨ અડજ ૩ પોતજ

ગર્ભમાં આવતા જ જીવ આહાર પર્યાપ્તિ દ્વારા આહારને

ગ્રહણ કરે છે પછી અનુક્રમે શરીર, ઈન્દ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા અને મનનુ નિર્માણ સ્વત કરે છે, અને નવમહિનાની અવધિ પૂરી કરીને જીવ જન્મે છે

કુક્ષિમા રહેલા જીવને ચારે બાજુ 'જરાયુ' વીંટાયેલુ હોવાના કારણે જરાયુજ કહેવાય છે

૧ જરાયુ–એટલે લોહીનું બનેલું 'જાલુ'. તેમાં જીવ રહે છે. અને પોષણ પામે છે અને જરાયુ સાથે જ બહાર આવે છે પછી નાલછેદની ક્રિયા થયા પછી તે જીવ જરાયુથી છૂટો થાય છે. મનુષ્ય, ગાય, ભેસ, બળદ, બકરી, ઘેટુ, ઘોડો, ગધેડો, ઊંટ, હરણ, ચમરીગાય, ભૂડ (કુક્કર) નીલગાય, સિંહ, વાઘ, રીંછ, ગેડો, કુતરૂં, શિયાળ, બીલાડી આદિ જીવો જરાયુ જ હોય છે

૨ અડજ એટલે માતા પિતાના રજવીર્યથી નખની ચામડીની જેમ કઠીન બનેલાને અડ (ઈંડુ) કહેવાય છે તે ફૂટયા પછી તેમાથી જે જીવો જન્મે છે તે અડજ હોય છે સર્પ, ઘો, કાછેડો, ગરોલી, માછલી, કાચબો, મગર, આદિ જીવો તથા ચર્મ-પાંખવાલા પખીઓમાં હસ, પોપટ, ગીધ, બાજ, કબૂતર, કાગડો, મોર, ટીંટોડી, બગલો, બતક આદિ જીવો અડજ હોય છે.

૩. પોતજ એટલે શરીરની રચના પૂર્ણ થયા પછી જીવોને ચાલવા ફરવાની શક્તિ પ્રાપ્ત થાય છે તે પોતજ કહેવાય છે. જેમાં–હાથી, સસલુ, નોળિયો, ઉદર તથા ચર્મપક્ષવાલા વલ્ગુલીયો ભારડપક્ષી આદિ જીવોનો સમાવેશ થાય છે.

સમૂર્ચ્છિમ–એટલે જેમાં પૃથ્વીકાય, અપૂકાય, અગ્નિકાય, વાયુકાય, વનસ્પતિકાય, વિકલેન્દ્રિય એટલે ચારે ઈન્દ્રિયો સુધીના બધાએ જીવો સમૂર્ચ્છિમ જ હોય છે.

## શબ્દ

આ પ્રકરણમાં શબ્દો સંબંધી, છદ્મસ્થ અને કેવલીના હસવા અને ઉંઘવા સંબંધી, ગર્ભાપહરણ સંબંધી, અતિમુકતકની સિદ્ધિ સંબંધી, બે દેવોના મૌન પ્રશ્ન સંબંધી, દેવોની સંયતાસંયતપણા સંબંધી, તેમજ દેવોની ભાષા સંબંધી, કેવલીના જ્ઞાનસંબંધી, દેવોના જ્ઞાન સંબંધી અને ચૌદપૂર્વીની શક્તિ સંબંધી પ્રશ્નોત્તરો છે. સારાંશ આ છે.

છદ્મસ્થ મનુષ્ય વગાડવામાં આવતા તમામ પ્રકારના શબ્દોને સાંભળે છે. (અહિં એ શબ્દો કોના કોના ?) તે સબંધી કેટલાક નામો મૂળમાં આવ્યાં છે. શંખ, સિંગ, (રણસિંગુ), સંખિયત (શંખલી), ખરમુહી (ડાહુલી), પોયા, પરિપિરિયા, પણવ, પડહ, ભભા, હોરંભ, ઝલ્લરી, દુંદુભિ, તત, વિતત, ઘણ આ શબ્દો કાન સાથે અથડાયા પછી જ સંભળાય છે તે પાસે રહેલા એટલે, ઇંદ્રિયોથી લઈ શકાય તેવા શબ્દોને સાંભળે છે. પરન્તુ કેવલી તો ઓરે રહેલા કે પરે રહેલા, યાવત્ અંત વિનાના—સર્વ પ્રકારના શબ્દને જાણે

---

જ્યારે મનુષ્યના શરીરમાથી બહાર આવતા મલ, મૂત્રાદિકમા જે જીવો ઉત્પન્ન થાય છે તે સમૂર્ચ્છિમ પચેન્દ્રિય હોય છે તેના પણ ૧૪ સ્થાન છે.

૧ વિષ્ટામા, ૨ મૂત્રમાં, ૩ કફમાં, ૪ શ્લેષ્મમા, ૫ વમનમા, ૬ પિત્તમા, ૭ લોહીમાં, ૮ શુક્રમા, ૯ મૃત કલેવરમા, ૧૦ પરૂમાં, ૧૧ સ્ત્રી પુરુષના સંયોગમાં, ૧૨ વીર્યસ્રાવમા, ૧૩ શહેરની મોરીમા, ૧૪ સર્વત્ર અપવિત્ર સ્થળોમાં આ ઉપરના સ્થાનોમાં સમૂર્ચ્છિમ પચેન્દ્રિય જીવો જન્મે છે. આ પદાર્થો જેના શરીરસતક હશે ? પ્રાયે જીવહત્યા પણ તેને લાગશે

છે ને જૂએ છે. કારણ કે કેવળી તો સર્વ કાળે, સર્વ પદાર્થોને-ભાવોને જાણે છે ને જૂએ છે. કેવળીને અનંતજ્ઞાન અને અનંતદર્શન છે. ૐ૬૦

---

ૐ ૬૦ શબ્દોની ઉત્પત્તિ છ પ્રકારે થાય છે. જેના દ્વારા અર્થનો નિર્ણય થાય અથવા ધ્વનિરૂપે પરિણત થાય તે શબ્દ કહેવાય છે.

તત :—ઢોલ, ભેરી આદિ ચામડાના વાદ્યો દ્વારા શબ્દ ઉત્પન્ન થાય છે.

વિતત :—વીણા, સારંગી, દીલરૂબા આદિના તારના સંઘર્ષથી ઉત્પન્ન થાય છે

ઘન :—મંજીરા, ઝાલર, ઘંટાદિ, કાંસાથી ઉત્પન્ન થાય છે.

શુષિર :—શંખ, વીણા, આદિ વાયુના નિમિત્તથી ઉત્પન્ન છે.

સંઘર્ષ .—પરસ્પર એક પદાર્થ બીજા પદાર્થ સાથે ઘસાવાથી ઉત્પાદિત છે

ભાષા :—જેમાં વર્ણ, પદ, વાક્ય સુવ્યવસ્થિત બનીને સ્પષ્ટ ઉચ્ચારણ થાય તે ભાષા કહેવાય છે

આ પ્રમાણેના છએ પ્રકારના શબ્દો કર્ણેન્દ્રિય ગ્રાહ્ય હોવાથી પોતાની શક્તિ જ્યાં સુધી પહોંચતી હોય તેટલા ક્ષેત્રમાંથી ઉત્પન્ન થતા શબ્દો સાંભળી શકે છે જ્યારે કેવળજ્ઞાનિઓ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઉર્ધ્વ અને અધોદિશાના પ્રત્યેક મિત અને અમિત પદાર્થોને જાણે છે કેમકે અનંતજ્ઞાની તથા અનંતદર્શી હોવાથી સર્વે કાળના સર્વે ભાવોને જાણે છે આ જ્ઞાનમાં કોઈ પણ જાતનું આવરણ નથી અને ઈન્દ્રિયોની આવશ્યકતા પણ નથી. તેથી કરીને આ કેવળજ્ઞાન સર્વ શ્રેષ્ઠ હોવાથી ત્રણે લોકના ત્રણે કાળના સંપૂર્ણ દ્રવ્યો અને તેના સંપૂર્ણ પર્યાયોને જાણવા સમર્થ છે.

છદ્મસ્થ મનુષ્ય હસે છે ને ઉતાવળો પણ થાય. પરન્તુ કેવલી ન હસે ને ન ઉતાવળો થાય. કારણ કે કેવળીને ચારિત્ર મોહનીય કર્મનો ઉદય જ નથી. હસતો અને ઉતાવળો થતો જીવ સાત કે આઠ પ્રકારનાં કર્મોને બાંધે છે. એ પ્રમાણે ઠેઠ વૈમાનિક સુધી સમજવું. ૬૧

## હાસ્ય મોહનીય કર્મ

૬૧. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય મોહનીય અને અતરાય નામના ઘાતી કર્મોનો ભાર જેમને હોય તે 'છદ્મસ્થ' કહેવાય છે માટે તેમને હસવું અને ઉતાવળા થવુ, આ બને ભાવ હોય છે. જ્યારે કેવળજ્ઞાનીને હસવું કે ઉતાવળા થવાપણુ નથી. કારણ વિના કાર્ય બનતુ નથી અનાદિ કાળથી પ્રવાહરૂપે ચારિત્રમોહનીયકર્મના કારણે છદ્મસ્થ માણસને હસવાનુ થાય છે અને પ્રત્યેક પ્રસગે ઉતાવળ કરવાનુ મન થાય છે.

ઘણા દાખલાઓમા આપણે જાણીએ છીએ કે હસવાની ક્રિયાને આધ્યાત્મિક જીવન સાથે કટ્ટર વૈર છે અને બોલવામાં, ચાલવામા, ખાવામા અને કામકાજ કરવામા ઉતાવળને લઈ કઈ પણ ફાયદો થતો નથી. માટે વૃદ્ધ માણસો કહે છે કે 'રોગનુ મૂળ ખાસી અને કજીયાનુ મૂળ હાસી'

આત્માની અનત શક્તિઓનો વિકાસ થવા દેવામા હાસ્ય કર્મનો જ અતરાય નડે છે, જે ચારિત્ર મોહનીયકર્મના કારણે થાય છે. આત્માના દર્શન થવામાં દર્શનમોહનીયકર્મ અને આત્માના વિકાસમા ચારિત્રમોહનીય કર્મ નડતરરૂપે બને છે "**चारित्र मोहयतीति चारित्रमोहनीयकर्मः**"

આ મોહનીયકર્મના ૨૫ ભેદો (પ્રકારો) નીચે લખેલા જાણવા.

૪ અનતાનુબધી કપાય યથાર્થ શ્રદ્ધાનરૂપ આત્મિક ગુણને રોકનાર, અનંત સસારમા રખડાવવાં માટે મૂળ કારણભૂતકર્મ જેનાથી અનતમોહ, ક્રોધ, માન, માયા, લોભને ઉદય બન્યો રહે છે.

૪. અપ્રત્યાખ્યાની કષાય જેને લઈને ત્યાગ કરવા યોગ્ય વસ્તુને ત્યાગની ભાવનાથી ત્યાગ થતો નથી. માટેજ ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, કૃત્યાકૃત્ય આદિમા હેય ઉપાદેયનો વિવેક રહેતો નથી.

૪. પ્રત્યાખ્યાની કષાય જેને લઈને થોડા વ્રતોને પાળવાની ભાવના જાગે છે. પણ સર્વથા છોડવા લાયક પાપોને સંપૂર્ણ છોડી શકતો નથી.

૪–૧૬. સજ્વલન કપાય જે આત્માના મૂળભૂત (યથાખ્યાત) ચારિત્રને રોકનાર, અને મુનિરાજોને પણ પરિષહાદિ પ્રસગોમાં ચલાયમાન કરીને ચારિત્રમા સ્ખલનાઓનો પ્રસંગ લાવનાર છે.

આ પ્રત્યેકના ક્રોધ, માન, માયા, લોભ રૂપે ચાર ચાર ભેદ છે.

૧૭ હાસ્ય મોહનીયને લઈને સકારણ અથવા અકારણ હસતુ આવે છે.

૧૮. રતિમોહનીયથી શબ્દ, ગંધ, રસ, સ્પર્શ અને રૂપ રંગ પ્રત્યે સાંભળવાની, સૂંઘવાની, ચાખવાની, સ્પર્શની, અને જોવાની ભાવના ઉત્કટ રહે છે.

૧૯. અરતિમોહનીય, જેનાથી અણગમતા પદાર્થોને લઇને અરૂચિભાવ બન્યો રહે છે.

૨૦. શોકમોહનીયથી રોવાનું, આક્રન્દન કરવાનું અને વિલાપ કરવાનું તથા પ્રસંગોને લઈને શોક–સંતાપ બન્યો રહે છે.

૨૧. ભયમોહનીયથી સર્વત્ર ભયની લાગણીજ જન્મ્યા કરે છે.

૨૨ જુગુપ્સામોહનીય-શુભાશુભ દ્રવ્યોની પ્રાપ્તિમાં જુગુપ્સા-ઘૃણાનો ભાવ બન્યા કરે છે

૨૩. પુરુષવેદ જુદીજુદી સ્ત્રીયો સાથે વિષયવાસનાની ભાવના ઉદ્ભવતી રહે છે.

૨૪ સ્ત્રીવેદ જુદીજુદી રીતે પુરુષો સાથે ભોગવિલાસ કરવાની અભિલાષા થયા કરે છે

૨૫ નપુસકવેદ. સ્ત્રીને ભોગવુ ? કે પુરુષને ભોગવું ? આમ ભોગવિષયની ભાવનાજ તીવ્રતમ બની રહે છે.

આ ૨૫ ભેદના ચારિત્ર મોહનીય કર્મને લઈને જીવમાત્રને હસવુ આવે છે અને પ્રત્યેક કાર્યમા ઉતાવળ કરવા પ્રેરાય છે. જે આત્મકલ્યાણ માટે બાધારૂપ છે.

## હાસ્યમોહનીય કર્મની તીવ્રતા

ક્રોધમા ધમધમતો માણસ પોતાના શત્રુને દાવપેચમા ફસાવ્યા પછી પોતાની બુદ્ધિ ઉપર હાસ્ય વેરતોજ રહે છે

(૧) અભિમાની માણસ, જાતિમદને લઇને હીન જાતિના માનવ ઉપર હસતો જ રહેવાનો છે

(૨) લાભમદથી અક્કડ થઇને ગરીબો પ્રત્યે, અને ઓછી કમાણીવાલાઓ ઉપર હસ્યા વિના રહેતો નથી

(૩) કુલમદનો અધ માણસ બીજા ભીખારી લુલા, લંગડા, રોગી, શોકી ઉપર હસતો જ રહે છે

(૪) ઐશ્વર્યમદમા મસ્ત રહેલો માણસ પોતાની શ્રીમતાઈમાં મગરૂર રહેવાના કારણે થોડી કમાણીવાલા પોતાના જ ભાઈ ભાંડુ, જાતપાતવાલા તથા નિકટના સગાઓ ઉપર પણ હસતો જ રહે છે.

(૫) બળમદનો માલિક પણ હીનબળવાળા માણસને જોઇને હસ્યા વિના રહેતો નથી.

(૬) પુસ્તકપાનાનો જ્ઞાની પણ બીજાના અજ્ઞાનને લઈને તેના ઉપર હસતો જ રહે છે.

(૭) રૂપનો ઘમંડી કાલા રંગના માણસને જોઇને પોતાની મૂંછમા હસતો જ રહે છે.

(૮) તપશ્ચર્યાનો મદ રાખનારો પણ બીજાઓ ઉપર હસ્યા વિના રહેતો નથી.

માયાવી માણસ પોતાની માયાજાલમાં બીજાઓને ફસાવ્યા પછી પોતાની મિત્ર મંડળીમા ખડખડાટ હસે છે.

લોભી માણસ જ્યારે ગ્રાહકોને ઠગે છે ત્યારે આ ભાઈ સાહેબ ગ્રાહકો ઉપર અને નાના વ્યાપારીઓ ઉપર હસવામાં જ મસ્ત રહે છે.

પોતાની ભાડ ચેષ્ટા દ્વારા બીજાઓને હસાવીને તથા મોહઘેલા બનાવીને પોતે હસતા હસતા પણ કહે છે કે–

" દુનિયા ઝુકતી હૈ ઝુકાનેવાલા ચાહિયે "

પુરુષવેદનો નશો ચઢ્યા પછી અને મનગમતા મોઝ શોખ માણ્યા પછી પણ માણસ જેને કામના સુખો નથી મલ્યાં તેમના ઉપર હસતા વાર લગાડતો નથી.

અને સ્ત્રીવેદમાં ભાન ભૂલેલી સ્ત્રી, વાંઝણી સ્ત્રીને કન્યાને તથા વિધવાને જોઈને હસતી જ રહે છે

નપુંસકવેદમાં રહેલા માણસો બીજાઓને પોતાના તરફ આકર્ષવા માટે હસતા જાય છે, તાલીઓ પાડતા જાય છે અને લટકા–મટકા કરતા જાય છે.

## હસવું સારૂં છે કે ખોટું ?

સ્વાભાવિક હસવુ શારીરિક દૃષ્ટિએ કદાચ સારૂં હોઈ શકે છે પણ આધ્યાત્મિકદૃષ્ટિએ તો સારૂં નથી. કેમકે સસારનાં ઘણાં એવા કાર્યો છે કે જેમા આપણે લાભ અને હાનિ તથા રાગ અને દ્વેષથી સકળાયેલા છીએ. જેમકે સામાયિકમાં સમભાવસ્થ અને વિરતિ પ્રત્યેનો અભિલાષુક ભાવિતાત્મા જ્યારે પોતાના પુત્ર કે મુનિમ પાસેથી "ફલાણા વ્યાપારમાં પાંચ લાખનો ફાયદો થયો છે." 'અમુક કેસ આપણી ફેવરમા આવી ગયો ' આ સમાચાર સાભલ્યા પછી માળા ગણતો પણ તે ભાવુક મલકાયા વિના રહેતો નથી અને હસવાનો અર્થ એટલો જ છે કે પાંચ લાખના ફાયદામા અને કેસ આપણા પક્ષમાં આવ્યો. તેનુ અનુમોદન કરવાનુ કેમકે હસ્યા એટલે અનુમોદન થઈ જ જાય છે.

યદ્યપિ ... दुविह तिविहेणं .....પાઠને લઈને શ્રાવકને પોતાના વ્રતમા અતિચાર ભલે ન લાગે, તોએ હસવુ એ ઘડીના આધ્યાત્મિક જીવનમા ચચલતા તો જરૂર લાવશે

પોતાનો અગત મિત્ર કોઇ પરસ્ત્રીને અથવા સ્વસ્ત્રીને લઈને ફરવા ગયો હોય અને આપણે સામે મલીએ ત્યારે મિત્ર પરના ઉપકારને લઇને રાગને લઇને આંખોમાં હસીએ છીએ આ હસવાનું તાત્પર્ય જ સૂચવી આપે છે કે મિત્રની પ્રક્રિયા માટે અનુમોદન. આપણા શત્રુ ઉપર કોઈએ હુમલો કર્યો હોય અને આ વાત જેની પાસેથી આપણે સાભલીએ છીએ ત્યારે પણ "કાંટાથી કાંટો નીકલ્યો." આ ન્યાયે પણ આપણે હસ્યા વિના રહેતા નથી શત્રુ પ્રત્યે દ્વેષ હોવાના કારણે આ હાસ્ય પણ દ્વેપાત્મક છે ઇત્યાદિ અગણિત પ્રસગોમા આપણે સૌ છદ્મસ્થો કયાય રાગવશ, કયાય દ્વેષવશ, કયાય લોભવશ, અને કયાય કુતૂહલવશ થઈને હસીએ છીએ આવુ

છદ્મસ્થ મનુષ્ય જેમ ઊંઘે છે તે, અને ઉભો ઉભો પણ ઊંઘે. પરન્તુ કેવલી તે પ્રમાણે નિદ્રા લેતા નથી. કારણ કે છદ્મસ્થ

---

હસવુ ભલે સ્વાભાવિક અને અનિવાર્ય હોય તો પણ આપણું શાંત ચિત્ત ડોલાયા વિના અને ઘડી આધ ઘડી વિકથા કરાયા વિના રહેતુ નથી જ્યારે બીજા પ્રકારના હાસ્યમા વૈકારિક ભાવ હોય છે જેથી હસવામા કયાંય ક્રૂરતા, વૈરભાવ, વ્યંગ્ય, મશ્કરી, નિર્દયતા, લુચ્ચાઈ, અને શત્રુના નાશ માટેનો આનન્દ ઈત્યાદિક હાસ્ય પ્રકારમા લેશ્યાઓની ખરાબી જ કામ કરે છે, તથા આત્મ પરિણામ કિલષ્ટ, દ્વૈપાત્મક તથા વૈરાત્મક હોય છે, માટે જ હસવાવાલો અને પ્રત્યેક ક્રિયાઓમાં ઉતાવળ કરવાવાલો આઠે પ્રકારના કર્મો બાધે છે. આ બને પ્રકારના હાસ્યમા સમ્યગ્જ્ઞાનનો અથવા સમિતિ, ગુપ્તિધર્મનો અભાવ ચોક્કસ હોય છે, માટે જ પ્રશ્નના ઉત્તરમા ભગવાને ફરમાવ્યું છે કે છદ્મસ્થ માણસ હસે છે અને ઉતાવળ કરે છે. આ બને ભાવો જ્યાં સુધી છે ત્યાં સુધી છદ્મસ્થતા મટી શકે તેમ નથી.

સંસારનો કોઈ પણ પદાર્થ આપણને વૈકારિકભાવમા ન તાણી જાય, અનંત પદાર્થો ભોગવેલા હોવાના કારણે કોઈ પણ પદાર્થ કુતૂહલ ન કરાવી શકે તે માટે સાધક સર્વથા નિષ્પરિગ્રહી જ થવાનો આગ્રહ રાખે છો અને સંસાર તથા સસારની માયાથી દૂર રહે છે.

તથા યથાયોગ્ય બારે પ્રકારના તપ અને સ્વાધ્યાયથી પોતાના ભોગવેલા ભોગો અને ઉપભોગોને ભૂલવા માટે જ પ્રયત્ન કરે છે.

કેવળજ્ઞાનીને હાસ્ય તથા ઉતાવલ નથી. યદ્યપિ છદ્મસ્થ કરતાં પણ કેવળજ્ઞાનીને સંસારની માયા વધારે પ્રત્યક્ષ હોય છે, તો પણ તેઓને કોઈ પણ પદાર્થ હાસ્ય કરાવી શકતો નથી. કેમકે હાસ્ય-

તો દર્શનાવરણીય કર્મના ઉદયથી નિદ્રા લે છે. પણ કેવળીને તે કર્મનો ઉદય નથી.

નિદ્રા લેતો કે ઉભો ઉભો ઊંઘતો જીવ સાત કે આઠ કર્મને બાંધે. 卐 ૬૨

---

મોહનીયાદિ કર્મો સમૂળ નાશ થયા પછી જ કેવળજ્ઞાન થાય છે. માટે જ તેમના જીવનમાં લેશ માત્ર પણ કુતૂહલ, રાગ, મોહ, કામ અને દ્વેષ નથી

આપણે છદ્મસ્થોએ પણ એ છદ્મભાવને દૂર કરવાની જ ભાવના રાખવી અને તેને માટે જ પ્રયત્નશીલ રહેવું, એ જ શ્રેયસ્કર છે

卐 ૬૨. નિદ્રા આવવાનુ મૂળ કારણ દર્શનાવરણીય કર્મ હોય છે ગતભવમા મોહવશ મૂઢ બનેલો આત્મા બીજા જીવની દર્શનશક્તિને, દર્શનના સાધનોનો અન્તરાય, નિહ્નવ, માત્સર્ય, આસાદન અને ઉપઘાત કરે છે ત્યારે દર્શનાવરણીય કર્મની ઉપાર્જના થાય છે તેને લઈને જ આ ભવમાં તે સાધકને ચક્ષુ–અચક્ષુ અવધિ તથા કેવળ દર્શનમા ઓછાપણુ રહે છે. અને સામાન્ય જ્ઞાન મેળવવામા પણ ચક્ષુ તથા મન સહિત બીજી ઇન્દ્રિયોમા પદાર્થ જ્ઞાન પ્રત્યેની કમજોરી રહે છે.

નિદ્રા, નિદ્રાનિદ્રા, પ્રચલા, પ્રચલા પ્રચલા અને સ્ત્યાનર્દ્ધિ આ પાચે પ્રકૃતિઓ દર્શનાવરણીય કર્મને લઈને હોય છે. જે આત્માને માટે સર્વઘાતીરૂપે કામ કરે છે અર્થાત્ આત્માની મૂળ શક્તિને આવરી લે છે જ્યારે આ જીવને સારા કાર્યો કરવાની તક મલે છે ત્યારે નિદ્રાની સવારી આવતા સારા કાર્યોથી તે જીવાત્મા વંચિત રહે છે. અને નિદ્રાદેવીના ખોળે પોતાનુ અમૂલ્ય જીવન બરબાદ કરે છે.

આલસ અને તન્દ્રા (ઝોકું) ને આધીન થઇને માણસ જાણી બુઝી નિદ્રાને આમંત્રણ આપે છે.

નિદ્રા–એટલે જેનાથી માણસ સુખપૂર્વક જાગી જાય છે.

નિદ્રાનિદ્રા–જેના પ્રભાવથી ઊંઘતો માણસ બહુજ મુશ્કેલીથી જાગે છે, એને ઉઠાડવા માટે ઘણો પ્રયત્ન કરવો પડે છે

પ્રચલા–એટલે જેનાથી ઉભાં ઉભા અથવા બેઠાં બેઠા ઊંઘ આવે. ઘણા ભાગ્યશાલિઓને જોઇએ છીએ કે તેઓ બેસતાં બેસતાં માળા ગણતા જાય અને ઊંઘતા જાય છે. કોઈક સમયે આત્મામાં પુરુષાર્થ જાગે છે ત્યારે ઉભા ઉભા માળા ગણવાનો ભાવ થાય છે પણ પુરુષાર્થ ઓછો અથવા ચેતના જાગ્રત નહી હોવાના કારણે ઉભાં ઉભા પણ ઉંઘ્યા વિના રહી શકતા નથી.

પ્રચલા પ્રચલા–એટલે ચાલતા ચાલતા ઊંઘતા જાય જેમ ચક્રવર્તીનો ઘોડો

સત્યાનર્દ્ધિ–આ નિદ્રા એટલી બધી જબરદસ્ત હોય છે કે દિવસનાં ચિંતવેલા કાર્યો ઊંઘમાથી ઉઠીને કરે છે તો પણ આ ભાઇસાહેબને ખબર પડતી નથી, આ નિદ્રામા પ્રથમ સંઘયણ જેટલુ અને વાસુદેવથી અડધા બલ જેટલી શક્તિ હોય છે અને વર્તમાનકાળમા જે બળ હોય તેનાથી સાત આઠગણુ વધારે બલ આ નિદ્રામા હોય છે આવા પ્રકારની નિદ્રા છદ્મસ્થને હોય છે પણ કેવળજ્ઞાનીને હોતી નથી કેમકે તેમનુ દર્શનાવરણીય ઘાતીકર્મ સમૂળ નાશ પામેલુ જ હોય છે જ્યારે છદ્મસ્થ માણસ પાસે કંઇ પણ કામ નથી બીજાનુ કામ કરવા માટેની મુદલ ઇચ્છા થતી નથી. પરોપકારી જીવનનુ શિક્ષણ જરાપણ નથી. આત્મતત્ત્વને ઓલખવાની માથાકૂટમાં પડતો નથી. ઈશ્વરની અનંતશક્તિ પ્રત્યે પણ જે

## ગર્ભાપહરણ-ક્રિયા

ગર્ભનું સંહરણ કરનાર, એકના ઉદરમાંથી બીજાના ઉદરમાં મૂકનાર હરિણીગમેષી દેવ પોતાના હાથથી ગર્ભને અડીને અને ગર્ભને પીડા ન થાય, એવી રીતે યોનિ દ્વારા બહાર કાઢીને બીજા ગર્ભાશયમાં મૂકે છે.

ભગવાન મહાવીર સ્વામીનો દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષીમાં આવેલો ગર્ભ હરિણીગમેષી દેવે દેવાનંદાની કુક્ષીમાંથી લઈને ત્રિશલા ક્ષત્રિયાણીના ઉદરમાં મૂક્યો હતો. તે પ્રસંગને આશ્રી આ પ્રશ્ન છે, અને તેટલા જ માટે હરિણીગમેષીનું નામ આવ્યું છે.

---

- બેદરકાર છે.

સંસારની મોહમાયામા પૂર્ણ આસક્ત છે. તે માટે ખાવું પીવું અને મોઝશોખ કરવા સિવાય આ જીવાત્મા પાસે બીજો એક પણ વ્યાપાર ન હોવાના કારણે નિદ્રાદેવી જ તેમને માટે 'આરાધ્યા' રહે છે આવાઓના મગજમા જડતા હોય છે બુદ્ધિમા તામાસિક્તા હોય છે. સ્વભાવમાં રાજસિકવૃત્તિ હોય છે બીજાના સુખો માટે બેપરવાહ હોય છે, માટે આવા જીવો દેવદુર્લભ મનુષ્ય અવતારને પણ પાપમય બનાવે છે

યદ્યપિ છદ્મસ્થ માણસને નિદ્રાનો સર્વથા અભાવ નથી હોતો તો પણ આત્મામા જાગૃતિ હોય નવુ નવુ મેળવવાની ભાવના હોય, આધ્યાત્મિક જીવનને પ્રેક્ટીકલ (વ્યવહારૂ) બનાવવાની લાલસા અને પરોપકાર એજ મોટો સ્વાર્થ છે એમ સમજે તો તે ભાગ્યશાલી શરીરનો થાક ઉતારવા પૂરતો જ ઊંઘશે અને સમયસર જાગૃત થઈ જશે, ત્યારે ઊંઘમાં પણ આત્મા જાગૃત રહેશે. પોતાનું

ગર્ભને ફેરવવાના ચાર પ્રકાર છે.

૧. ગર્ભાશયમાંથી ગર્ભને લઇને બીજા ગર્ભાશયમાં મૂકવો.

૨. ગર્ભાશયમાંથી ગર્ભને લઇને યોનિ વાટે બીજા ગર્ભાશયમાં મૂકવો.

૩. યોનિવાટે ગર્ભને બહાર કાઢીને બીજા ગર્ભાશયમાં મૂકવો.

૪. યોનિવાટે ગર્ભને બહાર કાઢીને યોનિવાટે જ બીજા ગર્ભાશયમાં મૂકવો.

આમાંની ત્રીજી રીતિ ગર્ભની ફેરબદલી માટે અહિં ઉપયોગી ગણી છે 卐 ૬૩

---

શરીર સંયમની મર્યાદામા રહેશે અને પડખુ ફેરવતા પણ અહિંસાની આરાધના ધ્યાનમાં રહેશે આવી રીતે અભ્યાસ કરતાં જ કેવળજ્ઞાનનો માર્ગ પણ એક દિવસે હસ્તગત થતા વાર નહી લાગે

卐 ૬૩. ગર્ભ પરિવર્તનની હકીકતમાં મારૂ પોતાનુ માનવુ છે ત્યાં સુધી સંસારભરના કોઈ પણ ડોકટરે અથવા બધાએ ડોકટરો-એ ભેગા મળીને પણ સફળતા મેળવી નથી મેળવતા નથી અને મેળવશે પણ નહી, કેમકે પ્રાકૃતિક વસ્તુનો ફેરફાર અશકય છે

ભગવાન મહાવીર સ્વામીને માટે જે બન્યું છે તે દેવકૃત છે, જન્મ લેનાર મહાવીર સ્વામી અતિશય પુણ્યવંત છે, અસંખ્યાતા જીવોના ઉદ્ધારક છે, અને સંસારને સુખ–શાન્તિ અને સમાધિ દેવા માટે પૂર્ણ સમર્થ છે. માટે આવા તીર્થંકર દેવોની ભક્તિને વશ થઇને ઇન્દ્રો જે તીર્થંકર દેવો કરતા ઘણા ઓછા પુણ્યવાલા હોવાના કારણે તીર્થંકરદેવોના ચરણ સેવક હોય છે.

તીર્થંકર ભગવંતોનો આત્મા સંસારના સંપૂર્ણ ભોગવિલાસોને, રાજવૈભવને ત્યાગીને કેવળજ્ઞાનના માલિક થવા માટે જ સર્જાએલા હોવાથી જગદુદ્ધારક, પતિતપાવન, દયાના સાગર એવા દેવાધિદેવો ક્ષત્રિયવંશમા જ જન્મ લે છે "સ્વાર્થનું સંપૂર્ણ બલિદાન દઈને પોતાનુ લક્ષ્ય સિદ્ધ કરવા માટે ક્ષત્રિયવંશ સર્વશ્રેષ્ઠ છે.

બ્રાહ્મણ વંશમાં જન્મેલો વિદ્વાન, મહાવિદ્વાન્, તથા વણિક્ કોમમા જન્મેલો ચાલાક, મહાચાલાક હોઇ શકે છે પણ કેવળજ્ઞાન મેળવીને તીર્થંકર થવા માટેની તાકત તેમના લોહીમાં હોઈ શકતી નથી અને સ્વાર્થના બલિદાનને છોડીને બીજી કોઈ પણ તપશ્ચર્યા સર્વાર્થસિદ્ધ લક્ષ્યને પ્રાપ્ત કરાવી શકે તેમ નથી.

આ બધા કારણોને લઈને તીર્થંકરો ક્ષત્રિયવંશમા જ જન્મ લે છે આમ છતા પણ કર્મસત્તા અતીવ બલીયસી હોવાના કારણે કદાચિત્ ક્ષત્રિયવંશને છોડીને તીર્થંકરો બીજા વંશમાં આવે છે પણ જન્મ લેતા નથી. આ કારણને લઇને ઈન્દ્ર મહારાજાએ પોતાના દૂત પાસે ભગવાન મહાવીર સ્વામીને પરિવર્ત્તિત કરાવ્યા છે.

સત્તાવીસ ભવની અપેક્ષાએ ત્રીજા ભવમા ભગવાનના જીવે મદ-વશ બનીને આ હીનજાતિનુ કર્મ બાંધ્યુ હતું કારણ કે કર્મસત્તા સૌ જીવો ઉપર એક સરખી જ હોય છે ભરત ચક્રવર્તીએ જ્યારે મરિચિને વાન્દ્યા અને કહ્યુ કે ભો મરિચિ ! હુ તારા પરિવ્રાજક-વેશને વાંદતો નથી પણ તમે આ ચોવીસીમા છેલ્લા તીર્થંકર થશો, વાસુદેવ થશો અને ચક્રવર્તી થશો." આવી અમૂલ્ય ત્રણે પદવીઓના તમે ભોક્તા છો. માટે હુ તમને વન્દન કરું છુ. આ વાત સાંભળીને જાતિમદ કુલમદની ચરમસીમા મરિચિને પ્રાપ્ત થતા હીનજાતિનુ કર્મ ત્યા બાંધે છે. આ કર્મના વિપાકે જ મહાવીરસ્વામીને છેલ્લા ભવમાં થોડા સમયને માટે પણ હીનજાતિમાં

આવવુ પડ્યુ છે પણ તે કર્મ સંપૂર્ણ નાશ થતાં જ હરિણગમેષીએ ઈન્દ્રની આજ્ઞાથી ભગવાનને પરિવર્તિત કરીને ત્રિશલારાણીની કુક્ષિમા લાવી મૂકે છે.

સારાશ કે ઋષભદેવના શાસનમાં બાંધેલુ કર્મ ચોવીસમા ભવે પણ ઉદયમાં આવ્યુ છે. વચ્ચમાં જે સમય ગયો તે આ પ્રમાણે —

| | |
|---|---|
| ઋષભદેવ થી અજીતનાથ ભગવાન | ૫૦ લાખ કરોડ સાગરોપમ |
| અજીતનાથ થી સંભવનાથ | ૩૦ લાખ કરોડ સાગરોપમ |
| સંભવનાથ થી અભિનંદનસ્વામી | ૧૦ લાખ કરોડ સાગરોપમ |
| અભિનન્દનસ્વામી થી સુમતિનાથ | ૯ લાખ કરોડ સાગરોપમ |
| સુમતિનાથ થી પદ્મપ્રભુ | ૯૦ હજાર કરોડ સાગરોપમ |
| પદ્મપ્રભુ થી સુપાર્શ્વનાથ | ૯ હજાર કરોડ સાગરોપમ |
| સુપાર્શ્વનાથ થી ચન્દ્રપ્રભુ | નવસો કરોડ સાગરોપમ |
| ચન્દ્રપ્રભુ થી સુવિધિનાથ | ૯૦ કરોડ સાગરોપમ |
| સુવિધિનાથ થી શીતલનાથ | ૯ કરોડ સાગરોપમ |
| શીતલનાથ થી શ્રેયાંસનાથ | એકસો સાગરોપમને છાસઠ લાખ છવીસ હજાર વર્ષ ઓછા એવા એક કરોડ સાગરોપમ |
| શ્રેયાસનાથ થી વાસુપૂજ્ય | ૫૪ સાગરોપમ |
| વાસુપૂજ્ય થી વિમલનાથ | ૩૦ સાગરોપમ |
| વિમલનાથ થી અનંતનાથ | ૯ સાગરોપમ |
| અનંતનાથ થી ધર્મનાથ | ૪ સાગરોપમ |

## અતિમુક્તક

એ ભગવાનના શિષ્ય થયા હતા. તે કુમાર શ્રમણ હતા. એક વખત બગલમાં પાતરુ ને ઓઘો લઈ બહાર ગયા. વ્હેતા પાણીનું ખાબોચિયું જોયું. તેમણે ખાબોચિયા ફરતી માટીની પાળ બાંધીને પાતરુ મૂક્યું. તેમાં 'આ મારું નાવ છે એમ માની એમાં રમાડવા લાગ્યા. સ્થવિરોએ આ બાળચેષ્ટા જોયા પછી તેમણે ભગવાનને પૂછ્યું અતિમુકતક કેટલા ભવો કર્યા પછી સિદ્ધ થશે ?'

---

| | |
|---|---|
| ધર્મનાથ થી શાન્તિનાથ | ૦।।। પલ્યોપમન્યૂન ૩ સાગરોપમ |
| શાન્તિનાથ થી કુન્થુનાથ | ૦।। પલ્યોપમ |
| કુન્થુનાથ થી અરનાથ | ૦। પલ્યોપમ |
| અરનાથ થી મલ્લીનાથ | ૧ હજાર કરોડ વર્ષ |
| મલ્લીનાથ થી મુનિસુવ્રતસ્વામી | ૫૪ લાખ વર્ષ |
| મુનિ સુવ્રતસ્વામી થી નમિનાથ | ૬ લાખ વર્ષ |
| નમિનાથ થી નેમિનાથ | ૫ લાખ વર્ષ |
| નેમિનાથ થી પાર્શ્વનાથ | ૮૩ હજાર વર્ષ |
| પાર્શ્વનાથ થી મહાવીર સ્વામી | ૨૫૦ વર્ષ |

(લબ્ધિસૂરિ ગ્રન્થમાળા પુષ્પ ૧૫)

ઉપર પ્રમાણેનો આટલો લાંબો કાળ પૂરો થયે છતે પણ ૨૦ કોડાકોડી સાગરોપમની સ્થિતિવાલું ગોત્ર કર્મ સત્તાવીશમાં ભવમા ઉદયમા આવ્યુ છે, અને સંપૂર્ણ રીતે ક્ષીણ થવાની તૈયારીમા હતુ એટલે ભગવાન મહાવીરસ્વામીનુ ગર્ભ પરિવર્તન ભગવતી સૂત્ર, આચારાંગ સૂત્ર, કલ્પસૂત્ર તથા ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્રને માન્ય છે.

ભગવાને કહ્યુ–આ ભવ પૂરો કરીને જ સિદ્ધ થશે. માટે કોઇ તમે તેને હિલશો નહિ, નિંદશો નહિ, કે વખોડશો નહિ, તેને સાચવો ને સેવા કરો. બધા ભગવાનના વચન પ્રમાણે કરવા લાગ્યા. 卐[૬૪]

---

卐 ૬૪ અતિમુક્તક રાજકુમાર બહુ જ રૂપાળા હતા, છતાં પણ ઘણા જ સરળ અને ગભીર હોવાથી ગૌતમસ્વામીને પોતાના કરતા વધારે રૂપવાન જોયા, પછી સમવયસ્ક મિત્રોની સાથેની ક્રીડામાથી મન કાઢીને ગૌતમસ્વામીને પૂછે છે કે —

હે પ્રભો! ભયકર ગરમીમા મધ્યાહ્‌ને, ઉઘાડા પગે, આપશ્રી શા માટે ફરો છે?

ગૌતમસ્વામીએ કહ્યુ કે નિર્દોષ ભિક્ષા લેવી એજ અમારો ધર્મ છે. ત્યારે અતિમુક્તકે કહ્યુ તો પધારો મારે ઘેર, આમ સવિનય આમંત્રણ પૂર્વક ગૌતમ સ્વામીજીને પોતાના ઘેર લઈ ગયા પોતાના પુત્રનો ધર્મ પ્રેમ જોઈને માતાજી ખુશ થયા, અને ગૌચરી વહોરાવી. ઝોલીમાં વધારે ભાર હોવાથી સ્વાભાવિક અને બહુમાન પૂર્વકના વિનયથી કુમાર કહે છે કે આપની પાસે ભાર વધારે છે તો મને આપી દ્યો, ગૌતમ સ્વામીએ કહ્યુ 'દીક્ષિત થયા પછી જ ઝોલી અપાય છે' આમ વિનયી અને વિવેકી રાજકુમારે દીક્ષા લીધી છે, પછી સ્થવિર મુનિઓ સાથે બહાર ભૂમિએ જતાં રસ્તામાં નાનુ સરોવર જોઈને પોતાની પાત્રી નાવડીની માફક હંકારવા લાગ્યા, પાછા વળતાં સાધુઓએ જોયું, અને બાળમુનિને ઠપકો આપતા કહ્યું કે, મુનિધર્મને છ'કાય જીવોની વિરાધના શોભતી નથી. આટલું સાંભળતાં જ બાળમુનિ બહુજ શરમાયા અને વિચારે ચડયા, 'હું ખાનદાન પુત્ર છુ મારા વૈરાગ્યથી જ હુ દીક્ષિત થયો છુ? માટે મારે શુદ્ધ મનથી જ દીક્ષા પાલવી જોઈએ. એમ શરમાતા

# દેવના મૌન પ્રશ્નોત્તર

એક વખત મહાશુક્ર નામના દેવલોકથી મોટી ઋદ્ધિવાળા બે દેવો ભગવાનની પાસે પ્રાદુર્ભૂત થયા. તેમણે મનથી જ ભગવાનને વંદન-નમન કર્યું ને મનથી જ પ્રશ્ન કર્યો કે- આપના કેટલા સો શિષ્યો સિદ્ધ થશે ?

ભગવાને પણ બોલ્યા વિના મનથી જ જવાબ આપ્યો. 'સાતસો શિષ્યો સિદ્ધ થશે.'

દેવોએ આ જવાબ જાણી લીધો અને ખુશી થઈ પર્યુપાસના કરવા લાગ્યા.

ઈન્દ્રભૂતિ ગૌતમને શંકા થઈ કે આ દેવો કયા કલ્પથી આવ્યા એ હું જાણતો નથી. કયા વિમાનથી આવ્યા ને શા માટે આવ્યા ? કંઈ ખબર ન પડી આવો સંકલ્પ ગૌતમને ધ્યાનથી મુક્ત થયા પછી થયો. મહાવીરે ગૌતમનો આ સંકલ્પ કહી દીધો અને કહ્યુ કે જા, એ દેવો જ તને ખુલાસો કરશે

---

મહાવીર સ્વામીના સમવસરણે આવ્યા અને હૈયાના પશ્ચાત્તાપ પૂર્વક '**इरियावही** - ' સૂત્રના પરિશીલનમાં ભાન ભૂલ્યા અને સંપૂર્ણ કર્મોનો નાશ કરીને ત્યાંજ કેવળજ્ઞાન મેળવ્યુ મહાવીર સ્વામી પામેથી ફેસલો મેળવ્યા પછી સ્થવિર મુનિઓ પણ ઘણા જ ઝંખવાયા અને કોઈ પણ મુનિની અવહેલના ભવિષ્યમા ન કરવી તે પ્રમાણેનો નિશ્ચય કરે છે મુનિધર્મ સ્વીકાર્યા પછી કયા સમયે ખાનદાન મુનિ પાછો સાવધાન થશે ? તે કહી શકાય તેમ નથી માટે તાત્કાલિક દૂષણો જોઈને કોઈ કાળે પણ તેમની નિંદામાં ભાગ લેવો નહી. એજ આ પ્રશ્નનો સરળાર્થ છે

ગૌતમ તે દેવો તરફ જાય છે. દેવો સામે આવે છે અને ગૌતમના પૂછયા સિવાય જ તેમણે કહ્યું કે મહાશુક્ર નામના કલ્પથી મહાસર્ગ વિમાનથી અમે આવ્યા છીએ. અમે મનથી જ ભગવાનને વાંદ્યા ને મનથી જ પ્રશ્ન કર્યો–ભગવાને પણ અમારા મનોગત ભાવને જાણીને મનથી જ જવાબ આપ્યો કે મારા સાતસો શિષ્યો સિદ્ધ થશે.

પછી તેઓ ભગવાનને વાંદી–નમી જે દિશાથી પ્રકટયા હતા તે દિશામાં અંતર્ધાન થઇ ગયા. 卐 ૬૫

---

## ગુરુ શિષ્ય સંબંધ

卐 ૬૫. ગુરુ અને શિષ્યનો સંબંધ માતા અને પુત્ર જેવો જ હોવો જોઈએ તો જ તેમાથી સુગંધ આવશે અને સમાજનું અભ્યુત્થાન થશે. તત્કાળ જેને પ્રસૂતિ થઈ છે તે માતાને પોતે રોગિષ્ટ ન બને તે માટે પોતાના સતાનને સ્તનપાન કરાવવાની ગરજ છે. અને પોતે આહાર વિના મરે નહી તે માટે જન્મેલા બાલકને સ્તનપાન કરવાની ગરજ છે. આમ પારસ્પરિક બનેને ગરજ રહેલી હોવાથી જ આ ક્રિયામાથી અમરતત્ત્વ અને માતા પુત્રનો અગાધ સ્નેહ સાગર ઉભરાયા વિના રહેતો નથી તે રીતે પોતાના જેવો અથવા પોતાનાથી સવાયો શિષ્ય બને તેવી ગરજ ગુરુને હોય. અને હું મહાન્ વિદ્વાન્ બનું, અને આત્મ કલ્યાણ સાધું તે માટે ગુરુનો વિનય–વિવેક સાચવુ. તેવી ગરજ શિષ્યને હોય તો, સમાજનું અને સામાજિક જીવનનુ કલ્યાણ થયા વિના રહેતુ નથી હવે આ ગરજમા જેટલી ઉણપ તેટલા જ વૈકારિક ભાવો ભડકશે, અને પ્રચ્છન્નરૂપે પણ સમાજને હાનિ થયા વિના રહેતી નથી મહાવીર સ્વામી ગુરુ હતા. અને ગૌતમ સ્વામી શિષ્ય હતા. બને નિષ્પરિગ્રહી -તથા મોક્ષગમનની તત્પરતાવાલા હતા. માટે ગુરુ શિષ્યની જોડીએ

સંસારને અમરતત્ત્વ આપ્યું છે. ગરજ વિનાનો ગુરુ અને શિષ્ય સમાજને લાભ આપી શકતા નથી. બલ્કે બ નેના ક્લેશોથી સમાજ ને તથા સંસારને ભયકર હાનિ થશે

મુનિઓના સંયમધર્મથી દેવોનાં વિમાનો અને સમુદ્રની મર્યાદા સ્થિર રહે છે તો મુનિરાજોના સંઘર્ષમય જીવનથી સસારને "અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, જાનમાલની હાનિ, રોગ શોકની વૃદ્ધિ થાય છે. તથા રાજાઓમા, રાજ્યકર્તાઓમા વૈર-વિરોધ ભડકે છે પરિણામે દેશને ભયંકર હાનિ થયા વિના રહેતી નથી દેશની હાનિ સમાજમાં પણ હાનિ લાવે છે અને સમાજની હાનિ અર્થાત્ સામાજિક જીવનમાં વૈર-વિરોધ તથા ક્લેશથી જૈનધર્મને ભયકર નુકશાન થયુ છે, થાય છે અને ભવિષ્યમા પણ થશે જેની ભરપાઇ, શતાબ્દીઓથી પણ થઈ શકે તેમ નથી

"चिरं जीयात् चिरं जीयात् देशोऽयं धर्मरक्षणात् ।"

આ શિલાલેખ જ સાક્ષી આપે છે કે ધર્મની રક્ષાથી આ ભારત દેશ લાબા કાળ સુધી આબાદ અને આઝાદ રહેશે

ધર્મ કોને કહેવો ? અને ધાર્મિક કોણ ?

## ધાર્મિકતા અને સાંપ્રદાયિકતા

આ જવાબમા "धर्मं चरतीति धार्मिक." અર્થાત્ અહિંસા સયમ અને તપોધર્મનુ આચરણ કરે તે ધાર્મિક હોય છે આવા ધર્મમાં આત્માના આનન્દનો સાગર ઉભરાતો હોય છે ત્યાં દુ ખ કે ચિંતાનુ નામ પણ હોતુ નથી ભય કે વિષાદ ધાર્મિકને સ્પર્શી પણ શકતા નથી પ્રલોભનોથી ધાર્મિક હજારો કોશ દૂર રહે છે વિષમ પ્રસગોમા પણ ધાર્મિકને આવેશ આવતો નથી આવેશ

ધર્મ આત્માના ગુણો ઉપર રચાયેલો હોય છે. માટે ધાર્મિક સદાચાર–સદ્‌વિચાર અને સત્ય ભાપણને જ મહત્ત્વ આપે છે. જ્યારે સંપ્રદાય–સંઘાડાવાદ ગુણવૃદ્ધિ અને ચારિત્ર વિકાસ પ્રત્યે બેદરકાર રહીને વિધિ વિધાનોને જ પકડી રાખે છે. ધર્મ માણસ માત્રને નમ્ર બનાવે છે · જ્યારે સંપ્રદાય માણસને મિથ્યાભિમાની તથા અક્કડ બનાવે છે

ધર્મ માનવ જાતમા રહેલી ભેદભાવની દિવાલને તોડે છે. જ્યારે સંપ્રદાય ભેદભાવ વધારી મૂકે છે ધર્મ માણસને બંધનોથી મુક્ત કરે છે, જ્યારે સંપ્રદાય બંધનમાં ફસાવે છે.

મહાવીર સ્વામી અને ગૌતમ સ્વામી સાચા અર્થમા ધાર્મિક હોવાના કારણે જ ક્ષત્રિય, વૈશ્ય, બ્રાહ્મણ, કુંભાર, લુહાર, ઘાચી. હજામ, ભંગી, મેતર, અને ચંડાલ તથા ચંડકૌશિક જેવા વિષધરને સતીઓને, અસતીઓને, કામીઓને, ક્રોધીઓને, કસાઇઓને, હિંસકોને, શિકારીઓને, માંસાહારીઓને પણ તારી શકયા છે. અને સૌને સંપ્રદાયની સાંકળમાં નહી પણ ધર્મની સાકળમા જોડીને એક ઝંડા નીચે લાવ્યા છે તેથી જ ધાર્મિકતા અમૃત છે અને સાંપ્રદાયિકતા ઝેર છે. માટે અરિહંત દેવનો ઉપકાર ભૂલ્યો ન ભૂલાય તેવો હોય છે સાતસોની સંખ્યામા જીવો મોક્ષે ગયા છે, તે અરિહંતના શાસનને આભારી છે. અને આટલી જ સંખ્યામાં સૂક્ષ્મ નિગોદમાથી બહાર નિકળેલા જીવોએ વ્યવહારરાશિમાં પ્રવેશ કર્યો છે તે ઉપકાર સંસારનો કોઇ પણ જીવ ભૂલે તેમ નથી

મહાવીર સ્વામીના શાસનમા સાતસો જીવો સિદ્ધ થયા તે ઉપરાંત ઘણા જીવોએ મોક્ષ જવાની લાયકાત મેળવી છે. જેને લઈને નિકટ ભવિષ્યમા તે જીવો મોક્ષમા જશે, અને સુલસા આદિ નવ ભાગ્યશાલીઓને આવતી ચોવીસીમા તીર્થંકરપદ પ્રદાન કર્યું છે.

# દેવોની ભાષા અને છદ્મસ્થનું જ્ઞાન

ગૌતમસ્વામીના પ્રશ્નના ઉત્તરમા ભગવાન્ કહે છે કે– દેવોને નોસંયત કહેવા. તેમને સંયત, અસંયત કે સંયતાસયત ન કહેવાય, પણ નોસંયત કહેવાય.

દેવો અર્ધમાગધી ભાષામાં બોલે છે. અને ત્યાં બોલાતી ભાષાઓમાં પણ અર્ધમાગધી ભાષા જ વિશિષ્ટરૂપે છે.卐[૬૬]

---

તે ભાવી તીર્થકરો સખ્યાત અસખ્યાત જીવોને મોક્ષ આપનારા થશે. આ કારણે જ આપણે જાણીએ છીએ કે અરિહંતોનો ઉપકાર અમેય હોય છે.

卐 ૬૬. સર્વ જીવોના પરમ હિતકારી ભગવાન મહાવીર સ્વામીની ભાષા કેટલી બધી સયમી હોય છે, તે જાણીએ. ગૌતમસ્વામીના પૂછવાથી ભગવાન ફરમાવે છે કે:—

૧ દેવો સયત (મહાવ્રતધારી) હોતા નથી.

૨ દેવો સયતાસંયત (શ્રાવકવ્રતી) હોતા નથી.

૩ દેવોને અસંયમી પણ ન કહેવા.

૪ દેવોને 'નોસયત' કહેવા જોઈએ

વસ્તુતઃ દેવો અસંયમી જ હોય છે, છતાં પણ 'કાણાને કાણો ન કહેવો' એ પ્રમાણે ભગવાન દેવોને અસયમી ન કહેતાં 'નોસંયમી' ફરમાવે છે. કારણ કે અસયમી શબ્દ જરા કઠોર છે. માટે આવા શબ્દનો પ્રયોગ નહીં કરતા ભગવાને નોસંયમી શબ્દથી તેમને સબોધ્યા છે

દેવો કઈ ભાષામાં બોલે છે?

કેવલી અંતકરને કે ચરમ શરીરવાળાને જાણે ને જૂએ છે. તેમ છદ્મસ્થ ન જાણે કે ન જૂએ પરન્તુ સાંભળીને કે પ્રમાણથી છદ્મસ્થ પણ અંતકરને વા ચરમ શરીરીને જાણે અને જૂએ. સાંભળીને એટલે કેવલી પાસેથી, કેવલીના શ્રાવક

---

ભગવાને ફરમાવ્યુ કે—દેવો અર્ધમાગધી ભાષામાં બોલે છે કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજશ્રીએ સંસ્કૃત ઉપરાંત બીજી ભાષાઓનુ પણ સંકલન કર્યું છે

(૧) માગધીભાષા—વર્તમાનમા કાશીમાં વહેતી ગંગા નદીના સામેના કાઠાના પ્રદેશને મગધદેશ કહેવામાં આવે છે આ પ્રદેશમાં બોલાતી ભાષા માગધી કહેવાય છે.

(૨) પિશાચી ભાષા—પિશાચ દેશોમા બોલાતી ભાષા પૈશાચિકી ભાષા કહેવાય છે. પાડ્ય, કૈકય, વાહ્લીક, સિંહલ, નેપાલ, કુન્તલ, સુદેષ્ણ, ગાંધાર, હૈય અને કન્નોજ દેશો પિશાચ દેશો છે.

(૩) ચૂલિકા પૈશાચી.

(૪) શૌરસેની ભાષા—પૂર્વ સમયે શૂરસેન દેશની રાજધાનીનું નામ મથુરા હતુ, ત્યા આ ભાષા બોલાતી હતી, વર્તમાનમા ત્યા બોલાતી ભાષા 'વ્રજ ભાષા' કહેવાય છે

(૫) અર્ધમાગધી, ભાષામાં અર્ધા શબ્દો માગધી ભાષાના હોય છે અને શેષ બીજી ભાષાના શબ્દો હોય છે તે મિશ્રિત ભાષાને અર્ધમાગધી ભાષા કહેવાય છે.

(૬) અપભ્રંશભાષા, પ્રાકૃત ભાષાથી બગડેલી ભાષા અપભ્રંશભાષા છે દેવાધિદેવ ભગવાન મહાવીરસ્વામી અર્ધમાગધી ભાષામા જ દેશના આપે છે. માટે દેવતાઓ પણ આ ભાષા બોલે છે.

પાસેથી, કેવલીની શ્રાવિકા પાસેથી, કેવલીના ઉપાસક કે સ્વયંબુદ્ધ પાસેથી અથવા સ્વયંબુદ્ધના શ્રાવક, શ્રાવિકા, ઉપાસક, કે ઉપાસિકા પાસેથી 'સાંભળી'ને જાણે-જૂએ. 卐[૬૭]

'પ્રમાણ' ચાર પ્રકારનું છે: પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, અને આગમ. (આ સંબંધી અનુયોગદ્વાર સૂત્રમાં વિશેષ કહ્યું છે.) 卐[૬૮]

---

卐 ૬૭. શું આ વ્યક્તિ "અંતકર" થશે ? આ વાતને છદ્મસ્થ માણસ કેવલી ભગવાન પાસેથી જાણી શકે છે કેમકે છદ્મસ્થ પુરુષ ચાહે ગમે તેવો વિદ્વાન હોય, સૂત્રકાર હોય, ટીકાકાર તથા ભાષ્યકાર હોય, તો એ પૂર્ણ જ્ઞાની નથી. હીરા ઉપર જ્યાં સુધી થોડો ઘણો મેલ શેષ રહ્યો હોય ત્યાં સુધી તેમાં ચમક આવતી નથી સૂર્ય ઉપર થોડા ઘણાં પણ વાદળા શેષ રહ્યા હોય ત્યા સુધી તેના પ્રકાશમાં અધૂરાપણું રહે છે, તેવી જ રીતે જ્ઞાનાવરણીય કર્મો ભલે થોડાં જ શેષ રહ્યા છે તો પણ તે વ્યક્તિ પૂર્ણ જ્ઞાની નથી, માટે છદ્મસ્થ જ હોય છે.

કેવળજ્ઞાનની પ્રાપ્તિ થતાં જ આંખ ઉપર બાધેલા પાટાની જેવુ જ્ઞાનાવરણીયકર્મ સંપૂર્ણ અને સમૂળ નાશ પામે છે જેથી કેવળજ્ઞાની ભગવાન સંપૂર્ણ પદાર્થોને પ્રત્યક્ષ કરી શકે છે છદ્મસ્થ કેવળી પાસેથી સાભલીને જાણે છે કે આ વ્યક્તિ અંતિમ શરીરી છે.

卐 ૬૮ પદાર્થોનો નિશ્ચયાર્થ કરવાને માટે 'પ્રમાણ' પણ સબળ સાધન છે. "**प्रकर्षेण संशयादिराहित्येन मीयते ज्ञायते यत् तत् प्रमाणम्**" અર્થાત્ સંશયાદિ રહિત પદાર્થ જેનાથી જણાય તે પ્રમાણ કહેવાય છે. **सम्यग्ज्ञान प्रमाणम्-यथार्थज्ञानं प्रमाणम्**-અને "**स्वपरव्यवसायि ज्ञानं प्रमाणम्**" આ અને બીજા પણ પ્રમાણના લક્ષણ કરનારના સૂત્રોનો અભિપ્રાય એક જ

છે કે મિથ્યાજ્ઞાન–સંશયજ્ઞાન–વિપરીતજ્ઞાન, ઈન્દ્રિયસન્નિકર્ષજ્ઞાન પ્રમાણ હોઈ શકે નહી કેમકે તે લક્ષણોવાલા પ્રમાણમાં પદાર્થના સત્યસ્વરૂપનો નિર્ણય કરવાની મુદ્દલ શક્તિ નથી, અને લક્ષણ યદિ પોતાના લક્ષ્યને સિદ્ધ કરવામાં અસમર્થ હોય તો લક્ષણ એકવાર નહી પણ હજાર વાર જૂઠું છે.

જે પ્રમાણથી સત્ય–અને સમ્યગ્જ્ઞાન ન થાય તેવાં પ્રમાણો, અનુમાનો અને વિતંડાવાદો અને તેમના ગૂંથેલાં શાસ્ત્રો આપણા જીવનને સત્યજ્ઞાનનો પ્રકાશ આપી શકતાં નથી.

(૧) તેથી જ આત્માનો પણ સાક્ષાત્કાર કરી શકાતો નથી.

(૨) આત્માને ઓળખ્યા વિના પરમાત્માની ઓળખાણ અસંભવ છે.

(૩) તે વિના હિંસા, જૂઠ, ચોરી, કુકર્મ અને પરિગ્રહની માત્રા છુટી શકે તેમ નથી

(૪) તેમ થતાં માયામાં બંધાયેલો જીવ મોક્ષ મેળવી શકે તેમ નથી.

(૫) અને મોક્ષ મેળવવાનો પુરૂપાર્થ ન મેળવી શકયા તો હજારો શાસ્ત્રો -વિતંડાવાદો પણ આપણુ કલ્યાણ કરાવી શકે તેમ નથી.

આ બધી વાતોનુ ધ્યાન રાખીને જૈનાગમ જ સમ્યગ્જ્ઞાનને પ્રમાણ માને છે, કેમકે તે યથાર્થજ્ઞાન છે, તેમજ પોતાનો અને પરનો નિર્ણય કરવામા પૂર્ણ સમર્થ છે

સ્વ એટલે પોતાનુ, અને પર એટલે જ્ઞાનને છોડીને સંસાર-ભરના પ્રત્યેક પદાર્થોનો નિર્ણય કરાવવા માટે સમ્યગ્જ્ઞાનની અત્યન્ત આવશ્યકતા છે.

પદાર્થમા રહેલા જૂદા જૂદા આકારો–નામો–ગુણો આદિ વિશેષ પ્રકારો જેનાથી જણાય તે જ્ઞાન છે અને પ્રમાણ છે. જ્યારે તે જ

પદાર્થ નામ-જાતિ-ગુણ રહિત કેવળ સામાન્ય પ્રકારે જણાય તે દર્શન છે યદ્યપિ જૈનસૂત્ર માન્ય આ દર્શન છે તો પણ અપ્રમાણ છે. લક્ષણસૂત્રો એકલા જ્ઞાનને જ પ્રમાણ માનતા નથી, પણ સમ્યગ્-યથાર્થ અથવા સ્વપર વ્યવસાયી વિશેષથી વિશેષિત જ્ઞાનને પ્રમાણ માને છે, યદ્યપિ સંશય-વિપરીત અને અનધ્યવસાય જ્ઞાન છે છતાં પણ પદાર્થનો સત્ય નિર્ણય આ જ્ઞાનો કરાવી શકે તેમ નથી. પ્રત્યેક પદાર્થનું સ્વરૂપ નિયત હોય છે, ગુણો અને પર્યાયો નિયત હોય છે માટે ગુણ વિનાનુ દ્રવ્ય, અને દ્રવ્ય, ગુણવિનાનું કે પર્યાય વિનાનુ કોઈ કાળે હોય શકે નહી

ત્યારે સંશયજ્ઞાનથી પદાર્થનો નિર્ણય થતો નથી. જેમકે:-અંધારામાં રહેલુ 'દોરડુ' કા તો દોરડુ જ હોય છે અથવા સર્પ જ હોય છે. છતા પણ આ જ્ઞાન નિર્ણય આપતુ નથી, કે આ દોરડુ છે? અથવા સર્પ છે? અને હમેશાને માટે આ સંશય બન્યો રહે છે. અને **संशयात्मा विनश्यति** આ ન્યાયને લઈને આખુએ જીવન સંશયમા જ પૂરૂ થાય છે જીવનમા કંઈ પણ નિર્ણય નહી થવા દેવાની શક્તિ આ સંશયજ્ઞાનમાં છે માટે જ પ્રામાણિક નથી

જ્યારે સમ્યગ્જ્ઞાન પદાર્થમા રહેલી 'કોટી'ને સ્પષ્ટરૂપે સ્પર્શ કરે છે અને તે આ પ્રમાણે એક જ મનુષ્યમા પોતાના પુત્રને લઈને 'પિતૃત્વ' ધર્મ રહેલો છે અને પિતાની અપેક્ષાએ 'પુત્રત્વ' ધર્મ પણ વિદ્યમાન છે આમ એક જ પદાર્થ ઘણા ધર્મોથી (ગુણોથી) પર્યાયોથી યુક્ત હોય છે

'ઘડો' એ માટી દ્રવ્યનો પર્યાય છે, અને પર્યાયરૂપ ઘડામા માટી એ દ્રવ્ય છે કડી સુવર્ણ દ્રવ્યનો પર્યાય છે આમ પ્રત્યેક પદાર્થમા દ્રવ્યાત્મક અને પર્યાયાત્મક અવસ્થાઓ હોવા છતાં સંશય જ્ઞાન દ્રવ્ય અને પર્યાયનુ મિશ્રણ નિર્ણય કરી શકે તેમ નથી.

વિપરીત જ્ઞાન પણ પ્રમાણ નથી કેમકે પદાર્થ જે સ્વરૂપે છે તેનાથી બીજા પ્રકારનું જ્ઞાન થવુ તે વિપરીત જ્ઞાન છે.

જેમકે આત્મા 'ચૈતન્યસ્વરૂપ, પરિણામી, કર્તા, સાક્ષાદ્ ભોક્તા, સ્વદેહપરિમાણ, પ્રતિ શરીર ભિન્ન અને પૌદ્ગલિક અદષ્ટવાન્ છે.' છતાં પણ વિપરીત જ્ઞાનને કારણે નૈયાયિકો આત્માને જડ સ્વરૂપે માને છે, કૂટસ્થ નિત્યવાદી સાંખ્યો આત્માને અપરિણામી માને છે. તથા કર્તા અને ભોક્તા નથી માનતા, નૈયાયિકો આત્માને શરીર વ્યાપી નથી માનતા, અદ્વૈતવાદિઓ વ્યાપક માને છે અને નૈયાયિકો અદષ્ટ ને પૌદ્ગલિક નથી માનતા.

જ્યારે પદાર્થનો કોઈ પ્રકારે પણ નિર્ણય કરવાની ક્ષમતા નથી રહેતી તે અનધ્યવસાય કહેવાય છે, જે અપ્રમાણ છે

પદાર્થના પરિજ્ઞાનમા સૌથી પહેલા 'અવગ્રહજ્ઞાન' થાય છે. જેથી એટલો પણ નિર્ણય થાય છે કે 'સામે વાલો પદાર્થ 'ઠુંઠુ' નથી પણ માણુસ જ છે. અને ત્યાર પછી 'ઈહા' જ્ઞાનમાં સામેવાલો પદાર્થ રાજસ્થાની જ છે. આવો નિર્ણય થાય છે. પણ અવગ્રહ અને ઈહાની વચ્ચે મતિજ્ઞાનાવરણીય કર્મના ઓછા ક્ષયોપશમને લઈને સંશય થાય છે કે આ કોણ હશે? રાજસ્થાની હશે? કે ગુજરાતી હશે?

જીભ ઉપર પડેલો રસ 'લીંબુનો હશે કે મોસંબીનો હશે? ઇત્યાદિક સંશય જ્ઞાન થવાના કારણે એક કોટી પણ નિર્ણય કરી શકાતી નથી

જયારે વિપરીત જ્ઞાન મિથ્યાત્વમોહ તથા પૂર્વગ્રહને લઈને થાય છે અને અનધ્યવસાય જ્ઞાન ઇન્દ્રિયોની પટુતાનો તથા લબ્ધિ ભાવેન્દ્રિયના ક્ષયોપક્ષમના અભાવે થાય છે. માટે પદાર્થનુ જ્ઞાન નક્કી કરવાના કારણે સંશયાદિ પ્રમાણ ન હોઈ શકે—તેથી જ્ઞાનમાં

સમ્યગ્, યથાર્થ અને સ્વપર વ્યવસાયી વિશેષણો સાર્થક છે.

આત્માના બધાએ ગુણોમાં સૂર્યની જેમ સ્વપર પ્રકાશક ગુણ કોઈ હોય તો તે જ્ઞાનગુણ જ છે. જે પોતે પોતાને તો પ્રકાશિત કરે જ છે પણ સંસારના બધા દ્રવ્યોને અને પર્યાયોને પણ પ્રકાશિત કરે છે. માટે જ જૈન દર્શનકારોએ સમ્યગ્જ્ઞાનને જ પ્રમાણ તરીકે સ્વીકારેલ છે. પૌદ્ગલિક પદાર્થ કોઈ પણ એવો છે જ નહી જે સ્વપર પ્રકાશક હોય આપણા શરીર સાથે લાગેલી 'આંખ' જે દ્રવ્યેન્દ્રિય હોઇને પૌદ્ગલિક છે માટે જ કોઈક સમયે આખમાં તેજનો અભાવ પણ હોઈ શકે છે, અથવા મોતી બિન્દુ અને પીળીયા આદિ રોગોને કારણે પણ ચક્ષુજ્ઞાન બરાબર થઈ શકતુ નથી ચક્ષુ સ્વતઃ જડ હોઈછે કોઈપણ પદાર્થનુ જ્ઞાન મેળવવા માટે તે સમર્થ નથી.

આત્માના ઉપયોગથી ચક્ષુના કારણે થતું જ્ઞાન પણ અમુક કારણોને લઇને ચક્ષુ જ્યારે નષ્ટ થઈ જાય છે ત્યારે પણ પહેલાના ચાક્ષુપજ્ઞાનો આત્માને સ્મરણમાં રહે છે, જે અનુભવ ગમ્ય છે માટે જ્ઞાનમા આત્માનો ઉપયોગ જ મુખ્ય કારણ છે. પણ ચક્ષુ–આદિ ઇન્દ્રિયો નથી. ત્યારે એ નિશ્ચિત છે કે પદાર્થના પરિજ્ઞાનમાં અનંત શક્તિનો સ્વામી અને ચૈતન્ય ગુણ વિશિષ્ટ આત્મા પોતે ચક્ષુનો પ્રેરક બને છે. ત્યારે જ ચક્ષુ રૂપનુ ગ્રહણ કરવામા, કાન સાભળવામાં, જીવ સ્વાદ લેવામા, નાક સૂંઘવામા, અને સ્પર્શન્દ્રિય સ્પર્શ કરવામાં સમર્થ બને છે.

મકાનને જેમ બારીઓ હોય છે અને તે દ્વારા સચેતન માણસ બાહ્ય દશ્યોને જોઈ શકે છે તેમ શરીર મકાન છે અને તેમાં રહેલી પાંચે ઇન્દ્રિયો, બારીઓ છે જે જડ હોય છે. જડમાં 'જડત્વ' ધર્મ જ હોઈ શકે છે. કોઈ પણ કાળે અને કોઈના સામર્થ્યથી પણ જડમાં ચૈતન્ય ધર્મ આવી શકે તેમ નથી તેવી જ રીતે નાક,

કાન, જીભ અને સ્પર્શેન્દ્રિ પણ જડ છે આત્માના ઉપયોગ વિના વિષયનુ જ્ઞાન મેળવવામાં સમર્થ નથી તે જ રીતે મન પણ જડ હોવાના કારણે આત્માથી પ્રેર્ય બનીને જ પ્રવૃત્તિ કરે છે, માટે ઇન્દ્રિયોના સન્નિકર્ષથી થતું જ્ઞાન પ્રમાણ નથી વિદ્વત્પરિષદમાં સમ્યગ્ જ્ઞાન જ પ્રમાણભૂત બને છે. કેમકે આ જ્ઞાનની હૈયાતીમા જ આત્માને ઇન્દ્રિયો દ્વારા થતુ જ્ઞાન પણ યથાર્થ થાય છે, અને તેમ થતાં અભિમત (ઇચ્છિત) પદાર્થોને સ્વીકારવાની શક્તિ અને અનભિમત પદાર્થોને ત્યાગવાની શક્તિ પણ આત્માને થશે.

જ્યાં સુધી આત્માને સમ્યગ્ જ્ઞાન નથી ત્યાં સુધી જ હેય-ત્યાગવાં યોગ્ય પદાર્થોને તથા ક્રિયાઓને કરતો રહે છે અને સ્વીકારવા યોગ્ય પદાર્થોથી અને ક્રિયાઓથી દૂર ભાગે છે

જડ પદાર્થ જ્યારે પોતાનો પણ પ્રકાશક નથી બની શકતો તો પર પ્રકાશક શી રીતે બનશે? તેમ થતાં ચક્ષુસયોગથી થતુ જ્ઞાન પ્રમાણ છે કે? અપ્રમાણ? આનો નિર્ણય કરવામાં અનવસ્થા દોષથી બચી શકાય તેમ નથી માટે જ સન્નિકર્ષ પ્રમાણ હોઇ શકે નહી.

બૌદ્ધોનુ નિર્વિકલ્પ જ્ઞાન પણ આ પ્રમાણે ખંડિત થઈ જાય છે. કેમકે નામ, જાતિ અને ગુણ વિનાનુ જ્ઞાન અવ્યવહારુ હોવાથી કોઈ કાળે પણ વ્યવહારને યોગ્ય નથી, માટે નામ, જાતિથી પ્રસિદ્ધ થયેલું સવિકલ્પ યથાર્થ જ્ઞાન જ પ્રમાણ છે

જ્ઞાનાદ્વૈતવાદિઓનુ મન્તવ્ય છે કે આખાએ સસારમાં જ્ઞાનને છોડીને પરપદાર્થની વિદ્યમાનતા નથી, જે છે તે જ્ઞાન જ છે. બાહ્યપદાર્થો જે દેખાય છે તે જ્ઞાનના જ આકાર વિશેષ છે

પરન્તુ આવી માન્યતામાં તો પ્રત્યક્ષરૂપે દેખાતો, અનુભવાતો, સ્પર્શીભૂત થતો, સંભલાતો અને તે દ્વારા આત્માને થતો આનન્દ-અનુભવ અકિંચિત્કર જ સિદ્ધ થશે વ્યવહારમાં પ્રત્યેક માનવને

આ પ્રમાણે અનુભવ થાય છે કે-હુ છુ, મારૂ શરીર છે, મને આંખ છે, નાક છે, કાન છે, ભૂખ લાગે છે, ખોરાક લઉં છું, તરસ લાગે છે-પાણી પીઉં છું, વિષયવાસના થાય છે-સ્ત્રી સહવાસ કરૂ છું, તેનાથી આનન્દ આવે છે, સ્ત્રીને ગર્ભ રહે છે, મોટો થાય છે, જન્મે છે, પરણાવુ છું, તેને પણ સતાન થાય છે. આ બધાએ અનુભવોને ખોટા શી રીતે કરાશે ? માટે પરપદાર્થ શશશૃગની જેમ અસત્ નથી પણ સર્વદા વિદ્યમાન છે આ કારણથી સમ્યગ્ જ્ઞાન પોતાના સ્વરૂપને પ્રકાશિત કરે છે તેમ સસારના પદાર્થ માત્રને પણ યથાર્થ રૂપે પ્રકાશિત કરે છે·

જેમના મતમા જ્ઞાન સ્વપ્રકાશક નથી તો તેમને પૂછીએ કે–**चक्षुस्संयुक्तो घटः** આ પ્રમાણે ચક્ષુનો અને ઘટનો સબધ થતા, ઘટનુ જ્ઞાન શાથી થયુ ? સમવાય સબધથી ? એટલે કે આ ઘડો છે આનું જ્ઞાન સમવાયના કારણે થાય છે પણ આ માન્યતા પ્રત્ક્ષથી બાધિત છે જેમકે આખ ઉઘડી અને ઘડો દેખાયો કે તરત જ ઘડાનુ જ્ઞાન થાય છે, આમા સમવાય કયાથી આવ્યો ? માટે આ બધી દુસ્તરા અનવસ્થા દોષની નદી સામે જ આવે છે. જેમકે ચક્ષુ સયોગથી ઘડો દેખાયો હવે તમે ઘટમા '**घटत्व**' ને સમવાય સબધથી સિદ્ધ કરવાની માથાકૂટ કરશો તો પછી '**घटत्व**' ને સિદ્ધ શી રીતે કરશો ? આમ વાઘણની જેવી અનવસ્થા તમને કયાય પણ વિરામ આપશે નહી જ્યારે ઘટમા સ્વત એવી શક્તિ છે કે પોતે જ પોતાના '**घटत्व**' રૂપ સામાન્યનુ અને 'લાલરગ' વગેરે વિશેષનો બોધ કરાવી આપે છે જે સર્વને અનુભવ ગમ્ય છે. તેજ રીતે જ્ઞાન આત્માનો જ ગુણ હોઈને અનાદિનિધન છે. સૂર્યને કે દીવાને જોવા માટે બીજા સૂર્યની કે દીવાની આવશ્યકતા નથી. તેમ આ જ્ઞાન પણ સૂર્યની જેમ સ્વયં પ્રકાશિત છે

આ પ્રમાણના ચાર ભેદ છે

૧ પ્રત્યક્ષ, ૨ અનુમાન, ૩ ઉપમાન, ૪ આગમ આમાંથી પ્રત્યક્ષ પ્રમાણ બે પ્રકારે છે

૧. સાંવ્યવહારિક પ્રત્યક્ષ, ૨. પારમાર્થિક પ્રત્યક્ષ.

પહેલામાં ઇન્દ્રિયાવરણ કર્મના ક્ષયોપશમથી સ્પર્શેન્દ્રિય સ્પર્શને, રસતેન્દ્રિય રસને, ઘ્રાણેન્દ્રિય ગન્ધને, ચક્ષુરિન્દ્રિય રૂપને, અને શ્રવણેન્દ્રિય શબ્દને ગ્રહણ કરે છે. જે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન રૂપે બે ભેદે છે. પારમાર્થિક પ્રત્યક્ષનો આત્મા સાથે સીધો સબંધ હોવાથી અવધિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી અવધિજ્ઞાન થાય છે મનઃપર્યવ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી મનઃપર્યવ જ્ઞાન થાય છે અને કેવળ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી કેવળજ્ઞાન થાય છે અવધિજ્ઞાન દેવ અને નારકને લઈને ભવ પ્રત્યય હોય છે. જ્યારે તપશ્ચર્યા અને સમ્યગ્દર્શનાદિને લઇને મનુષ્ય તથા તિર્યંચ પ્રાણીને ગુણ પ્રત્યય અવધિજ્ઞાન હોય છે જે રુપવાન દ્રવ્યોને જ ગ્રહણ કરી શકે છે. જેને વર્ણ–ગંધ–રસ અને સ્પર્શ હોય તે રુપી પદાર્થ કહેવાય છે. સંયમની વિશુદ્ધિને લઈને આ કર્મના આવરણો ક્ષયોપશય પામતાં જ મનોદ્રવ્ય તથા તેના પર્યાયોને ગ્રહણ કરનાર મનપર્યવ જ્ઞાન થાય છે આ જ્ઞાનમાં સંયમશુદ્ધિ મુખ્ય કારણ છે. અને સંપૂર્ણ કર્મોની ક્ષય કરવાની સામગ્રી વિશેષથી જ્ઞાનાવરણીય કર્મોનો ક્ષય થતાં, દ્રવ્ય તથા તેમના અનંત પર્યાયોને સાક્ષાત્કાર કરનાર કેવળજ્ઞાન જ છે.

આ જ્ઞાનની ઉત્પત્તિમા મોહકર્મના સંપૂર્ણ આવરણો સર્વથા નાશ પામે છે, ત્યાર પછી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય કર્મના આવરણોનો વિચ્છેદ થતા કેવળજ્ઞાન થાય છે.

જેમને કેવળજ્ઞાન થાય છે તે અર્હન્, સર્વજ્ઞ, વીતરાગ કહેવાય છે. એ અરિહંત ભગવતો જ સર્વથા નિર્દોષ હોય છે તેમનુ વચન પ્રમાણાબાધિત હોય છે. આ કવળજ્ઞાનને કેવળાહાર

સાથે પણ વિરોધ નથી. કેમકે આપણે ખાઈએ છીએ ત્યારે જ આપણું જ્ઞાન સ્ફૂરાયમાન રહે છે તો પછી કેવળજ્ઞાનને કવળાહાર સાથ શા માટે વિરોધ હોય ?

આ પ્રમાણે પ્રત્યક્ષ પ્રમાણની વાત કર્યા પછી હવે આગળના પ્રમાણ માટે પણ વિચાર કરી લઈએ. યથાર્થવક્તા એટલે જે વસ્તુ જેવા પ્રકારે છે તેને તે જ પ્રમાણે કહેનાર વ્યક્તિ રાગ–દ્વેષથી સપૂર્ણ રીતે મુક્ત હોય છે

રાગ–દ્વેષ–હિસા–જૂઠના સેવનારા તથા પોતાની ધર્મપત્નીને સાથે રાખનારા વાનપ્રસ્થાશ્રમીઓ, જેઓ સ્નાન વગેરે કરવામાં, પુષ્પોની માળાના પરિધાનમા મસ્ત રહેનારા યોગીઓ છે તે હિસામાં લપટાયેલા હોવાથી મોહકર્મી છે, અને જ્યા મોહકર્મ છે ત્યા યથાર્થવક્તૃત્વ સભવી શકે તેમ નથી. માટે સદ્ધ્યાનરૂપી પવનથી ઉત્તેજિત થયેલી તપશ્ચર્યારૂપી અગ્નિમા મોહકર્મ સર્વથા બલી ગયા પછી કેવળજ્ઞાન થાય છે તેમના માલિકો અરિહત દેવો જ યથાર્થવક્તા સભવી શકે છે માટે જ તેમનું વચન 'આગમ' કહેવાય છે જે પ્રમાણભૂત છે જેનાથી માણસમાત્રને તત્ત્વજ્ઞાનની પ્રીતિ થાય છે માટે જ ઉપચારથી આપ્તવચન પણ આગમ કહેવાય છે કથનીય વસ્તુની યથાર્થતાને જાણે અને તેજ પ્રમાણે કથન કરે, તે જ આપ્ત કહેવાય છે અને તેમનું વચન જ અવિસવાદી હોય છે કેમકે તેમના વચનોમાં ક્યાંય રાગ–દ્વેષ નથી. વિસવાદ નથી, કેવળ જીવ માત્ર કર્મબધનની છુટે અને મોક્ષ–અવસ્થાને પામે એજ એક તથ્ય છે

વિસવાદિ વચન, રાગાત્મક અને દ્વેષાત્મક જ હોય છે. માટે પ્રમાણ હોઇ શકે નહી અયાર્થ વચન સ્વપ્રકાશક પણ નથી તો પરપ્રકાશક શી રીતે હોઈ શકે ? આવી અવસ્થામાં માણસ માત્ર

જે અનાદિકાલીન કર્મવાસનાઓથી ખરડાગેલો છે તેને હિંસા, જૂઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહ તથા માંસ ભોજન, શરાબપાન, પરસ્ત્રીગમન, વેશ્યાગમન આદિ પાપજનક કર્મોથી કોણ બચાવશે? માટે અવિસંવાદી વચનને બોલનાર જ આપ્ત કહેવાય છે લૌકિક અને લોકોત્તર ભેદથી આપ્ત બે પ્રકારના હોય છે લૌકિક આપ્તમાં પિતા, માતા, માસ્તર વગેરેનો સમાવેશ થાય છે. જ્યારે લોકોત્તર આપ્તમાં તીર્થંકર પરમાત્માઓનો સમાવેશ થાય છે. આપ્ત માત્ર શરીરધારી જ હોય છે, જ્યાં શરીર છે ત્યાં મુખ, નાક, હોઠ, દાંત, કંઠની વિદ્યમાનતા છે. તેથી શબ્દ પદ તથા વાક્યોની સુન્દર રચનાવડે ઉપદેશ આપી શકાય છે. શરીર વિનાનો માનવ ઉપદેશ શી રીતે આપી શકશે? કેમકે તેમને મુખ, દાંત વગેરે નથી હોતા તેથી અવસ્થામા શબ્દોચ્ચારણ પણ શી રીતે થશે? અને તે બિના ઉપદેશ પણ શાનો? માટે અપૌરુષેય વચન સંભવી શકે તેમ નથી. શબ્દોની ઉત્પત્તિ પૌરુષેય જ હોય છે કોઈ કાળે પણ ઢોલકી વીણા કે ડમરામાથી સ્પષ્ટભાષા સંભવી શકે જ નહી. તેથી શબ્દો પૌરુષેય અને પૌદ્‌ગલિક છે.

દેવનિકાયના દેવો પણ રાગ-દ્વેષવાલા હોવાના કારણે તેમની ભાષા પણ પ્રામાણિક હોતી નથી. કેમકે દેવતાઓના જ્ઞાનને પણ અવધિ હોય છે એટલે અધુરાપણુ હોય છે માટે આવો અધુરો જ્ઞાની બ્રહ્માંડના બધાએ પદાર્થોને પ્રત્યક્ષ કરી શકે તેમ નથી. તેથી અરિહંત દેવોનુ શ્રીમુખે પ્રકાશિત વચન જ સમ્યગ્જ્ઞાન છે આગમના ત્રણ પ્રકારો છે

૧ આત્માગમ. ૨ અનંતરાગમ. ૩ પરંપરાગમ. અર્થની અપેક્ષાએ તીર્થંકરોને આત્માગમ હોય છે. ગણધરો ને અનન્તરાગમ હોય છે.

## વૈમાનિકોનું જ્ઞાન

કેવળી છેલ્લા કર્મને વા છેલ્લી નિર્જરાને જાણે અને જૂએ. કેવલી પ્રકૃષ્ટ મનને વા પ્રકૃષ્ટ વચનને ધારણ કરે. કેવલીના આ પ્રકૃષ્ટ મનને વા પ્રકૃષ્ટ વચનને વૈમાનિકો પૈકી કેટલાક જાણે છે ને જૂએ છે. (અને કેટલાક નથી જાણતા અને જોતા) જેઓ માયિ મિથ્યાદષ્ટિ પણે ઉત્પન્ન થએલા છે, તે નથી જાણતા, જોતા, અને જેઓ અમાયી સમ્યક્દષ્ટિ પણે ઉત્પન્ન થયા છે, તેઓ જાણે છે ને જૂએ છે.

હવે અમાયી સમ્યગ્દષ્ટિમાં પણ જેઓ પરંપરોપન્નક છે, તેજ જાણે છે-જૂએ છે, ને જેઓ અનન્તરોપન્નક છે, તે નથી જાણતા, જોતા. પરંપરોપન્નકમાં પણ જેઓ પર્યાપ્તા છે, તે જાણે છે-જૂએ છે. અપર્યાપ્તા નથી જાણતા-જોતા તેમાં જે ઉપયોગવાળા-સાવધાનતાવાળા છે, તે જાણે છે, જૂએ છે. એટલા જ માટે કેટલાક જાણે છે, જૂએ છે ને કેટલાક નથી જાણતા નથી જોતા-એમ કહેવામાં આવ્યું છે.

## અનુત્તર વિમાનના દેવોનુ જ્ઞાન

હવે અનુત્તર વિમાનમા ઉત્પન્ન થએલા દેવો ત્યાં જ રહીને, અહિં રહેલા કેવલી સાથે આલાપ-સંલાપ કરવાને સમર્થ છે. કારણ કે અહિ રહેલ કેવલી ત્યાં રહેલા

---

ગણધરના શિષ્યોને પરંપરાગમ હોય છે.

સૂત્રની અપેક્ષાએ ગણધરોને આત્માગમ હોય છે.

ગણધરના શિષ્યોને અનંતરાગમ હોય છે. અને તેમના શિષ્યોને પરપરાગમ હોય છે.

હવે અનુમાન અને ઉપમાન પ્રમાણ પણ અનુયોગદ્વાર સૂત્રથી જાણી લેવુ. (જે પૃ૪ ૨૧૧ થી ૨૧૯ સુધી છે.)

અનુત્તર વિમાનના જે દેવો જે અર્થ, હેતુ, પ્રશ્ન, કારણ, વ્યાકરણને પૂછે છે, તેના ઉત્તર આપે છે. અને અહિંથી અપાએલા ઉત્તરને ત્યાં રહેલા દેવો જાણે છે ને જૂએ છે. કારણ કે તે દેવોને અનંતી મનોદ્રવ્ય વર્ગણાઓ પ્રાપ્ત છે. એ અનુત્તર વિમાનના દેવો ઉપશાંત મોહવાળા છે. ઉદીર્ણ-મોહવાળા કે ક્ષીણમોહવાળા નથી.

કેવલી ઇન્દ્રિયો દ્વારા જાણતા કે જોતા નથી. કારણ કે કેવલી મિત પણ જાણે છે ને અમિત પણ જાણે છે. કેવલીનું દર્શન એ આવરણ રહિત છે.

કેવલીને વીર્યપ્રધાન યોગવાળું જીવદ્રવ્ય હોવાથી તેના હાથ–પગ વગેરે અંગો ચલ હોય છે અને તેથી ચાલુ સમયમાં જે આકાશ પ્રદેશોમાં હાથ વગેરેને અવગાહી રહે છે, એ જ આકાશ પ્રદેશોમાં ભવિષ્યત્ ક્ષયના સમયમાં હાથ–પગ વગેરેને અવગાહી રહે નહિં.

ચૌદપૂર્વને જાણનાર શ્રુતકેવલી એક ઘડામાંથી હજાર ઘડાને, એક પટમાંથી હજાર પટને, એક સાદડીમાંથી હજાર સાદડીઓને, એક રથમાંથી હજાર રથને, એક છત્રમાંથી હજાર છત્રને અને એક દંડમાંથી હજાર દંડને કરી દેખાડવા સમર્થ છે, કારણ કે ચૌદપૂર્વીઓ ઉત્કરિકા ભેદવડે ભેદાતાં અનંત-દ્રવ્યો ગ્રહણ યોગ્ય કર્યાં છે, ગૃહ્યાં છે, અને તે દ્રવ્યોને ઘટાદિરૂપે પરિણમાવવા પણ આરંભ્યા છે. એટલા માટે તે પ્રમાણે કરી બતાવવા સમર્થ છે. 卐[૬૯]

---

卐 ૬૯. કેવળી ભગવાન ચરમ કર્મ અને ચરમ નિર્જરાને જાણે છે

શૈલેશીના છેલ્લા સમયે અનુભવાય તે ચરમ કર્મ છે અને

લગોલગના સમયે કર્મો આત્માથી છુટા પડે તે ચરમ નિર્જરા કહેવાય છે

અનુત્તર વિમાનવાસીદેવો ઉપશાન્ત મોહવાલા હોય છે.

જેઓને વેદમોહનીયકર્મ ઉત્કટ હોય તે ઉદીર્ણ મોહવાલા કહેવાય છે મોહકર્મક્ષીણ થયેલુ હોય તે ક્ષીણમોહવાલા કહેવાય છે. અને મૈથુનની સદ્દભાવના જેમને મુદલ નથી તે ઉપશાન્તમોહવાલા કહેવાય છે આ દેવો ઉપશાન્ત મોહવાલા હોય છે પણ તેમને ઉપશમશ્રેણી નહી હોવાથી સર્વથા મોહકર્મની ઉપશાન્તતા નથી.

ક્ષયકશ્રેણીવાલો જ ક્ષીણ મોહવાલો હોય છે દેવો તેવા નથી

કેવળી ભગવતોની ઈન્દ્રિયો અને મન યદ્યપિસત્તામા છે તો પણ કેવળજ્ઞાનના સદ્દભાવમા અકિંચિત્કર જેવી હોય છે માટે કેવળજ્ઞાનિઓ પોતાના જ્ઞાનથી બધુ જાણે છે

ભેદ પાચ પ્રકારે હોય છે

૧. ખંડભેદ, ૨ પ્રતરભેદ, ૩ ચૂર્ણિકાભેદ, ૪ અનુતટિકાભેદ, ૫. ઉત્કરિકાભેદ

૧ ખડભેદ એટલે લોખડ, તાંબુ, સીસુ, રૂપુ અને સુવર્ણના ટૂકડાઓના ખડે ખડે ભેદ તે ખડભેદ છે

૨. પ્રતરભેદ :–વાસ, નળ, કેળના થળોનો તથા મેઘ પહલોનો પ્રતરે પ્રતરે ભેદ તે પ્રતરભેદ કહેવાય છે.

૩ ચૂર્ણિકાભેદ એટલે તલ, મગ, ચ. શૃંગબેરના ચૂર્ણોનો ભેદ તે ચૂર્ણિકાભેદ કહેવાય છે

૪. અનુતટિકા ભેદ : કુવા, વાવ, તલાવ, પહાડી નદીની હારોનો જે ભેદ થાય તે અનુતટિકા ભેદ કહેવાય છે.

૫. ઉત્કરિકા ભેદ : અનાજની શિંગોનો ભેદ તે ઉત્કટિકા ભેદ છે.

## કર્મ, વેદના અને કુલકર

આ ઉદ્દેશકમાં કર્મ અને વેદના તેમજ કુલકરોની સંખ્યાનો વિષય છે. સારાંશ એ છે કે :—

કેટલાક લોકો એમ જ કહે છે કે–સર્વ પ્રાણ, ભૂત, જીવ, સત્ત્વો–એમણે જેમ કર્મ બાંધ્યું છે, તે જ પ્રમાણે વેદનાને અનુભવે છે. તેને ભગવાન મહાવીર સ્વામી ઠીક નથી માનતા. તેઓ કહે છે કે–કેટલાક પ્રાણો, ભૂતો, જીવો, અને સત્ત્વો એવંભૂત–પોતાના કર્મ પ્રમાણે વેદનાને અનુભવે છે અને કેટલાક પ્રાણો, ભૂતો, જીવો, સત્ત્વો અને એવંભૂત જેમ કર્મ બાંધ્યું છે, તેથી જુદી વેદનાને અનુભવે છે.

આવી જ રીતે નૈરયિકો પણ એવંભૂત અને અનેવંભૂત વેદનાને અનુભવે છે. 卐૭૦

જંબૂદ્વીપમાં આ ભારતવર્ષમાં અને અવસર્પિણી કાલમાં સાત કુલકરો થયા છે.

---

卐 ૭૦. ચૌદપૂર્વી જ્ઞાનીઓની 'મહાનુભાવતા' શ્રેષ્ઠતમ જ છે, તો પણ તેઓ 'એકલા સંયમવડે મોક્ષ મેળવી શકે તેમ નથી.' માટે જેઓ કેવળજ્ઞાન મેળવશે, તે મોક્ષમાં જશે.

એવભૂત આયુષ્ય કર્મ એટલે જે પ્રકારે બાંધ્યુ છે તે જ પ્રમાણે ભોગવાય, તે એવભૂત આયુષ્ય કહેવાય છે અને લાંબાકાળે અનુભવવા યોગ્ય બાંધેલુ આયુષ્ય થોડા કાળે પણ ભોગવાય તે અનેવભૂત આયુષ્ય કહેવાય છે તે અપમૃત્યુના સમયે જાણવુ, કેમકે કર્મોની સ્થિતિઘાત અને રસઘાત શાસ્ત્રને માન્ય છે.

મોટા યુદ્ધમા એકીસાથે હજારો માણસો મરે છે, તે અનેવભૂત આયુષ્યને લઇને મરે છે અન્યથા બધા જીવો એકીસાથે શી રીતે મૃત્યુને પામી શકે ?

સમયવાયાગ સૂત્રમાં આ કુલકર સંબંધી અને તીર્થંકરોની માતાઓ વગેરે સંબંધી વર્ણન છે.

કુલકરનાં નામો આ છે :- ૧ વિમલવાહન, ૨ ચક્ષુમાન, ૩ યશોમાન, ૪ અભિચંદ્ર, ૫ પ્રસેનજિત્, ૬ મરૂદેવ, ૭ નાભિ. 卐[૭૧]

---

૭૧. સાતે કુલકરોની સ્ત્રીઓના નામો અનુક્રમે આ પ્રમાણે છે : ચન્દ્રયશા, ચન્દ્રકાન્તા, સુરૂપા, પ્રતિરૂપા, ચક્ષુકાંતા, શ્રીકાતા અને મરૂદેવી

જમ્બૂદ્વીપના ભારતમાં આ અવસર્પિણીમા ૨૪ તીર્થંકરો થયા તેમના નામો :-ઋષભ, અજીત, સભવનાથ. અભિનન્દન, સુમતિ, પદ્મપ્રભ, સુપાર્શ્વ, ચન્દ્રપ્રભ, સુવિધિનાથ (પુષ્પદત), શીતલ, શ્રેયાંસ, વાસુપૂજ્ય, વિમલ, અનત, ધર્મનાથ, શાન્તિનાથ, કુન્થુનાથ, અરનાથ મલ્લિ, મુનિસુવ્રત, નમિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને વર્ધમાન (મહાવીરસ્વામી).

તીર્થંકરોની માતાઓના નામ : મરુદેવી, વિજયા, સેના, સિદ્ધાર્થા, મગળા, સુસીમા, પૃથ્વી, લક્ષ્મણા, રામા, નદા, વિષ્ણુ, જયા, શ્યામા, સુયશા, સુવ્રતા, અચિરા, શ્રી, દેવી, પ્રભાવતી, પદ્મા, વપ્રા, શિવા, વામા, ત્રિશલાદેવી

તેમના પિતાઓના નામ : નાભિરાજા, જિતશત્રુ, જિતારી, સવર, મેઘ, ધર, પ્રતિષ્ઠ, મહસેન, સુગ્રીવ, દઢરથ, વિષ્ણુ, વસુપૂજ્ય, કૃતવર્મા, સિંહસેન, ભાનુ, વિશ્વસેન, સૂર, સુદર્શન, કુભ, સુમિત્ર, વિજય, સમુદ્રવિજય, અશ્વસેન, સિદ્ધાર્થરાજા

એમની પ્રથમ શિષ્યાઓ બ્રાહ્મી. ફલ્ગુ, શ્યામા, અજીતા, કાશ્યપી, રતિ, સોમા, સુમના, વારૂણી, સુલસા, ધારણી, ધરણી, ધરણિધરા, પ્રથમ શિવા, શુચી, ઋજુકા, રક્ષી, બધુવતી, પુષ્પવતી,

અમિલા, અધિકા, યક્ષિણી, પુષ્પચૂલા અને ચન્દનબાળા.

એમના પ્રથમ શિષ્યો :ઋષભસેન, સિંહસેન, ચારૂ, વજ્રનાભ, ચમર, સુવ્રત, વિદર્ભ, દત્ત, વરાહ, આનન્દ, ગોસ્તુભ, સુધર્મ, મંદર, યશ, અરિષ્ટ, ચક્રાક્ષ, સ્વયંભૂ, કુંભ, ઈન્દ્ર, કુંભ, શુભ, વરદત્ત, દત્ત, ઇન્દ્રભૂતિ (ગૌતમ સ્વામી).

જે ઝાડ નીચે કેવળજ્ઞાન થયું તેના નામો : જે ચૈત્યવૃક્ષ કહેવાય છે. વડ, સાદડ, શાલ, પ્રિયક, પ્રિયંગુ, છત્રૌઘ, શિરીષ, નાગવૃક્ષ, માલી, પીપલો, તિંદુગ, પાટલ, જાંબુડો, અશ્વત્થ, દધિપર્ણ, નંદીવૃક્ષ, તિલક, આમ્ર, અશોક, ચંપક, બકુલ, વેતસ, ધાતકી, અને શાલવૃક્ષ.

જમ્બૂદ્વીપમાં ભારતક્ષેત્રમાં આવતી ચોવીસીના નામો : મહાપદ્મ, શૂરદેવ, સુપાર્શ્વ, સ્વયંપ્રભ, સર્વાનુભૂતિ. દેવશ્રુત, ઉદય, પેઢાલ, પોટ્ટિલ, શતકીર્તિ, મુનિસુવ્રત, સર્વભાવવિત્, અમમ, નિષ્કષાય, નિષ્પુલાક, નિર્મમ, ચિત્રગુપ્ત, સમાધિ, સંવર, અનિવૃતિ, વિજય, વિમલ, દેવોપપાત, અનંતવિજય

થનારી ચૌવીસીના પૂર્વભવીય નામો · શ્રેણિક, સુપાર્શ્વ, ઉદય, પોટ્ટિલ, અનગાર, દઢાયુ, કાર્તિક, શંખ, નંદ, સુનંદ, શતક, દેવકી, સત્યકી, વાસુદેવ, બલદેવ, રોહિણી, સુલસા, રેવતી, શતાલી, ભયાલી, દ્વૈપાયન, નારદ, અંબડ, દારૂમડ, બુદ્ધ, અને સ્વાતિ.

જમ્બૂદ્વીપમાં થયેલા બાર ચક્રવર્તિઓના નામો : ભરત, સગર, મઘવા, સનત્કુમાર, શાન્તિ, કુન્થુ, અર, સુભૂમ, મહાપદ્મ, હરિષેણ, જયનમ્પતિ, બ્રહ્મદત્ત.

તેમની માતાઓના નામો : સુમંગલા, યશોમતી, ભદ્રા, સહદેવી, અચિરા, શ્રીદેવી, તારા, જવાલા, મેરા, વપ્રા, ચુલ્લણી.

તેમનાં બાર સ્ત્રી રત્નોના નામો : સુભદ્રા, ભદ્રા, સુનંદા, જયા, વિજ્યા, કૃષ્ણાશ્રી, શૂરશ્રી, પદ્મશ્રી, વસુધરા, દેવી, લક્ષ્મીવતી, કુરૂમતી.

બલદેવોના નામો : અચલ, વિજય, ભદ્ર, સુપ્રભ, સુદર્શન, આનન્દ, નંદન, પદ્મ (રામચન્દ્રજી) તથા રામ.

વાસુદેવોના નામો · ત્રિપૃષ્ઠ, દ્વિપૃષ્ઠ, સ્વયંભૂ, પુરુષોત્તમ, પુરુપસિંહ, પુરુપપુંડરિક, દત્ત, નારાયણ (લક્ષ્મણ) અને કૃષ્ણ

વાસુદેવોની માતાઓ : મૃગાવતી, ઉમા, પૃથ્વી, સીતા, અમ્મયા, લક્ષ્મીવતી, શેપવતી કેકયી અને દેવકી
વાસુદેવના પિતાઓ : પ્રજાપતિ, બ્રહ્મ, સોમ, રૂદ્ર, શિવ, મહાશિવ, અગ્નિશિખ દશરથ વસુદેવ

પ્રતિવાસુદેવોના નામો : અશ્વગ્રીવ, તારક, મેરક, મધુકેટભ, નિશુંભ, બલિ, પ્રભરાજ, રાવણ અને જરાસંધ

આ ચૌવીસીમા પ્રથમ ઋષભદેવને દીક્ષા લીધા પછી એક વર્ષે ભિક્ષા મલી હતી બીજા બધા તીર્થંકર દેવોને દીક્ષાના બીજે દિવસે જ ભિક્ષા મળી હતી

મહાવીરસ્વામીએ દીક્ષા લીધી ત્યારે એકલા જ હતા, જ્યારે પાર્શ્વનાથ અને મલ્લિનાથે ત્રણસો પુરુષાં સાથે, વાસુપૂજ્ય ભગવાને છસો પુરુષો સાથે, ઋષભદેવ ભગવાને ચાર હજાર પુરુષો સાથે અને બાકીના બધાએ તીર્થંકર પરમાત્માઓએ એકએક હજાર પુરુષો સાથે દીક્ષા લીધી છે.

કયા ચક્રવર્તી કયારે થયા છે ?

૧ ભરત ચક્રવર્તી :– ઋષભદેવના સમયે થયા છે અને મોક્ષે ગયા છે

| | |
|---|---|
| ૨ સગર :- | અજિતનાથના સમયે થયા છે અને મોક્ષે ગયા છે. |
| ૩ મઘવા :- | ધર્મનાથ ભગવાનના નિર્વાણ પછી થયાં અને ત્રીજા સ્વર્ગે ગયા છે |
| ૪ સનત્કુમાર :- | શાન્તિનાથ ભગવાનના પહેલા થયા છે અને ત્રીજા સ્વર્ગે ગયા છે. |
| ૫ શાંતિનાથ :-<br>૬ કુન્થુનાથ :-<br>૭ અરનાથ :- | આ ત્રણે તીર્થંકરો એજ ભવમાં પ્રથમ ચક્રવર્તી અને પછી તીર્થંકર થયા છે. |
| ૮ સુભૂમ :- | ૧૮ અને ૧૯માં ભગવાનની વચ્ચે થયા અને નરકે ગયા છે |
| ૯ મહાપદ્મ :- | મુનિસુવ્રતસ્વામીના શાસનમાં થયા અને મોક્ષે ગયા છે. |
| ૧૦ હરિષેણ :- | નમિનાથના શાસનમાં થયા અને મોક્ષમાં ગયા છે. |
| ૧૧ જયનામા :- | ૨૧ અને ૨૨માં ભગવાનની વચ્ચે થયા અને મોક્ષે ગયા છે. |
| ૧૨ બ્રહ્મદત્ત :- | ૨૨ અને ૨૩મા ભગવાનની વચ્ચે થયાં અને નરકે ગયા છે. |

હવે વાસુદેવો, પ્રતિવાસુદેવો ક્યારે થયા છે?

| | |
|---|---|
| ૧ ત્રિપૃષ્ઠ વાસુદેવ :- | શ્રેયાંસનાથ ભગવાનના સમયમા થયા અને નરકે ગયા છે. |
| ૨ દ્વિપૃષ્ઠ વાસુદેવ :- | વાસુપૂજ્ય સ્વામીના શાસનમાં થયા અને નરકે ગયા છે. |

| | |
|---|---|
| ૩ સ્વયંભૂ :- | વિમલનાથ પ્રભુના સમયમાં થયા અને નરકે ગયા છે. |
| ૪ પુરુષોત્તમ :- | અનંતનાથ પ્રભુના સમયમાં થયા અને નરકે ગયા છે |
| ૫ પુરુષસિંહ :- | ધર્મનાથ પ્રભુના સમયમાં થયા અને નરકે ગયા છે |
| ૬ પુરુષ પુંડરિક . | ૧૮ અને ૧૯માં ભગવાનની વચ્ચે થયા અને નરકે ગયા છે. |
| ૭ દત્ત .- | ૧૮ અને ૧૯માં ભગવાનની વચ્ચે થયા અને નરકે ગયા છે |
| ૮ લક્ષ્મણ .- | ૨૦ અને ૨૧ ભગવાનની વચ્ચે થયા અને નરકે ગયા છે. |
| ૯ કૃષ્ણ :- | નેમિનાથ ભગવાનના શાસનમાં થયા છે. અને નરકે ગયા છે. |

નવ પ્રતિવાસુદેવો વાસુદેવોના સમકાલીન હોય છે તથા પૂર્વભવના પરસ્પર હાડવૈરી હોય છે અને તેઓ પણ મરીને નરકે જ જાય છે.

નવ બલદેવો વાસુદેવોના ભાઈ હોવાથી તેમનો સમય પણ એજ છે.

આ પ્રમાણે ત્રિષષ્ટિશલાકા પુરુષોના પિતા ૫૧, માતા ૬૧, અને જીવ સંખ્યા ૫૯ની હોય છે તે આ પ્રમાણે —

વાસુદેવ અને બલદેવના પિતા એક જ હોવાથી, તથા શાન્તિનાથ-કુન્થુનાથ અને અરનાથ આ ત્રણે ચક્રવર્તી અને તીર્થંકર હોવાથી ૯×૩+૧૨ આ પ્રમાણે ૬૩-૧૨=૫૧ પિતા રહ્યાં.

શાન્તિનાથ, કુન્થુનાથ અને અરનાથ ભગવાન ચક્રવર્તી અને તીર્થંકર હોવાથી ત્રણ અને મહાવીરસ્વામીની દેવાનન્દા તથા

ત્રિશલા માતા બે હોવાથી ૬૩−૩=૬૦×૧=૬૧ માતાઓ થઇ.

આ પ્રમાણે શાન્તિનાથ કુન્થુનાથ અને અરનાથ ત્રણે ચક્રવર્તી, તીર્થંકર હોવાથી ત્રણ અને ત્રિપૃષ્ઠ વાસુદેવને તથા મહાવીર સ્વામીને જીવ એક હોવાથી આમ ચાર જીવ થર્યા એટલે ૬૩−૪=૫૯ જીવો થયાં.

તીર્થંકરોના યક્ષો, (શાસનદેવો) અનુક્રમેઃ—

ગોમુખ, મહાયક્ષ, ત્રિમુખ, યક્ષેશ, તુંબુરૂ, કુસુમયક્ષ, માતંગ, વિજય, અજિત, બ્રહ્મયક્ષ, મનુજેશ્વર, કુમારયક્ષ, ષણ્મુખયક્ષ, પાતાલયક્ષ, કિન્નરયક્ષ, ગરૂડ, ગંધર્વ, યક્ષેન્દ્ર, કુબેર, વરૂણ, ભૃકુટિ, ગોમેધ, પાર્શ્વયક્ષ અને માતંગયક્ષ છે.

તેમની યક્ષિણીઓ (શાસનદેવીઓ) અનુક્રમેઃ—

ચક્રેશ્વરી, અજિતા, દુરિતારિ, કાલિકા, મહાકાલી, અચ્યુતા, શાન્તા, જ્વાલા, સુતારકા, અશોકા, શ્રીવત્સા, ચંડા (પ્રવરા), વિજયા, અંકુશા, પ્રજ્ઞપ્તિ, નિર્વાણી, અચ્યુતા, ધરણી, વૈરૂટ્યા, દત્તા, ગાંધારી, અંબિકા, પદ્માવતી, સિદ્ધાયિકા

હવે ચૌવીસ તીર્થંકરોની રાશિ, તારા, નક્ષત્ર, નાડી, લાંછન, ગણ, યોનિ અને વર્ગ માટે વિચાર કરી લઇએ. જે નીચેના કોષ્ઠકમાં વર્ણેલ છે.

| તીર્થંકર | રાશિ | તારા | નાડી | નક્ષત્ર | લાંછન | ગણ | યોનિ | વર્ગ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ ઋષભદેવ | ધન | ૩ | ૩ | ઉ પાઢા | વૃષભ | મનુષ્ય | નકુલ | ગરૂડ |
| ૨ અજિતનાથ | વૃષભ | ૪ | ૩ | રોહિણી | હાથી | ,, | સર્પ | ,, |
| ૩ સંભવ | મિથુન | ૫ | ૨ | મૃગશીર્ષ | ઘોડો | દેવ | સર્પ | ઘેટા |
| ૪ અભિનંદન | ,, | ૭ | ૧ | પુનર્વસુ | વાનર | ,, | બીલાડો | ગરૂડ |

| તીર્થંકર | રાશિ | તારા | નાડી | નક્ષત્ર | લાછન | ગણ | યોનિ | વર્ગ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૫ સુમતિ | સિંહ | ૧ | ૩ | મઘા | ક્રૌંચ | રાક્ષસ | ઉંદર | ઘેટો |
| ૬ પદ્મપ્રભુ | કન્યા | ૫ | ૨ | ચિત્રા | કમળ | ,, | વ્યાઘ્ર | ઉંદર |
| ૭ સુપાર્શ્વ | તુલા | ૭ | ૩ | વિશાખા | સ્વસ્તિક | ,, | ,, | ઘેટો |
| ૮ ચન્દ્રપ્રભુ | વૃશ્ચિક | ૮ | ૨ | અનુરાધા | ચન્દ્ર | દેવ | હરણ | સિંહ |
| ૯ સુવિધિ | ધન | ૧ | ૧ | મૂલ | મત્સ્ય | રાક્ષસ | શ્વાન | ઘેટો |
| ૧૦ શીતલ | ,, | ૨ | ૨ | પૂ. ષાઢા | શ્રવત્સ | મનુષ્ય | વાનર | ,, |
| ૧૧ શ્રેયાંસ | મકર | ૪ | ૩ | શ્રવણ | ગેંડો | દેવ | વાનર | ,, |
| ૧૨ વાસુપૂજ્ય | કુંભ | ૬ | ૧ | શતતારા | પાડો | રાક્ષસ | અશ્વ | હરણ |
| ૧૩ વિમલ | મીન | ૮ | ૨ | ઉ.ભાદ્રપદા | વરાહ | મનુષ્ય | ગૌ | ,, |
| ૧૪ અનંત | ,, | ૯ | ૩ | રેવતી | બાજ | દેવ | હાથી | ગરૂડ |
| ૧૫ ધર્મનાથ | કર્ક | ૮ | ૨ | પુષ્ય | વજ્ર | ,, | બકરો | સર્પ |
| ૧૬ શાંતિનાથ | મેષ | ૨ | ૨ | ભરણી× | હરણ | મનુષ્ય | હાથી | ઘેટો |
| ૧૭ કુંથુનાથ | વૃષભ | ૩ | ૩ | કૃતિકા | બકરો | રાક્ષસ | બકરો | બીલાડો |
| ૧૮ અરનાથ | મીન | ૯ | ૩ | રેવતી | નન્દ્યાવર્ત | દેવ | હાથી | ગરૂડ |
| ૧૯ મલ્લિનાથ | મેષ | ૧ | ૧ | અશ્વિની | કળશ | ,, | ઘોડો | ઉંદર |
| ૨૦ મુનિસુવ્રત | મકર | ૪ | ૩ | શ્રવણ | કાચબો | ,, | વાનર | ,, |
| ૨૧ નમિનાથ | મેષ | ૧ | ૧ | અશ્વિની | કમળ | ,, | ઘોડો | સાપ |
| ૨૨ નેમિનાથ | કન્યા | ૫ | ૨ | ચિત્રા | શંખ | રાક્ષસ | વ્યાઘ્ર | ,, |
| ૨૩ પાર્શ્વનાથ | તુલા | ૭ | ૩ | વિશાખા | સર્પ | રાક્ષસ | વ્યાઘ્ર | ઉંદર |
| ૨૪ મહાવીર | કન્યા | ૩ | ૧ | ઉ.ફાલ્ગુની | સિંહ | મનુષ્ય | ગૌ | ઉંદર |

જૈન શાસનની મહત્તા એટલા જ માટે પ્રશંસનીય છે કે તેને માનવીય પ્રશ્નોનો ઉકેલ માનવીય દૃષ્ટિએ જ કર્યો છે, તીર્થંકરોની

× શાન્તિનાથ ભગવાનનું નક્ષત્ર ભરણી જ છે.

ગેરહાજરીમાં 'સ્થાપના નિક્ષેપથી' તે ભગવતોની પાષાણ, ધાતુ, ચન્દન, હીરા, સુવર્ણ આદિની મૂર્તિઓ પણ તીર્થંકર ભગવતોના દર્શન, વન્દન જેટલો જ આનદ આપે છે માટે જૈન શાસનનો પ્રત્યેક મેંબર તીર્થંકરોની તસ્વીર મૂર્તિ વગેરે પોતાને ત્યાં અથવા મંદિરમાં રાખીને તેના દર્શન સ્પર્શન અને વન્દનથી પોતાની જાતને ધન્ય બનાવે છે.

અપૂર્વ તથા સાત્વિક ભક્તિ રસના માધ્યમથી આત્માને આનન્દ દેનારી વીત્તરાગ પરમાત્માની મૂર્તિની સ્થાપનામા પણ જૈનાચાર્યોએ સામાજિક દૃષ્ટિનો જ ઉપયોગ કર્યો હોવાથી મૂર્તિ, વ્યક્તિ-કુટુબ-ગામ-સમાજ અને દેશને માટે પણ હિતકારિણી બને તે આશયથી મૂર્તિ ભરાવનાર ગૃહસ્થ, સંઘ તથા ગામની રાશિ, નાડી, વર્ગ યોનિ, ગણ આદિ સાથે તે તે ભગવંતો અનુકુલ છે કે નહી? તે જોવા માટે ખાસ આગ્રહ રાખ્યો છે તે આપણે સંક્ષેપથી પણ ખાસ મહત્ત્વની વાતો જાણી લઈએ

માણસ માત્રનો આ સ્વભાવ છે કે તે જ્યારે બીજા સાથે સંબંધ જોડે છે ત્યારે તેની સાથેની લેણાદેણીનો ખ્યાલ અવશ્ય રાખે છે, પછી તે વીત્તરાગની મૂર્તિ હોય, મુનીમ હોય, પત્ની હોય, મિત્ર હોય અથવા વ્યાપાર હોય બધાની સાથે પોતાનુ ભાગ્ય શી રીતે અને કેટલા પ્રમાણમાં મેલ ખાશે? તે માટે જ જ્યોતિષનો સહારો લેવામાં આવે છે હવે તે બધી વાતો જૈન જ્યોતિષ પ્રમાણે આપણે વિચારીએ

(૧) યોનિ :-જુદા જુદા નક્ષત્રોની જુદી જુદી યોનિ હોય છે, તેમાં પરસ્પર વૈર વાલી યોનિ હોવી ન જોઈએ જેમકે એકનુ નક્ષત્ર હાથી યોનીનું હોય અને બીજાનું સિંહ યોનિનુ હોય તો પરસ્પર વિરુદ્ધ યોનિ હોવાથી તે નક્ષત્રોના માલિકોને પણ આપસમા વૈર

વિરોધ થયા વિના રહે તેમ નથી

હાથી-સિંહ ઘોડો-પાડો, વાંદરો-ઘેટો, કુતરું-હરણ, સાપ-નોલીઓ, ગાય-વાઘ, બીલાડો-ઉંદર પરસ્પર જાતિ વૈર વાલા હોવાથી આપસમાં જેમ મેલ નથી હોતો, તેમ તે નક્ષત્રો વાલા જીવોને પણ પરસ્પર મેલ હોતો નથી. મૂર્તિ ભરાવનાર ગૃહસ્થનુ નક્ષત્ર ઉંદર. યોનિનું અને વીતરાગ ભગવાનનુ નક્ષત્ર બીલાડા યોનિનુ હોય તે સમજી લેવાનુ કે મૂર્તિ ભરાવનાર ભાગ્યશાલીને મૂર્તિથી કંઈ પણ લેણા-દેવી રહેવાની નથી.

## નક્ષત્રોની યોનિ

ભરણી અને રેવતિ નક્ષત્રની યોનિ હાથી છે

ધનિષ્ઠા પૂર્વાભાદ્રપદની યોનિ સિંહ છે

અશ્વિની શતભિષાની યોનિ ઘોડો છે.

હસ્ત અને સ્વાતિની યોનિ પાડો છે.

| | | |
|---|---|---|
| પૂર્વાષાઢા શ્રવણની | ,, | વાંદરો |
| કૃતિકા અને પુષ્યની | ,, | ઘેટો |
| આદ્રા મૂલની | ,, | કૂતરો |
| અનુરાધા જયેષ્ઠાની | ,, | હરણ |
| રોહિણી મૃગશિરની | ,, | સર્પ |
| ઉત્તરાષાઢા અભિજિતની | ,, | નોળીઓ |
| ઉ ફાલ્ગુની, ઉ ભાદ્રપદાની | ,, | બળદ |
| ચિત્રા વિશાખાની | ,, | વાઘ |
| પુનર્વસુ, આશ્લેષાની | ,, | બીલાડો |
| મઘા પૂ ફાલ્ગુનીની | ,, | ઉંદર |

(૨) ગણ, નક્ષત્રો ત્રણ ગણમાં સમાપિત છે

દેવગણ અશ્વિની, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, સ્વાતિ, મૃગશિર, અનુરાધા, શ્રવણ, રેવતી

મનુષ્યગણ ત્રણ પૂર્વા, ત્રણ ઉત્તરા, રોહિણી, ભરણી, આર્દ્રા.

રાક્ષસગણ કૃતિકા, વિશાખા ચિત્રા, ધનિષ્ઠા, શતભિષા, જયેષ્ઠા, મૂલ, આશ્લેષા અને મઘા નક્ષત્રો.

બને વ્યક્તિ એટલે કે મૂર્ત્તિ ભરાવનાર અને ભગવાન યદિ એક જ ગણના હોય તો શ્રેષ્ઠ છે, એકનો દેવગણ અને બીજાનો માનવગણ હોય તો સાધારણ સારું છે પરન્તુ એકનો દેવગણ અને બીજાનો રાક્ષસ ગણ હોય તો કલેશકારી હોય છે. એકનો માનવગણ અને બીજાનો રાક્ષસ ગણ હોય તો મૃત્યુકારી હોય છે જેમ કે નેમિનાથ ભગવાન રાક્ષસ ગણના છે અને મૂર્ત્તિ ભરાવનાર દેવ ગણ અથવા મનુષ્ય ગણનો હોય તો તે મૂર્ત્તિ તે ભાગ્યશાલીને નુકશાનકારક બનશે

(૩) રાશિ . પરસ્પર રાશિનો મેલ પણ હોવુ જોઈએ બનેની રાશિમા મિત્રતા હોય તો રાશિમેલાપક સારો રહેશે અન્યથા હાનિ.

અશુભ બીજુ, બારમું, નવપચક, ષડાષ્ટક સારા માટે નથી.

શત્રુષડાષ્ટક આ પ્રમાણે છે :

વૃષ–ધન, કર્ક–કુભ, કન્યા–મેષ, વૃશ્ચિક–મિથુન, મકર–સિહ, મીન–તુલા

અશુભ બીજુ બારમુ વૃશ્ચિક–તુલા, મકર–ધન, મીન–કુભ, વૃષ–મેષ, જયારે કર્ક, મિથુન અશુભતર છે

મધ્યમ નવપચમ કુભ–મિથુન, મીન–કર્ક, કર્ક–વૃિશ્ચક, કન્યા–મકર

(૪) નાડિવેધ —નાડીના ત્રણ પ્રકાર છે.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| આદ્યનાડી | અ | આ | પુન | ઉ.ફા | હ | જયેષ્ઠા | મૂ | શ | પૂ ભા | |
| મધ્યનાડી | ભ | મૃ | પુષ્ય | પૂ ફા | ચિ | અનુ | પૂ ષા | ધ | ઉ ભા | |
| અન્ત્યનાડી | કૃ | રો | અશ્લેષા | મ | સ્વાતિ | વિ | ઉ ષા | શ્ર | રેવતી | |

નાડીવેધ એટલે આદ્યનાડીના નક્ષત્રોમાં વરવધૂ તથા મૂર્તિ ભરાવનાર અને જિનબિમ્બ ન હોવા જોઇએ તે પ્રમાણે મધ્યનાડીમા તથા અન્ત્યનાડીમાં પણ વેધનો ત્યાગ કરવો.

જેમકે ભરણી નક્ષત્રમાં જન્મેલ મૂર્તિ ભરાવનાર હોય. અને પુષ્ય નક્ષત્રમા જન્મેલા ધર્મનાથ ભગવાન હોય તો બનેની એકજ નાડી હોવાથી. નાડીવેધ નામનો દોષ લાગુ પડે છે. વરવધૂને પણ નાડીવેધ ટાલવો.

(૫) વર્ગ —વર્ગનુ તાત્પર્ય વર્ણમાલાના વર્ણ-વર્ગો સાથે છે. જેના આઠ વર્ગો થાય છે. ૧ અવર્ગ (અથી ઔ સુધી) ૨ કવર્ગ, ૩ ચવર્ગ, ૪ ટવર્ગ, ૫ તવર્ગ, ૬ પવર્ગ, ૭ યવર્ગ (ય વ ર લ) ૮ શવર્ગ (શ ષ. સ હ.) છે

આમાથી કોઇપણ વર્ગને પાચમા વર્ગ સાથે શત્રુતા હોય છે. જેમકે અમથાલાલને, તારાચદ, થાનમલ, દાનમલ, ધનરાજ અને નરોતમ સાથે શત્રુભાવ હોય છે. કેમકે અમથાલાલ ૧ વર્ગ છે અને ત્યાથી તવર્ગ પાચમો છે માટેજ ત્યાજ્ય છે.

(૬) લભ્ય-દેય એટલે લેણાદેણી કોણ કોનો લેણદાર છે? અને દેવાદાર છે? તે જાણવાની ઇચ્છા સૌને હોય છે.

વર-વધૂ, શેઠ-મુનીમ, ભાગીદારો, અને મૂર્તિસ્થાપન કરનાર જિનબિબ પાસેથી ફાયદામા રહેશે? કે હાનિમા? આ જોવા માટે જેમકે અમથાલાલ જાણવા માંગે છે કે શાન્તિલાલ સાથે મારે લેણાદેણી કેવી છે? આમા જે જાણવા માગે છે તેનો વર્ગ અક સામે વાલાના વર્ગ અકની આગળ મૂકવો અને આઠની સખ્યાથી ભાગ દેવો શેષને આધા કરવા. જે આવે તે આગલા વર્ગવાળો પાછલના વર્ગવાલાનો દેવાદાર બને છે ત્યારપછી જેની સાથે સબધ જોડવો છે તેની વર્ગ સખ્યાને પહેલા મૂકવી અને પછી

પોતાને મૂકીને આઠથી ભાગ દેવો. શેષના આધા કરવા. આમાં સંબધિત આદમી દેવાદાર બનશે જેમ અમથાલાલ શાન્તિલાલની વર્ગ સંખ્યા ૧૮–૮ શેષ ૨ રહ્યા તેના આધા ૧ વિશ્વા રહ્યો. એટલે અમથાલાલ, શાન્તિલાલનો ૧ વિશ્વા દેવાદાર છે. બીજી રીતે, શાન્તિલાલના વર્ગને પહેલા રાખતા ૮૧–૮–શેષ ૧ રહ્યો તેના આધા કરતા ૦ા વિશ્વા રહ્યો. એકમાંથી ૦ા ને બાદ કરતા અમથાલાલ શાન્તિલાલનો ૦ા વિશ્વા જ દેવાદાર, છે અર્થાત્ અમથાલાલનો શાન્તિલાલ સાથે દેવાદારીનો સંબંધ છે, જ્યારે શાન્તિલાલ અમથાલાલ પાસેથી ૦ા વિશ્વા લેણદાર બને છે. આજ પ્રમાણે અમથાલાલ શાન્તિનાથ ભગવાનનો પણ દેવાદાર હોવાથી આ ભગવાન અમથાલાલને માટે ફાયદાકારક નથી. અમથાલાલ શેઠ જો પોતાની દુકાનનુ નામ 'શાન્તિ સ્ટોર્સ' મકાનનું નામ 'શાંતિભવન' રાખે તો પણ આ શેઠને નુકશાન જ ભોગવવાનું રહેશે સુવર્ણ એટલે સોનાના વ્યાપારમાં પણ શેઠને ફાયદો થાય તેમ નથી. જ્યારે એજ અમથાલાલ શેઠને મહાવીર સ્વામીના જિનબિંબ સાથે, મોતીના વ્યાપાર સાથે અને પોતાની દુકાનનુ નામ 'મહાવીર સ્ટોર્સ' હોય તો ફાયદાકારક છે.

હવે ઉપર કહેલી યોનિ, ગણ, રાશિ અને નાડીવેધ આ ચારે બાબતો પોતાના જન્મ નક્ષત્રથી જોવી જોઈએ અને વર્ગમેલ તથા લેણાદેવીનો પોતાના પ્રસિદ્ધ નામે જ જોવાનો આગ્રહ રાખવો. જન્મ નક્ષત્રની માહિતી ન હોય તો જ બધી વાતો ચાલુ નામે જોવી. તીર્થંકર ભગવાનની નવી મૂર્તિ બનાવીને અંજનશલાકા, પ્રતિષ્ઠા કરવામાં ઉપરની છએ વાતોનો વિચાર જરૂર કરવો જોઈએ. વ્યક્તિના નામે મૂર્તિ ભરાવવાની હોય તો તેના નામ સાથે જ છ વાતોની વિચારણા કરવાની અને જો તે મૂર્તિ સંઘ તરફથી ભરાવવાની હોય તો ગામના નામથી જોવી.

હવે છ એ વાતોમાં યોનિ, ગણ, રાશિ અને વર્ગમાં કંઈક અપવાદ પણ છે તે પણ ધ્યાનમા રાખવા જેવા છે.

(૧) યોનિવૈરમાં અપવાદ :- મૂર્તિ ભરાવનાર અને ભગવાન સાથે પરસ્પર યોનિવૈર હોવાં છતાં પણ, ભરાવનારની નક્ષત્ર યોનિથી સામે વાલાની નક્ષત્ર યોનિ કમજોર હોય. તો કોઈપણ જાતનો વાધો નથી. જેમકે કેવલચંદનુ જન્મ નક્ષત્ર 'પુનર્વસુ' છે તેની યોનિ બિલાડો છે અને સુમતિનાથ ભગવાનની યોનિ ઉંદર છે હવે આ બંનેમાં યદ્યપિ જાતવૈર છે તો પણ ભગવાનની યોનિ કમજોર હોવાથી એટલે કેવળચંદની યોનિ ભગવાન કરતાં પણ સશક્ત છે માટે આ યોનિ-વૈર હાનિકારક નથીજ.

સર્વત્ર દેવની યોનિથી ધનિક (મૂર્તિ ભરાવનારની)ની યોનિ બલવાન્ હોવી જોઇએ, તો આ દોષનો અવકાશ નથી અથવા દેવ અને ધનિકમાં યોનિવૈર હોય અને દેવની યોનિ બલવાન હોય તો પણ યદિ બંનેમા આપસમાં વૈર ન હોય તો એ આ દોષનો અવકાશ નથી કેમકે યોનિવૈર, જાતિવૈર હોવાથીજ ત્યાજ્ય છે. અન્યથા નહી

(૨) ગણવેર અપવાદ -આમા પણ ધનિકનો ગણ બલવાન હોય તો વાધો નથી. મૂર્ત્તિ ભરાવનાર રાક્ષસગણનો હોય અને, જિનબિંબનો દેવ ગણ હોય તો પણ આ ગણવૈર નડતો નથી

(૩) રાશિવૈરમાં અપવાદ -પરસ્પર રાશિઓના સ્વામી જો મિત્ર બનતા હોય તો રાશિકૂટ દૂષિત નથી પણ ગ્રાહ્ય છે તે આપણે જોઈએ

પ્રીતિષડષ્ટક :-મેષ-વૃશ્ચિક, મિથુન-મકર, સિંહ-મીન, તુલા-વૃષ ધનુ-કર્ક, કુંભ-કન્યા.

શ્રેષ્ઠ બીયું બારમું :—મેષ—મીન, મિથુન—વૃષ, સિંહ—કર્ક, તુલા—કન્યા, ધનુ—વૃશ્ચિક, કુંભ—મકર,

શુભ નવપંચમ :—મેષ—સિંહ, વૃષ—કન્યા, મિથુન—તુલા, સિંહ—ધનુ, તુલા—કુંભ, વૃશ્ચિક—મીન, ધનુ—મેષ, મકર—વૃષ.

શુભ તૃતીયૈકાદશ :—મેષ—કુંભ, વૃષ—મીન, મિથુન—મેષ, કર્ક—વૃષ, સિંહ—મિથુન, કન્યા—કર્ક, તુલા—સિંહ, વૃશ્ચિક—કન્યા, ધન—તુલા, મકર—વૃશ્ચિક, કુંભ—ધન, મીન—મકર.

શ્રેષ્ઠતર દશમ ચતુર્થ :—વૃષ—કુંભ, કર્ક—મેષ, વૃશ્ચિક—સિંહ, મકર—તુલા, કન્યા—મિથુન, મીન—ધન.

## શ્રેષ્ઠ દશમ ચતુર્થ :—

મેષ—મકર, મિથુન—મીન, સિંહ—વૃષ, તુલા—કર્ક, ધન—કન્યા, કુંભ—વૃશ્ચિક ઉપર પ્રમાણે રાશિઓના સ્વામીને પરસ્પર મિત્રતા તથા એકતા હોવાના કારણે જ ગ્રાહ્ય છે.

(૪) વર્ગવૈરમાં અપવાદ :—યદ્યપિ પરસ્પર પંચમ વર્ગ ત્યાજ્ય હોવા છતાં પણ યદિ ધનિક એટલે મૂર્તિ ભરાવનારનો વર્ગ બલવાન હોય અને દેવોનો વર્ગ નિર્બલ હોય તો વર્ગ વૈર પણ આપત્તિ જનક નથી.

જેમ કે ગોમતીપુરનો 'ગ' ક વર્ગમાં હોઈને બીલાડો વર્ગ છે પાર્શ્વનાથ 'પ' વર્ગમા હોઈને ઉંદર છે ક વર્ગથી પ વર્ગ પાચમો હોવા છતા પણ અહીં ધનિકનો વર્ગ જે બીલાડો છે તે ઉંદર કરતા પણ બલવાન હોવાથી ગ્રાહ્ય બનશે. વર્ગોના માલિકો આ પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| અ વર્ગનો માલિક | | ગરૂડ |
| ક વર્ગ | " | બીલાડો |
| ચ વર્ગ | " | સિંહ |

| | | |
|---|---|---|
| ટ વર્ગ | માલિક | શ્વાન (કુતરુ) |
| ત વર્ગ | ,, | સર્પ |
| પ વર્ગ | ,, | ઉ દર |
| ય વર્ગ | ,, | હરણ |
| શ વર્ગ | ,, | ગે ડો |

ઉપર પ્રમાણેના ચારે અપવાદો ધ્યાનમાં રાખીને પરસ્પર સુમેલની જમાવટ કરવી.

શુભ દિવસ, નક્ષત્ર, તારા, મુહૂર્ત, લગ્ન, નવ માસમાં ચઢતે ઉત્સાહે વીતરાગ પ્રભુની પ્રતિષ્ઠા કરવી જોઈએ

તે સમયે પ્રતિષ્ઠા કરનાર આચાર્ય, ઉપાધ્યાય તથા મુનિરાજને ચન્દ્રબળ હોવુ અત્યન્ત આવશ્યક છે તથા મૂર્ત્તિ સ્થાપન કરનાર ગૃહસ્થને ગોચરમા સૂર્ય તથા ચન્દ્રની શુદ્ધિ, તારા બળ અને ગુરુની શુદ્ધિ તેવી નિતાન્ત આવશ્યક છે ગમે તેવા સારા મુહૂર્તો અને યોગો પણ જો ગોચર પદ્ધતિને અનુકૂલ નહી હશે તો પ્રતિષ્ઠાપકને હાનિ થયા વિના નહી રહે માટે ગમે તેવા સારા કાર્યોના મુહૂર્તો કઢાવતા પહેલા ગોચર શુદ્ધિનુ ધ્યાન અવશ્યમેવ રાખવુ જોઈએ.

ગોચરમા ગુરૂ અશુદ્ધ હોય તો ૧૨ મહિને રાશિ બદલ્યા પછી જ સારા કાર્યો કરવા તેમજ ચન્દ્રબળ કનિષ્ઠ હશે ? તો ગમે તેવો રાજયોગ, રવિયોગ, અમૃત–સિદ્ધિયોગ પણ ફળપ્રદ થશે નહી તે રીતે સૂર્યની અશુદ્ધિ પણ નડયા વિના રહેશે નહી માટે બધું સારી રીતે જોવડાવીને પછી પ્રતિષ્ઠા કરવી જોઇએ આ પ્રમાણે જિનેશ્વર દેવની પ્રતિષ્ઠા સૌને માટે કલ્યાણપ્રદ હોય છે હવે કઈ રાશિવાલા ગૃહસ્થને કયા ભગવાન શુભ, અતિશુભ, મધ્યમ તથા અશુભ રહેશે. તે કોષ્ઠક દ્વારા સમજીએ.

## પ્રતિષ્ઠાપક તથા પ્રભુની રાશિનો કોઠો

| સ્થાપક રાશિ | મે | વૃ | મિ | ક | સિં | ક | તુ | વૃ | ધ | મ | કું | મી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| એક રાશિ | ૧૬ | ૨ | ૩ | ૧૫ | ૫ | ૬ | ૭ | ૮ | ૧ | ૧૧ | ૧૨ | ૧૩ |
| શુભ | ૧૯ | ૧૭ | ૪ | | | ૨૨ | ૨૩ | | ૯ | ૨૦ | | ૧૪ |
| | ૨૧ | | | | | ૨૪ | | | ૧૦ | | | ૧૮ |
| બીયુ બારમુ | ૧૩ | ૩ | ૨ | ૫ | ૧૫ | ૭ | ૬ | ૧ | ૮ | ૧૨ | ૧૧ | ૧૬ |
| મધ્યમ | ૧૪ | ૪ | ૧૭ | | | ૨૩ | ૨૨ | ૯ | | | ૨૦ | ૧૯ |
| ૨+૧૨ | ૧૮ | | | | | | ૨૪ | ૧૦ | | | | ૨૧ |
| બીયું બારસું | ૨ | ૧૬ | ૧૫ | ૩ | ૬ | ૫ | ૮ | ૭ | ૧૧ | ૧ | ૧૩ | ૧૨ |
| અશુભ | ૧૭ | ૧૯ | | ૪ | ૨૨ | | | ૨૩ | ૨૦ | ૯ | ૧૪ | |
| ૨+૧૨ | | ૨૧ | | | ૨૪ | | | | | ૧૦ | ૧૮ | |
| ૩+૧૧ શુભ | ૩ | ૧૩ | ૫ | ૨ | ૩ | ૮ | ૧ | ૬ | ૭ | ૮ | ૧ | ૨ |
| | ૪ | ૧૪ | ૧૬ | ૬ | ૪ | ૧૫ | ૫ | ૧૧ | ૨ | ૧૩ | ૧૦ | ૧૧ |
| | ૧૨ | ૧૫ | ૧૯ | ૧૭ | ૭ | | ૯ | ૨૦ | ૨૩ | ૧૬ | ૧૭ | ૧૭ |
| | | ૧૮ | ૨૧ | ૨૨ | ૨૩ | | ૧૦ | ૨૨ | | ૧૮ | ૧૯ | ૨૦ |
| | | | | ૨૪ | | | | ૨૪ | | | ૨૧ | |
| સામી પ્રીત | ૧૧ | ૫ | ૬ | ૭ | ૨ | ૧ | ૧૧ | ૫ | ૬ | ૭ | ૨ | ૧ |
| અતિશુભ | ૧૫ | ૧૨ | ૧૩ | ૧૬ | ૮ | ૩ | ૧૫ | ૧૨ | ૧૩ | ૧૬ | ૮ | ૩ |
| ૪–૧૦ | ૨૦ | | ૧૪ | ૧૯ | ૧૭ | ૪ | ૨૦ | | ૧૪ | ૧૯ | ૧૭ | ૪ |
| | | | ૧૮ | ૨૩ | | ૯ | | | ૧૮ | ૨૧ | | ૯ |
| | | | ૨૨ | ૨૧ | | ૧૦ | | | ૨૨ | ૨૩ | | ૧૦ |
| | | | ૨૪ | | | | | | ૨૪ | | | |

| સ્થાપક રાશિ | મે | વૃ | મિ | ક | સિં | ક | તુ | વૃ | ધ | મ | કું | મી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નવ પચમ | ૧ | ૬ | ૭ | ૮ | ૧ | ૨ | ૩ | ૧૫ | ૫ | ૨ | ૭ | ૮ |
| મધ્યમ | ૫ | ૧૧ | ૨૩ | | ૯ | ૧૭ | ૪ | | ૧૬ | ૧૭ | ૨૩ | |
| | ૯ | ૨૦ | | | ૧૦ | | ૧૨ | | ૧૯ | | | |
| ૯+૫ | ૧૦ | ૨૨ | | | ૧૬ | | | | ૨૧ | | | |
| | | ૨૪ | | | ૧૯ | | | | | | | |
| | | | | | ૨૧ | | | | | | | |
| નવ પચમ | | | ૧૨ | ૧૩ | | ૧૧ | | ૧૩ | | ૬ | ૩ | ૧૫ |
| અશુભ | | | | ૧૪ | | ૨૦ | | ૧૪ | | ૨૨ | ૪ | |
| | | | | ૧૮ | | | | ૧૮ | | ૨૪ | | |
| પ્રીતિષડષ્ટક | ૮ | ૭ | ૧૧ | ૧ | ૧૩ | ૧૨ | ૨ | ૧૬ | ૧૫ | ૩ | ૬ | ૫ |
| મધ્યમ | | ૨૩ | ૨૦ | ૯ | ૧૪ | | ૧૭ | ૧૯ | | ૪ | ૨૨ | |
| ૬+૨ | | | | ૧૦ | ૧૮ | | | ૨૧ | | | ૨૪ | |
| મૃત્યુષડષ્ટક | ૬ | ૧ | ૮ | ૧૨ | ૧૧ | ૧૬ | ૧૩ | ૩ | ૨ | ૫ | ૧૫ | ૭ |
| અશુભ | ૨૨ | ૯ | | | ૨૦ | ૧૯ | ૧૪ | ૪ | ૧૭ | | | ૨૩ |
| ૬+૮ | ૨૪ | ૧૦ | | | | ૨૧ | ૧૮ | | | | | |
| સમ શુભ | ૭ | ૮ | ૧ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૬ | ૨ | ૩ | ૧૫ | ૫ | ૯ |
| ૭+૭ | ૨૩ | | ૯ | ૨૦ | | ૧૪ | ૧૯ | ૧૭ | ૪ | | | ૨૨ |
| | | | ૧૦ | | | ૧૮ | ૨૧ | | | | | ૨૪ |

## અલ્પ-લાંબા આયુષ્યનું કારણ

આ પ્રકરણમાં જીવોનું લાંબુ-ટૂંકુ આયુષ્ય, ક્રિયાવિચાર, અગ્નિકાય, ધનુષ્યવાળા પુરુષની ક્રિયા, નૈરયિકો, આધાકર્માદિ આહાર, આચાર્ય-ઉપાધ્યાયનાં ભવગ્રહણો, મૃષાવાદીનું કર્મ-વગેરે બાબતો છે. સાર આ છે:—

જીવ ત્રણ કારણોથી થોડું જીવવાના કારણરૂપ કર્મ બાંધે છે. પ્રાણોને મારીને, ખોટું બોલીને અને તથારૂપ શ્રમણ-બ્રાહ્મણને અપ્રાસુક અને અનેષણીય ખાન-પાન વગેરે આપીને. આથી ઉલટું પ્રાણોને નહિં મારીને, ખોટું નહિં બોલીને અને તથારૂપ શ્રમણ વા બ્રાહ્મણને પ્રાસુક અને એષણીય ખાન-પાનાદિ પદાર્થો આપીને લાંબા કાળ સુધી જીવવાના કારણભૂત કર્મને બાંધે છે. આમાં પણ ઉપરની ત્રણ અશુભ ક્રિયાઓ સાથે જો તથારૂપ શ્રમણ-બ્રાહ્મણની હીલણા, નિંદા, ફજેતી, અપમાન વગેરે કરવામાં આવે તો અશુભ રીતે લાંબા કાળ જીવવાના કારણભૂત કર્મ બાંધે છે અને પ્રાણોને નહિં મારીને, ખોટું નહિં બોલીને તથારૂપ શ્રમણ-બ્રાહ્મણને પર્યુપાસી, મનોજ્ઞ, પ્રીતિકારક, અશન-પાનાદિ આપવામાં આવે તો શુભ પ્રકારે લાબુ આયુષ્ય ભોગવવાનું કર્મ બાંધે છે.卐 ૭૨

---

卐 ૭૨. જન્મેલો માણસ દુ:ખી છે. તેમજ દુ:ખોની રાશિ પણ હજારો પ્રકારની છે, જ્યારે સુખ અને તેના સાધનો તો વિજલીના ચમકારા જેવા ક્ષણભંગુર છે અમુક માણસ સુખના સાધનો હોવા છતા પણ દુ:ખી કેમ છે ? લક્ષાધિપતિના ઘરમાં જન્મ્યો છે, ખાવા માટે સીરો છે, બદામ છે, પીસ્તા છે, કેશરીયા દૂધ છે, છતાં એ બે વર્ષનો, પાચ, પચ્ચીશ વર્ષનો થઈને જ કેમ

મરી ગયો ? ગર્ભમા હતો ત્યારે જેની માતાએ દૂધ, મલાઈ, અને માલપુઆ ખાધા છે છતા પણ ગર્ભસ્થ જીવ ગર્ભમા જ કેમ મરી ગયો ? માતાનુ એક સંતાન બધી વાતે હુશીઆર છે જ્યારે બીજુ સંતાન બેરું, બોબડું, અને ઠુંઠુ શાથી થયું ? માતા પિતાના ખોરાક ઘણા જ સારા હોવા છતા પણ તથા ફેમીલી ડોકટરોની ઘણી જ કાળજી પૂર્વકની સેવા પ્રાપ્ત થયેલી હોવા છતા પણ જન્મ લેનારો બાળક લુલો, લગડો, કાળા રંગનો શી રીતે થયો ? અને ભણતરમા ભોપો શાથી રહ્યો ?

જ્યારે બીજો બાલક બધી રીતે હુશીઆર શી રીતે બન્યો ? એક સરખા આકૃતિ અને જોડલા રૂપે જન્મેલા એ બાળકોમાં ચારિત્ર, પરાક્રમ, વિજ્ઞાન, વૈરાગ્ય, આરોગ્ય અને સંપત્તિમાં આકાશ પાતાળ જેટલો ફરક શા માટે છે ? માતા પિતા અને ભણવાના સાધનો એક સરખા સારા હોવા છતા એક સતાન દુરાચારી બને છે જ્યારે બીજો સદાચારી, એક માયકાગલો બીજો બહાદુર, એક વૈરાગી બીજો લબાડ શા કારણે બને છે ?

પ્રતાપ, ઉદ્યમ, સાહસ એક સરખા હોવા છતા પણ એક સફળતાના સોપાન સર કરે છે જ્યારે બીજો બાપની મુડી પણ નાશ કરી નાખે છે. સંસ્કૃત-પ્રાકૃત જેવી દૈવી ભાષાને ભણેલો પણ દુરાચારી શા માટે ? અને અંગ્રેજી ભાષાને જાણનારો સદાચારી શા માટે ?

કાન, આખ, નાક, મસ્તિષ્ક, હૃદય અને શરીરના સ્પેશ્યાલિસ્ટ ડોકટરો પણ બેરા, બોબડા, બેડોલ, ચક્ર ગાંડા, ખરાબ હૃદય અને શરીરના શા કારણે થાય છે ? દાંતના ડોકટરના પણ દાતો અકાળે પડે છે, આંખના ડોકટરો પણ અંધ થાય છે. તેઓ પોતાના દાત અને આંખ કેમ બચાવી શકતા નથી ?

પ્રત્યક્ષ રૂપે દેખાતી સંસારની આ વિચિત્રતાને હલ શી રીતે કરવી ? અને જ્યાસુધી આ પ્રશ્નોનો નિર્ણય ન થાય ત્યાંસુધી સમ્યગ્જ્ઞાનમાં પણ અધુરાપણું રહેશે.

ઈશ્વર તો મહાદયાળુ છે, જીવ માત્રનો પરમ મિત્ર છે, અને સ્વતઃ નિરાકાર એટલે શરીર વિનાનો છે તે શામાટે આવા ગોરખ ધંધા કરવામાં બદનામ થાય ? જીવોને બધી રીતે દુઃખી જોઈને ભગવાનને જો બાલકની જેમ મજા આવતી હોય તો તે પરમાત્માની મહાનુભાવતા કયાં રહી ? દયાલુ માણસ તો સર્વત્ર સુખ શાતિ અને સમાધિનુ સર્જન કરનાર હોય છે પણ સસાર તેવો દેખાતો નથી, કેમકે જીવમાત્રને સુખ થોડુ જ છે અને દુખ અનંત છે. પછી પરમાત્માની દયા, અને દયાલુતા કયાં રહી? "મૃત્યુ પામેલો જીવ ઈશ્વરના દરબારમા હાજર થાય છે, ત્યાં ધર્મરાજ તે જીવના પુણ્ય તથા પાપના લેખા જોખા જૂએ છે. અને પછી ન્યાય કરીને તે જીવાત્માને સુખ દુઃખ આપે છે, અને તે તે સ્થાનકોમાં પટકે છે." આવા સિદ્ધાન્તથી તો ઈશ્વરની સત્તા કરતાં પણ કર્મસત્તાની બલવત્તાનો નિર્ણય થાય છે અર્થાત્ જીવાત્માએ જેવા કર્મો કર્યા હોય તેને અનુરૂપ જ ફળ ભોગવવા પડે છે. માટેજ કર્મસત્તા સર્વોપરી છે. અન્યથા રાવણ સીતાજીનું હરણ કરી જાય છે. આની ખબર ભગવાન જેવા ભગવાન રામચન્દ્રને પણ કેમ ન પડી?

સંસારનું નિર્માણ કરનારા ભગવાને 'સોનાનુ' હરણ' તો બનાવ્યું નથી. તો આ સુવર્ણ મૃગ કયાથી આવ્યો ? ભગવાન પણ ભૂલ્યા અને સુવર્ણમૃગને લેવા માટે પાછલ દોડ્યા, તે શી રીતે બન્યુ ? રાવણ સાથે યુદ્ધ કરીને લાખો કરોડો માણસોને મૃત્યુના ઘાટે ઉતાર્યા, જેને લઇને મરેલા માણસોની વિધવા બનેલી સ્ત્રીઓ,

અને પુત્ર વિયોગમાં ઝૂરતી માતાઓને આખી જીન્દગી રોવું પડ્યુ છે, તો આવી બાળચેષ્ટા ભગવાને શા માટે કરી ?

કોઠાઓના યુદ્ધમાં અભિમન્યુને મૃત્યુના દર્શન કરાવીને નવી ઉગતી કલી જેવી 'ઉત્તરા'ને વિધવાપણુ અપાવવા માટેનું નાટક ભગવાને શા માટે કર્યું ?

આ અને આના જેવી બીજી બધી વાતોને ધ્યાનમાં રાખ્યા પછીજ તુલસીદાસજીએ રામાયણમાં લક્ષ્મણજીના મુખે સાચુંજ કહેવરાવ્યુ છે કે-"**विश्व प्रधान कर्म करी राखा जो जस करही वो तस फल चाख**"

**कर्मणो हि प्रधानत्वं किं कुर्वन्ति शुभाग्रहाः ।**
**वसिष्ठदत्तलग्नोऽपि राम· प्रव्रजितो वने ॥**

અને ભવ ભવાન્તરના યોગી ભર્તૃહરિએ તો '**तस्मै नमः कर्मणे**' એમ કહીને હાથ ઝાટકી નાખ્યા છે

ઈત્યાદિક બાબતોને જોયા પછી જીવ માત્રને સુખ-દુઃખ દેનાર તેના પોતાના કરેલા કર્મોજ છે, બીજો કોઈપણ નથી. માયા વશ બનેલો આ મૂઢાત્મા ફરી ફરીથી કર્મો કર્યા કરે છે અને ફરી ફરીથી ભોગવે છે.

ભગવતીસૂત્રમાં પ્રશ્ન આવા પ્રકારનો છે.

જીવો એવા કયા કર્મો કરે છે જેનાથી આયુષ્યની મર્યાદા ટુંકી થાય છે એટલે કે નાની ઉમ્રમા જ મૃત્યુના મહેમાન બને છે ?

જવાબમાં અનન્ત જ્ઞાનના સ્વામી ભગવંતે ફરમાવ્યું કેઃ —

૧ જીવહિંસા કરવાથી

૨. જૂઠું બોલવાથી.

૩. શ્રમણને અપ્રાસુક અને અનેષણીય, આહાર પાણી દેવાથી.

ઉપરના ત્રણે કારણોને લઈને જીવાત્મા અલ્પાયુષી થાય છે.

જીવહિંસા :—હિમ્ ધાતુ પરથી પરજીવને મારવાના અર્થમાં હિંસા હિંસ્ર, અને હિંસક શબ્દો બને છે. એટલે કે પોતાથી અતિરિક્ત બીજા જીવને મારવુ તે હિંસા, મારવા માટે પુરુષાર્થ કરવો તે હિંસ્ર કર્મ અને મારનાર હિંસક કહેવાય છે. આનો વિશાળ અર્થ આ પ્રમાણે છે:—

૧. દ્વેષવશ બીજાના પ્રાણોને હણનાર હિંસક છે.

૨. દ્વેષવશ બીજાની વૃત્તિઓને તોડનાર હિંસક છે.

૩ દ્વેષ તથા રાગ વશ સ્વસ્ત્રી સિવાય બીજી સ્ત્રીના શિયળ અર્થાત્ સતીત્વને ભ્રષ્ટ કરનાર હિંસક છે.

૪. ભોગાસક્ત બનીને ક્રૂરતાપૂર્વક મૈથુન કર્મનો રાગી હિંસક છે, મહાહિંસક છે.

૫ મૈથુન કર્માસક્ત બનીને ગર્ભગત જીવનો ખ્યાલ કર્યા વિના મૈથુન સેવવાનો ભાવ રાખવો તે ભયંકર હિંસા છે.

૬ બીજાઓની રોટી, બેટી, અને વ્યાપાર છીનવી લેવું, તે પણ હિંસા છે.

૭ બીજાઓના મર્મ ઉઘાડવા, ખોટી સાક્ષી દેવી, અને બીજાની ચોરી કરવી તે હિંસા છે

૮. ખોટા વ્યાપાર, સેળભેળ, ૧૫ કર્માદાન રૂપ વ્યાપાર કરવા તે હિંસા છે.

૯ અને પરજીવને જે કારણથી આપણે પીડા કરીએ તે પણ હિંસા છે

૧૦ આન્તર જીવનમાં કાષાયિક ભાવ પણ હિંસાને આમંત્રણ આપે છે.

કષાય તથા પ્રમાદ, વશ આપણે જે જીવની હિંસા કરીએ છીએ તે મરનાર, દુઃખી બનનાર જીવો, શિયલ ખંડિત સ્ત્રી, અને જાનવરો આપણને શ્રાપ દીધા સિવાય રહે તેમ નથી. કેમકે મરનાર જીવ મારનારનો શત્રુજ બને છે. ગાલી દેનાર માણસ ગાલી ખાનારનો શત્રુ બને છે, કીડી, મકોડી, માકડ, જૂ, આદિ ક્ષુદ્ર જીવોનો મારનાર પણ મરનારા તે જીવોનો શત્રુ બને છે. આ પ્રમાણે બીજા જીવોના શત્રુ બનવું એજ મહાદુ:ખ છે.

શત્રુભાવનો ફળાદેશ પ્રાય: કરીને શ્રાપમાં પરિણમે છે.

ધર્મશાળા, પાણીની પરબ ઈત્યાદિક સ્થાનો બનાવતા પહેલા "ત્યાં કોઈના શિયળ તો લુટાશે નહી? કબૂતર, મોર, ચકલા વગેરે જાનવરો વિના મોતે બીલાડી, કૂતરાના હુમલાથી મરશે તો નહી?' આવા ખ્યાલો વિવેક પૂર્વક પહેલા કરવા. જેથી આપણો પૈસો કોઈના પણ પાપ કર્મનું કારણ બનવા પામે નહી. શિયળ ખંડિત સ્ત્રીને જ્યારે ધર્મનુ ભાન થાય છે ત્યારે જે સ્થાનમાં શિયલ ખંડાયુ છે તે સ્થાન, તેનો માલિક, અને શિયળ ખંડિત કરનાર પુરૂષ, આ ત્રણે તેના દુશ્મન બનશે.

કેમકે તે સમયે તેના મુખમાથી ઉદ્ગારો નિકળશે કે–"ભાડમાં જાય તે ધર્મસ્થાન જ્યાં મારૂં શિયળ લુટાણુ." સત્યાનાશ જાઓ આ માણસનો જેના કારણે મારી આ દશા થઇ- "પરમાત્માએ તેમને મૂગા રાખ્યો હોત તો સારૂ થાત જેથી મારે જેલમાં જવું ન પડત"

ઈત્યાદિક શ્રાપથી ભરેલા શબ્દોની અસર જ્યારે આપણા જીવનમાં સર્જન પામશે ત્યારે પૂર્વભવના હિંસક જીવનમાં સેગ્રા

કરેલા શ્રાપો, દુઃખોના પહાડો રૂપે જ્યારે સામે આવશે. ત્યારે આપણને હેરાન હેરાન કરી મૂકશે. ઘણા શ્રાપોના ભારથી દબાઈ ગયેલા માનવો જ આપણા માટે ઉદાહરણરૂપે પ્રત્યક્ષ છે. માટે ભગવાન મહાવીર સ્વામીએ કહ્યું કે 'હિંસક જીવન શાપ છે, અને અહિંસક જીવન આશીર્વાદ છે."

હિંસક માણસ આવતા ભવને માટે અલ્પાયુષ્યનો સ્વામી થશે. કેમકે શાપગ્રસ્ત માનવ સુખોને ભોગવી શકતો નથી.

૨ જૂઠું બોલનાર પણ અલ્પાયુષી થાય છે. કેમકે જૂઠ અને હિંસાને ઘનિષ્ઠ સંબંધ છે. હિંસક માણસ જૂઠ બોલનારોજ હોય છે અને જૂઠો માણસ હિંસકજ હોય છે.

હિંસક માણસની ભાવલેશ્યાઓ જેમ ખરાબ હોય છે, તેમ જૂઠ બોલનારની પણ લેશ્યાઓ ખરાબજ હોય છે, અને તેમ થતા કૃષ્ણ, નીલ અને કાપોત લેશ્યા જેના રંગો–સ્વભાવો જેવા જ અધ્યવસાયો એ આત્મામા થયા વિના રહેતા નથી. માટે આવો માણસ સમ્યક્ત્વને મેળવી શકવા સમર્થ નથી બનતો. સમ્યક્ત્વને પદ્મ, તેજ અને શુક્લ લેશ્યા સાથે સંબંધ છે અને જૂઠ વ્યવહારનો માલિક આ લેશ્યાઓમાં ટકી શકતો નથી.

માયાવી માણસ પણ હિંસક એટલા માટે છે કે માયા –પ્રપંચને જૂઠ સાથે સીધો સબંધ હોય છે, માટે જ અનુભવિઓ કહી ગયા છે કે :

" સમકિતનું મૂળ જાણીએ રે, સત્ય વચન સાક્ષાત્,
સાચામાં સમકિત વસે રે, માયામાં મિથ્યાત્વ રે પ્રાણી "

અર્થાત્ સમ્યક્ત્વની પ્રાપ્તિમાં મૂળ કારણ સત્ય વચન જ છે, આચારાંગ સૂત્રમાં ભગવાને ફરમાવ્યું છે કે 'सच्चं खलु भयवं'

સત્ય જ પરમાત્મા છે. કેમ કે જીવનના સત્યાચરણમાં ભગવાનનો વાસ છે. સત્ય ભાષા જ અહિંસક ભાષા છે, માટે સત્યને છોડીને બીજા ભગવાનની કલ્પના કરવી એ કોરી કલ્પના જ છે, જીવનની વૃત્તિમાત્ર તથા પ્રવૃત્તિ માત્રમાં સત્યતા એટલે કે અસત્યતા કે મૃષાવાદનો ત્યાગ આવ્યા સિવાય માણસ અરિહંત બની શકતો નથી

અરિહંત પદનો બાધક જાતિમદ, કુલમદ, જ્ઞાનમદ, સંપ્રદાયવાદ, ક્રિયાવાદ અને વિતંડાવાદ આદિ મુખ્ય છે. કેમ કે આમાં અસત્યતાનો અંશ આવ્યા વિના રહેતો નથી. એ મદનો અને વાદનો માલિક ગમે તેવો તપસ્વી અને ત્યાગી હોઈ શકે છે પણ આત્મશુદ્ધિનુ લક્ષ્ય સિદ્ધ કરી શકે તેમ નથી.

આજ વાતને ભગવંત શ્રી હેમચન્દ્રાચાર્યજીની સાક્ષી આપી દઈએ '**ज्ञानचारित्रयोर्मूलं सत्यमेव वदन्ति ये**' એટલે કે જ્ઞાન અને ચારિત્રનું મૂલ જ સત્ય વચન છે, અને ભગવાન ભાષ્યકારના વચનનો અનુવાદ કરીને કહીએ તો જ્ઞાન સાથે સમ્યગ્-દર્શનનુ પણ ગ્રહણ સમજી લેવાનુ છે સમ્યગ્દર્શન વિના સમ્યગ્-જ્ઞાન અને ચારિત્ર નથી, માટે ત્રણે રત્નોની પ્રાપ્તિનું મૂલ સત્ય વચન જ છે

"**ज्ञानक्रियाभ्यां मोक्षः**" જ્ઞાનમાં દર્શન પણ લેવું અને ચારિત્ર (ક્રિયા) એટલે સત્ય ધર્મ લેવો.

સત્ય જીવન વિના ચારિત્રની આરાધના અધુરી છે, સાવ અધુરી છે કેમ કે અહિંસા ધર્મની આરાધના માટે જ બીજા વ્રતોને પાળ (વાડ) તરીકે અનિવાર્ય રૂપે માન્યા છે. એમાં પણ સત્યવ્રત જો તૂટી જાય તો બીજા વ્રતો શી રીતે ટકશે ?

"એક બાજુ સંસારભરના પાપ અને બીજી બાજુ અસત્ય ભાષણનું પાપ એ બંનેની સમાનતા જો કરવી હોય તો અસત્યનુ પાપ સૌથી વધારે અને પ્રતિકાર વિનાનુ પાપ છે."

આ બધી વાતોનું ધ્યાન રાખીને દિવ્ય જ્ઞાનના સ્વામી ભગવાન મહાવીર સ્વામીએ કહ્યુ કે અસત્ય બોલનાર અલ્પાયુષી હોય છે જીવનમા 'આત્મધર્મ'ની પ્રાપ્તિ જો થઈ ગઈ હોય તો સસારના કોઈ પણ પદાર્થને માટે તે ભાગ્યશાળીને જુઠ બોલવાનુ રહેતું નથી

આત્મધર્મી જીવ આડંબર વિનાનો જ હોય છે, કેમ કે આડબર ભર્યા જીવનમાં જૂઠ, પ્રપચ, માયામૃષાવાદ પરપરિવાદ, અભ્યાખ્યાન, રતિ-અરતિ, અને છેવટે પરિગ્રહની માત્રા પ્રકારાન્તરે પણ વધતી જ જાય છે અને જેમ જેમ પરિગ્રહ વધે છે તેમ તેમ શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શના ભોગોનુ રાગપૂર્વક સેવન હોય છે, અને પ્રચ્છન્નપણે પણ શબ્દાદિ પ્રત્યેની ભોગ લાલસા ભાવ મૈથુન જ કહેવાય છે **"सद्दा रूवा रसा गंधा, फासाणं पवियारणा मेहुणस्स .."** અસત્યભાષી, અસત્યાચરણી, અસત્ય-વ્યાપારી અને વ્યવહારી માણસ પોતાના વ્યક્તિત્વનો દુશ્મન હોય છે, અને જે પોતાનો દુશ્મન હોય છે તે પૂરા સસારનો પણ દુશ્મન બને છે અને તેમ થતા તેના પોતાના જીવનમા વૈર-ઝેર, ક્લેશ-કકાસના માધ્યમથી તે ભાગ્યશાળી ઘણા જીવોનો શત્રુ બનશે અને આવતાં ભવમાં અલ્પાયુષી જ થશે.

૩ અલ્પાયુષી થવામાં ત્રીજું કારણ ફરમાવતા ભગવાને કહ્યુ કે: પંચ મહાવ્રત ધારી મુનિરાજને જે કોઈ પણ 'અપ્રાસુક અને અનેષણીય' આહાર-પાણી વગેરે પદાર્થો આપે છે તે પણ બીજા ભવોમાં અલ્પાયુષી થશે.

ગુણ અને ગુણીના સબંધ અનાદિ નિધન હોય છે. સ્વાર્થવશ, લોભવશ, માયાવશ અને દેવગતિના સુખો મેળવવાની ઘેલછાવશ માણસ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રાદિ ત્રણે ગુણોની અવહેલના કરે છે અને તે દ્વારા ગુણી પુરુષોની પણ અવહેલનાનો ભાગીદાર થાય છે અથવા ત્રણે ગુણોના ધારણ કરનારા ગુણવંતોની નિંદા તિરસ્કાર કરીને ત્રણે રત્નોની આશાતના કરે છે.

સ્વાર્થવશ બનેલો આત્મા સમ્યગ્દર્શનાદિ ગુણોના વિકાસ પ્રત્યે બેદરકાર હોવાથી તે ગુણોના ધારક પ્રત્યે મોહાન્ધ બને છે અને મોહાન્ધ બનેલો માણસ ભક્તિમાં અતિરેક કર્યા વિના રહી શકે તેમ નથી, એક જ આચાર્ય તેમના સાધુ સાધ્વીઓ માટે રસોડા ખોલીને બીજા સંઘાડાના સાધુઓની માનસિક અવહેલનાને કર્મનિર્જરા સાથે સંબધિત કરવી એ મોટામા મોટી ઉત્સૂત્ર પ્રરૂપણા છે. પણ મોહાન્ધ માણસ સમ્યગ્જ્ઞાનથી હજારો કોશ દૂર હોય છે. તેથી તેની પરવા તે કરી શકે તેમ નથી.

લોભવશ બનેલો આત્મા મુનિરાજોની ભક્તિમાં પોતાને દ્રવ્યાદિકનો લાભ ઇચ્છનારો હોય છે, તેથી લોભાન્ધ બનેલો આત્મા તે તે મુનિરાજોના સમ્યગ્દર્શનાદિને પણ હાનિ પમાડે તેવી ભક્તિ કરવા માટે તૈયાર રહેશે.

માયાવશ બનેલો આત્મા મુનિરાજો તથા આચાર્ય ભગવંતોનું સાન્નિધ્ય અને સામીપ્ય એટલા માટે ઇચ્છે કે જેનાથી આચાર્ય ભગવંતોની કૃપાથી "હું ટ્રસ્ટી બની જાઉં, થોડા પૈસા વાપરીને પણ મોટો યશ મેળવી લઉં સમાજની ઘણી સંસ્થાઓમાં મારૂં સ્થાન સ્થિર થઈ જાય" જેથી મારા વ્યવહારને વાંધો ન આવે. આ પ્રમાણેના માયાન્ધને સમ્યગ્દર્શનાદિ ગુણોના વિકાસ સાથે કંઈ પણ લેણાદેણી હોતી નથી અને સ્વર્ગાદિ સુખોને માટે કરાતી

ભક્તિમાં વિવેક હોતો નથી. વિધિવિધાન સમભાવ પણ આત્માના ગુણોની પ્રાપ્તિમાં બેદરકાર હોવાથી સ્વર્ગ સિવાય બીજું કંઈ પણ મેળવી શકાતુ નથી. આ પ્રમાણે ત્રણે ગુણોની વફાદારી વિનાના માનવ-ભક્તને ગુણોના સ્વામિઓને પણ આન્તર જીવનના વિકાસમાં સહાયીભૂત થઇ શકતો નથી. પરિણામે આ ત્રણે ગુણોને મલિન કરતો અને કરાવતો ભક્ત પોતાના અંગત સ્વાર્થમાં આવીને ત્યાગ કરવા યોગ્ય પદાર્થોનો ત્યાગ કરતો નથી અને સ્વીકાર કરવા યોગ્ય તત્ત્વોથી હજારો કોશ દૂર રહે છે. પંચ મહાવ્રતધારીના મહાવ્રતોમાં દોષ લગાડનાર શ્રીમંત, યુવા, સ્ત્રી, સ્વાર્થી આદિ ગમે તે હશે તે અશુભ કર્મોને જ ઉપાર્જન કરશે. અને આવતા ભવોમાં અલ્પાયુષ્યનો માલિક થશે. અથવા દીર્ઘાયુષ્યમાં પણ દીનતા, દરિદ્રતા, કલેશ અને વૈરમય વાતાવરણને ભોગવનારો બનશે.

અપ્રાસુક એટલે દેવાતો પદાર્થ સચેતન હોય, અથવા લેનારની ચેતનાને વાધો આવે તેવો હોય તે ભોજન, પાન વસ્ત્ર આદિ પદાર્થ અપ્રાસુક છે. અને અનેષણીય એટલે અકલ્પનીય છે. જે સાધુતાને, સંયમને, વીતરાગતાને, તથા મૈત્રીભાવને ન કલ્પે અર્થાત્ જેનાથી સ્વાધ્યાયપ્રેમી સાધુ સ્વાધ્યાયમાંથી સ્ખલિત થાય, વૈરાગ્યવાન્ આત્મામા મોહની ચેષ્ટા ઉત્પન્ન થાય ત્યાગીના આન્તર અને બાહ્ય-ત્યાગમા વાધો આવે અને મૈત્રીભાવમાંથી નિકલીને, સાધકના આત્માને કલેશ થાય તેવા પદાર્થો અને વાતાવરણ પણ અનેષણીય છે

સાધુઓના દ્રવ્ય અને ભાવ પ્રાણને જોખમ કરે તેવી ભક્તિ અનેષણીય છે. કડવી તુંબડીનુ પ્રતિદાન કરવા વાલીબાઈનું ઉદાહરણ આપણી સામે છે.

અલ્પાયુષ્યતા એટલે ?

આખના પલકારે મરનારા જીવની અલ્પાયુષ્યતા અહીં માન્ય નથી. પણ અમુક અપેક્ષાએ આ માણસ થોડું જીવ્યો. જેમકે

ભરયુવાનીમાં મરનારને જોઈને આપણે કહીએ છીએ કે "આ માણસે પહેલાના ભવમાં હિંસાઓ કરી હશે ? બીજુ કંઈ પણ અશુભ કર્યું હશે ? અથવા વ્રતધારી મુનિઓને નહી ખપતી વસ્તુનું દાન કર્યું હશે ? જેને લઈને આ ભોગી માણસ ટૂંકુ આયુષ્ય ભોગવીને મર્યો.

આ સૂત્રના બીજા ટીકાકાર તો એમ કહે છે કે-મુનિરાજોના ગુણો તરફ પક્ષપાતી બનીને છ'કાયનો આરંભ-સમારંભ કરે તે પણ આવતા ભવે અલ્પાયુષ્યને મેળવશે અહીં પક્ષપાતનો અર્થ આ છે કે એ ભાગ્યશાલીને 'મુનિપદ' પ્રત્યે રાગ નથી, પણ અમુક જ આચાર્ય અને તેમના શિષ્યો પ્રત્યે જ રાગ હોય છે, તેમની ભક્તિ માટે રસોડા ખોલવા, તેમને માટે અમુક વસ્તુઓ બનાવવી અને વહોરાવવી તે આરંભ જ છે. પક્ષપાતીનુ અધઃપતન નિશ્ચિત હોય છે, આકાશમાં ઉડનારા પંખીની પાખ (પક્ષ)નો પાત થતા તે ઉડી શકતો નથી તેવી જ રીતે મોક્ષના પ્રેમીને અઢી દ્વીપમા રહેનારા આચાર્ય ભગવંતો, ઉપાધ્યાય ભગવંતો અને મુનિરાજો પ્રત્યે અનહદ ભક્તિ જ હોવી જોઈતી હતી પણ મોહકર્મમાં અંધ બનેલાને તેમ થતુ નથી, માટે જ એકના પ્રત્યે રાગ અને બીજાના પ્રત્યે હાડોહાડ વૈર તથા દ્વેષ હોય છે. તેથી તેવો સાધક અશુભકર્મોનો જ ઉપાર્જક હોય છે.

આ ચાલુ સૂત્રથી સર્વથા વિરુદ્ધ સૂત્ર આ પ્રમાણે છે :-

પ્રશ્ન :-"હે ભગવન્ ! શ્રમણોપાસક શ્રાવક મુનિરાજોને અપ્રાસુક અનેષણીય દાન આપે તો તેને શુ થાય ?

ઉત્તર :-"હે ગૌતમ ! તે ગૃહસ્થને ઘણી નિર્જરા થાય છે અને પાપકર્મ થોડુ બાંધે છે. દેખીતી રીતે બને સૂત્રોમાં વિરોધાભાસ છે, પણ અહીં તાત્પર્ય સમજવાનુ છે કે 'જે મુનિ સર્વથા સંથારાવશ હોય, બીજી રીતે નિર્વાહન થતું ન હોય તો તેવા આતુર મુનિને

ધ્યાનમાં રાખીને જ આ વાત છે, પણ તન્દુરસ્ત, થોડા ઘણાં પણ ચાલી શકે તેવા મુનિની અપેક્ષાએ આ વાત નથી પ્રશ્નની સમાપ્તિમા, મુનિરાજોને અપેક્ષામાં રાખીને તૈયાર કરેલા આહારને લઈને ગૃહસ્થને પ્રાણાતિપાત અને મૃષાવાદ આ બને પાપો લાગે છે સૌથી પહેલા આરંભ કર્યો એટલે જીવહિંસા થઈ, પછી સાધુમહારાજ ગોચરી આવે અને ગૃહસ્થને પૂછે છે કે "આ કોના માટે બનાવ્યુ છે? ત્યારે પક્ષાંધ ગૃહસ્થ કહેશે કે આ તો અમારા માટે બનાવ્યું છે, માટે તમને ખપે છે આપ વહોરી લો આમ કહીને વહોરાવનાર જૂઠું પણ બોલે છે અને આવતા ભવને માટે અશુભ કર્મોને બાંધે છે

જ્યારે શુભ ભાવનાથી, ગુણ ગ્રાહક બનીને જે ભાગ્યશાલી સાધક અહિંસા ધર્મ, સત્ય ધર્મ અને મુનિરાજોને નિર્દોષ તથા કલ્પનીય આહાર પાણી આપે છે તે આવતા ભવને માટે લાંબા આયુષ્યનુ કર્મ બાંધીને દેવગતિના સુખોને ભોગવશે

આ વિચિત્ર સસારમા દીર્ઘાયુષ્ય ભોગવનારા જીવો પણ ઘણી રીતે દુખી જોવાય છે તે શા કારણે ? જવાબમા ભગવાને ફરમાવ્યુ કે તથાવિધ મુનિરાજોને હીલનાદિ પૂર્વક દાન આપવાનુ આ ફળ છે.

૧ હીલન એટલે ગોચરી માટે આવેલા મુનિરાજોની 'જાતિ કુલ, ગુણ, અવગુણને ઉઘાડા કરીને 'તમે તો હલકી જાતિના છો' તમે તો આવા ધંધા કરો છો 'તમારી ખાનદાની સારી નથી' આ પ્રમાણે દાન આપતો જાય છે અને મુનિરાજની હીલના કરતો જાય છે

૨ નિંદન એટલે મુનિરાજોની મનથી નિંદા કરવી એટલે "તમે તો આવા છો અને તમે તેવા છો" 'શુ કરીએ મહાવીર સ્વામીનો વેષ પહેર્યો છે એટલે તમને ગોચરી આપવી પડે છે. બાકી તો તમને આપવા જેવુ નથી

૮. ખિંસન એટલે કે ઓટલે બેસીને કે બીજે કયાય બેસીને, ઉભા રહીને લોકોની સમક્ષ સાધુ મહારાજાઓની નિંદા કરવી તે ખિંસન છે.

માનવ એટલો બધો અજ્ઞાની હોય છે કે પૌષધ લઈને બેઠા પછી, માળા ગણતાં ગણતાં પણ બીજા પૌષધવાલાઓની સમક્ષ, બીજા સાધુ મહારાજોની તથા બીજા સંઘાડાઓની તથા બીજા ગચ્છના મુનિરાજોની અવહેલના કર્યા જ કરે છે અને પોતાનાં પૌષધ કલંકિત કરે છે. ૨૪ કલાકનું પૌષધ અને ૨ ઘડીનું સામાયિક કરનારા અજ્ઞાનિઓ જ તેમનું પૌષધ અને સામાયિક ૩૨ દોષોથી ખરડાઈ જાય છે. જે ગૃહસ્થને માટે ભયંકર પાપ છે

૪ ગર્હણ એટલે કે મુનિરાજોની સામે જ તેમની નિંદા કરવી ગર્હણા છે.

પોતાની જાતને જ જૈન ધર્મના રસિયા માનનારા કેટલાએ શ્રીમંતોને તમે સાંભળ્યા છે ? તેઓ એમ કહે છે ' આ ફલાણા આચાર્ય જેવા તો મારા છપ્પન ઇંચના કોટના ગજવામાં કેટલાએ પડયાં રહ્યા હોય છે " આવા તો આચાર્ય હોતા હશે ? ઉપાધ્યાયો એના ઘરના રહ્યા " ? અમને તો અમારા પોળના, પાડાના, ઉપાશ્રયના મુનિઓ જ ગમે છે બીજાઓ પાસે પૌષધ, પ્રતિક્રમણ અને કરેમિ ભંતે ઉચ્ચરવામાં અમારા સમ્યક્ત્વને ભાગો લાગે છે ધન્યવાદ છે આ બિચારા ભાગ્યશાલિઓને જે પોતાની જાતને સમ્યક્ત્વી માનીને બીજાઓને મિથ્યાત્વી માની બેઠા છે બસ ! આવા જીવો વસ્તુતઃ ભયંકરમાં ભયંકર કર્મો-પાપોને બાંધીને આવતા ભવને બગાડી મૂકે છે.

માટે જ ભગવતીસૂત્ર કહે છે કે :—

કરિયાણાના વેચનાર ગૃહસ્થનું કોઇ માણસ કરિયાણું ચોરી જાય, તો તે કરિયાણાનું ગવેષણ કરનારને આરભિકી, પરિગૃહિકી, માયા પ્રત્યયિકી અને અપ્રત્યાખ્યાનિકી ક્રિયા લાગે, પણ મિથ્યાદર્શન પ્રત્યયિકી ક્રિયા કદાચ લાગે અને કદાચ ન પણ લાગે. ગવેષણ કરતાં એ ચોરાયેલું કરિયાણું પાછું મળી જાય, ત્યાર પછી તે બધી ક્રિયાઓ પ્રતનુ થઇ જાય છે.

એક ગૃહસ્થે કરિયાણું ખરીદ્યું અને તેનું બ્હાનું આપ્યું, પણ તે ખરીદેલું કરિયાણું લઇ જવાયું નથી, આવી અવસ્થામાં તે વેચનાર ગૃહપતિને તે કરિયાણાથી આરંભિકીથી લઇને અપ્રત્યાખ્યાનિકી ક્રિયા સુધીની ક્રિયા લાગે અને મિથ્યાદર્શન પ્રત્યયિકી ક્રિયા કદાચ લાગે કે ન પણ લાગે. અને ખરીદ કરનારને તે બધી ક્રિયાઓ પ્રતનુ હોય છે. અને જો તે કરિયાણું ખરીદ કરનારે પોતાને ત્યાં આણ્યું હોય તો મોટા પ્રમાણવાળી ચારે ક્રિયાઓ લાગે, તેમાં પણ જો તે

---

"માનવ ! ઓ માનવ ! તું વ્યક્તિવિશેષનો રાગી બનવા કરતા અરિહંતપદનો, સિદ્ધપદનો, આચાર્યપદનો, ઉપાધ્યાયપદનો અને સાધુપદનો રાગી બનજે. જેથી તારુએ કલ્યાણ થશે અને સમાજનો પણ અભ્યુદય થશે"

(૫) અપમાનન એટલે કે મુનિરાજો પ્રત્યે વિવેકપૂર્વક નહી વર્તવું. આ પાંચ પ્રકારે જીવો અજ્ઞાન, માયા તથા મોહને વશ બનીને આવતા ભવને માટે પોતે જ પોતાના દુશ્મન બને છે યદ્યપિ દાનના પ્રભાવથી લાબુ આયુષ્ય મેળવશે તો એ ગૃહસ્થાશ્રમમા ઘણા દુઃખ, આર્તધ્યાન, મારામારી, બોલાચાલીપૂર્વક રીબાતા રીબાતા મમ્મણ શેઠની જેમ જીવન પુરૂ કરશે.

મિથ્યાદૃષ્ટિ હોય તો મિથ્યાદર્શનપ્રત્યયિકી ક્રિયા લાગે. મિથ્યાદૃષ્ટિ ન હોય તો તે ક્રિયા ન લાગે. 卐 ૭૩

---

卐 ૭૩. બે વ્યક્તિઓમાંથી કોણ કેટલી ક્રિયાઓનો માલિક છે? તે માટેના આ પ્રશ્નોત્તર છે.

૧. જેને ત્યાંથી કંઇપણ ચોરાઈ ગયું છે તે.

૨ ચોરનાર માણસ.

નાની-મોટી, મૂલ્ય-અમૂલ્ય કોઈ પણ વસ્તુ-પદાર્થ માટેનો રાગ તેના માલિકને હોય છે અને તે રાગને વશ થઇને તે વસ્તુ ચોરાઇ ન જાય તે માટે ૨૪ કલાક તેનો જીવ ત્યાં જ ચોંટેલો હોય તે સ્વાભાવિક છે. કોઈ કારણે અમુક વસ્તુ પોતાના હાથે જ ક્યાંય મૂકાઇ જવાથી, અથવા મશ્કરી તથા દ્વેષવશ થઇ બીજો કોઇ પણ માણસ તે વસ્તુને ઉપાડી જાય ત્યારે તે વસ્તુના માલિકના હૃદયમાં એટલો બધો આવેશમાં આવે છે કે, જેનાથી બધાય કામો છોડીને પણ તે વસ્તુને ગોતવા માટે આકાશપાતાળ એક કરી નાખે છે, આર્તધ્યાન પુષ્કલ વધી જાય છે બેબાકલો થઈને આમતેમ ફેંદા ફેંદી કરી નાખે છે. તે સમયે તેનો જીવાત્મા :—

૧. આરંભિકી ક્રિયાને લઈને આમતેમ ગમનાગમન કરવાવાલો થાય છે, માટે આરંભિકી ક્રિયા લાગે છે

૨. પારિગ્રહિકી એટલે ખોવાયેલી વસ્તુના પરિગ્રહ પ્રત્યે મમતાવાલો હોવાથી 'હાય' મારી ફલાણી વસ્તુ ક્યાં ગઈ?" આવી લેશ્યા થવાથી આ ક્રિયા પણ લાગે છે.

૩. માયાપ્રત્યયિકી વસ્તુમાત્રની માયા એટલી બધી હોય છે કે જેનાથી આ ક્રિયા લાગે છે.

૪ અપ્રત્યાખ્યાનિકી–ખોવાયેલી વસ્તુ અંગે કોઈ પણ જાતનું પ્રત્યાખ્યાન ન હોવાથી તેના માલિકને પરિગ્રહસંજ્ઞાને લઈને આ ક્રિયા લાગે છે.

૫ મિથ્યાદર્શન પ્રત્યયિકી–સમ્યક્ત્વ સ્પર્શેલો ન હોય તો આ ક્રિયા પણ લાગુ પડે છે. અન્યથા નહી. આ પ્રમાણે એક વસ્તુ ખોવાઈ ગયા પછી, પાછી ન મલે ત્યાં સુધી આ જીવાત્મા ભારે આર્તધ્યાનમાં પડી જવાથી ઉપરની પાંચે ક્રિયાઓનો સંભવ હોય છે, અને તેજ સમયે ચોરનારનો ખ્યાલ આવી જાય તો કદાચ રૌદ્ર ધ્યાનમાં પણ પ્રવેશ કરતા વાર લાગતી નથી, તેથી ખોવાઈ ગયેલી વસ્તુ તેના માલિકને માટે સંકટ સાથે કદાચ મોતને માટે પણ થઈ શકે છે અને દુર્ગતિનુ પણ કારણ બની શકે છે. અને તપાસ કરતાં જ્યારે પણ તે વસ્તુ પાછી મલી જાય છે ત્યારે તેનો જીવ થાલે પડે છે, આર્તધ્યાન ઓછું થવા લાગે છે, પોતાની જ ભૂલ હોય તો અફસોસ, પશ્ચાત્તાપ થતાં જ બાંધેલા કર્મો પાછા ખસતા પણ જાય છે.

હવે આપણે થોડુ ચોરનાર માટે પણ વિચારીએ :–

(૧) વસ્તુના માલિકની મશ્કરી કરવાની ભાવનાથી પણ ચોરી કરાય છે.

(૨) દ્વેષવૃત્તિમાં આવીને પણ સામે વાળાની વસ્તુની ચોરી કરાય છે

(૩) વસ્તુ લેવાની ભાવના ન પણ હોય તો એ પૂર્વ ભવની આદતને લઈને બીજાની વસ્તુઓને એક સ્થાનેથી બીજા સ્થાને મૂકવાની ભાવનાથી પણ વસ્તુનો હેરફેર થાય છે.

(૪) વસ્તુના માલિક ઉપર કંઈક દ્વેષ ભાવના હોવાથી પહેલા તો વસ્તુને એક સ્થાને સતાડી દે છે, અને ગોતી ગોતીને

તેનો માલિક ખૂબ જ હેરાન જ્યારે થાય છે, ત્યારે તે વસ્તુને તે ભાગ્યશાળી પાછી યથાસ્થિત મૂકી દઈને તેના માલિકને જ ચોર તરીકે જાહેર કરવાની ભાવનાથી પણ વસ્તુનો હેરફેર થાય છે.

(૫) અને ચોરી કરવાની ભાવનાથી ચોરી કરાય છે. ઉપરના પાચ કારણોને લઈને અદત્તાદાનના વિરમણ વિનાના માટે જ પૂર્વ ભવના કુસસ્કાર, કુચેષ્ટા, તથા કુટેવને વશ થઈને માણસ બીજાની વસ્તુ માટે દાનત બગાડે છે.

પણ આવી આદતવાલા ભાગ્યશાલીને સમજવું જોઈએ કે આમ કરવાથી સામે વાળાને હાનિ થાય કે ન થાય પણ આપણા આત્માને તો ભયંકર હાનિ થયા વિના રહેતી નથી, આપણી કુટેવોના કારણે સામે વાળો જીવ ભયંકર કર્મોને ઉપાર્જન કરે, અને દુર્ગતિનો માલિક બને, એથી આપણને મોક્ષ શી રીતે મળશે ? અને મોક્ષની આરાધના સફળ શી રીતે બનશે ? જ્યારે ત્યારે ખોવાયેલી વસ્તુના માલિકને—છેવટે હાર્ટફેલ થવાના સમયે પણ ખ્યાલ આવશે કે, મારી વસ્તુને અમુક ભાગ્યભાળીએ લીધી છે તો મરનાર સાથે ચોરનાર પણ કર્મોના બધનથી બંધાયા વિના રહેવાનો નથી. પરિણામે ભવોભવને માટે તે જીવાત્મા સાથે બધાયેલો વૈર ચોરી કરનારને તો માર્યા વિના, રોવડાવ્યા વિના, ભૂખે માર્યા વિના, દંતકલેશ કરાયા વિના અને છેવટે જાનથી માર્યા વિના કે મરાવ્યા વિના રહી શકે તેમ નથી. મશ્કરી કરનાર માણસની મશ્કરીનો ભોગ થયેલો માણસ જ્યારે વિના મોતે મરે છે ત્યારે 'મશ્કરી કરનારને ભાન થાય છે કે, "આ પાપથી હું ક્યારે છૂટીશ" વાસુદેવ લક્ષ્મણના મોતનુ કારણ બનનાર દેવને કેટલુ બધો પશ્ચાતાપ હતો !

આપણી મોઝની ખાતર બીજાને હેરાન કરવાની ભાવના પણ માણસને હિંસક બનાવે છે. આ બધી વાતનો ખ્યાલ અપાવવા

## ક્રિયા

તાજો સળગાવેલો અગ્નિકાય, મહાકર્મવાળો, મહાક્રિયાવાળો, મહાઆશ્રવવાળો અને મહાવેદનાવાળો હોય છે. પરન્તુ

---

માટે જ ભગવાન મહાવીર સ્વામીએ ફરમાવ્યું કે, ચોરી કરવી મહાપાપ છે, કરાવવી મહાપાપ છે, ચોરની પ્રશંસા કરવી મહાપાપ છે. ચીજોમાં ધાલમેળ કરવી કનિષ્ઠ પાપ છે અને એ પાપને છોડયા વિના કોઈ પણ માણસ અહિંસક બની શકવાનો નથી.

આપણા નિમિત્તે કોઈ પણ જીવાત્મા કર્મ બંધન કરવા ન પામે તે માટે જ ભગવાન મહાવીર સ્વામીના ઉપદિષ્ટ બારે વ્રતો લેવા, પાલવા, અને કાચબાની જેમ મન તથા વચનને કંટ્રોલમાં રાખીને આત્મ સાધન કરવું એજ પવિત્ર માર્ગ છે. માનવ જીવનની સફળતા છે અને ભવોભવમાં જૈન ધર્મ મેળવવા માટેનું મૂળ કારણ છે. કરિયાણા માટે અને ઉપચારથી વસ્તુમાત્રને ખરીદનાર તથા વેચનાર માટે પ્રશ્નોત્તરો સ્પષ્ટ છે, છતાં પણ આપણે જાણી શકીએ છીએ કે, ખરીદાતી અથવા વેચાતી વસ્તુ ઉપર જે ભાગ્યશાળીને વધારે પડતી મમતા હોય છે તેને પાંચે અથવા ચારે ક્રિયાઓ નિયત લાગે છે. અને સંસારની માયામાં લપટાઈને ક્રિયાઓનો માલિક કર્મોના બંધન કર્યા વિના રહેતો નથી

સમ્યક્ત્વ પ્રાપ્ત થયાં પછી પણ ક્રિયાઓનો ત્યાગ જો નથી થતો અથવા થતી ક્રિયાઓનું પ્રતિક્રમણ, પ્રાયશ્ચિત, પશ્ચાતાપ નથી થતું તો તે જીવાત્મા કર્મ બંધનના માર્ગ તરફ જ પાછો જાય છે અને પરિણામે કર્મોના ભારથી ભારી બનીને સંસારનું પરિભ્રમણ કરે છે. આ વાતને ધ્યાનમાં રાખીને જેમ બને તેમ પરિગ્રહની માયા છોડવી અને વ્રતો લઈને જીવનને સુન્દર રીતે ઘડવું એ જ શ્રેષ્ઠ માર્ગ છે.

**તે ધીરે ધીરે ક્ષીણ થતાં બુઝાતો બુઝાતો છેલ્લે ક્ષણે અંગારરૂપ, મુર્મુરરૂપ, ભસ્મરૂપ થાય. ત્યારબાદ તે અગ્નિ અલ્પકર્મવાળો અને અલ્પવેદનાવાળો થાય છે. 卐७४**

---

卐 ૭૪. અપ્રતિપાતી જ્ઞાનના સ્વામી ભગવાન મહાવીર સ્વામીએ કહ્યું કે 'અગ્નિકાય' પણ જીવાત્મા છે. જવાળાએ જ એનુ શરીર છે. એ શરીરના અણુ અણુમા પ્રવેશ કરીને રહેલા ઉષ્ણયોનિક અગ્નિકાયના જીવો છે. જે વાયુકાયને ભક્ષણ કરે છે. અગ્નિ ભક્ષક છે અને વાયુ ભક્ષ્ય છે અને જે ભક્ષક હોય તે જીવ જ હોય છે.

રાત્રે આગીઓ કીડો (ખદ્યોત) પોતાના શરીર પરિણામથી પ્રકાશ આપે છે. અને એ પ્રકાશ જીવશક્તિનુ પ્રત્યક્ષ ફળ છે. અગારામાં રહેલો પ્રકાશ પણ જીવસયોગી છે. તેમજ સૂર્યનો પ્રકાશ પણ જીવ સયોગી છે. મનુષ્યના શરીરમાં તાવ આવે છે તે પણ જીવ સયોગી છે.

આવા અગ્નિકાયને પ્રગટાવનાર તો છકાય જીવોનો હિંસક બને છે, માટે જ પ્રતિક્રમણ સૂત્રમાં પણ બોલાય છે.

**'छक्काय समारंमे पयणे अ पयावणे अ जे दोसा ।**
**अतट्ठा य परट्ठा उभयट्ठा चेव तं निंदे ॥'**

અર્થાત્ પોતાના માટે પારકા માટે અને ઉભયને માટે પચન અને પાચનમા થતી છકાય જીવોની વિરાધનાની હું નિંદા કરૂં છું.

હવે આપણે ભગવતી સૂત્રમાં ગૌતમસ્વામીજીનો પૂછવાનો આશય સમજીએ તે આ પ્રમાણે છે કે :–

"શું પ્રજવલિત કરેલો અગ્નિકાય પોતે મહાકર્મવાલો છે ? મહા-ક્રિયાવાલો છે ? મહા–આશ્રવને કરનારો છે ? મહાવેદનાવાલો છે ? અને ઠંડો પડતો અગ્નિ યાવત્ રાખ રૂપે બનતો અલ્પકર્મ, અલ્પક્રિયા,

અલ્પ-આશ્રવ, અને અલ્પવેદનાવાલો થાય ?

અગ્નિકાય જીવમાં દાહકશક્તિ હોવાના કારણે તે બીજા જીવોને બાલ્યાવિના, બીજાના જીવનને સમાપ્ત કર્યા વિના રહી શકતો નથી. યદ્યપિ અગ્નિને સલગાવનાર તેમાં લાકડા કે કોલસા નાખનાર તો પોતાના આશય પ્રમાણે કર્મબંધન કરવાનો જ છે, પરન્તુ અગ્નિકાય પોતે પણ બીજાને બાળતો હોવાથી મહાક્રિયાવાન્ છે, બીજાના પ્રાણને સમાપ્ત કરનારો હોવાથી મહા-આશ્રવવાલો છે, બીજા જીવોને હણનાર હોવાથી મહાભયંકર જ્ઞાનાવરણીયાદિ કર્મોને બાંધનારો છે. સ્થાવર યોનિમાં પણ ભયંકર કર્મોને કરનારો અગ્નિકાય આવતા ભવને માટે મહાભયંકર વેદનાને ભોગવવાવાલો હોય છે. આમ કર્મ બાંધવાની પરંપરા અને પ્રક્રિયા પ્રત્યેક યોનિમાં, પ્રત્યેક સ્થાનમાં જીવાત્માઓને માટે નિર્ણીત છે. પોતાની મેલે બુઝાતા અગ્નિમાં દાહક શક્તિ ઓછી થતી જાય છે, અને યાવત્ રાખ રૂપે થયા પછી તો બાળવાની શક્તિ ન હોવાને કારણે અગ્નિકાય કર્મબંધન કરતો નથી

## ભાવ અગ્નિ

આતો દ્રવ્ય-અગ્નિની વાત કરી પણ ઉપચારથી ભાવ અગ્નિ (ક્રોધ, રોષ, અસહિષ્ણુતા, અદેખાઈ) તો તેનાથી પણ ભયંકર છે. દ્રવ્ય-અગ્નિ તો પોતાની મર્યાદામા રહેલા જીવોને જ સમાપ્ત કરે છે. જ્યારે કષાય-અગ્નિ તો પૂરા સંસારને વૈર-ઝેરની આગમાં ધકેલી દે છે. જેના કારણે સંસારની-અર્થાત્ જીવમાત્રની શાન્તિ-સમાધિ અને સમતા જ ખોટવાઇ જાય છે, ક્રોધની જવાળા જ્યારે પ્રગટે છે ત્યારે તેની સાથે રહેવાલાઓની બુદ્ધિમાં પણ અકળામણ, મુંઝવણ આવીને કિંકર્તવ્ય મૂઢતા જેવી સ્થિતિ થઈ જાય છે અને પછી તેઃ "ભડકેલો ક્રોધરૂપી અગ્નિ બીજાને ત્રીજાને, અને એક દિવસે જાતિમાં, સમાજમાં, ધર્મમાં, સંપ્રદાયમા પણ પ્રવેશ કરીને સૌની સદ્‌બુદ્ધિને

દુર્બુદ્ધિમા પરિવર્તિત કરી દે છે."

"ભાંગ, અફીણ, અને ગાંજાનો નશો તો માણસને ૨-૪ કલાકે થોડુ ઘણુ નુકશાન કરાવીને પણ ઉતરી જાય છે જ્યારે ક્રોધનો નશો તો તે ક્રોધી માણસના બધાએ સત્કર્મ, સત્પુણ્ય, તપશ્ચર્યા, દાન, દયા, અને પ્રેમભાવને સમૂળ નાશ કરીને જ સમાપ્ત થાય છે" "એક દિવસનો તાવ ૭ મહિનાની શક્તિને બર્બાદ કરે છે જ્યારે દ્વેષપૂર્ણ ક્રોધ તો કરોડો ભવની તપશ્ચર્યાને ભસ્મસાત્ કરી નાખે છે"

"સમાજના બે ભાગલા (ટૂકડા) ધર્મને લઇને નથી પડતાં પણ ક્રોધને લઇને પડે છે, બીજાને મિથ્યાત્વી કે નાસ્તિક કહેનારાના મન સામ્પ્રદાયિક મોહમા હોય છે પણ જૈન ધર્મ નથી હોતો, બીજાના ક્રિયાકાંડોમા અશુદ્ધતાની જાહેરાત કરનારના હૃદયમાં અસહિષ્ણુતા હોય છે પણ સમતા ધર્મ નથી હોતો, અને જગતના જીવો સાથે પ્રેમભાવનો ત્યાગ કરનારાના જીવનમા ધર્માન્ધતા હોય છે પણ ધાર્મિકતા નથી હોતી ત્યારે જ સમાજના બે ભાગલા પડે છે અને પછી તો મલેરિયાના કીટાણુની જેમ વધતા જાય છે કેમકે :—

વેરથી વેર વધે છે.

ક્રોધથી ક્રોધ ભડકે છે.

ઝેરથી ઝેર જ મલે છે

ધર્માન્ધતાની સામે ધર્માન્ધતા જ પ્રગટે છે.

અને ભૂલની સામે ભૂલ જ થાય છે

અને પછી તો એક જ કષાયી માણસના પાપે બે, ચાર, પાચ, પચ્ચીસ, સો, હજાર અને લાખો માણસો પરસ્પર વૈરની ગાંઠમાં બંધાઈ જાય છે.

દ્રવ્ય-અગ્નિ તો હજી ઉપકારક પણ બની શકે છે, જ્યારે

## પાંચે ક્રિયાને ફરસે

કોઈ પુરુષ મનુષ્યને ગ્રહણ કરે, પછી બાણને ગ્રહણ કરે, સ્થાન ઉપર બેસે, બાણ ફેંકવાનું આસન કરી બેસે, બાણને ફેંકે, તે બાણ આકાશમાં જે પ્રાણોને—ભૂતોને—જીવોને—સત્ત્વોને સામા આવતા હણે, તેમનું શરીર સંકોચી નાખે, તેમને શ્લિષ્ટ કરે, પરસ્પર સંહત કરે, થોડો સ્પર્શ કરે, ચારે તરફથી પીડા કરે, એક સ્થાનથી બીજા સ્થાને લઈ જાય અને જીવિતથી ચ્યુત કરે, તો તે પુરુષ કાયિકીથી લઈને યાવત્ પ્રાણાતિ પાતિકી—એમ પાંચે ક્રિયાને ફરસે છે. જે

---

ભાવ અગ્નિના ભડકામાં તો રતિમાત્ર પણ ઉપકારવૃત્તિ હોતી નથી. આ કારણે જ ભગવાને કહ્યું છે કે :—

માનવ ! ઓ માનવ !

સંસારની સ્ટેજ ઉપર આવતા પહેલા

તારા હૈયાને ગમનાપ્યાલા પીવડાવીને ઠંડા કરજે.

તારા મસ્તિષ્કને સમતાના લેપ દ્વારા શીતલ કરજે.

તારી વાણીને હિતકારિણી અને મિઠ્ઠી બનાવજે.

અને તારી પ્રવૃત્તિઓ જીવોના કલ્યાણને માટે બનાવજે !

આત્મિક જીવનને માટે ઉપર પ્રમાણેની પ્રાથમિક ટ્રેનિંગ લીધા પછીજ બીજાઓને ઉપદેશ આપજે તો તેમાંથી સંસારને અમૃત મલશે. અને દેવની પરીઓ પણ તારા ગુણગાન કરશે.

બસ એનું જ નામ માનવતા છે. તે સિવાય માનવતાની કલ્પના વાંઝણી સ્ત્રીને પુત્રની પ્રાપ્તિ, તથા સસલાને શિંગડા લગાડવા જેવી સિદ્ધ થશે.

જે જીવોના શરીરો દ્વારા ધનુષ્ય બન્યું છે, તે જીવો પણ પાંચ ક્રિયાને ફરસે છે. એ પ્રમાણે ધનુષ્યની પીઠ, દોરી, બાણ, શસ્પત્ર, ફલ અને ણ્હારુ પાંચ ક્રિયાને ફરસે છે.

હવે તે બાણ પોતાની ગુરુતાવડે સ્વભાવથી નીચે પડતું હોય, તે વખતે ઉપર પ્રમાણે જીવોને તકલીફ પહોંચાડી યાવત્ જીવિતથી મુક્ત કરે, તે વખતે તે પુરૂષ ચાર ક્રિયાને ફરસે છે. તેવી રીતે જેનું શરીર બનેલું છે તે જીવો, ધનુષ્યની પીઠ, દોરી અને ણ્હારૂ એ ચાર ક્રિયાને, બાણ પાંચ ક્રિયાને અને શર-પત્ર, ફલ અને ણ્હારૂ—એ પણ પાંચ ક્રિયાને ફરસે છે અને નીચે પડતાં બાણના અવગ્રહમાં જે જીવો આવે છે, તે પણ પાંચ ક્રિયાને ફરસે છે. 卐 ૭૫

---

卐 ૭૫. તૈયાર કરેલા ધનુષ્ય ઉપર બાણ મૂકીને શિકાર કરવાના હેતુથી જ શિકારી વનમાં જાય છે, અને આકાશ તરફ સણુસણાટ કરતુ બાણ ફેંકે છે, તે બાણ પ્રાણોને, ભૂતોને, જીવોને, અને સત્ત્વોને:—

**अभिहणइ** —પોતાની સામે આવતા જીવોને હણે છે.

**वत्तेइ** :—પોતાના લક્ષ્યીભૂત જીવોના શરીરને સંકોચે છે.

**लेसेइ** :—જીવોને શ્લિષ્ટ કરે છે.

**संघापइ** :—તેઓને પરસ્પર ગાત્રોવડે સંહત કરે છે.

**संघट्टेइ** :—થોડો સ્પર્શ કરે છે

**परितावेइ** :—ચારે બાજુથી તેમને પીડા કરે છે.

**किलामेइ** :—તે જીવોને મારણાન્તિક સમુદ્ઘાત પમાડે છે.

**ठाणाओठाणं संकामेइ** :—એક સ્થાનેથી બીજા સ્થાને લઈ જાય છે

**जीवियाओ ववरोवेइ :**—અને જીવિતથી સર્વથા મુક્ત કરે છે.

આ પ્રમાણે ફેંકેલા બાણવાલા શિકારીને —

**काइआओ, अहिगरणिआओ, पाउसिआओ, पारितावणिआओ, पाणाइवायकिरिआओ**

અર્થાત્ કાયસંબંધી, અધિકરણ સંબંધી, દ્વેષસંબંધી, પરિતાપ સંબંધી, અને પ્રાણાતિપાત કરવાથી પાંચે ક્રિયા લાગે છે.

જેના જીવનમાં કોઇ પણ જાતનો સંયમભાવ નથી તેવા જીવોને જ પાંચ ક્રિયાઓ લાગે છે. એમ સમજવાની ઉતાવલ કરશો નહી!

"સંયમી જીવનમાં આવ્યા પછી પણ સ્વાધ્યાય બળ વિનાનો ગમે તેવો સાધક પણ શુદ્ધ લેશ્યાઓને ટકાવી શકતો નથી, ત્યારે અશુદ્ધ લેશ્યાઓના દ્વાર ઉઘાડા જ હોવાથી તે સાધકનું શરીર સંયમિત રહેતું નથી, તેથી રોષમા આવીને સંપૂર્ણ જીવરાશિને અભયદાન આપનાર રજોહરણ, ડંડાસન વગેરે ઉપકરણો જ 'અધિકરણ' એટલે બીજાઓને મારવા માટે ઉપયોગમાં આવી જતા વાર લાગતી નથી. આ કાયિકી ક્રિયા અધિકરણિકી ક્રિયા થઈ. દ્વેષભાવ હોવાથી પ્રાદ્વેષિકી ક્રિયા પણ થઈ. બીજાને તાપ (દુઃખની દેવાની ભાવના) કરાવવાની વૃત્તિ હોવાથી પારિતાપનિકી ક્રિયા થઈ. અને દ્રવ્ય તથા ભાવ પ્રાણોને ઉપઘાત થવાથી પ્રાણાતિપાતિકી ક્રિયા થઈ, આમ ગુરૂકુલવાસ વિનાનો સાધક પણ પાંચે ક્રિયાઓનો માલિક થતાં ઘણા જ અશુભ-અસાતાવેદનીય કર્મોને પ્રતિક્ષણે ઉપાર્જન કરે છે."

હવે આ પ્રશ્નોત્તરનું માર્મિક રહસ્ય જાણીએ :—

પ્રાણ હત્યા માટે તૈયાર થયેલો દ્વેષી માણસ તો ક્રિયાવાલો થાય જ છે. પરન્તુ ભૂતકાળમાં જીવોના શેપ રહેલા પુદ્ગલોથી ધનુષ્ય, ડોરી અને બાણ બનેલા છે યદ્યપિ અત્યારે તો એ પદાર્થો અજીવ છે, પુદ્ગલ છે, પણ કોઇક પ્રસંગે એજ અજીવ પુદ્ગલો કોઈ પણ જીવનાં શરીર જ હતાં, ત્યારે તે જીવોએ પોતાનુ વર્તમાન શરીર છોડીને ભવાતર ભલે કર્યું હોય તો પણ તેમના શેપ રહેલા પુદ્ગલોથી યદિ જીવ હિંસા થતી હોય તો તે હત્યા જનક ક્રિયાઓ કોને લાગશે ? અજીવ તો ક્રિયા વિનાનો જ હોય છે માટે તે ક્રિયાઓ તે પુદ્ગલના બનેલા ધનુષ્ય, બાણ આદિને તો લાગી શકે તેમ નથી છતા એ ધનુષ્ય બાણથી પારકાના પ્રાણ તો જાય જ છે આવી સ્થિતિમા ભગવાન મહાવીર સ્વામી ફરમાવે છે કે, તે પુદ્ગલો જે જીવોના ભૂતપૂર્વ શરીર તરીકે રહ્યા હતા. તે સમયે જીવોમાં પાપના ત્યાગ રૂપ વિરતિના પરિણામ મુદ્દલ ન હોવાના કારણે તેમના શેપ રહેલા પુદ્ગલો પણ જે જીવ હત્યા કરે છે તેનું પાપ તે જીવાત્માઓને પણ લાગશે ૮૪ લાખ જીવ યોનિનો કોઈ પણ જીવાત્મા જ્યારે પોતાનુ વર્તમાન શરીર છોડે છે. ત્યારે શેપ રહેલા શરીર અને પુદ્ગલો બીજાઓને જે કઈ પીડા કરશે તેનું પાપ તે પુદ્ગલોના માલિકને લાગે છે, આ વાત અતીન્દ્રિય જ્ઞાની ભગવાન મહાવીર સ્વામીની છે, તેમણે કહ્યુ કે, જે લાકડાથી કે વાસથી ધનુષ્ય બન્યું છે તે વાસના જીવને પણ પાચે ક્રિયાઓ લાગે છે

જે જાનવરના શરીર પુદ્ગલથી ચામડાની ડોરી બની છે, તે જાનવરને પણ પાચે ક્રિયા લાગે છે અને ખાણમાથી નીકળેલા લોખડમાથી જે બાણ બન્યુ છે તે લોખડના જીવોને પણ પાંચે ક્રિયાઓ લાગે છે. શકા કરનાર કહે છે કે જીવોના શેપ રહેલા પુદ્ગલોથી થતી પરપીડાને લઈને પણ જો પાચે ક્રિયાઓ લાગતી

હોય તો (૧) સિદ્ધ ભગવંતોના શરીરના પુદ્દગલો જે સંસારમાં શેષ રહ્યા છે તે દ્વારા થતી પરપીડાને લઇને સિદ્ધ ભગવંતોને પણ પણ ક્રિયાઓ લાગવી જોઈએ? શંકાના સમાધાનમાં આમ કહેવાયુ છે કે સિદ્ધ શિલા પ્રાપ્ત કરતા પહેલા જ પોતાના આત્માથી અતિરિક્ત બીજી બધીએ વસ્તુઓને વીસરાવી દે છે. એટલે કે નિર્વાણના સમયે, પોતાના જીવન કાળમાં અથવા ગતભવોમાં જે કંઇ થયું હોય તેને જ્ઞાનપૂર્વક ત્યાગી દે છે, અર્થાત્ તે તે પૌદ્દ-ગલિક ભાવોને અને તેની વાસનાને સંપૂર્ણ રીત્યા છોડી દે છે, આ પ્રમાણે પુદ્દગલો સાથેનો સંબંધ સર્વથા છુટી ગયેલો હોવાની તેમને ક્રિયાઓ લાગતી નથી બીજી શંકા આ છે કે, જીવોના શેષ રહેલા પુદ્દગલોમાંથી બનેલા શસ્ત્રો વગેરેથી થનારી જીવ હત્યાનુ પાપ જેમ તે તે જીવોને લાગે છે, તો પછી લાકડામાંથી બનેલા પાત્રા, તરપણી, ઉનમાંથી બનેલા રજોહરણ, ચરવલા, કામલી વગેરે ધાર્મિક ઉપ-કરણોનો ઉપયોગ મુનિરાજો કરે છે અને મુનિરાજોની સંયમ સાધનામાં તે ઉપકરણો સહાયક છે તો પછી આ પદાર્થોના મૂળભૂત જીવોને પુણ્ય બંધન પણ થતું હશે ?

જવાબ આપતા ટીકાકાર કહે છે કે, તેમને પુણ્ય બંધન થતું નથી, કેમ કે તે તે જીવોને પોતાનું શરીર છોડતા પહેલા આવો સંકલ્પ હોતો નથી કે મારા શેષ રહેલા પુદ્દગલો સાધુ મહારાજાઓના સંયમ માટે ઉપકારક થાય! તે જીવો મિથ્યાત્વી હોવાના કારણે તેમને પુણ્ય બંધન કરવાની સંજ્ઞા નથી, લેશ્યા નથી માટે પાત્ર, તરપણી આદિ પુદ્દગલોના મૂળ જીવોને પુણ્ય બંધન નથી થતું. જ્યારે ધનુષ્ય બાણ આદિના મૂળ જીવોને જીવ હિંસાનો વિરામ નથી તેના ત્યાગનો ભાવ નથી માટે પ્રતિક્ષણે જીવ હિંસાના દ્વાર ખુલ્લા હોવાથી થનારી જીવ હિંસાને રોકી શકાય તેમ નથી

આનો સરળાર્થ આ છે કે : અનાદિ કાળથી આ જીવાત્મા ૧૮ પ્રકારના પાપોને કરતો આવ્યો છે અને ફરીથી પાપોના દ્વાર ઉઘાડા છે અને જાણી બુઝીને રસ પૂર્વક કરે છે, કરાવે છે અને બીજાઓને પણ પાપના રસ્તે દોરે છે. માટે હિંસક વૃત્તિ હોવાના કારણે જ તેમના શેષ રહેલા પુદ્‌ગલો પણ બીજાને દુ:ખ દેવા માટે જ સર્જાયા હોય છે

ઘણીવાર કષાયોમા ભાન ભૂલેલો આત્મા : "હુ તો મરીશ પણ તને તો મર્યા પછી પણ નહી છોડુ. મારૂ હાડકુ પણ તારૂં વૈર લીધા વિના નહી રહે અરે! છેવટે બાવલનો કાટો થઈને પણ તારી સાથેનું વૈર લઇશ"

આવી કલુષિત ભાવનાનો માલિક જીવે ત્યાં સુધી બીજાનો દુશ્મન બનીને રહે છે અને મર્યા પછી પણ તેના શેષ રહેલા પુદ્‌ગલો બીજાને નુકશાન કરતા રહે છે અને ફરી ફરીથી પાપ બંધનથી બંધાતા રહે છે. આવી પરિસ્થિતિમાં જે ભાગ્યશાલિઓને સમ્યગ્‌દર્શન, સમ્યગ્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્રની પ્રાપ્તિ થઈ હોય છે તેઓ આ ભવનાં, પરભવના અને ભવોભવના પાપોને, પાપ-વ્યાપારોને, તથા પોતાના પુદ્‌ગલો પણ કોઈ જાતની જીવવિરાધના ન કરવા પામે તે માટે સંપૂર્ણ જીવરાશિ સાથેના સંબંધોને વોસિરાવી દે છે, મિચ્છામિ દુક્કડં દઈ દે છે અને પોતાના આત્માને સર્વે પદાર્થોથી પૃથક કરે છે ત્યારે જ મૃત્યુ સમયે તે ભાગ્યશાલિઓને સમાધિ ટકી રહે તે માટે "ભવો ભવમાં મને જૈન ધર્મ મલે બધા જીવોને હુ ખમાવુ છું, મન, વચન અને કાયાથી થયેલા પાપો, અપરાધો, વૈરો, કલેશોને હું ખમાવુ છું અને બધા જીવો પણ મને ખમે તથા અમુક પરિપક્વ અવસ્થા થતાં ભવોભવના પુદ્‌ગલોને

કેટલાક લોકો કહે છે કે–જેમ આરાઓથી ભીડાએલી ચક્રની નાભી હોય, એવી રીતે ચારસોથી પાંચસો યોજન સુધી મનુષ્ય લોક મનુષ્યોથી ખીચોખીખ ભરેલો છે, તે ઠીક નથી. એ પ્રમાણે ચારસોથી પાંચસો યોજન સુધી નિરયલોક નૈરયિકોથી ખીચોખીચ ભરેલો છે.

નૈરયિકો એકપણું પણ વિકુર્વી શકે છે. તે બહુપણું પણ વિકુર્વી શકે છે આ સંબંધી જીવાભિગમમાં વિસ્તારથી વર્ણન છે. 卐 ૭૬

---

વોસિરાવી દે છે, અને ભવઆલોયણા તથા પુદ્ગલ વોસિરાવવા દ્વારા સર્વે પાપોનું પ્રાયશ્ચિત કરે છે.

卐 ૭૬ નરકગતિમા રહેલા નારક જીવોની વિકુર્વણા માટેનો આ પ્રશ્નોત્તર છે : મનુષ્યગતિની જેમ ત્યા કોઈ પણ સુતાર, લુહાર, ચમાર, શસ્ત્ર વગેરે પુદ્ગલો હોતા નથી. પણ પારસ્પરિક અત્યંત વૈર–ઝેર રૂપ પાપોને લઇને નારક જીવોને ચરમસીમાનો પાપોદય હોવાથી તે જીવો પોતાની મેળે વૈક્રિય લબ્ધિથી વિકુર્વણા કરે છે. અર્થાત્ સામે આવેલા નારક જીવોને જોઇને ગતભવનાં જેવા પ્રકારે વૈર–વિરોધ કર્યા હોય છે તેવી જ લેશ્યા તેમને થાય છે, અને તેમને મારવા માટે માનસિક કલ્પનાના માધ્યમથી તેવા તેવા પ્રકારના પોતાના શરીરથી સંબધિત, સંખ્યેય પ્રમાણમાં શસ્ત્રોની વિકુર્વણા આ પ્રમાણે કરે છે —

મુદ્દગર (મોગર) મુષંઢિ (શસ્ત્રવિશેષ) કરપત્ર (કરવત) અસિ (તલવાર) શક્તિ (લોખંડનુ બનેલું શસ્ત્ર) હળ, ગદા, મુશલ, ચક્ર, નારાચ (બાણ) કુન્ત (ભાલો) તોમર, શૂલ, ભિંડમાલ (શસ્ત્રવિશેષ) ઇત્યાદિ શસ્ત્રોથી બીજા નારક જીવોના શરીરને ભેદે છે, કાપે છે,

ટૂકડે ટૂકડા કરે છે, વેરે છે. અને પરસ્પર આ પ્રમાણે વૈરના બદલાને લેતા નારક જીવો ઘણીજ પીડાને ભોગવે છે તે વેદનાઓ આ પ્રમાણે છે :—

**उज्जवला** :—જે વેદનામાં સુખનો લેશ પણ ન મલે તેવા દુઃખોથી ભરપુર વેદના

**विपुला** :—નારક જીવના સંપૂર્ણ શરીરને વ્યાપીને પીડા થાય તે

**प्रगाढा** :—જેમાં નારક જીવોના મર્મ પ્રદેશોને ઘણી જ વેદના થાય છે. જેમ લક્ષ્ય કરીને તીક્ષ્ણ પત્થર જેના કપાળ ઉપર મારીએ તો તે પત્થર કપાળના ખંડને તોડી નાખે છે તેવી જ રીતે એક નારક બીજા નારકને તેવી રીતે મારે છે, જેનાથી તેના આત્મ પ્રદેશોને ભયંકર વેદના થાય છે. અથવા પિત્તપ્રકોપ વાલા માણસને અત્યન્ત કડવી દવાનું પાન કરાવતા જેમ અપ્રીતિ થાય છે, તેમ આ વેદના પણ નારક જીવોને અપ્રીતિકર હોય છે

**परुषा** :—મનને કોઈ પણ રીતે ન ગમે તેવી વેદના

**निष्ठुरा** :—જેનો પ્રતિકાર સર્વથા અશકય હોય છે.

**चण्डा** :—મારવાથી કે માર ખાવાથી પરસ્પર ઘણા જ રૌદ્ર અધ્યવસાયો થાય છે.

**तीव्रा** —ઘણી જ વેદના થાય છે.

**दुःखा** :—ઘણા જ દુઃખપૂર્વક વેદના ભોગવવી પડે છે

**दुर्गा** :—હરહાલતમાં દુર્લંધ્ય હોય છે

ઉપર પ્રમાણેની વેદનાઓ પાચમી નરક ભૂમિ સુધી જ છે. જ્યારે છઠ્ઠી અને સાતમી નરક ભૂમિમાં, ઘણા-મોટા પ્રમાણવાલા છાણના કીડા જેવા, વજ્રના મુખવાલા, લાલ કુન્થવા જેવા શરીર

## આધાકર્માદિ

'આધાકર્મ અનવદ્ય–નિષ્પાપ છે' એમ જે સમજતો હોય, તે જો આધાકર્મ સ્થાન વિષયક આલોચન–પ્રતિક્રમણ કર્યા વિના કાળ કરે તો તેને આરાધના નથી. અને આલોચન–પ્રતિક્રમણ કરીને કાળ કરે તો તેને આરાધના છે. એવી જ રીતે :—

ક્રીતકૃત—સાધુ માટે મૂલ્ય આપીને લાવેલું ભોજન.

સ્થાપિત—સાધુ માટે રાખી મૂકેલું ભોજન.

---

બનાવીને પરસ્પર એટલે એક ઘોડો જેમ બીજા ઘોડાની ઉપર ચઢે છે તેમ નારક જીવો તેવા શરીર વિકુર્વીને એક બીજાના શરીરમાં પ્રવેશ કરીને, પરસ્પર છેદી નાખે છે, અને ભયંકર વેદના ભોગવે છે.

મનુષ્ય અવતાર પામીને જે ભાગ્યશાલી સમ્યગ્જ્ઞાન તથા સમ્યગ્દર્શન મેળવવા માટે લાયક થતો નથી તે મિથ્યાજ્ઞાન, અજ્ઞાન, વિપરીતજ્ઞાન, અને સંશયજ્ઞાનના માલિક બનીને પાપસ્થાનકમાં આસક્ત બને છે અને ઘણા પાપો, મિથ્યાવચનો, ચૌર્યકર્મો, મૈથુન-કર્મો અને પરિગ્રહની ભાવનાથી આરંભ–સમારંભોમાં મસ્ત બનીને ઘણા જીવો સાથે ઘોરાતિઘોર વૈર–વિરોધને વધારે છે, પરિણામે નરકગતિમાં જન્મ ધારણ કરે છે. જ્યાં ઉપર પ્રમાણેની વેદનાઓ ભોગવવી પડે છે

માટે ચાર દિવસની ચાંદની જેવા આ સંસારમા સૌથી પહેલા સમ્યગ્જ્ઞાન મેળવવા માટે પ્રયત્ન કરવો જોઇએ જેનાથી સંસારના ઘણા પાપો તથા ભાવનાઓથી વંચિત રહેવા માટેની યોગ્યતા પ્રાપ્ત થાય અને સંસાર સુખમય બનવા પામે. (જીવાભિગમ પાના નં ૧૧૭)

રચિત—સાધુ માટે લાડવા વગેરે રૂપે તૈયાર કરેલો ભૂકો વગેરે.

કાંતાર ભક્ત—જંગલમાં સાધુના નિર્વાહ માટે તૈયાર કરેલો આહાર.

દુર્ભિક્ષ ભક્ત—દુષ્કાળ વખતે સાધુના નિર્વાહ માટે તૈયાર કરેલ.

વાર્દલિક ભક્ત—દુર્દિન-વરસાદ આવતો હોય, ત્યારે સાધુ માટે તૈયાર કરેલ.

આવી જ રીતે ગ્લાન માટે તૈયાર કરેલો આહાર.

શય્યાતર પિંડ, રાજપિંડ—આ બધી જાતના આહારો માટે જાણવું

'આધાકર્મ નિષ્પાપ છે' એમ ઘણાઓની વચ્ચે બોલે ને પોતે આધાકર્મ ખાય, તો તેમ બોલનાર તથા ખાનારને, દેવરાવનારને, જણાવનારને બધાઓને ઉપર પ્રમાણે જ વિરાધના—આરાધના સમજવી. 卐૭૭

---

卐૭૭ મોક્ષને મેળવવા માટે મુનિવેષ સ્વીકાર કર્યા પછી પણ મુનિઓની પરિસ્થિતિ માનસિક કે શારીરિક દૃષ્ટિએ એક સરખી રહેવા પામતી નથી. ભૂખ સહન કરવી અત્યન્ત કઠીન છે, અને મુનિ ધર્મનો પણ ખ્યાલ છે, છતાં પણ પરિસ્થિતિ કયા સમયે કેવી બનશે ? તેની કલ્પના પણ થઈ શકતી નથી તેવા સમયે બાળમુનિ, ગ્લાનમુનિ, ભૂખથી પીડિતમુનિ, ભૂખને નહી સહન કરનારો, ભણવાવાલો, ભણાવનાર, તથા વૃદ્ધમુનિને પરિસ્થિતિ વશ આધાકર્મ આદિ આહારને લેવાની ફરજ પડે છ

પોતાના વિષયમાં શિષ્યોને ખેદરહિત પણે સ્વીકારતા, ખેદરહિત પણે સહાય કરતા આચાર્ય કે ઉપાધ્યાય કેટલાક તે જ ભવમાં સિદ્ધ થાય, કેટલાક બે ભવ કરી સિદ્ધ થાય, પણ ત્રીજા ભવગ્રહણને અતિક્રમે નહિ.

જે બીજાનું ખોટું બોલીને, અસદ્ભૂત બોલીને, મોટા મોટા દોષ પ્રકાશીને દૂષિત કહે, તે તેવાજ પ્રકારનાં કર્મો બાંધે છે. અર્થાત્ મનુષ્ય વગેરે યોનિમાં ઉત્પન્ન થાય, ત્યાં અભ્યાખ્યાન ફળ–કર્મને પ્રતિસંવેદે છે. 卐[૭૮]

---

જે નિરવદ્ય નથી છતાં પણ તે મુનિ યદિ સ્થાનક વિષય આલોચન અને ગુરુ સમક્ષ પ્રતિક્રમણ કરી લે છે તો ભગવતીસૂત્ર તેને આરાધના કહે છે. પણ જાણીબુઝીને, ધૃષ્ટતા, ગૃહસ્થ પ્રત્યેની માયા, ઇન્દ્રિય લોલુપતા, આદિ કારણોને લઈને આધાકર્માદિ આહાર કર્યા છતાં પણ યદિ માનસિક જીવનમાં તે માટેની આલોચના નથી, પ્રતિક્રમણ નથી તો તે મુનિને વિરાધના થાય છે

સારાશ એટલો જ છે કે જે મુનિ પાસે આલોચના, પ્રાયશ્ચિત, પશ્ચાતાપ, અને પ્રતિક્રમણ જેવા ભાવશસ્ત્રોની વિદ્યમાનતા છે, તે મુનિ આરાધક છે.

卐 ૭૮. ગૃહસ્થાશ્રમ સાથે સંબંધ રાખનારા, માતા, પિતા, ભાઈ, ભોજાઇ તથા પુત્ર પરિવારનો ઉત્કૃષ્ટ વૈરાગ્ય પૂર્વક ત્યાગ કરીને દીક્ષિત થયેલા મુનિરાજોના આત્મામા સત્તામા પડેલા કર્મોનો ઉદયકાળ ગમે ત્યારે પણ આવી શકે છે, અને થોડી જ વારને માટે પણ મુનિરાજોના મનમાં અધૈર્ય, ખેદ, ગૃહસ્થાશ્રમની સ્મૃતિ, ભોગવેલા ભોગોની યાદ, તથા કષાય વગેરે ઔદયિકભાવ ઉપસ્થિત થતા જ ચિત્તની ચલાયમાન અવસ્થાની સંભાવના અવશ્યંભાવિની છે તેવા સમયે અસ્થિર થયેલા મુનિઓને તથા સાધ્વીજી મહારાજાઓને

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન તથા ચારિત્રમાં સ્થિર રાખવા માટે સઘ વ્યવસ્થામા આચાર્ય ભગવંતો અને ઉપાધ્યાય ભગવતો વિદ્યમાન હોય છે.

મુનિધર્મની ઘણી જ સારી રીતે આરાધના કર્યા પછી તે પુણ્યવતો પોતાની યોગ્યતાના માધ્યમથી ઉપાધ્યાયપદ મેળવે છે.

ત્યા તે પુણ્યવતોની ચારિત્રસ્થિરતા બધી રીતે વધતી જાય છે, કામ-ક્રોધ-વૈર-ઝેર તથા પક્ષપાતની ભાવનાથી સર્વથા પર હોય છે. ભાવદયાળુ હોવાના કારણે સઘીય બધારણ પ્રમાણે તેમનું મુખ્ય કાર્ય એક જ હોય છે, અને તે એ કે-શિથિલ, અસ્થિર-આળસુ મુનિરાજોને પોતાના પુત્રની માફક સમજીને તેમને ધર્મમાં સ્થિર કરે, આશ્વાસન આપીને જ્ઞાન-ધ્યાન પ્રત્યે જાગૃત કરે કેમકે- "જૈનધર્મના તથા જૈનત્વના આચાર-વિચાર પ્રત્યે હેતુ-ઉદાહરણ બતલાવીને, તથા જે મુનિની જેવી શિથિલતા હોય તે પ્રમાણે તેમને આગમીય પાઠોથી સંસારની અસારતા દેખાડીને પાછા ભાનમાં લાવીને સ્થૈર્ય પ્રાપ્ત કરાવવાં માટે જ આ પદ છે " તે ઉપાધ્યાય ભગવતોમાંથી કોઈક જ પુણ્યશાળી જીવ આચાર્યપદને દીપાવવા માટે સમર્થ હોય છે, જેમના આત્મીય ગુણોનો વિકાસ ચરમસીમાએ પહોચેલો હોવાથી પૂરા ચતુર્વિધ સઘના તેઓ માલિક હોય છે. સઘના યોગક્ષેમ પ્રત્યે તેઓ પૂરેપૂરા વફાદાર હોય છે, ધર્મ, સપ્રદાય તથા ક્રિયાકાડોના નામે સઘમા કુસપ ન વધે તેવા ખ્યાલાતવાલા હોવાથી તેઓ સઘપૂજ્ય બને છે

આચાર્ય પદ અત્યન્ત જવાબદારી ભર્યું હોવાથી, અને ભાવદયા ઉપર જ નિર્ભર હોવાથી " આ પદ કોને આપવું ? " એનો નિર્ણય નિર્યુક્તિકાર શ્રી ભદ્રબાહુ સ્વામીજી આ પ્રમાણે આપે છે -

## આચાર્ય પદની યોગ્યતા

૧. **आर्यदेशोत्पन्न**–આર્યદેશમા ઉત્પન્ન થયેલો જીવાત્મા જ સુખપૂર્વક જ્ઞાન મેળવી શકે છે.

૨ **विशिष्टकुलोत्पन्न**–પોતાના પિતાની કુલ પરંપરા, સદાચાર ઉપર સ્થિત હોવી જોઇએ, જેથી સઘનો ભાર ઉપાડી શકાય.

૩. **विशिष्टजातिः**–માતાના કુલની પરંપરા સારી અને નિર્દોષ હોવી જોઇએ, તો જ વિનયાદિ ગુણોની પ્રાપ્તિ સુલભ બને છે.

૪. **रूपवान्**–સારૂ રૂપ તથા શરીરનુ સુડોળપણું હોવુ જરૂર છે જેથી તેમના વચનો શીઘ્રતાથી ગ્રાહ્ય બને છે.

૫. **संहननधृतियुक्त**–જેથી વ્યાખ્યાન, તપ આદિ સદનુષ્ઠાનોમાં તેમને ખેદ ન આવે

૬. **अनाशंसी**–શ્રોતાએ પાસે કોઈપણ પદાર્થની આકાંક્ષા ન રાખે.

૭. **अविकथन**–પોતાની બડાઈએ હાકવામાં મૌન સેવનાર હોય.

૮ **अमायी**–શિષ્યો તેમજ સંઘ સાથે શઠતાનો વ્યવહાર ન રાખે

૯. **स्थिरपरिपाटी**–એટલે આગમીય તત્ત્વને ભૂલનારા ન હોય.

૧૦ **गृहीतवाक्य**–જેમનું વચન અપ્રતિહત હોય.

૧૧ **जितपरिषत्**–પરવાદીઓથી ક્ષોભ ન પામે.

૧૨. **जितनिद्रः**–પોતે અપ્રમાદી હોય અને વ્યાખ્યાન દેવામા પ્રેમવાલો હોય તો જ પોતાના નિદ્રાલુ શિષ્યોને અપ્રમત્ત બનાવી

શકે છે.

૧૩ **મધ્યસ્થ**-વાદ, વિવાદ અને વિતંડાવાદથી સર્વથા દૂર રહીને સવાદક બનવાનો ભાવ રાખે.

૧૪. **દેશકાલભાવજ્ઞ**-દેશ, કાળને જોઈને, જાણીને અપ્રતિબદ્ધ વિહાર કરનાર હોય અને ધર્મોપદેશ પણ દેશ, કાળને અનુકૂલ આપનાર હોય.

૧૫ **આસન્નલબ્ધપ્રતિભ**-સિદ્ધાન્ત, અવયવ, તર્ક, વાદ, જલ્પ, વિતંડાવાદ, હેત્વાભાસ, છલ, જાતિ અને નિગ્રહસ્થાનોને જાણીને સામેવાલા વાદીને નિરૂત્તર કરનાર હોય

૧૬ **નાનાવિધદેશભાષાવિધિજ્ઞ**-જેથી જૂદા જૂદા દેશના શિષ્યોને અને સંઘોને તે તે ભાષા વડે સમજાવી શકાય છે.

૧૭. **પંચવિધાચારયુક્તઃ**-પોતે પંચવિધ આચારને પાળવાવાલા હોવાથી તેમના વચનો શિષ્યોને માટે શ્રધ્ધેય બને છે.

૧૮. **સૂત્રાર્થોભયજ્ઞ**-સારી રીતે સૂત્રોમાં બતાવેલ ઉત્સર્ગમાર્ગ તથા અપવાદ માર્ગને જાણનાર હોય, સમયે સમયે શિષ્યોને ઉદાહરણ, નયવાદ તથા હેતુની સમજુતી દેનાર હોય, સંઘને કેળવવામા નિપુણ હોય, અને જે પ્રમાણે સંઘમાં સંપસંગઠન પ્રાપ્ત થાય અને વધે, તેવા જ ભાવોનુ પ્રતિપાદન કરનાર હોય.

૧૯ **ગ્રાહણાકુશલ**-જૂદી જૂદી રીતે શિષ્યોને જ્ઞાન પ્રાપ્ત કરાવવા માટે સમર્થ હોય

૨૦. **સ્વપરસમયવિત્**-સુખપૂર્વક પરમતનુ ખંડન કરીને સ્વમતની સ્થાપના કરનાર હોય

૨૧. **ગમ્ભીર**-પોતે રોષનો ત્યાગ કરનાર હોય.

૨૨. **દીપ્તિમાન્**–જેથી બીજાઓ ક્ષોભ પામે.

૨૩ **શિવ**–સંઘમાં ઉત્પન્ન થયેલા મારી વગેરે રોગો તથા ક્લેશ અને કંકાસ વગેરે ભાવરોગોને નાશ પમાડનાર હોય.

૨૪. **સૌમ્ય**–શાંતદૃષ્ટિવાલો હોય તથા સર્વે જીવોને પ્રીતિ ઉત્પન્ન કરાવનાર હોય (દશવૈકાલિક હારિભદ્રવૃત્તિ)

ઉપર પ્રમાણેના ગુણોને ધારણ કરનારા આચાર્ય ભગવંતો આખાએ સંઘ (સાધુ–સાધ્વી શ્રાવક–શ્રાવિકા)નું સુકાન સંભાલે છે, સંઘના યોગક્ષેમને વાંધો ન આવે આ વાતને ધ્યાનમાં રાખીને જ પોતાના શિષ્યોને સંભાલે છે.

ગૌતમ સ્વામીના પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં ભગવાન મહાવીર સ્વામી ફરમાવે છે કે આવા આચાર્ય ભગવંતો અને ઉપાધ્યાય ભગવંતો જ આ ભવે કે બીજા ભવે પણ મોક્ષને પામે છે, ત્રીજા ભવે તો ચોક્કસ મોક્ષે જાય છે. આ વાત ભગવતી સૂત્રની છે.

## મૃષાવાદના પ્રકારો

મૃષાવાદ બોલનારાના સંબંધી પ્રશ્નના જવાબમાં ભગવાને ફરમાવ્યું કે મૃષાવાદથી બાંધેલા કર્મોવાલા જીવો જ્યાં જાય છે, એટલે કે જે ભવમાં જાય છે ત્યાં કર્મોને વેદે છે

મૃષાવાદનું સ્વરૂપ આ પ્રમાણે છે.

૧ **અલીક** ભૂતનિહ્નવ રૂપે એટલે કે બીજાના ગુણોના સદ્‌ભાવને પણ છુપાવીને દૂષિત કરે છે, જેમકે સામેવાલો જીવ બ્રહ્મચર્ય પાલે છે છતાં પણ તેને ઉઘાડો કરવા માટે 'આ ભાઈ બ્રહ્મચર્ય પાલતા નથી. તપશ્ચર્યા કરતા નથી. ક્રિયાકાંડ કરતાં નથી" વગેરે બોલવું તે અલીક અસત્ય ભાષણ છે

૨ **અસદ્ભૂત** એટલે 'જે ચોર નથી તેને ચોર કહેવો' ચૌર્ય-કર્મનો અભૂત એટલે કે વિદ્યમાનતા નથી તો એ 'આ ચોર છે.

આવુ ઉદ્ભાવન કરવુ તે અસદ્ભૂત અલીક છે.

આ બન્ને પ્રકારના મિથ્યાવચન બોલનારના મનમાં દુષ્ટતા હિંસકતા, ઈર્ષ્યાલુતા, અસહિષ્ણુતા તથા વૈર વિરોધ આદિ વૈકારિક ભાવો હોય છે

પરન્તુ, બોલનાર અહિંસક હોય, જેમકે સાધકની સામેથી હરણો જઈ રહ્યા છે અને પાછળથી આવનાર શિકારી તે સાધકને પૂછે છે કે 'હરણોને જતા જોયા છે ? કઈ બાજુ ગયા છે ? આમ પૂછવા છતાં પણ મહાવ્રતી સાધક જવાબ આપે છે કે 'હરણોને મે જોયા નથી' આ ભાષણમા યદ્યપિ અસત્યતા છે, પણ પરિણામોમાં દયાભાવ અહિંસક ભાવ હોવાથી આ ભાષા અસત્ય ભાષા નથી

જ્યારે અચોરને ચોર કહેવો, બ્રહ્મચારીને, તપસ્વીને, આસ્તિકને, ગુણીયલને, અબ્રહ્મચારી, ખાઉધરો, નાસ્તિક, મિથ્યાત્વી કહેવો. આવા ભાષણમા અભિપ્રાયની દુષ્ટતા, મનની મલિનતા અવશ્યમેવ રહેલી હોવાથી ભગવતી સૂત્ર આવી ભાષાને મૃષાવાદી ભાષા કહે છે.

૩. **અભ્યાખ્યાન**-બીજાની સામે કોઇના દોષ પ્રકાશવાં. જેમ કે આ સઘાડામા ક્રિયાકાડ નથી, તપશ્ચર્યા નથી, જ્ઞાન નથી, આ આચાર્યોમા આચાર્યપણું નથી, આવા ભાષણને ભગવતી સૂત્ર અભ્યાખ્યાન અસત્ય વચન કહે છે અથવા સદ્ભાવ પ્રતિષેધ એટલે કે સામેવાલામા બ્રહ્મચર્ય, ક્રિયાકાડ, જ્ઞાન અને વૈરાગ્ય છે તો પણ તેની સાથેના વૈર-વિરોધ અથવા સપ્રદાય કે સંઘાડાવાદને લઈને તેમના બધાએ ગુણોનો અપલાપ કરવો તે સદ્ભૂતનિહ્નવ છે અથવા અભૂતોદ્ભવન એટલે કે કલિયુગની હવા અને ભૌતિકવાદનો પ્રચાર સૌ

જીવો પ્રત્યે એક સરખો હોવા છતાં પણ બીજા સંપ્રદાયોમાં કે સંઘાડાઓમાં સારા તત્ત્વોનો અપલાપ કરીને પોતાના જ સંપ્રદાય કે સંઘાડાના સાધુ–સાધ્વીમાં જૈન શાસન, જૈનતત્વ રહેલુ છે તેવી કલ્પનાનો પ્રચાર કરવો તે પણ અભૂતોદ્‌ભાવન અલીક વચન છે. તથા આત્મા નથી, પરલોક નથી, તે સદ્‌ભૂત નિહ્નવ અને આત્મા, ચૈતન્ય સ્વરૂપ, પરિણામી, કર્તા, સાક્ષાદ્‌ભોકતા, સ્વદેહ પરિમાણ, પ્રતિ શરીર ભિન્ન અને પૌદ્‌ગલિક અદૃષ્ટ આદિ વિશેષણોથી યુક્તિ પુરસ્સર હોવા છતાં પણ તેનો વિપરીત બુદ્ધિથી અપલાપ કરવો તે પણ સદ્‌ભૂત નિહ્નવ નામનું મિથ્યાવચન છે. અને આત્મા જડ, કૂટસ્થ નિત્ય, અકર્ત્તા, અભોકતા, વ્યાપક અને એક જ આત્મા છે. એ પ્રમાણે બોલવું તે અભૂતોદ્‌ભાવન નામે અલીક વચન છે.

## આત્માના સદ્‌ભૂત વિશેષણો

હવે આત્માના સદ્‌ભૂતવિશેષણોને સક્ષેપથી સયુકિતક જાણીએ.

૧. **ચૈતન્ય સ્વરુપ** અર્થાત્ અનાદિ નિધન આત્મા ચૈતન્ય સ્વરૂપી છે. એટલે કે સ્વરૂપી આત્મા અને સ્વરૂપ ચૈતન્ય ગુણ છે તે બંને ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે, પરન્તુ સર્વથા ભિન્ન નથી અને અભિન્ન પણ નથી, કેમ કે પદાર્થ માત્રનું સ્વરૂપ (ગુણ) પોતાના સ્વરૂપી (ગુણી)ને છોડીને રહી શકતો નથી માટે અભિન્ન છે, અને સ્વરૂપીએ દ્રવ્ય હોય છે જ્યારે સ્વરૂપ ગુણ હોય છે માટે ભિન્ન છે.

આત્માનું આ ચૈતન્ય સ્વરૂપ સમવાય સબંધથી નથી પણ સ્વતઃ છે. જેઓ આત્માને જડ માને છે તેમને ત્યાં ચૈતન્ય સમવાય સંબંધથી આવ્યા પછી જ્ઞાનનો પ્રકાશ થાય છે.

આનો અર્થ એ થયો કે તેમને ત્યાં અનત શકિતનો માલિક

આત્મા જડ છે આ પ્રમાણેની તેમની માન્યતા એટલા માટે સાચી નથી કે, ઘટ પટની માફક ચૈતન્ય ધર્મ રહિત પદાર્થ માત્ર જડ હોવાના કારણે પોતાની મેળે કંઇ પણ હલન, ચલન કરી શકતા નથી, આપણો આત્મા તેવો નથી, કેમ કે આ આત્મા પોતાની અનંતશક્તિઓના માધ્યમથી જ શરીર, ઈન્દ્રિયો તથા મનનું સંચાલન કરવા સમર્થ છે. આત્માના ઉપયોગ વિનાની ઇન્દ્રિયો તથા મન સર્વથા અકિંચિત્કર છે. માટે આત્મા ચૈતન્ય સ્વરૂપ વાળો છે તેમ દર્શનમય છે અને પ્રતિક્ષણે ઉપયોગવન્ત છે.

૨. **પરિણામી**નો અર્થ આ પ્રમાણે છે, આત્મા અનાદિ-કાળથી -કર્મોના સંબંધથી બંધિત છે અને પ્રતિ સમયે નવાં નવાં કર્મો બાંધતો રહે છે તેથી કરેલાં અને કરાતા કર્મોને ભોગવવા માટે જ આત્મા "પરિણામ ધર્મી છે" એટલે કે એક અવસ્થાને ત્યાગીને બીજી અવસ્થા સ્વીકારવી તેને પરિણામ કહેવાય છે

જેઓ આત્માને કૂટસ્થ નિત્ય (કોઈ કાળે કંઈ પણ ફેરફાર જેમા ન થાય તે કૂટસ્થ નિત્ય કહેવાય છે) માને છે, અને ક્ષણિક-ધર્મી માને છે, તેમને ત્યાં આત્મામાં પ્રત્યક્ષ દેખાતો અનુભવાતો પરિણામ (ફેરફાર) ઘટી શકે તેમ નથી, આવી સ્થિતિમાં કરેલા કર્મોનો ભોગ આત્મા શી રીતે કરશે ? અને અત્યારનો સુખી આત્મા પાચ ક્ષણ પછી દુઃખી શી રીતે બનશે ?

આત્માને એકાન્તનિત્ય અને કૂટસ્થ નિત્ય માનતા સુખ-દુઃખ, સંયોગ–વિયોગના પ્રત્યક્ષ અનુભવાતા દ્વન્દ્વો બની શકે નહી અને એકાન્તે ક્ષણિક માનતાં પણ સુખ–દુઃખના અનુભવ થઈ શકે તેમ નથી, માટે જ આત્મા દ્રવ્યની અપેક્ષાએ નિત્ય છે અને પર્યાય (શરીર)ની અપેક્ષાએ અનિત્ય છે

આ પ્રમાણે પદાર્થ માત્રમાં દ્રવ્ય અને પર્યાયનુ સાહચર્ય વિદ્વન્માન્ય છે કેમ કે પર્યાય વિનાનુ દ્રવ્ય અને દ્રવ્ય વિનાના પર્યાયો કોઈ કાળે પણ હોઈ શકતા નથી. ઘટ પદાર્થમાં માટી દ્રવ્ય છે અને ઘટ પર્યાય છે, કડી, બગડીમાં સુવર્ણ દ્રવ્ય છે અને આકાર વિશેષ પર્યાયો છે.

'ઘડો ફૂટયો' એટલે માટી દ્રવ્ય કાયમ રહીને તેનો ઘર પર્યાય નાશ પામે છે અને ઠીકરા તરીકે ઉત્પાદ થાય છે.

તે જ રીતે જીવ દ્રવ્ય કાયમ રહે છે પણ કરેલાં કર્મોને ભોગવવા માટે એક શરીર નાશ પામે છે અને બીજા શરીરનુ ઉત્પાદન થાય છે; જ્યા સુધી આત્માના પ્રદેશો પર કર્મરાજાની સત્તા છે ત્યાં સુધી નવા નવા શરીરો ધારણ કર્યા વિના છુટકારો નથી " **भोगायतनं शरीरम्** " આ કારણોને લઈને આત્મા પરિણામધર્મી છે

(૩) **कर्त्ता** મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ અને કષાયાદિના યોગે મન, વચન અને કાયાથી આત્મામા કરાતાં કર્મોનુ 'કર્તૃત્વ ધર્મ પણ છે" અને જે કર્ત્તા હોય તે કર્મોનો ભોક્તા પણ હોય છે.

જે આત્મા પોતાના કરેલા પુણ્ય અને પાપના ફળોને ભોગવી શકતો હોય તો તેને કર્તૃત્વધર્મયુક્ત માનવામા વાંધો કયા આવે છે ? ' કર્મોને પ્રકૃતિ કહે છે અને સુખ–દુ:ખના અનુભવો પુરુષ કરે છે ' આ બધી હાસ્યાસ્પદ વાતો સુજ્ઞ માણસના મગજમાં કેવી રીતે ઉતરશે ? માટે ' જે કોલસો ખાશે તેનુ મોઢુ કાળુ થશે ? આ ન્યાયે પુરુષ જ કર્મને કરનારો છે અને ભોગવનારો છે.

(૪) **साक्षाद्भोक्ता**–એટલે કે પોતાના જ કરેલા પુણ્ય તથા પાપના કર્મોને પુરુષ સાક્ષાદ ભોગવનારો છે

“જે કરશે તે ભોગવશે” “**जो जस कर ही वह तस फल चाखा**” ઈત્યાદિક મહાપુરુષોની ઉક્તિઓ એટલા માટે જ વ્યાજબી છે કે પુરુષ કર્તા અને ભોક્તા છે.

પ્રકૃતિ સ્વત જડ હોવાના કારણે ચૈતન્યમય આત્માના પ્રયત્ન વિના કંઈ પણ કાર્ય કરી શકે તેમ નથી માટે આત્મામાં કર્તૃત્વની જેમ ભોક્તૃત્વ પણ છે.

(૫) **स्वदेहपरिमाण**.–આત્મા શુ સર્વવ્યાપક છે?–અગૂઠા જેટલો છે? જૈનશાસન જવાબ આપે છે કે આત્મા શરીર વ્યાપી છે. આત્માના ગુણો શરીરમા જ દેખાય છે, માટે શરીર વ્યાપી છે

જે પદાર્થ જ્યા રહ્યો હોય છે તેટલા જ પ્રદેશમાં તેના ગુણોની વિદ્યમાનતા હોય છે, ઘડો મારે ત્યા હોય અને તેનો લાલ, કાળો રગ બીજે રહે એવુ બનતુ નથી, તે પ્રમાણે આત્માના જ્ઞાનાદિ ગુણો, અને સુખ–દુઃખાદિ પર્યાયો શરીર પ્રમાણમાં જ દેખાય છે આત્મા જો સર્વવ્યાપક હોય તો તેના ગુણો અને પર્યાયો પણ સર્વત્ર દેખાવા જોઈએ. પણ શરીરથી અતિરિક્ત આત્માના ગુણો કોઈએ જોયા નથી જોવામા આવતા નથી માટે આત્મા સર્વવ્યાપક નથી.

આત્મા અનન્ત શક્તિનો માલિક હોવાથી પોતાના પ્રદેશોને સકોચી અને વિસ્તારી શકે છે ત્યારે જ હાથીના શરીરમાં અને કીટના શરીરમાં અબાધરૂપે રહી શકે છે

શરીરથી અન્યત્ર યદિ સર્વવ્યાપી આત્મા માનીએ તો ગદા સ્થાનોમાં અને બીજાના દુઃખ સવેદનમા આપણા આત્માના પ્રદેશોનુ ભ્રમણ થતા આપણું મગજ હમેશા દુર્ગન્ધનો અને દુઃખોનો

અનુભવ કરનારો રહેશે. પણ કોઈ કાળે પણ બીજાના દુઃખોનું સંવેદન આપણને થતુ નથી. અને આપણા આત્માના પ્રદેશો ગંદા સ્થાને જતા નથી.

અંગૂઠા કે ચોખાના દાણા જેટલો આત્મા માનતા શરીરના કોઇ પણ સ્થાનમાં થતી વેદનાને આત્મા શી રીતે અનુભવ કરશે?

અને શરીરના કોઈ પણ ભાગમાં થતી વેદનાનો અનુભવ આત્માને થાય છે માટે આત્મા અંગુઠા પ્રમાણનો નથી પણ શરીરના પૂર્ણ પ્રદેશો સાથે આત્માના અસંખ્યાત પ્રદેશો ઓતપ્રોત થઈને રહેલા છે.

(૬) **પ્રતિશરીર ભિન્ન** નો અર્થ આ પ્રમાણે છે કે પૂરા બ્રહ્માંડમાં આત્મા એક જ હોઈ શકે નહી, પણ જેટલાંએ ચેતનાવંત શરીરો દેખાય છે તે સૌમાં આત્મા પણ ભિન્ન ભિન્ન છે.

સંસાર ભરમાં એક જ આત્માની માન્યતા કેવી રીતે શક્ય બનશે? અને જો એક જ આત્મા માનીએ તો બધાના શરીર, સુખ, દુઃખ, જ્ઞાન, ઇચ્છા, રાગ, દ્વેષ અને મોહમાયા પણ એક સરખી હોવી જોઈએ, પણ આવો અનુભવ તો ક્યાંય થતો નથી, માટે પ્રત્યેક શરીરમાં આત્માને જુદો જુદો માનવાથી સંસારનો વ્યવહાર જે પ્રત્યક્ષ દેખાય છે તે સત્યસ્વરૂપે અનુભવાશે.

(૭) **પૌદ્‌ગલિક અદૃષ્ટ**—યદ્યપિ આત્મા અજર, અમર, અછેદ્ય, અભેદ્ય છે તો પણ કર્મોના આવરણોથી ઘેરાયેલો હોવાના કારણે જ અત્યારની પરિસ્થિતિમાં અજરત્વ, અમરત્વ, અછેદ્યત્વ, અને અભેદ્યત્વ વિશેષણો આત્માને ઘટી શકે તેમ નથી, કેમકે—પૌદ્‌ગલિક અદૃષ્ટ (કર્મ, માયા, પ્રકૃતિ, વાસના) રૂપી માટીના ભારથી આત્મા રૂપી તૂબડું ઢંકાઈ ગયેલુ છે માટે "**પુનરપિ જનનં**

## પરમાણુ પુદ્ગલ

આ ઉદ્દેશકમાં પરમાણુ પુદ્ગલ સંબંધી બહુ વિસ્તારથી વર્ણન છે અને તે ઉપરાંત નૈરયિકો અને એકેન્દ્રિયાદિના પરિગ્રહનો ખુલાસો છે. પરમાણુ પુદ્ગલનું વર્ણન બહુ વિસ્તારવાળું છે. અહિં તો સંક્ષેપમાં સાર લેવાય છે. સાર આ છેઃ—

પરમાણુ પુદ્ગલ કદાચ કંપે, ને કદાચ ન પણ કંપે, તેમ પરિણમે, અને ન પણ પરિણમે

બે પ્રદેશનો સ્કંધ કદાચ કંપે કદાચ ન કંપે, કદાચ પરિણમે કદાચ ન પરિણમે, કદાચ એક ભાગ કંપે, કદાચ એક ભાગ ન કંપે.

---

**पुनरपि मरण पुनरपि जननी जठरे शयनम्** " આ ન્યાયે આત્માને શરીરો ધારણ કરવા પડે છે, મરવુ પડે છે રીબાવવુ પડે છે, અને પ્રતિક્ષણે છેદાવુ ભેદાવુ પડે છે, અને નવા નવા શરીરોમાં અનન્ત વેદનાઓને ભોગવવા માટે ભવભવાંતરમાં રખડવું પડે છે, જ્યાં ભૂખ, તરસ, ગરમી, ઠંડી રોગ, શોક આદિ આધિ વ્યાધ અને ઉપાધિઓ ભોગવવી પડે છે આ બધો પૌદ્ગલિક અદૃષ્ટનો પ્રભાવ છે.

ઉપર પ્રમાણે આત્માનું યથાર્થ સ્વરૂપ જાણવુ અને એ પ્રમાણે બોલવુ તે સત્ય વચન છે, અને આનાથી વિપરીત બોલવું, અલીક વચન છે. આવો અલીક ભાષી આત્મા કર્મોનું બંધન કરીને આવતાં ભવોમાં અવ્યક્ત ભાષા, મૂંગાપણુ, જડબુદ્ધિ, શરીરમાં ખોડખાપણ, વાણીહીન, જુગુપ્સિત ભાષાને બોલનારો અને દુર્ગન્ધ મુખને પ્રાપ્ત કરનારો થશે

ત્રણ પ્રદેશવાળો સ્કંધ કદાચ કંપે, કદાન ન કંપે, કદાચ એક ભાગ કંપે, એક ભાગ ન કંપે, કદાચ એક ભાગ કંપે, બહુ દેશો ન કંપે, કદાચ બહુ ભાગો કંપે, એક ભાગ ન કંપે.

ચાર પ્રદેશવાળો સ્કંધ–કદાચ કંપે, કંદાચ ન કંપે, કદાચ એક ભાગ કંપે, એક ભાગ ન કંપે, એક ભાગ કંપે બહુ ભાગ ન કંપે, બહુ ભાગ કંપે, એક ભાગ ન કંપે, ઘણો ભાગ કંપે, ઘણો ભાગ ન કંપે.

આવીજ રીતે પાંચ પ્રદેશવાળા સ્કંધથી લઈને યાવત્ અનંત પ્રદેશવાળા સ્કંધ સુધીના દરેક સ્કંધો માટે જાણવું.

પરમાણુ–પુદ્ગલ તરવાર કે અસ્ત્રાની ધારનો આશ્રય કરે, પરન્તુ તે છેદાય ભેદાય નહિં. આમ ઠેઠ અસંખ્ય પ્રદેશવાળા સ્કંધ સુધી જાણવું. પણ અનંત પ્રદેશવાળો સ્કંધ હોય, તો કોઈએક છેદાય–ભેદાય અને કોઇ એક ન છેદાય–ભેદાય.

આમ પરમાણુ–પુદ્ગલથી લઇને અનંત પ્રદેશવાળા સ્કંધ સુધીના દરેક પુદ્ગલ માટે 'અગ્નિકાયની મધ્યમાં પ્રવેશ કરે' તો? 'પુષ્કર સવર્ત નામના મોટા મેઘની વચ્ચોવચ્ચ પ્રવેશ કરે' તો? 'ગંગા મહા નદીના પ્રવાહમાં હોય તો? ઉદકાવર્ત યા ઉદકબિંદુ પ્રત્યે પ્રવેશ કરે તો? એવા પ્રશ્નો કરી શકાય. માત્ર જ્યાં જેવું પરિણામ હોય ત્યાં તેવું, એટલે "છેદાય ભેદાય'ના બદલે 'બળે?' 'ભીનો થાય?' 'નાશ પામે?' વગેરે કહી શકાય.

પરમાણુ પુદ્ગલ અનર્ધ (અર્ધ રહિત) અમધ્ય, અને

અપ્રદેશ છે. હા, બે પ્રદેશવાળો સ્કંધ સાર્ધ છે–સપ્રદેશ અને મધ્ય રહિત છે. ત્રણ પ્રદેશવાળો સ્કંધ અનર્ધ છે સમધ્ય છે અને સપ્રદેશ છે

સંક્ષેપમાં સમસંખ્યાવાળા, બેકીસંખ્યાવાળા સ્કંધો માટે બે પ્રદેશવાળા સ્કંધની માફક સાર્ધાદિ વિભાગ જાણવો અને વિષમ સ્કંધ એકી સંખ્યાવાળા સ્કંધોને માટે ત્રણ પ્રદેશવાળા સ્કંધની માફક જાણવું.

એથી આગળ વધીને સખ્યેય પ્રદેશવાળો સ્કંધ કદાચ સાર્ધ હોય, અમધ્ય હોય અને સપ્રદેશ હોય અને કદાચ અનર્ધ હોય, સમધ્ય હોય, અને સપ્રદેશ પણ હોય.

આવી જ રીતે અસખ્યેય પ્રદેશવાળા અને અનંત પ્રદેશવાળા સ્કંધ માટે પણ જાણી લેવું.

પરમાણુ પુદ્ગલના પરસ્પરના સ્પર્શવા સંબંધી ૯–વિકલ્પ કહ્યા છે :

૧ એક દેશથી એક દેશને ન સ્પર્શવું.
૨ એક દેશથી ઘણા દેશોને ન સ્પર્શવું.
૩ એક દેશથી સર્વને ન સ્પર્શવું.
૪ ઘણા દેશોથી એકને ન સ્પર્શવું.
૫ ઘણા દેશોથી ઘણા દેશોને ન સ્પર્શવું.
૬ ઘણા દેશોથી સર્વને ન સ્પર્શવું.
૭ સર્વથી એક દેશને ન સ્પર્શવું.
૮ સર્વથી ઘણા દેશોને ન સ્પર્શવું.
૯ સવથી સર્વને સ્પર્શવું.

આમાં પરમાણુ પુદ્ગલને સ્પર્શ કરતો પરમાણુ પુદ્ગલ સર્વથી સર્વને સ્પર્શે છે. (નવમો ભેદ)

બે પ્રદેશવાળા સ્કંધને સ્પર્શતો પરમાણુ પુદ્ગલ ૭માં ૮માં અને ૯મા વિકલ્પ વડે સ્પર્શે.

આ ત્રણ પ્રદેશવાળા સ્કંધની માફક ચાર પાંચ અને યાવત્ અનંતપ્રદેશવાળા સ્કંધની સાથે પરમાણુ પુદ્ગલનો સ્પર્શ થાય.

હવે પરમાણુ પુદ્ગલને સ્પર્શતો બે પ્રદેશવાળો સ્કંધ ૩ જા અને ૯ મા વિકલ્પ વડે સ્પર્શે.

બે પ્રદેશવાળા સ્કંધને સ્પર્શતો બે પ્રદેશવાળો સ્કંધ ૧ લા, ૩ જા, ૭ મા અને ૯ મા વિકલ્પ વડે સ્પર્શે.

ત્રણ પ્રદેશવાળા સ્કંધને સ્પર્શતો બે પ્રદેશવાળો સ્કંધ પહેલા ત્રણ (૧–૨–૩) અને છેલ્લા ત્રણ (૭–૮–૯) વિકલ્પ વડે સ્પર્શે. અને વચલા ત્રણે વિકલ્પો વડે પ્રતિષેધ કરવો.

જેમ બે પ્રદેશવાળા સ્કંધને ત્રણ પ્રદેશવાળા સ્કંધની સ્પર્શતા કરાવી, એમ ચાર પ્રદેશવાળા, પાંચ પ્રદેશવાળા યાવત્ અનંત પ્રદેશવાળા સ્કંધની સ્પર્શતા કરાવવી

હવે પરમાણુ પુદ્ગલને સ્પર્શ કરતો ત્રણ પ્રદેશવાળો સ્કંધ ત્રીજા, છઠ્ઠા અને નવમા વિકલ્પ વડે સ્પર્શે. બે પ્રદેશ-વાળા સ્કંધને સ્પર્શ કરતો ત્રણ પ્રદેશવાળો સ્કંધ ૧–૩–૪–૬–૭ અને ૯ મા વિકલ્પ વડે સ્પર્શે.

ત્રણ પ્રદેશવાળા સ્કંધને સ્પર્શ કરતો ત્રણ પ્રદેશવાળો સ્કંધ સર્વ સ્થાનોમાં સ્પર્શે એટલે નવે વિકલ્પ વડે સ્પર્શે.

જેમ ત્રણ પ્રદેશવાળા સ્કંધને ત્રણ પ્રદેશવાળા સ્કંધનો સ્પર્શ કરાવ્યો, ત્રણ પ્રદેશવાળા સ્કંધને ચાર, પાંચ યાવત્ અનંત પ્રદેશવાળા સ્કંધ સાથે સંયોજવો, અને જેમ ત્રણ પ્રદેશવાળા સ્કંધ માટે કહ્યું, તેમ યાવત્ અનંત પ્રદેશવાળા સ્કંધ સુધીનું કહેવું.

પરમાણુ પુદ્ગલ ઓછામાં ઓછું એક સમય સુધી રહે અને વધારેમાં વધારે અસંખ્ય કાળ સુધી રહે એ પ્રમાણે યાવત્ અનંત પ્રદેશવાળા સ્કંધ માઢે જાણવું.

એક આકાશ પ્રદેશમાં સ્થિત પુદ્ગલ જ્યાં હોય તે સ્થાને અથવા બીજે સ્થાને જઘન્યથી એક સમય સુધી અને વધારેમાં વધારે આવલિકાના અસંખ્યેય ભાગ સુધી સકંપ રહે. એ પ્રમાણે યાવત્ આકાશના અસંખ્યેય પ્રદેશમાં સ્થિત પુદ્ગલ માટે પણ જાણવું.

એક આકાશ પ્રદેશમાં અવગાઢ પુદ્ગલ જઘન્યથી એક સમય અને વધારેમાં વધારે અસંખ્યેય કાળ સુધી નિષ્કંપ રહે. એ પ્રમાણે યાવત્ અસંખ્યેય પ્રદેશાવગાઢ પુદ્ગલ માટે પણ જાણવું.

પુદ્ગલ એકગણું કાળું, જઘન્યથી એક સમય સુધી અને વધારેમાં વધારે અસંખ્યેય કાળ સુધી રહે. એ પ્રમાણે યાવત્ અનંત ગુણ કાળા પુદ્ગલ માટે જાણવુ.

એ પ્રમાણે વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ યાવત્ અનંત ગુણ રૂક્ષ પુદ્ગલ માટે જાણવું. અને એ પ્રમાણે સૂક્ષ્મ પરિણત પુદ્ગલ માટે અને બાદર પરિણત પુદ્ગલ માટે પણ જાણવું.

શબ્દ પરિણત પુદ્ગલ ઓછામાં ઓછું એક સમય સુધી અને વધારેમાં વધારે આવલિકાના અસંખ્યેય ભાગ સુધી રહે.

અશબ્દ પરિણત પુદ્ગલ, જેમ એક ગુણ કાળુ પુદ્ગલ કહ્યું, તેમ સમજવું.

પરમાણુરૂપ પુદ્ગલને પરમાણુપણું છોડી ફરીવાર પરમાણુપણું પ્રાપ્ત કરતાં ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે અસંખ્યેય કાળ લાગે. આ અંતરમાં તે પરમાણુપણું છોડી સ્કંધાદિ રૂપ પરિણામે. અને અને પાછું તે પરમાણુપણું પ્રાપ્ત કરે આમ કરવામાં આટલો સમય લાગે.

બે પ્રદેશવાળા સ્કંધને જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અનંતકાળનું અંતર છે. એ પ્રમાણે યાવત્ અનંત પ્રદેશિક સ્કંધ સુધી જાણવું.

એક પ્રદેશમાં સ્થિત સકંપ પુદ્ગલને, પોતાનું કંપન પડતું મેલી, ફરીથી કંપન કરતાં જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અસંખ્યકાળ સુધીનું અતર હોય—એ પ્રમાણે યાવત્ અસંખ્ય પ્રદેશ સ્થિત સ્કંધોમાટે પણ જાણી લેવું.

એક નિષ્કંપ પુદ્ગલ પોતાની નિષ્કંપતા છોડી દે, ને પછી ફરીથી તેને નિષ્કંપતા પ્રાપ્ત કરતાં જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી આવલિકાનો અસંખ્યેય ભાગ એટલો સમય લાગે.

એ પ્રમાણે યાવત્ અસંખ્યેય પ્રદેશ સ્થિત સ્કંધો માટે પણ સમજવું.

વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, સૂક્ષ્મ પરિણત અને બાદર

પરિણુતોને માટે તેમનો જે સ્થિતિકાળ કહ્યો છે, તેજ અંતરકાળ છે.

શબ્દ પરિણુત પુદ્ગલને જઘન્યથી એક સમય ને ઉત્કૃષ્ટથી અસંખ્યકાળ અંતર હોય. પુનઃ શબ્દરૂપે પરિણુમવામાં આટલો કાળ લાગે.

અશબ્દ પરિણુતિ પુદ્ગલને જઘન્યથી એક સમય ને ઉત્કૃષ્ટથી આવલિકાનો અસંખ્યેય ભાગ અંતર હોય. અશબ્દ પરિણુત સ્વભાવને છોડ્યા પછી પાછા તેજ સ્વભાવમાં આવતાં આટલો કાળ લાગે.

દ્રવ્યસ્થાનાયુ, ક્ષેત્રસ્થાનાયુ, અવગાહના સ્થાનાયુ અને ભાવસ્થાનાયુ, એ બધામાં સૌથી થોડુ ક્ષેત્રસ્થાનાયુ છે. તે કરતાં અસંખ્યગુણુ અવગાહનાસ્થાનાયુ છે. તે કરતાં અસંખ્યગુણુ દ્રવ્યસ્થાનાયુ છે અને તે કરતાં ભાવસ્થાનાયુ અસંખ્યગુણુ છે.

ક્ષેત્ર, અવગાહના, દ્રવ્ય અને ભાવસ્થાનાયુનું અલ્પ–બહુત્વમાં ક્ષેત્ર સ્થાનાયુ સર્વથી અલ્પ છે. અને બાકીનાં–સ્થાનો અસંખ્યેયગુણ છે.×

## જીવોનો આરંભ પરિગ્રહ

નૈરયિકો આરંભવાળા છે અને પરિગ્રહવાળા છે. કારણુ કે નૈરયિકો પૃથ્વીકાયનો યાવત્ ત્રસકાયનો સમારભ કરે છે.

× ભગવતીસૂત્રનો આ ચાલુ પ્રશ્નોત્તર અત્યન્ત સ્પષ્ટરીતે અને અને કંઈક સમજુતિ સાથે 'આર્હત દર્શન દીપિકા'ના પત્ર ૬૯૩ થી ૭૦૧ સુધીમાં ચર્ચાયો છે તે ત્યાંથી જોઈ લેવો

વળી તેમણે શરીરો પરિગૃહીત કર્યાં છે. કર્મો ગ્રહણ કર્યાં છે અને સચિત, અચિત તથા મિશ્ર દ્રવ્યો પણ ગ્રહણ કરેલાં છે, માટે તે પરિગ્રહવાળા પણ છે.

આવી જ રીતે અસુરકુમારો પણ આરંભવાળા અને પરિગ્રહવાળા છે, કારણ કે તેઓ પણ પૃથ્વીકાયનો યાવત્ ત્રસકાયનો વધ કરે છે. વળી તેઓએ શરીર, કર્મ, ભવ વગેરેનું ગ્રહણ કરેલું છે. આસન, શયન અને ઉપકરણો ગ્રહણ કરેલાં છે. તેમ સચિત, અચિત અને મિશ્રદ્રવ્યો પણ ગ્રહણ કર્યાં છે. માટે તેઓ સપરિગ્રહ છે.

એ જ પ્રમાણે સ્તનિતકુમારો માટે પણ જાણવું. અને નૈરયિકો માટે કહ્યું છે તેમ એકેન્દ્રિયો માટે જાણવું. એમજ બેઇન્દ્રિય, ત્રીરિન્દ્રિય, ચઉરિન્દ્રિય અને તિર્યંચ પંચેન્દ્રિય જીવો માટે પણ જાણવું. અને જેમ તિર્યંચ યોનિના જીવો માટે કહ્યું તેમ મનુષ્યો માટે પણ જાણવું.

વાણમંતરો, જ્યોતિષિઓ અને વૈમાનિકોને ભવનવાસી દેવોની જેમ જાણવા. 卐[૭૯]

## પરિગ્રહનો ચમત્કાર

卐૭૯ માનવ અવતાર પામેલા માનવી પાસે તલવાર, ભાલા, બંધુક, છરી, કલમ, જીભ, લાકડી, વ્યાપાર, લેણદેણ, કોર્ટ, કચેરી, આદિ પરિગ્રહ અને સ્ત્રીની માયા હોવાના કારણે દુર્બુદ્ધિવશ પાપો કરે છે તે આપણે સૌ કોઈ જાણીએ છીએ. પણ નરકગતિના નારકો, દેવગતિના દેવો, પશુઓ, પક્ષિઓ, તથા એકેન્દ્રિયાદિ જીવો નવા પાપો કરી શકે છે? તેઓ શાથી પાપ કરતા હશે? આ વાત જાણવા માટેજ આ પ્રશ્નોત્તર છે,

## પાંચ હેતુઓ

| ૧ | ૨ |
|---|---|
| ૧ હેતુને જાણે છે | ૧ હેતુએ જાણે છે |
| ૨ હેતુને જૂએ છે | ૨ હેતુએ જૂએ છે |
| ૩ હેતુને સારી રીતે શ્રધ્ધે છે | ૩ હેતુએ સારી રીતે શ્રધ્ધે છે |
| ૪ હેતુને સારી રીતે પ્રાપ્ત કરે છે | ૪ હેતુએ સારી રીતે પ્રાપ્ત કરે છે |
| ૫ હેતુવાળુ છદ્મસ્થ મરણ કરે છે | ૫ હેતુએ છદ્મસ્થ મરણ કરે છે |

સંસારનાં પ્રાણિમાત્ર શરીરધારી છે, અને જ્યાંસુધી શરીર છે ત્યાંસુધી પરિગ્રહ છે, અથવા શરીર જ મોટામા મોટો પરિગ્રહ છે, કેમકે આ શરીરને લઈને જ સંસારભરનો પરિગ્રહ વધે છે, અને જ્યા પરિગ્રહ છે ત્યાં આરંભ છે, અને જ્યાં આરંભ-સમારંભ છે ત્યાં નવા પાપો બંધાયા વિના રહેતા નથી શરીર માત્રનો પરિગ્રહ (મૂર્ચ્છા) પણ કેવળજ્ઞાનને મેળવવા માટે બાધક છે, તો પછી શરીરની મમતાને વશ બનીને બાહ્ય પરિગ્રહને વધારનાર કેવળજ્ઞાન શી રીતે મેળવી શકશે? કેમકે બાહ્ય પરિગ્રહ પ્રાયઃ કરીને આભ્યન્તર પરિગ્રહનું મૂળ કારણ છે અને આ આભ્યન્તર પરિગ્રહનો ત્યાગજ વસ્તુતઃ ત્યાગ છે. તે વિના આન્તર જીવનની શુદ્ધિ સર્વથા અશક્ય છે.

બાહ્ય પરિગ્રહનો સર્વથા ત્યાગ કર્યા પછી પણ જો તે પુણ્યવંતનુ આન્તરમન સંપ્રદાય તથા સંઘાડાવાદના નશામાં ઘેરાતું હોય તો અને સર્વથા નગ્ન અવસ્થા સ્વીકાર્યા પછી પણ આન્તર જીવનમા ક્લેશ, વૈર, હઠાગ્રહ અને પોતાના ટોળા પ્રત્યેની અસીમ મમતા અને પારકા મુનિઓની, આચાર્યોની નિંદાની પ્રવૃત્તિ ચાલુજ હોય તો આવી સ્થિતિમાં આભ્યન્તર પરિગ્રહી ભયંકર કર્મોને બાંધ્યા વિના રહી શકતો નથી તેમજ બાહ્ય ત્યાગની ચરમસીમા પણ તે સાધકને સાધ્યની પ્રાપ્તિ કરાવી શકે તેમ નથી, કેમ કે

| ૩ | ૪ |
|---|---|
| ૧ હેતુને ન જાણે | ૧ હેતુએ ન જાણે |
| ૨ હેતુને ન જૂએ | ૨ હેતુએ ન જૂએ |
| ૩ હેતુને સારી રીતે ન શ્રદ્ધે | ૩ હેતુએ સારી રીતે ન શ્રદ્ધે |
| ૪ હેતુને સારી રીતે ન પ્રાપ્ત કરે | ૪ હેતુએ સારી રીતે ન પ્રાપ્ત કરે |
| ૫ હેતુવાળુ અજ્ઞાન મરણ ન કરે | ૫ હેતુએ અજ્ઞાન મરણ કરે |

---

સાધ્યની પ્રાપ્તિને અમૂર્ચ્છાત્મક બાહ્ય પરિગ્રહ નડતો નથી પણ અલ્પાંશે રહેલો આભ્યન્તર પરિગ્રહ જ નડે છે સંયમની શુદ્ધિ માટે સ્વીકારાતો બાહ્ય પરિગ્રહ પણ આભ્યન્તર પરિગ્રહના ત્યાગની લક્ષ્યભૂમિને સામે રાખીને જો સ્વીકારાશે તોજ તે પરિગ્રહ 'ધર્મોકરણ' રૂપે સાધકને સહાયક બનશે, અન્યથા અધિકરણ રૂપે બનતા વાર લાગશે નહી.

નરકગતિના જીવો શું આરંભવાલા છે? પરિગ્રહવાલા છે? ગૌતમ સ્વામીના આ પ્રશ્નમાં દિવ્યજ્ઞાની ભગવાન મહાવીર સ્વામી જે જીવમાત્રના મૂકેલા પુદ્ગલ પરિણામોની ક્રિયા-વિક્રિયાને જાણનારા છે. કયો પુદ્ગલ કેવો નાશ સર્જશે અથવા સર્જી રહ્યો છે. તેને પ્રત્યક્ષ કરનારા છે. તેમણે કહ્યું કે -હે ગૌતમ! નારક જીવો પરિગ્રહ અને આરંભવાલા છે, તેમને શરીર છે, કર્મો છે, તથા સચિત્ત, અચિત્ત અને મિશ્ર દ્રવ્યોનો પરિગ્રહ છે, માટે ત્રસકાય જીવોનો આરંભ કરવાવાલા હોવાથી નવા કર્મોને પણ બાધનારા છે.

જે ગતિમાંથી નરકમાં જવાની યોગ્યતા વાલા જીવો નરકભૂમિમાં જાય છે તેઓના અધ્યસાયો ઘણા જ ખરાબ, વૈરયુક્ત, પાપિષ્ઠ, તથા કિલષ્ટ હોવાના કારણે નરકમા ગયા પછી પણ તે અધ્યવસાયોના પરિણામે નારક જીવ હમેશા વૈર કરનારા વૈરને વધારનારા, અને વૈરની વસુલાત કરવાવાલા હોવાથી આરભના માલિક બને છે. વૈર-ક્રોધ માન-માયા-લોભ આદિ આન્તર પરિગ્રહને

| ૫ | ૬ |
|---|---|
| ૧ અહેતુને જાણે | ૧ અહેતુએ જાણે |
| ૨ અહેતુને જૂએ | ૨ અહેતુએ જૂએ |
| ૩ અહેતુને સારી રીતે શ્રધ્ધે | ૩ અહેતુએ સારી રીતે શ્રધ્ધે |
| ૪ અહેતુને સારી રીતે પ્રાપ્ત કરે | ૪ અહેતુએ સારી રીતે પ્રાપ્ત કરે |
| ૫ અહેતુવાળુ કેવલી મરણ કરે | ૫ અહેતુએ કેવલી મરણ કરે |

લઈને સામેવાલા બીજા નારક જીવને જોતા જ વૈરાદિની લેશ્યાઓથી તે નારક જીવો ઓતપ્રોત થાય છે, અને પોતાન વૈક્રિય લબ્ધિ વડે ઘણા પ્રકારના હિંસક શસ્ત્રોનો પરિગ્રહ ઉપાર્જન કરીને પરસ્પર મારકાટ કરે છે અને ભયંકર વેદનાઓ ભોગવે છે, જે ફરીથી કર્મ બંધનનું કારણ બને છે. બીજી વાત એ છે કે :—મનુષ્ય અવતારને છોડીને નરકભૂમિમા જતા પહેલા જ તે માનવને નરકના સંસ્કારોની લેશ્યા ઉદયમાં આવી જવાથી તેના સંપૂર્ણ આત્મિક પ્રદેશો (આઠ રુચક પ્રદેશ વિના) પણ ક્રોધ અને વૈરમય બની જતા થોડી ઘણી પણ મેળવેલી જ્ઞાન સંજ્ઞા દબાઇ જાય છે અને ભયંકર વૈર કર્મના સન્નિપાતમા કોઈ પણ જીવ સાથે ક્ષમાપના, મિચ્છામિ દુક્કડ, ભવ આલોયણા, પુદ્ગલોનો પરિત્યાગ, અને તેનાથી થયેલી તથા થનારી હિંસાનો ત્યાગ કર્યા વિના જ તે જીવ નરકમાં જાય છે, તેથી તેના મર્યા પછી પણ શેષ રહેલુ, ધન, શસ્ત્ર, વસ્ત્ર આદિ સામગ્રી પણ પરજીવોને કલેશ કરાવનારી હોવાથી તે બધાઓનું પાપ તે વસ્તુના મૂળ માલિકને પણ લાગે છે

આ કારણે જ લોકોત્તર જૈન શાસન વારંવાર ફરમાવે છે કે, "તમે તમારી જીવનયાત્રાને અનાસક્ત, સમ્યકત્વ, અને સમતા ભાવે પૂર્ણ કરશો અને પુનઃ પુનઃ મિચ્છામિ દુક્કડ દેવાની ભાવનાને જાગૃત રાખશો, જેથી આ ભવની કોઈ પણ વસ્તુ આપણા મર્યા પછી આપણને કે કોઇને પણ બાધક થવા પામે નહી."

| ૭ | ૮ |
|---|---|
| ૧ અહેતુને ન જાણે | ૧ અહેતુએ ન જાણે |
| ૨ અહેતુને ન જૂએ | ૨ અહેતુએ ન જૂએ |

અસુરકુમારો તથા સ્તનિતકુમાર દેવો પણ પરિગ્રહી હોવાના કારણે પૃથ્વીકાય તથા ત્રસકાય જીવોનો વધ કરે છે. કેમકે તેઓને પણ શરીરો, કર્મો પરિગૃહીત છે, તેથી તેમને દેવોનો અને દેવિઓનો પરિગ્રહ છે, યાવત્ દેવગતિમાં આવતા પહેલા મનુષ્યો, મનુષ્ય સ્ત્રીઓ, તિર્યંચો, તિર્યંચ સ્ત્રીઓ, આસન, શયન, માટીના વાસણો, કાંસાના ભાજનો, કડાઈ, કડછી વગેરેનુ ગ્રહણ કર્યું છે, માટે જ પરિગ્રહ અને આરંભવાલા છે એકેન્દ્રિય જીવો પણ કર્મવાલા હોવાથી પરિગ્રહી અને આરંભી છે આ પ્રમાણે બેઇન્દ્રિ, ત્રીરિન્દ્રિય, અને ચતુરિન્દ્રય જીવોને માટે પણ સમજવું.

તિર્યંચ પચેન્દ્રિય જીવોએ પણ કર્મોને ગ્રહણ કરેલા હોવાથી પર્વતો, શિખરો, શૈલો, શિખરવાલા પહાડો, જલ, સ્થળ, ગુફા, પાણીના ઝરણા, નિર્ઝરણા, જલના સ્થાનો, કુવા, તલાવ, નદી, વાવ, નીક વગેરે અસખ્યાત સ્થાનોને પરિગૃહીત કર્યા છે, માટે પરિગ્રહી છે અને આરંભી છે મનુષ્યો, વાણમંતરો, જ્યોતિષિઓ, વૈમાનિકોને માટે આમ જ સમજવુ. આ પ્રમાણે પ્રતિસમયે જીવાત્મા કર્મો બાંધે છે.

સાર એટલો જ છે કે પચ્ચકખાણ, પ્રતિક્રમણ, આલોચના, ગર્હણા, અને પાપભીરૂતા વિનાના જીવને કયા સમયે કેવા સંસ્કારો, સ્વપ્નાઓ, લેશ્યાઓ ઉદયમાં આવશે તે કહી શકાય તેમ નથી, અને તેમ થતાં જીવનમાં ક્રોધ–માન–માયા અને લોભનો પ્રવેશ થતા જીવાત્માની દશા કર્મોના બધન કરવા જેવી થતાં વાર લાગતી નથી,

| | |
|---|---|
| ૩ અહેતુને સારી રીતે શ્રધ્ધે | ૩ અહેતુએ સારી રીતે ન શ્રધ્ધે |
| ૪ અહેતુને સારી રીતે પ્રાપ્ત કરે | ૪ અહેતુએ સારી રીતે ન પ્રાપ્ત કરે |
| ૫ અહેતુવાળુ છદ્મસ્થ મરણ કરે | ૫ અહેતુએ છદ્મસ્થ મરણ કરે. 卐૮૦ |

---

卐 ૮૦. બહુ શ્રુત ગમ્ય આ હેતુ આદિના ૮ સૂત્રો ટીકાકારના ભાવ પ્રમાણે જ ઉપર ઉપરથી જાણવાનો પ્રયાસ કરીએ.

જીવોના ચાર પ્રકાર છેઃ

૧. સમ્યગ્દૃષ્ટિ. ૨. મિથ્યાદૃષ્ટિ ૩ કેવળજ્ઞાની અને ૪. અવધિજ્ઞાની. સમ્યગ્દૃષ્ટિ આત્મા સમ્યગ્જ્ઞાની હોવા છતાં પણ છદ્મસ્થ છે માટે હેતુ, (**हिनोति–गमयति जिज्ञासितधर्म-विशिष्टान् अर्थान् इति हेतुः**) એટલે કે જિજ્ઞાસિત ધર્મના વિશિષ્ટ અર્થને જણાવે તે હેતુ–સાધન–લિંગ કહેવાય છે. જે "**निश्चितान्यथानुपपत्येक लक्षणो हेतुः**" એટલે કે સાધ્ય વિના જેની ઉપપત્તિ થઈ શકે જ નહી તે હેતુનું લક્ષણ છે આવા હેતુના ઉપયોગથી જીવાત્મા અભિન્ન હોવાથી પુરુષ પણ હેતુ કહેવાય છે.

ક્રિયાની પૃથક્તાને લઈને હેતુ પાચ પ્રકારનો છે, જીવમાં સમ્યગ્-દૃષ્ટિપણું હોવાથી હેતુ પણ સમ્યગ્દૃષ્ટિ જાણવો સાધ્યને સત્યસ્વરૂપે સિદ્ધ કરનાર અને સાધ્યના સદ્ભાવમાં સાથે રહેનાર હેતુને જાણે છે, સામાન્ય રૂપે હેતુને જુએ છે, હેતુને સારી રીતે સદ્દહે છે. સાધ્યની સિદ્ધિમાં વાપરવાથી હેતુને સારી રીતે પ્રાપ્ત કરે છે, અને મરણના કારણરૂપ અધ્યવસાય વગેરે, મરણનો હેતુ સાથે સબધ હોવાથી મરણ પણ હેતુ કહેવાય છે, માટે તે હેતુને એટલે હેતુવાલા છદ્મસ્થ મરણને કરે છે અહીં કેવળીમરણ લેવાનુ નથી કેમકે તે અહેતુક હોય છે, અને સજ્ઞાન હોવાથી અજ્ઞાન મરણ પણ લેવાનું નથી.

## પુદ્ગલ

ભગવાન મહાવીર સ્વામીના શિષ્ય નારદપુત્ર નામના અનગાર અને બીજા શિષ્ય નિર્ગ્રંથી પુત્ર આ બેની પુદ્ગલો સંબંધી ચર્ચા છે. સાર આ છેઃ—

જ્યાં નારદપુત્ર અનગાર છે, ત્યાં નિર્ગ્રંથી પુત્ર અનગાર આવે છે. પ્રારંભમાં નિર્ગ્રંથીપુત્ર અનગાર નારદપુત્ર અનગારને પૂછે છે, અને એ બેની ચર્ચા થાય છે.

નારદપુત્ર અનગાર પોતાના મત પ્રમાણે બધા પુદ્ગલોને સઅર્થ, સમધ્ય અને સપ્રદેશ બતાવે છે. ત્યારે નિર્ગ્રંથીપુત્ર અનગાર પૂછે છે કે શું દ્રવ્યાદેશ વડે સર્વે પુદ્ગલો સઅર્થ,

---

બીજા પ્રકારે પણ અનુમાનને ઉત્પન્ન કરનાર હેતુવડે અનુમેય વસ્તુને સમ્યગ્દૃષ્ટિ હોવાથી સારી રીતે જાણે છે. જુએ છે, શ્રદ્ધે છે, સારી રીતે પ્રાપ્ત કરે છે, અને અકેવળી હોવાથી અધ્યવસાયરૂપ હેતુથી છદ્મસ્થ મરણ કરે છે.

આ બને સૂત્રોમા જીવાત્મા સમ્યગ્દૃષ્ટિ હોવાથી સાધ્યને સિદ્ધ કરવા માટે સાધન (હેતુ) પણ સમ્યક્ પ્રકારે સ્વીકારશે જેમકે.— "**उपयोगवत्त्वं जीवस्य लक्षणम्**" એટલે જીવરૂપ સાધ્યનુ ઉપયોગ લક્ષણ જ ઠીક છે, સર્વાંગીણ શુદ્ધ છે, માટે સાચુ છે. કેમકે.—'**जीवति प्राणान् धारयतीति जीवः** અને '**ज्ञानाधिकरणं आत्मा**" અર્થાત્ દશ દ્રવ્ય પ્રાણોને ધારણ કરે તે જીવ છે અને જીવાત્મા જ્ઞાનસ્વરૂપે જ હોય છે, તે કારણે જીવનુ સાચું લક્ષણ ઉપયોગ જ હોઈ શકે છે.

હવે બે સૂત્રો ત્રીજા અને ચોથા નબરના મિથ્યાદૃષ્ટિને માટે છે

સમધ્ય અને સપ્રદેશ છે? અને અનર્ધ, અમધ્ય અને અપ્રદેશ નથી? તેમ ક્ષેત્રાદેશ વડે પણ એમજ છે? અને તેજ પ્રમાણે કાલાદેશથી કે ભાવાદેશથી પણ છે?

નારદપુત્ર અનગાર કહે છે કે-હા, એજ પ્રમાણે છે. આ ચર્ચામાં નારદપુત્ર અનગારને નિર્ગ્રંથીપુત્ર અનગાર નિરુત્તર કરે છે. પછી નિર્ગ્રંથીપુત્ર અનગાર પાસે જ જાણવાની ઇચ્છા નારદપુત્ર અનગાર પ્રકટ કરે છે. એટલે નિર્ગ્રંથીપુત્ર અનગાર આ પ્રમાણે સ્પષ્ટતાપૂર્વક સમજાવે છે.

દ્રવ્યાદેશ વડે પણ સર્વ પુદ્‌ગલો સપ્રદેશ પણ છે અને અપ્રદેશ પણ છે. તે અનંત છે. ક્ષેત્રાદેશ વડે પણ એમજ છે. કાલાદેશ અને ભાવાદેશ વડે પણ એમજ છે.

---

હેતુનો વ્યવહારી હોવાથી જીવ પણ હેતુ કહેવાય છે. જીવ મિથ્યાદૃષ્ટિ હોવાના કારણે હેતુને અસમ્યક્ પ્રકારે જાણે છે, જૂએ છે, શ્રધ્ધે છે, પ્રાપ્ત કરે છે, અને અસમ્યગ્‌જ્ઞાની હોવાથી અધ્યવસાયાદિ હેતુ સહિત અજ્ઞાન મરણ કરે છે બીજી રીતે હેતુ એટલે નિશાન તે વડે સમ્યક્ પ્રકારે જાણતો નથી, જોતો નથી, શ્રદ્ધતો નથી, પ્રાપ્ત કરતો નથી, અને અજ્ઞાન મરણ કરે છે આ બને સૂત્રોમાં મિથ્યાદૃષ્ટિ પણાનું જોર હોવાથી મિથ્યાજ્ઞાનને લઈ ને હેતુ પણ બરાબર જાણી શકતા નથી જેમ કે **'परणामी शब्दः चाक्षुपत्वात्' 'अचेतनास्तरवः विज्ञानेन्द्रियाऽऽयुर्निरोध लक्षणमरणरहित्वात्"** ઈત્યાદિક હેતુઓ અજ્ઞાનપૂર્ણ હોવાથી સાધ્યનુ સત્ય સ્વરૂપ શી રીતે જાણી શકાશે?

હવે બે સૂત્રો પાચમા અને છઠ્ઠા નબરના કેવળજ્ઞાનીને માટે છે તેમને સઘળુ પ્રત્યક્ષ હોય છે, માટે તેવા પ્રત્યક્ષ જ્ઞાન ધરાવતા કેવળજ્ઞાનીઓને કઇ પણ જોવા માટે કે જાણવા માટે કોઈ પણ

જે પુદ્ગલ દ્રવ્યથી અપ્રદેશ છે. તે નિયમે ક્ષેત્રથી અપ્રદેશ હોય, કાલથી કદાચિત્ સપ્રદેશ અને કદાચિત્ અપ્રદેશ હોય. અને ભાવથી પણ કદાચિત્ સપ્રદેશ હોય ને કદાચિત્ અપ્રદેશ હોય.

જે ક્ષેત્રથી અપ્રદેશ હોય, તે દ્રવ્યથી કદાચ સપ્રદેશ હોય, અને કદાચ અપ્રદેશ હોય, કાલથી તથા ભાવથી પણ ભજના. એ જાણવું. જેમ ક્ષેત્રથી કહ્યું, તેમ કાલથી અને ભાવથી કહેવું.

---

જાતના હેતુ કે નિશાનની જરૂરત રહેતી નથી, તેથી તેઓ હેતુની જરૂર વિનાના કહેવાય છે. અહેતુ કહેવાય છે. એટલે કે પ્રત્યક્ષ જ્ઞાનીપણાને લીધે હેતુના વ્યવહારી ન હોવાથી કેવળજ્ઞાનીઓ અહેતુ કહેવાય છે સર્વજ્ઞત્વને લઇને અનુમાનની જરૂર ન હોવાથી ધૂમાદિક પદાર્થોને અહેતુ સમજે છે. અગ્નિને જાણવા માટે તેઓ (ધૂમાદિને) હેતુ ભાવે જાણતા નથી. કેમ કે સર્વજ્ઞને અનુમાન કરવાપણુ હોતુ નથી. તેથી ધૂમાદિક પદાર્થો તેમને અનુમાન કરાવી શકતા નથી, માટે જ ધૂમાદિક હેતુની અપેક્ષા વિનાના સર્વજ્ઞ અહેતુ કહેવાય છે. અહેતુને જુએ છે, પ્રાપ્ત કરે છે, તથા અનુપક્રમી હોવાથી એટલે કે કોઈ નિમિત્તથી પણ મર્યા ન મરે તેવા હોવાથી અહેતુક કેવળી મરણ કરે છે.

જ્યારે છેલ્લાં બે સૂત્રો અવાધ વગેરે જ્ઞાનવાલાને માટે છે, જેઓ સંપૂર્ણ જ્ઞાની ન હોવાથી ધૂમાદિક પદાર્થો અનુમાનના પ્રાદુર્ભાવ જ છે, એવો એકાન્ત ન હોવાથી તેઓને સર્વથા અહેતુ ભાવે જાણતા નથી પણ કથચિત્ જ જાણે છે.

અધ્યવસાન વગેરે ઉપક્રમ કારણ ન હોવાથી કેવળી મરણ નહી પણ છદ્મસ્થ મરણ કરે છે, અવધિજ્ઞાન હોવાથી આ મરણ અજ્ઞાનમરણ કહેવાતુ નથી.

જે પુદ્ગલ દ્રવ્યથી સપ્રદેશ હોય, તે ક્ષેત્રથી કદાચ સપ્રદેશ હોય, અને કદાચ અપ્રદેશ હોય. એમ કાલથી અને ભાવથી પણ જાણવું.

જે પુદ્ગલ ક્ષેત્રથી સપ્રદેશ હોય, તે દ્રવ્યથી ચોક્કસ સપ્રદેશ હોય. અને કાળથી તથા ભાવથી ભજના વડે હોય. જેમ દ્રવ્યથી કહ્યું તેમ કાલથી અને ભાવથી પણ જાણવું

ભાવાદેશ વડે અપ્રદેશ પુદ્ગલો સર્વથી થોડા છે. તે કરતાં કાલાદેશથી અપ્રદેશો અસંખ્યગુણ છે, તે કરતાં ક્ષેત્રાદેશથી અપ્રદેશો અસંખ્યગુણ છે. તે કરતાં ક્ષેત્રાદેશથી અપ્રદેશો અસંખ્યગુણ છે. તે કરતાં દ્રવ્યાદેશથી સપ્રદેશો વિશેષાધિક છે. તે કરતાં કાલાદેશથી સપ્રદેશો વિશેષાધિક છે અને તે કરતાં ભાવાદેશથી સપ્રદેશો વિશેષાધિક છે.

## જીવોની વધ ઘટને અવસ્થિતતા

અહિ હવે શ્રી ગૌતમસ્વામી મહાવીર ભગવાનને પૂછે છે. મહાવીર સ્વામી ઉત્તર આવે છે.

જીવો વધતા નથી, ઘટતા નથી પણ અવસ્થિત રહે છે. નૈરયિકો વધે છે, ઘટે છે ને અવસ્થિત પણ રહે છે. જેમ નૈરયિકો માટે કહ્યુ, તેમ વૈમાનિક સુધીના જીવો માટે જાણવું.

સિદ્ધો વધે છે, પણ ઘટતા નથી અવસ્થિત રહે છે. જીવો સર્વકાળ સુધી અવસ્થિત રહે છે.

નૈરયિકો જઘન્યથી એક સમય સુધી અને ઉત્કૃષ્ટથી ચૌવીસ મુહૂર્ત સુધી અવસ્થિત રહે છે. એ પ્રમાણે સાતે પૃથ્વીમાં પણ રત્નપ્રભામાં ૪૮ મુહૂર્ત, શર્કરાપ્રભામાં ૧૪

રાત્રિ દિવસ, વાલુકાપ્રભામાં એક માસ, પંકપ્રભામાં બે માસ, ધૂમપ્રભામાં ચાર માસ, તમઃપ્રભામાં ૮ માસ, અને તમસ્તમ પ્રભામાં બાર માસ અવસ્થાન કાળ છે.

જેમ નૈરયિકો માટે કહ્યું, તેમ અસુરકુમારો પણ વધે છે, ઘટે છે અને જઘન્યે એક સમય સુધી ને ઉત્કૃષ્ટે ૪૮ મુહૂર્ત સુધી અવસ્થિત રહે છે. એ પ્રમાણે દશે પ્રકારનાં પણ ભવનપતિ કહેવા.

એકેન્દ્રિયો વધે છે, ઘટે છે ને અવસ્થિત પણ રહે છે એનો આ અવસ્થિત કાળ જઘન્યે એકસમય ને ઉત્કૃષ્ટે આવલિકાનો અસંખ્યભાગ સમજવો

બે ઇન્દ્રિયો, ત્રેઇન્દ્રિયો વધે છે, ઘટે છે અને તેમનું અવસ્થાન જઘન્યે એકસમય ને ઉત્કૃષ્ટે બે અન્તર્મુહૂર્ત સુધી જાણવું. એ પ્રમાણે ચઉરિન્દ્રિયનુ પણ જાણવું.

અવસ્થાનકાળમાં ભેદ હોય છે. જેમ—

સમૂચ્છિંમ પંચેન્દ્રિય તિર્યંચ યોનિકોનો અવસ્થાનકાળ બે અન્તર્મુહૂર્ત, ગર્ભજ પંચેન્દ્રિય નિર્યંચ યોનિકોનો ચોવીશ મુહૂર્ત, સમૂચ્છિંમ મનુષ્યોનો અડતાલીસ મુહૂર્ત, ગર્ભજ મનુષ્યોનો ચોવીશ મુહૂર્ત.

વાનવ્યન્તર, જ્યોતિષિક, સૌધર્મ અને ઇશાન દેવલોકમાં ૪૮ મુહૂર્ત. સનત્કુમાર દેવલોકમાં અઢાર રાત્રિ–દિવસ અને ૪૦ મુહૂર્ત. માહેન્દ્ર દેવલોકમાં ચોવીશ રાત્રિ–દિવસ ને ૨૦ મુહૂર્ત. બ્રહ્મલોકમાં ૪૫ રાત્રિ–દિવસ. લાંતક દેવલોકમાં નેવું રાત્રિ–દિવસ. મહાશુક્ર દેવલોકમાં ૧૦૮ રાત્રિ–દિવસ. સહસાર દેવલોકમાં બસો રાત્રિ–દિવસ. આનત અને પ્રાણત દેવલોકમાં

સંખ્યેય માસો સુધી. આરણ અને અચ્યુત દેવલોકમાં સંખ્યેય વર્ષો. ગ્રૈવેયક દેવોનો, વિજય, વૈજયંત, જયંત અને અપરાજિત દેવોનો અસંખ્ય હજાર વર્ષો સુધીનો અવસ્થાન કાળ છે. સર્વાર્થસિદ્ધમાં પલ્યોપમના સંખ્યેય ભાગ સુધી. અને એઓ જઘન્યે એક સમય સુધી અને ઉત્કૃષ્ટે આવલિકાના અસંખ્ય ભાગ સુધી વધે છે અને ઘટે છે.

સિદ્ધો જઘન્યે એક સમય અને ઉત્કૃષ્ટે આઠ સમય સુધી વધે છે અને જઘન્યે એક સમય અને ઉત્કૃષ્ટે છ માસ સુધી સિદ્ધો અવસ્થિત રહે છે.

જીવો નિરુપચય અને નિરપચય છે. પણ સોપચય નથી, સાપચય નથી, સોપચય–સાપચય નથી.

એકેન્દ્રિય જીવો ત્રીજા પદમાં છે. એટલે સોપચય ને સાપચય છે.

સિદ્ધો નિરુપચય છે ને નિરપચય છે. જીવો સર્વકાળ સુધી નિરુપચય ને નિરપચય છે.

નૈરયિકો જઘન્યે એક સમય સુધી અને ઉત્કૃષ્ટે આવલિકાના અસંખ્ય ભાગ સુધી સોપચય છે. આવીજ રીતે નૈરયિકો તેટલાજ કાળ સુધી સાપચય પણ છે. એટલાજ કાળ સુધી સોપચય અને સાપચય પણ છે અને નૈરયિકો જઘન્યે એક સમય સુધી અને ઉત્કૃષ્ટે બાર મુહૂર્ત સુધી નિરૂપચય ને નિરપચય છે.

બધા એકેન્દ્રિય જીવો સર્વકાળ સુધી સોપચય અને સાપચય છે.

બાકીના બધા જીવો સોપચય પણ છે અને સાપચય પણ છે. નિરૂપચય છે ને નિરપચય પણ છે.

જઘન્યે એક સમય અને ઉત્કૃષ્ટે આવલિકાનો અસંખ્ય ભાગ છે. અવસ્થિતોમાં વ્યુત્ક્રાંતિ કાળ કહેવો.

સિદ્ધો જઘન્યે એક સમય અને ઉત્કૃષ્ટે આઠ સમય સુધી સોપચય છે.

સિદ્ધો જઘન્યે એક સમય અને ઉત્કૃષ્ટે છ માસ સુધી નિરૂપચય ને નિરપચય છે. 卐[૮૧]

---

卐 ૮૧ અનંત ધર્મો (પર્યાયો)થી યુક્ત ચેતન–જડાદિ અનત પદાર્થોથી ભરેલા આ અનત સસારનું માપ સર્વજ્ઞ તીર્થંકર પરમાત્માઓ સિવાય બીજા કોઈ પણ કાઢી શકતા નથી

મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનની મર્યાદામાં રહેલો માણસ અપૂર્ણ-જ્ઞાની હોવાથી અનત સસારના અનત પદાર્થોને જોવા અને જાણવા અસમર્થ છે કારણ કે આ બન્ને જ્ઞાનો ઇન્દ્રિયાધીન હોવાથી મર્યાદિત જ છે

(૧) ઈન્દ્રિયોમાં વિષય જ્ઞાનની શક્તિનુ ન્યૂનાધિકપણું હોવાથી મતિજ્ઞાની બધાએ પદાર્થો અને પર્યાયોને તારતમ્ય ભાવે જોશે સંસારના દ્રવ્યોની એવી વિચિત્રતા છે કે–ઘણા દ્રવ્યોને મતિજ્ઞાની સ્પર્શી પણ શકતો નથી તેવીજ રીતે આપણો સ્વભાવ પણ મર્યાદિત છે, જેથી સસારની ઘણી વસ્તુઓને જાણવાની ઉત્કંઠા પણ થતી નથી. આમાં આ જ્ઞાનની દુર્બલતા સ્પષ્ટ દેખાય છે જેથી દશ્યમાન પદાર્થોને પણ પૂરા જાણી શકતું નથી, પછી અદશ્યમાન પદાર્થોને જાણવાની તો વાત જ ક્યાં રહી ?

(૨) ઘણા પદાર્થો એવા છે કે જે આગમગમ્ય જ છે. અને આગમવાદે વર્તમાનમાં ગુરુગમ પણ નથી. આગમગમ્ય પદાર્થો હંમેશાને માટે આગમગમ્ય (શ્રદ્ધાગમ્ય) જ હોય છે

(૩) જ્ઞેયતત્ત્વની ગહનતાને લીધે પણ આપણું મતિજ્ઞાન પણ તેમાં ઊંડે સુધી પ્રવેશ પામી શકતુ નથી.

(૪) જ્ઞાનાવરણીય કર્મનો ઉદયકાળ પણ તીવ્ર છે. જેથી ઘણા પદાર્થો આપણી સમજણમાં આવતા નથી. કેમકે મતિજ્ઞાનના ક્ષયોપશમ કરતાં મતિજ્ઞાનાવરણીય કર્મ અનતગણુ વધારે છે.

(૫) હેતુ અને ઉદાહરણના અભાવમા પણ પદાર્થો સ્પષ્ટ જણાતા નથી.

(૬) શ્રુતજ્ઞાની પણ અનતપદાર્થોને તથા પ્રત્યેક પદાર્થના અનત પર્યાયોને જાણી શકતો નથી. કેમકે કેવળજ્ઞાની જેટલા પદાર્થોને જાણે છે, તેટલા ઉપદેશી શકતા નથી અને જેટલા ઉપદેશે છે, તેમાંથી અનતમા ભાગેજ શાસ્ત્રોમા ગૂથાય છે આથી શ્રુતજ્ઞાન પણ બધા જ્ઞેય પદાર્થોને સ્પર્શી શકતુ નથી.

સમ્યગ્દર્શનના અભાવમાં મતિ-અજ્ઞાની, શ્રુતઅજ્ઞાની અને વિભગજ્ઞાની પણ પદાર્થોને વિપરીત અને સશયશીલ થઈને જોશે. માટે મિથ્યાજ્ઞાન પ્રમાણિત હોતુ નથી તેમના જોયેલા, જાણેલા અને પ્રરૂપેલા તત્ત્વો યથાર્થ ન હોવાના કારણે પ્રમાણભૂત બની શકતા નથી.

ઇન્દ્રિયોને આશ્રયીને ઉત્પન્ન થનારા જ્ઞાનમાં અપૂર્ણતા એટલા માટે છે કે બાહ્ય ઇન્દ્રિયોને વિષય ગ્રહણ કરવાની શક્તિ જેમ મર્યાદિત છે તેવી જ રીતે ભાવેન્દ્રિયોને પણ વિશિષ્ટ પ્રકારની ક્ષાયિકી લબ્ધિ નહી મેળેલી હોવાથી અનત સસારને જાણી શકવા માટે સમર્થ નથી

ક્ષાયોપશમિક જ્ઞાન ચાર પ્રકારે છે.

૧. મતિજ્ઞાન, ૨. શ્રુતજ્ઞાન, ૩. અવધિજ્ઞાન, ૪. મનઃપર્યવજ્ઞાન. આમાં પહેલાના બે જ્ઞાનોને પૌદ્ગલિક ઇન્દ્રિયોની અને

મનની આવશ્યકતા અનિવાર્ય છે, જ્યારે છેલ્લા બે જ્ઞાન યદ્યપિ આત્મિક હોય છે, તો પણ જ્ઞાનાવરણીય કર્મોનો સમૂહ સમૂળ નાશ પામેલો ન હોવાથી આ બને જ્ઞાનો છાદ્મસ્થિક કહેવાય છે. માટે જ અવધિજ્ઞાની અને મન.પર્યંત જ્ઞાની પણ પૂર્ણજ્ઞાની નથી. કેમકે અવધિજ્ઞાની ભાવથી અનત પર્યાયો જાણે છે તો પણ પ્રત્યેક દ્રવ્યના અનત પર્યાયો જાણી શકતા નથી, આ જ્ઞાન ગૃહસ્થને પણ થઈ શકે છે પરતુ તે ગૃહસ્થ શુદ્ધ મને સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, તથા તપનો આરાધક હોય તો તેમને પ્રાપ્ત થયેલું આ જ્ઞાન પણ સ્વચ્છ, વિશાળ અને ઘણા લાંબા કાળનો ભૂત પણ જોઈ શકે છે.

મનઃપર્યવજ્ઞાની પણ મનરૂપે પરિણત થયેલા જ રૂપી પદાર્થોનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે પણ અધ્યવસાયરૂપ ભાવ મનને તો મનઃપર્યવજ્ઞાની પણ જાણી શકતો નથી.

યદ્યપિ આ જ્ઞાનીની તુલનામાં સસાર ભરનો બીજો કોઈ પણ યોગી આવી શકતો નથી. પછી ચાહે તે નગ્ન રહે, ધુનીતપે, શુષ્કપત્રાહાર કરે, જગલની ભયંકર ખીણમા રહે, માસોપવાસી બને, ઉંધે માથે લટકે, ગમે તેટલી જટા તથા નખ વધારે, સિદ્ધિઓ પ્રાપ્ત કરે, ગમે તેવા અને તેટલા ચમત્કારો બતાવે, દેવતાઓના આસન ડોલાવે કે દેવીઓને સ્વાધીન કરે, લોહી અને માસ સુકાવી મારે તેવી તપશ્ચર્યા કરે, અથવા સર્વથા મૌન ધારે, હજારો લાખો અને કરોડોની સખ્યામાં શ્લોકો કઠસ્થ કરે તથા ઢગલા બંધ નવા શ્લોકો રચે તો પણ મનઃપર્યવજ્ઞાનીની હોડ કરી શકે તેમ નથી. કેમ કે આ જ્ઞાન સાથે અપ્રમત્તભાવ અને સયમની શુદ્ધિની નિતાન્ત આવશ્યકતા છે.

આ પ્રમાણેના આ ચારે જ્ઞાનના માલિકો ભલે ૧૧મું ગુણ-ઠાણું મેળવી લે તો પણ તીર્થંકર દેવના ક્ષાયિક જ્ઞાન સાથેની તુલના

કરવા માટે સમર્થ નથી કેમ કે બાહ્ય અને અંતરંગ સંખ્યાતા, અસંખ્યાતા અને અનંત અતિશયોથી પરિપૂર્ણ ભગવાન મહાવીર સ્વામી કેવળ જ્ઞાનના માલિક છે જેઓ ૧ અનંતવિજ્ઞાન ૨ અતીત દોષ, ૩ અબાધ્ય સિદ્ધાન્ત ૪ અમર્ત્ય પૂજ્ય, આદિ અદ્વિતીય વિશેષણોથી યુક્ત છે. અને કેવળજ્ઞાની તીર્થંકર સિવાય આ ચારે વિશેષણો બીજે કયાય હોતા નથી

અનંતવિજ્ઞાન-એટલે અપ્રતિપાતી, જે કોઈ કાળે પણ પોતાની સત્તાથી ખસે નહી. 'વિ' એટલે વિશિષ્ટ-સંસારભરના સંપૂર્ણ દ્રવ્યો અને તેના અનંતપર્યાયોને સાક્ષાત્ કરનારા કેવળજ્ઞાનીને અનંત વિજ્ઞાન કહેવામાં આવે છે

અતીતદોષ-સત્તામાંથી સર્વથા ખસી ગયેલા છે રાગ-દ્વેષ-મોહ આદિ દોષો જેમના તે અતીતદોષ કહેવાય છે

અબાધ્ય સિદ્ધાન્ત-સ્યાદ્વાદ મુદ્રાથી મુદ્રિત જેમના સિદ્ધાન્તને કોઈપણ વાદી-પ્રતિવાદી-વિતંડાવાદી બાધા પમાડી શકે તેમ નથી. અમર્ત્યપૂજ્ય-સામાન્ય દેવતાઓના પણ પૂજ્ય છે.

અનંત વિજ્ઞાનની સાથે અતીતદોષ વિશેષણ એટલા માટે સાર્થક છે કે, 'અનંતવિજ્ઞાન' એટલે કેવળજ્ઞાન જે મહાપુરૂષોને હોય તેમનો 'મોક્ષ' સર્વથા અવ્યાબાધ છે. "છતા પણ જેઓ પોતાના મતના તિરસ્કાર તથા બાધા જોઈને ફરીથી જન્મ ધારે છે તેઓ દોષાતીત હોઈ શકે નહી. કારણકે ફરીથી જન્મ લેવાનો અર્થ જ આ છે કે પોતાના સ્થાપેલ મત ઉપર રાગ અને પોતાના મતનો તિરસ્કાર કરનારને દંડ દેવો તે દ્વેષ છે. આ બને મોહરાજાના પુત્રો જેવા રાગ અને દ્વેષ જેમના જીવનમા હોય ત્યાં સંસારનુ કોઈ પણ દૂષણ શેષ રહેતું નથી માટે દોષોની સદ્-ભાવનામાં જ અવતાર લેવાનો હોય છે. કેવળી ભગવંતના બંધાએ

દોષો સમૂળ નાશ થયેલા હોવાથી તેમને જન્મ લેવાનો છે જ નહીં. કદાચ કોઈ કહે કે 'અતીતદોષ' વિશેષણ ભલે રહ્યું કેમ કે જે અતીત દોષ હશે તે અનંત વિજ્ઞાન પણ હોય જ છે આના જવાબમાં જાણવાનું કે "કોઈ વાદીએ પોતાના માનેલા ભગવાનમાં દોષાભાવ માનેલો હોવા છતાં પણ અનંતજ્ઞાનની આવશ્કતા માની નથી જેમ કે "ભગવાન કેવળ ઈષ્ટ તત્ત્વને જાણે તે જરૂરી છે પણ સંસારના બધા પદાર્થોનું જ્ઞાન શા કામનુ ?" કીડા કેટલા ? નરકના જીવો શી રીતે રહે છે ? ઈત્યાદિ અનાવશ્યક પદાર્થોના જ્ઞાનની આવશ્યકતા શા કામની

આ પ્રમાણે માનનારાઓને સમજણ આપતા જૈનાચાર્યોએ કહ્યું કે 'સર્વજ્ઞ' તે જ હોઈ શકે છે, જે સંસારના અનંત પદાર્થો અને એક એક પદાર્થના અનંત પર્યાયોને જાણી શકવા માટે સમર્થ હોય.

જે ભગવાનને સંસારના પદાર્થોનું યથાર્થ જ્ઞાન જ ન હોય તો તેમનુ 'ભગવંતત્વ' શા કામનુ ?

પદાર્થ માત્રમા અનંત પર્યાયો અસ્તિત્વ અને નાસ્તિત્વના સંબંધની અપેક્ષાએ વિદ્યમાન હોવાના કારણે દ્રવ્ય માત્ર અનંત-ધર્માત્મક જ હોય છે આવી સ્થિતિમા જે ભગવાન પદાર્થના એક પર્યાયને પણ સમ્યક્ પ્રકારે જાણી ન શકે તે બધાએ પર્યાયોને શી રીતે જાણી શકશે ?

આ સ્થિતિમા 'અનંતવિજ્ઞાન' વિશેષણને સાર્થક નહી કરનાર વ્યક્તિ 'સર્વજ્ઞ' બની શકે તેમ નથી.

## દ્રવ્યમાં રહેલા અનંત પર્યાયો

હવે સંક્ષેપથી આપણને અનંતધર્મોનો ખ્યાલ આવે, તે જોઈએ, અનંત એટલે જેનો અંત નથી–ગણત્રી નથી, તે અનંત દ્રવ્યો અને સહભાવી તથા ક્રમભાવી પર્યાય–સ્વરૂપને ધર્મ કહેવાય છે.

ધર્મ અને ધર્મી, ગુણી અને ગુણી, તથા સ્વરૂપ અને સ્વરૂપી તાદાત્મ્ય સંબંધે સહભાવીજ છે આમાં ધર્મ, ગુણ, તથા સ્વરૂપનેજ પર્યાય કહેવાય છે અને ધર્મી ગુણી તથા સ્વરૂપી દ્રવ્ય છે

સૂર્યથી કિરણો અને દ્રવ્યરૂપ કિરણોથી પ્રકાશ ગુણ જેમ કોઇ કાળે અને કોઈના પ્રયત્ન વિશેષથી પણ જૂદા પડી શકતા નથી તેવીજ રીતે દ્રવ્ય અને તેના પર્યાયો જૂદા પડી શકે તેમ નથી

પદાર્થ માત્રમાં રહેલા અનંત ધર્મોની વિદ્યમાનતા અસ્તિત્વરૂપે (હોવારૂપે) અથવા નાસ્તિત્વરૂપે (ન હોવાપણે) તર્ક સંગત અને આગમ સંગત છે. સંસારભરમા આકાશકુસુમ, ગધેડાનું શીંગ અને વાંઝણીનો છોકરો નામે કોઈ દ્રવ્યની વિદ્યમાનતા છેજ નહી માટે તેના અનંતધર્મોની વિચારણાજ પણ હોઇ શકે નહી પરન્તુ ઘટ-પટ-જીવ શરીર વગેરે દ્રવ્યોની વિદ્યમાનતા પ્રત્યક્ષ છે, માટે તેના અનંત ધર્મો પણ વિદ્યમાન છે. કેમકે દ્રવ્ય વિના પર્યાયો, અને પર્યાયો વિનાનું દ્રવ્ય કોઈએ કયારે પણ જોયુ નથી, જોવાતું નથી અને ભવિષ્યમા પણ જોવાશે નહી.

સુવર્ણના ઘડાને જ ઉદાહરણ રૂપે લઈએ, જે પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ અસ્તિત્વ ધર્મથી અને બીજાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ નાસ્તિત્વ ધર્મથી સંબંધિત છે.

સત્ત્વ, જ્ઞેયત્વ અને પ્રમેયત્વાદિ ધર્મોની અપેક્ષાએ આ ઘડાનો વિચાર કરતાં સત્ત્વ વગેરે તે ઘડાના સ્વપર્યાયોજ છે કેમકે પદાર્થ માત્રમાં સત્ત્વાદિ ધર્મો હોવાથી એ ધર્મોની અપેક્ષાએ પ્રત્યેક વસ્તુ પરસ્પર સમાન છે, સજાતીય છે, વિજાતીય પર્યાયો માટે તેમાં અવકાશ નથી.

ઘડો પુદ્ગલના પરમાણુઓથી બનેલો છે, માટે પૌદ્ગલિક દ્રવ્યરૂપે સત્ છે, પરન્તુ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય

જીવાસ્તિકાય, અને કાળ દ્રવ્ય રૂપે તો તે અસત્ છે, અહી પૌદ્ગલિકત્વ ઘડાનો સ્વપર્યાય છે અને બીજા દ્રવ્યોના અનંતપર્યાયો પરમપર્યાય છે.

પૃથ્વીને બનેલો હોવાથી પાર્થિવરૂપે સત્ છે અને જલાદિકથી નહી બનેલો હોવાથી તે રૂપે અસત્ છે. અહીં પણ પાર્થિવરૂપે ઘડાનો સ્વપર્યાય એક જ છે જ્યારે જલાદિના પરપર્યાયોની સંખ્યા અનંત છે. પાર્થિવમા પણ ધાતુરૂપે સત્ છે. જ્યારે અસંખ્યાતા માટી વગેરે દ્રવ્યોની અપેક્ષાએ અસત્ છે. ધાતુમાં પણ સુવર્ણરૂપે સત્ છે જ્યારે તાંબુ–પીત્તલ આદિ ધાતુઓથી નહી બનેલો હોવાથી તે રૂપે અસત્ છે. અમુક ગામના અમુક બજારના મોતીરામ સોનીનો ઘડેલો હોવાથી તે રૂપે સત્ છે, અને બીજા નરોત્તમ વગેરે સોનારના હાથે નહી ઘડેલો હોવાથી તે રૂપે અસત્ છે. મોટા પેટવાલો, ટૂંકી ગરદનવાલો હોવાથી તે રૂપે સત્ પણ નાનું પેટ, મોટી ગરદન આદિ અસંખ્યાત આકાર વિશેષથી અસત્ છે. ગોળાકારે સત્ છે પણ બીજા આકારે અસત્ છે આ પ્રમાણે આ સોનાના ઘડામાં સ્વપર્યાયોનું અસ્તિત્વ છે જ્યારે પરપર્યાયોનું નાસ્તિત્વ પણ સ્વતઃ સિદ્ધ છે. ક્ષેત્રની અપેક્ષાએ જમ્બૂદ્વીપ, ભરતક્ષેત્ર, મુંબઈ–કુંભારવાડાના ક્ષેત્રને લઈને સત્ છે જ્યારે બીજા અસખ્યાતક્ષેત્ર, અસંખ્યાત ગામ આદિની અપેક્ષાએ અસત્ છે. અમુક ઉપાશ્રયના ક્ષેત્રને લઈને સત્ છે જ્યારે બીજા અનંતક્ષેત્રાદિને લઈને અસત્ છે અમુક આકાશ પ્રદેશના ક્ષેત્રને લઈને સત્ છે. જ્યારે બીજા આકાશ–પ્રદેશને લઈને અસત્ છે કાળની દૃષ્ટિએ અમુક વર્ષના, હેમન્તઋતુના, પૌષ મહિનાના, શુકલ પક્ષમાં, આઠમના દિવસમાં બપોરના ત્રણ વાગ્યે ઘડાયેલો હોવાની અપેક્ષાએ સત્ છે જ્યારે બીજા વર્ષ, બીજી ઋતુ, બીજા મહિનાના અનતકાળની અપેક્ષાએ અસત્ છે

ભાવની અપેક્ષાએ, અમુક રગની અપેક્ષાએ સત્ છે, જ્યારે

બીજા રંગોની અપેક્ષાએ અને તારતમ્યે ઓછાવત્તા રંગોની અપેક્ષાએ અસત્ છે. શબ્દની અપેક્ષાએ જુદા જુદા દેશોમાં ઘટ અર્થ જણાવવા માટે જુદા શબ્દોનો વ્યવહાર થાય છે જેમકે ઘડો, માટલું, બેડીઓ, મટકો, પોટ (POT) વગેરે શબ્દોની અપેક્ષાએ સત્ છે પરન્તુ બીજા અનંત દ્રવ્યોના વાચક શબ્દોની અપેક્ષાએ અસત્ છે.

સંખ્યાની દૃષ્ટિએ ઘડાની પંક્તિમાં આ ઘડો પાંચમો હોવાથી તે અપેક્ષાએ સત્ છે. જ્યારે પહેલાના અને પછીના અનંત ઘડાઓની અપેક્ષાએ અસત્ છે.

સંયોગ-વિયોગની અપેક્ષાએ અનંતકાળથી આ ઘડાના અનંત પર્યાયો સાથે સંયોગ તથા વિયોગ થયા, તો તે દૃષ્ટિ એ સત્ છે અને બીજા પદાર્થો સાથે સંયોગ વિયોગ થયો નથી તે અપેક્ષાએ અસત્ છે.

પરિમાણની અપેક્ષાએ અત્યારે આ ઘડો જે પ્રમાણ (માપ)માં છે તે માપની અપેક્ષાએ સત્ છે અને બીજા નાના-મોટા માપની દૃષ્ટિએ અસત્ છે

આ પ્રમાણે એક જ પદાર્થમા અનંત ધર્મોની વિદ્યમાનતા તર્ક સંગત છે "ધન વિનાનો ગરીબ માણસ જેમ ધનવાન્ કહેવાતો નથી, તેવી જ રીતે જે પર્યાયો ઘડાના નથી તેમને ઘડા સાથે નાસ્તિત્વ સંબંધ પણ શા માટે જોડી દેવા ?" આના ઉત્તરમાં એટલું જ જાણવાનું કે ધન અને ગરીબ બંને પદાર્થો અનંત સંસારમાં વિદ્યમાન તો છે. માત્ર અત્યારના ક્ષણે બંનેનો અસ્તિત્વ સંબંધ ભલે નથી તો પણ નાસ્તિત્વ સંબંધ તો છે જ તેથી આમ ભાષા વ્યવહાર થાય છે કે-'આ માણસ ધન વિનાનો છે' અને સંસાર ભરનો કોઈ માણસ આનો અર્થ બરાબર સમજી જાય છે કે આ માણસ પાસે અત્યારે ધન નથી તેવી જ રીતે ઘડામાં અત્યારના સમયે જે સ્વપર્યાયો છે તે અસ્તિત્વ સંબંધને આભારી

છે, અને જે પર્યાયો અત્યારે નથી તે નાસ્તિત્વ સંબંધને આભારી છે આ પ્રમાણે પ્રત્યક્ષ અનુભવાતાં આ અસ્તિત્વ અને નાસ્તિત્વ, સંબધમાં વિતંડાવાદની આવશ્યકતા નથી

માટે પ્રત્યક્ષથી કે આગમથી દેખાતા અનંતધર્મોથી પરિપૂર્ણ પદાર્થ માત્રને જોવા માટે અનંતવિજ્ઞાન (કેવળજ્ઞાન)ની આવશ્યકતા અનિવાર્ય છે.

આ પ્રમાણે ભગવાન મહાવીર સ્વામીના તીર્થંકરત્વને સિદ્ધ કરવાં માટે અનંત વિજ્ઞાન તથા અતીત દોષની સાર્થકતા જોયા પછી 'અબાધ્યસિદ્ધાન્ત' વિશેષણની યથાર્થતા પણ જાણી લઈએ.

ઘાતી કર્મોનો સમૂળ નાશ થયા પછી જે સર્વથા નિર્દોષ હોય તેમનો સિદ્ધાન્ત જ અબાધ્ય હોય છે અરિહંત તીર્થંકર પરમાત્મા જ સર્વથા નિર્દોષ છે. અને સયોગી–સશરીર હોવાના કારણે જ સમવસરણમા વિરાજમાન થઈ દેવ–અસુર, માનવ અને તેમના અધિપતિઓની પર્ષદામા વ્યાખ્યાન આપે છે.

સિદ્ધાન્તોની રચના પૌરુષેય જ હોય છે કોઈ કાળે પણ અપૌરુષેય વચન સંભવી શકેજ નહી. કેમકે શરીરધારીનેજ મુખ, કંઠ, હોઠ, દાંત આદિ અવયવો હોય છે, જે શબ્દોની ઉત્પત્તિના મૂળ કારણ છે, તે વિના શબ્દોની સ્પષ્ટ ઉચ્ચારણા સર્વથા અસંભવ છે.

તે શરીરધારી પણ કેવળજ્ઞાની હોય, તીર્થંકર હોય તેમનાજ વચનો પ્રમાણ હોય છે. અબાધ્ય હોય છે, કારણકે તીર્થંકરોના જીવનમાં શારીરિક, વાચિક, અને આત્મિક દોષોનો સર્વથા અભાવજ હોય છે અને જેઓ કેવળજ્ઞાનને મેળવી શકયા નથી તેમના વચનોમાંજ શારીરિક દોષ, કામ, ક્રોધના સંસ્કાર વાચિક અને આત્મિક દોષોની ભરમાર અવશ્યમેવ હોવાના કારણેજ તેમના વચનો પરસ્પર અપ્રમાણિત ધર્મમાં હોય છે જેમ કે—

છાન્દોગ્ય ઉપનિષદમા **'न हिंस्यात् सर्वभूतानि'** આ પ્રમાણે કહી લીધા પછી પાછુ આમ કહેલુ છે "અશ્વમેધ નામનાં યજની મધ્યમાં ૫૯૭ પશુઓનો વધ કરવો જોઈએ" ઐતરેય ઉપનિષદ્માં "અગ્નીષોમ યજ્ઞના સમયમાં પશુઓનો વધ કરવો જોઇએ" અને તૈત્તરીય સંહિતામા "૧૭ પ્રજાપતિ સબંધી પશુઓને મારવા જોઇએ" ઈત્યાદિ ગ્રન્થોથી જણાય છે કે આવા ગ્રન્થોનો કર્તા સર્વજ્ઞ હોઇ શકે નહી અન્યથા પરસ્પર વિરોધી વાતો ઉપનિષદોમાં શા માટે આવે ?

**"नानृतं ब्रूयात्"** 'જૂઠ ન બોલવુ" આ પ્રમાણે પ્રતિપાદન કર્યા પછી પણ આપસ્તંભ સૂત્રમાં **"ब्राह्मणार्थेऽनृतं ब्रूयात्"** એટલે કે બ્રાહ્મણને જૂઠુ બોલવામાં પાપ લાગતો નથી, વસિષ્ઠ ધર્મ સૂત્રમાં તો આ પ્રમાણે કહેવાયુ છે કે "હાસ્યમાં, સ્ત્રી સહવાસમાં, વિવાહ પ્રસંગે, પ્રાણ નાશના સમયે, અને ધનના અપહરણ સમયે કોઈ પણ માણસ જૂઠુ બોલે તો પણ પાપ લાગતુ નથી" **"परद्रव्याणि लोष्ठवत्"** બીજાનુ ધન માટી જેવુ છે, આ પ્રમાણે કહ્યા પછી પણ "બ્રાહ્મણ યદિ કોઈનુ પણ ધન હઠાગ્રહમાં આવીને છલના પૂર્વક પણ ચોરી લે તો એ બ્રાહ્મણને પાપ નથી.

આજ પ્રમાણે દેવી ભાગવતમાં **'अपुत्रस्य गतिर्नास्ति'** અર્થાત્ પુત્ર વિનાના માનવની સદ્‌ગતિ નથી આ પ્રમાણે કહ્યા પછી પણ આપસ્તંભસૂત્રમાં 'ઘણા કુમારો બ્રહ્મચર્ય ધર્મની ઉપાસનાથી પુત્ર વિનાજ સ્વર્ગમાં ગયા છે ઉપર પ્રમાણેના વચનોથીજ માલુમ પડે છે કે તેમના વચનો તેમનાજ સૂત્રોમાં પરસ્પર બાધિત છે, માટેજ સર્વજ્ઞ ભગવાન મહાવીર સ્વામીનુ અબાધ્ય સિદ્ધાન્ત વિશેષણ સાર્થક છે

અમર્ત્યપૂજ્યથી એટલુ જાણી શકાય છે કે સામાન્ય અને વિશેષ માનવોને જે લૌકિક દેવો માન્ય છે, તેવા દેવો–ઇન્દ્રો–અસુરો નાગકુમારો લોકપાલો, બ્રહ્મદેવલોકો પણ તીર્થંકર દેવના જન્મ સમયે, દીક્ષા સમયે, કેવળજ્ઞાન સમયે, અને નિર્વાણ સમયે "**कोडिसयसंथुअं...**" ઈત્યાદિ વચનથી ઉભે પગે કરોડ કરોડ દેવતાઓ સદૈવ હાજર જ હોય છે આ પ્રમાણે ચારે વિશેષણોથી યુકત તીર્થંકર દેવોનુ જ્ઞાન સસારના પદાર્થ માત્રને યથાર્થરૂપે જાણે છે અને પ્રરૂપે છે ત્યારે જ તો 'સસારમાં જીવરાશિ પરિમિત છે? અપરિમિત છે જીવો ઘટે છે? વધે છે? સિદ્ધમાં ગયેલા જીવોની સખ્યા વધે છે? અથવા ઘટે છે? નારક જીવો વધે છે? ઘટે છે? વધવાનો કે ઘટવાનો ઉત્કૃષ્ટ અને જઘન્ય સમય કેટલો? ઈત્યાદિક સૌને માટે સર્વથા અભૂતપૂર્વ પ્રશ્નો અને ઉત્તરો જૈન શાસનના આગમસૂત્રો સિવાય બીજે કયાય પણ જોવા મલી શકે તેમ નથી કેમકે આવા પ્રશ્નોના ઉત્તરો અનંતજ્ઞાનને જ આધીન છે. જિજ્ઞાસુ બનીને ચાર જ્ઞાનના માલિક ગૌતમસ્વામીએ પ્રશ્નો પૂછ્યા છે અને ચરાચર સસારને પ્રત્યક્ષ કરનારા ભગવાન મહાવીરસ્વામીએ જવાબો આપ્યો છે. '**इदं प्रष्टव्यं, ज्ञातव्यं न व्याकरणम्**" ઈત્યાદિ પ્રસગો કેવળી ભગવાન પાસે હોઈ શકે જ નહી

જે વાદિઓ સસારને તથા જીવોને પરિમિત માને છે–જેમકે વૈદિક મતમાં જમ્બૂદ્વીપ, પ્લક્ષદ્વીપ, શાલ્મલિદ્વીપ, કુશદ્વીપ, ક્રૌચદ્વીપ, શાકદ્વીપ તથા પુષ્કરદ્વીપ અને લવણ, ઈક્ષુ, સુરા, ઘૃત, દધિ, દુગ્ધ અને જલ આ પ્રમાણે સાતદ્વીપ અને સાત સમુદ્ર જ માનીને બેઠા છે તથા બૌદ્ધો જમ્બૂદ્વીપ, પૂર્વવિદેહ, અવરગોદાનીય અને ઉત્તર કુરૂ નામે ચારદ્વીપ તથા સીતા નામે સાત નદીઓ માનીને બેઠા છે તેમને ત્યાં જ આવા પ્રશ્નો ઉદ્ભવી શકે છે

પરન્તુ ત્રણે લોક, ત્રણે કાળના જીવ અને પુદ્ગલોની ગતિ-આગતિને પ્રત્યક્ષ કરનાર માટે કેવળી ભગવાન ભાષિત જૈન શાસનની માન્યતા પ્રમાણે અસંખ્યાતદ્વીપ અને સમુદ્રથી ભરેલો આ સંસાર જીવ વિનાનો થવાનો નથી અને મુક્ત જીવો પણ સંસારમાં ફરીથી આવવાના નથી બીજતત્ત્વ દગ્ધ થયા પછી જેમ અંકુરોત્પત્તિની શકયતા નથી તેવી રીતે કર્મબીજ સર્વથા દગ્ધ થયા પછી સંસાર-ભ્રમણ માટે જન્મ (અવતાર) લેવાની શકયતા હોઈ શકે જ નહી.

'**सति मूले तद्विपाको जात्यायुर्भोगा**' આ પાતંજલ યોગસૂત્ર ઉપર વ્યાસ ભાષ્યમા આ પ્રમાણે અર્થ કરાયો છે, જ્યાં-સુધી અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ (હઠાગ્રહ-કદાગ્રહ) નામે પાચે કલેશોની સત્તા આત્મામા વિદ્યમાન હોય છે, ત્યાસુધી કર્મોની શક્તિ ફળપ્રદા હોય છે, પરન્તુ કલેશોનો ઉચ્છેદ થયા પછી કર્મો ફળ આપી શકતા નથી વારવાર જન્મવુ, આયુષ્ય ભોગવવું, અને શારીરિકાદિ ભોગો કૃત કર્મ અને ક્રિયમાણ કર્મોના ફળો છે, માટે જેમના કર્મકલેશો નાશ થયા હોય તેમને જન્મ નથી મરણ નથી, સારાશ કે કર્મોનો સમૂળ નાશ થયા પછી મુક્ત થયેલા જીવો સંસારમા પાછા આવી શકતા નથી."

બધા એ જીવો મુક્ત થયા પછી સંસાર ખાલી થઇ જશે આવી શંકા પણ રાખવાની જરૂરત નથી કેમકે પૃથ્વીકાય, જલકાય, અગ્નિકાય, વાયુકાય, વનસ્પતિકાય, બેઇન્દ્રિય, ત્રેઇન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય જે ષટ્કાયના નામે ઓલખાય છે તે જીવોથી ભરેલો આ સંસાર છે, જેમા ત્રસકાય એટલે બેઇન્દ્રિય, ત્રેઇન્દ્રિય, ચતુરિન્દ્રિય તથા પંચેન્દ્રિયમા નારક, દેવ, જરાયુજ, અંડજ તથા પોતજ જીવો તથા તિર્યંચ જીવોની સંખ્યા ચરાચર સંસારમાં સૌથી થોડી છે.

આનાથી તેજસ્કાય (અગ્નિના જીવો) અસંખ્યાત ગુણા વધારે

છે; અગ્નિકાયથી પૃથ્વીકાયિક જીવો વિશેષ અધિક છે, આનાથી પણ જલકાયના જીવો વિશેષ અધિક છે અને વાયુકાયિક જીવો જલકાય જીવો કરતાં વિશેષ અધિક છે અને વાયુકાવ જીવો કરતાં પણ વનસ્પતિકાયના જીવો અનંતગુણા વધારે છે.

## નિગોદ કાય

વનસ્પતિકાયના જીવો વ્યાવહારિક અને અવ્યાવહારિક, ભેદે બે પ્રકારના છે. અવ્યવહારિક વનસ્પતિકાય નિગોદ કહેવાય છે. જે આખા બ્રહ્માંડમાં વ્યાપ્ત છે. નિગોદના જીવો જ્યારે પૃથ્વીકાયિકાદિ અવસ્થાને પામે છે ત્યારે વ્યવહારિક સંજ્ઞાથી સંબોધાય છે અને કર્મવશતઃ કદાચ પાછા નિગોદમાં આવે તો એ વ્યવહારરાશિના જ મનાશે, કેમકે એકાદવારને માટે પણ વ્યવહારમાં આવી ગયા છે. અને અનાદિકાળથી અત્યાર સુધીમા જે જીવો નિગોદ અવસ્થાને છોડી શકવા માટે ભાગ્યશાલી થયા નથી, તે અવ્યાવહારિક તરીકે સંબોધાય છે

નિગોદ અવસ્થામા રહેલા જીવો કયાં રહેતા હશે? જવાબ આપતા ભગવાને ફરમાવ્યુ કે સંસારભરમા અસંખ્યેય ગોલકો છે, એક એક ગોલકમાં અસંખ્યેય નિગોદસ્થાનો છે, અને એક એક નિગોદસ્થાનમાં અનંતાનંત નિગોદ જીવો રહેલા છે.

હવે આપણે માની શકીએ છીએ કે અનંતાનંત નિગોદ જીવોને હજુ સુધી પણ વ્યવહાર રાશિમાં આવવાનો ચાન્સ પણ મલ્યો નથી. આ કારણથી જ મનુષ્ય અવતાર દુર્લભતમ છે.

અનંતાનંત જીવો એક નિગોદ સ્થાનમાં રહે છે, આ સ્થાનો પણ અસંખ્યેય છે. જે એક ગોળકમા રહે છે અને આવા ગોલકો પણ અસંખ્યાત છે આ નિગોદ જીવો જ્યારે પોતાની ભવિતવ્યતાનો

પાક થાય ત્યારે અવ્યવહાર રાશિમાંથી બહાર આવે છે અને વ્યવહાર રાશિ તરીકે પ્રસિદ્ધિને પામે છે

આંખે પ્રત્યક્ષ દેખાતી પ્રત્યેક વનસ્પતિ જે સસાર ભરમાં દેખાય છે જેના મૂળમાં, શાખામા, થડમાં, નાની ડાલીઓમા, એક એક પાદડામા પુષ્પમા, ફળમા અને ફળના એક એક બીજમાં પૃથક્ પૃથક્ જીવો રહેલા છે, અર્થાત્ ઝાડના મૂળનો જીવ જુદો, મોટી શાખાનો જૂદો, નાની શાખાનો જૂદો. આ પ્રમાણે એક પાંદડે એક એક જીવ રહેલો છે જે વાત આજના વૈજ્ઞાનિકોને પણ સમ્મત છે.

જે ગામમાં આપણે રહેતા હોઈએ તેની ભાગોલમાં પણ કેટલીક વનસ્પતિઓ હોય છે ઝાડો વગેરે તેને પણ આપણે ગણી શકતા નથી તો એકજ લીબડામા, આબામા, આબલીમા, વડ કે પીપળામા કેટલા પાદડા છે તેને કોણ ગણી શકશે ? તો પછી સસારભરની વનસ્પતિ શી રીતે ગણાશે ? જ્યારે ઝાડોની સખ્યાજ ગણી શકાતી નથી તો તેના પાદડાઓને તો ૩૩ કરોડ દેવી દેવતા ભેગા થઈને પણ ગણી શકવાના નથી માટેજ વનસ્પતિમા અનતાનત જીવોને કેવળી ભગવાને કહ્યા છે, તે આ પ્રમાણે વ્યાજબી લાગે છે વનસ્પતિનો બીજો ભેદ સાધારણ વનસ્પતિરૂપે જૈન શાસનમાં પ્રસિદ્ધ છે જ્યા એકજ શરીરમા અનત જીવોનો વાસ છે.

અસંખ્યાત મોટા મોટા સમુદ્રો, નદીઓ, મહાનદીઓ, તલાવો, દ્રહો, ખાડીઓ અને નાલાઓમા રહેલા અગાધ પાણીના જીવોની સખ્યા–કોણ ગણી શકવાનો છે જ્યા આજના વૈજ્ઞાનિકોએ પણ પાણીના એક બુદમાં ૩૬૮૫૦ જીવોની સખ્યાને જોઈ શક્યા છે, એક પાણીના કળશામા કેટલા બુદ થાય છે ? આની ગણત્રીમાં પણ આપણે કદાચ ભૂલ ખાઈ શકીએ છીએ તો સસારભરના

સમુદ્રોના પાણીને કોણ માપી શકશે? માટે પાણી કાયમાં ઉત્પન્ન થનારા જીવો પણ અનંતાનંત છે.

આજ પ્રમાણે પૃથ્વીકાય, અગ્નિકાય અને વાયુકાય માટે પણ સમજવાનું છે. જે ઘરમાં આપણે રહીએ છીએ ને ઘર પૂરતાજ બેઈન્દ્રિય અને તેઇન્દ્રિય જીવોને ગણવા માટે આપણે સૌ અસમર્થ છીએ તો સંસારભરના કીડા કીડી, મંકોડા, માંકણ, જૂ ભળાગીઆ, ભમરા, માખીઓ વગેરે જીવોની ગણત્રી આપણે માટે શી રીતે શક્ય બનશે જે સૌ કરતાં બહુજ થોડા જીવો છે. માટે આ પ્રમાણેના અત્યન્ત સંક્ષિપ્ત વિવેચનથી આપણે સમ્યગ્રૂપે સમજી શકીએ છીએ કે અનંતાનંત જીવોથી ભરેલો આ સંસાર કોઈ કાળે પણ ખાલી થઇ શકે તેમ નથી. આજ વાતને વાર્તિકકાર પણ પુષ્ટિ આપતા કહે છે કે "ગમે તેટલા જીવો ગમે ત્યારે મોક્ષમાં જાય તો પણ બ્રહ્માંડમા રહેલા જીવોની સંખ્યા અનંત હોવાથી કોઈ કાળે પણ સંસાર ખાલી થવાનો નથી." 'જે વસ્તુ પરિમિત હોય તેનો અંત કદાચ હોઈ શકે છે. પરન્તુ અપરિમિત અનંત વસ્તુનો અંત હોઇ શકે નહી" "જેટલા જીવો વ્યવહાર રાશિથી મોક્ષમાં જાય છે તેટલી જ સંખ્યાના જીવો અનાદિ નિગોદ સ્થાનથી બહાર આવે છે" અનાદિકાળના આ સંસારથી જેટલા જીવો મોક્ષમાં ગયા છે અને અત્યારે પણ જઇ રહ્યા છે અને અનંતકાળ સુધી જશે તે બધા મુક્ત જીવોની સંખ્યા નિગોદ જીવોની સંખ્યાં કરતા પણ અનંત ભાગે ઓછી છે આ કારણેજ જૈન મતમાં મુક્ત જીવોને ફરીથી સંસારમા આવવાની આવશ્યકતા નથી, અને સંસાર અનંતકાળ સુધી અનંતાનંત જીવોથી પરિપૂર્ણ જ રહેવાનો છે.

જઘન્યથી એક સમયને અંતરે અને ઉત્કૃષ્ટથી છ મહિનાના આંતરે કોઈને, કોઈ જીવ મોક્ષમાં જનારો હોય છે. તેમજ એક

## ઉદ્યોત ને અંધકાર

આ પ્રકરણમાં રાજગૃહ એ શું ? દિવસે ઉદ્યોત ને રાત્રે અંધકાર કેમ ? સમયની સમજણ કયા જીવોને હોય ? શ્રી પાર્શ્વનાથના શિષ્યોના પ્રશ્નો. વગેરે બાબતો છે. સાર આ છે :–

રાજગૃહ એ પૃથ્વી, જલ યાવત્ વનસ્પતિયે કહેવાય. રાજગૃહ કૂટ અને શૈલયે કહેવાય. રાજગૃહ એ સચિત, અચિત અને મિશ્રિત દ્રવ્યો પણ કહેવાય.

ઘણે ભાગે શ્રી ગૌતમસ્વામીના પ્રશ્નો અને ભગવાનના ઉત્તરો રાજગૃહનગરીની અંદર થયા છે. એટલે રાજગૃહનું નામ લઈને પૂછેલા પ્રશ્નોના આ ઉત્તર છે. આ પ્રમાણેનું કથન અપેક્ષિત છે. કારણ કે પૃથ્વી એ જીવો છે–અજીવો છે માટે રાજગૃહ નગર એ કહેવાય. યાવત્ સચિત અચિત અને મિશ્ર દ્રવ્યો પણ જીવો છે, અજીવો છે માટે રાજગૃહ નગર કહેવાય, અર્થાત્ પૃથ્વી વગેરેનો સમુદાય એ રાજગૃહ નગર છે. કારણ કે પૃથ્વી આદિના સમુદાય વિના રાજગૃહ શબ્દની પ્રવૃત્તિ થતી નથી. રાજગૃહ નગર જીવાજીવ સ્વભાવ-

---

સમયમાં જઘન્યથી એક જીવ અને ઉત્કૃષ્ટથી ૧૦૮ની સંખ્યામાં જીવો મોક્ષમા જાય છે આવી રીતે મોક્ષમાર્ગ સદૈવ ચાલુ છે, છતા પણ સિદ્ધના જીવો નિગોદ જીવોની અપેક્ષાએ અનંત ભાગે ઓછા છે

**"नि-नियतां गां-भूमिं-क्षेत्रं-निवासं अनंतानंतजीवानां ददाति इति निगोदः"**

નિગોદના જીવોનો આહાર અને શ્વાસોશ્વાસ એક સાથે જ હોય છે, જન્મ અને મરણ પણ સાથે જ હોય છે, તથા અતિ કઠોર–અસ્પષ્ટ વેદનાને ભોગવનારા હોય છે.

વાળું છે એ પ્રતીત છે.

દિવસે ઉદ્યોત–પ્રકાશ અને રાત્રે અંધકાર હોવાનું કારણ એ છે કે–દિવસે સારા પુદ્ગલો ને સારો પુદ્ગલ પરિણામ હોય છે. રાત્રે અશુભ પુદ્ગલો ને અશુભ પુદ્ગલ–પરિણામ હોય છે.

નૈરયિકોને પ્રકાશ નહિં પણ અંધકાર હોય છે. કારણ કે નૈરયિકોને અશુભ પુદ્ગલ ને અશુભ પુદ્ગલ પરિણામ હોય છે.

અસુરકુમારોને પ્રકાશ હોય છે, કારણ કે તેમને શુભ પુદ્ગલોને શુભ પુદ્ગલ પરિણામ હોય છે. એ પ્રમાણે સ્તનિત કુમારો સુધી જાણવું.

નૈરયિકોની માફક પૃથ્વીકાયથી માંડી યાવત્ તેઇન્દ્રિય જીવો સુધી અંધકાર જાણવો.

એનું કારણ એ છે કે–પૃથ્વીકાયાદિથી તઇન્દ્રિય સુધીના જીવોને આંખ ઇન્દ્રિય ન હોવાના લીધે દેખવા યોગ્ય વસ્તુ દેખાતી નથી માટે તેમના તરફ શુભ પુદ્ગલનું કાર્ય ન થતું હોવાથી અંધકાર કહેવામાં આવે છે.

ચઉરિન્દ્રિય જીવોને શુભ–અશુભ પુદ્ગલને શુભ–અશુભ પુદ્ગલ પરિણામ હોય છે. માટે તેમને પ્રકાશ પણ છે ને અંધકાર પણ છે.

અસુરકુમારોની માફક વાનવ્યંતર, જ્યોતિષિક અને વૈમાનિક માટે જાણવું.

## સમયાદિનું જ્ઞાન તેમજ રાત્રિદિવસ અનંત કે નિયત પરિમાણ

નૈરયિકો, સમય, આવલિકા, ઉત્સર્પિણી, અવસર્પિણીને જાણતા નથી. કારણ કે સમયાદિનું માન તો અહિં મનુષ્ય લોકમાં છે.

એ પ્રમાણે પંચેન્દ્રિય તિર્યંચ યોનિકો માટે પણ સમજવું. સમયાદિનું માન અને પ્રમાણ આ મનુષ્ય લોકમાં હોવાથી મનુષ્યોને એ જ્ઞાન છે.

જેમ નૈરયિકો માટે કહ્યુ, તેમ વાનવ્યંતર, જ્યોતિષિક અને વૈમાનિક માટે પણ જાણવું.

એક વખત ભગવાન મહાવીર સ્વામીને ભગવાન્ પાર્શ્વ-નાથના સ્થવિર મળે છે બહુ દૂર નહિં તે બહુ નજીક નહિં એવી રીતે બેસી વિચારે છે કે—

અસંખ્ય લોકમાં અનંત રાત્રિ દિવસ ઉત્પન્ન થયાં? ઉત્પન્ન થાય છે? ઉત્પન્ન થશે? નષ્ટ થયાં? નષ્ટ થાય છે કે નષ્ટ થશે? કે નિયત પરિમાણવાળા રાત્રિ દિવસો ઉત્પન્ન અને નષ્ટ થયાં, થાય છે ને થશે?

આ પ્રમાણે તો પ્રશ્ન પૂછયો છે એના જવાબમાં ભગવાને કહ્યુ છે કે—

અનંત રાત્રિ દિવસો ઉત્પન્ન અને નષ્ટ થયાં, થાય છે ને થશે.

આનું કારણ બતાવતાં ભગવાને કહ્યું છે કે–પુરુષાદાનીય પાર્શ્વનાથ અર્હંતે લોકને શાશ્વત કહ્યો છે, તેમ અનાદિ કહ્યો છે.

અહિં લોકનું સ્વરૂપ આમ બતાવ્યું છે.

અનંત, પરિમિત, અલોકવડે પરિવૃત, નીચે વિસ્તીર્ણ, વચ્ચે સાંકડો, ઉપર વિશાળ, નીચે પલ્યંકના આકારનો વચ્ચે ઉત્તમ વજ્રના આકારવાળો, અને ઉપર ઊંચા, ઉભા મૃદંગના આકાર જેવો લોક કહ્યો છે. તેવા પ્રકારના લોકમાં અનંતા જીવઘનો ઉપજી ઉપજીને નાશ પામે છે. તે લોક જીવો દ્વારા લોકાય-જણાય છે. નિશ્ચિત થાય છે. જે પ્રમાણથી લોકાય—જણાય તે લોક કહેવાય.

પાર્શ્વનાથ ભગવાનના સ્થવિરો મહાવીર સ્વામીના અનુયાયીઓ બન્યા. તેથી તેમણે પ્રતિક્રમણ સહિત પાંચ મહાવ્રતોને સ્વીકાર્યા.

ચાર પ્રકારના દેવલોક કહેવામાં આવ્યા છે :—

૧. ભવનપતિ, ૨. વાનવ્યંતર, ૩. જ્યોતિ, અને ૪ વૈમાનિક.

તેમાં ભવનવાસી ૧૦ પ્રકારના કહ્યા છે.

વાનવ્યંતરો ૮ પ્રકારના કહ્યા છે.

જ્યોતિષિકો ૫ પ્રકારના કહ્યા છે.

વૈમાનિકો ૨ પ્રકારના કહ્યા છે.

આ ઉદ્દેશકમાં કંઈ પણ વર્ણન કે પ્રશ્નોત્તર નથી. માત્ર ૧ લા ઉદ્દેશકમાં જેમ સૂર્યનું વર્ણન કહ્યું. તેમ આ ઉદ્દેશકમાં ચંદ્રનું વર્ણન સમજવાનું જણાવ્યું છે ને તે ચંપાનગરીના વર્ણનમાં છે.

આ પ્રમાણે ભગવાનની દેશના સાંભળીને પર્ષદા રાજી થઈ અને પોત પોતાના સ્થાને જવાને માટે ઉભી થઈ. વારંવાર ભગવાનને વંદના કરી, ભાવપૂર્વક નમસ્કાર કરી નીચે પ્રમાણે ભગવાનની સ્તુતિ કરી:—

## ભગવાન મહાવીર સ્વામીની સવિશેષણ સ્તુતિ

૧. અચ્યુત—અવ્યય વિશેષણો જે 'अपुणरावित्ति' પદને પામેલા હોય તેમને જ લાગુ પડે છે. કેમકે કર્મોના મૂળીયા સંપૂર્ણ નાશ થઈ ગયા પછી તે સિદ્ધાત્મા અશરીરી હોય છે, તેથી તેમને સ્વાભાવિકી તથા પ્રયોગિકી ગતિ પણ નથી હોતી, અચ્યુત અને અવ્યય પદના ધારક તીર્થંકરો સિવાય બીજા હોઈ શકે નહીં.

૨. અનત—ભગવાન સાદ્યન્ત ભાંગે સિદ્ધ શિલામાં બિરાજમાન છે, માટે અનંત અથવા અણંત છે. અર્થાત્ તે સ્થાનને પ્રાપ્ત કર્યા પછી તેમનો અંત નથી.

૩. અપ્રતિમ પ્રભાવ—અચિંત્ય આ બન્ને વિશેષણો ત્યારે જ લાગુ પડે છે કે જ્યારે 'अप्पडिहयवरनाण' અવસ્થા પ્રાપ્ત થઈ હોય, જેનાથી કેવળજ્ઞાન મેળવ્યા પછી જ તેઓ અદ્વિતીય પ્રભાવવાળા અને અચિંત્યરૂપે બને છે.

૪. અરિસૂદન એટલે અરિહંત.

૫. આદ્યનો સરળાર્થ 'आईगराणं' છે.

૬. કૃષ્ણ એટલે 'दोषान् कृन्तति-निवारयतीति कृष्णः' દોષોનું નિવારણ કરે તે કૃષ્ણ. શરણે આવેલા જીવોના અંતરંગ દૂષણોને નિવારે તે કૃષ્ણ છે. ભગવાન મહાવીર સ્વામીએ પોતાના શરણે આવેલા જીવોને વ્રતદાન આપીને શમનનીતિથી ઉગાર્યા છે.

૭ ગોવિંદ—એટલે "गवां इन्द्रियाणां इन्द्रः" અર્થાત્ અપૂર્વ સંયમની આરાધના દ્વારા જેમણે પોતાની ઈન્દ્રિયોને વશ કરી છે તે ગોવિન્દ એટલે મહાવીરસ્વામી છે. કેમકે ૧૭૫ દિવસના ઉપવાસના પારણે પણ જેમણે અડદના બાકલાનુંજ પારણું કર્યું હતું, આવા સમર્થ તપસ્વી મહાવીરસ્વામીને છોડીને બીજો કોઈ નથી.

૮. જગત્પતિ—એટલે "लोगनाहाण"

૯ દેવ—એટલે "क्रीडन्ति आत्मना अव्याबाधसुखे इति देवा." આવા દેવ જે અનેક ભવોના ઉપાર્જન કરેલા મહાપાપરૂપી પ્રદીપને માટે વાયુ જેવા છે, સિદ્ધશિલારૂપી નવલવધૂના હૃદયના અલંકાર સમાન છે. અઢાર દોષરૂપી હાથીને ભેદવામાં સિંહ જેવા છે, આવા ગુણોને ધારણ કરનાર દેવ તો મહાવીરસ્વામીજ હોઈ શકે છે.

૧૦. દેવાધિદેવ—સંસારમાં રખડપટ્ટી કરનારા સામાન્ય લૌકિક દેવ જેવા કે નાગકુમાર, અસુરકુમાર, વાયુકુમાર, યક્ષ, કિન્નર બ્રહ્મલોક તથા તેમના ઈન્દ્રો-ઈન્દ્રાણિઓના પણ જે દેવ હોય તે દેવાધિદેવ અરિહંત કહેવાય છે.

૧૧. મહાદેવ– કોણ હોઈ શકે છે ?

यस्य संक्लेशजननो रागो नास्त्येव सर्वथा ।
न द्वेषोऽपि सत्त्वेषु शमेन्धनदावानलः ॥

न च मोहोऽपि सद्ज्ञानछादनोऽशुद्धवृत्तकृत् ।
त्रिलोकख्यातमहिमा महादेवः स उच्यते ॥

यो वीतरागः सर्वज्ञो यः शाश्वतसुखेश्वरः ।
क्लिष्टकर्मकलातीतः सर्वथा निष्कलस्तथा ॥

यः पूज्य सर्वदेवानां यो ध्येयः सर्वयोगिन ॥
यः स्रष्टा सर्वनीतीनां महादेवः स उच्यते ॥

**एवं भूताय शान्ताय कृतकृत्याय श्रीमते ।**
**महादेवाय सततं सम्यग् भक्त्या नमो नमः ॥**

જેમના જીવનમાં ક્લેશ રાગ-દ્વેષ, મોહ, અજ્ઞાન નથી, જે સર્વજ્ઞ છે, જે શાશ્વત સુખોનો માલિક છે, સઘળા દેવોના પૂજ્ય છે, મોક્ષમાર્ગ તરફ પ્રસ્થાન કરાવે તેવી નીતિઓના ઘડવૈયા છે. તેવા મહાદેવને મારા નમસ્કાર થાઓ આવા મહાદેવ-એટલે તીર્થંકર દેવ રાજઘરાણાની મોટી ખાનદાનીમા જન્મે છે, જેઓ માતા-પિતાના સંયોગથી નવ મહિના ગર્ભમાં રહીને જન્મ લે છે જેમનોઃ—

૧૨ કર્મયોગ—સર્વે જીવોને હિતકારી હોય છે, માટે જ દીક્ષા લેતા પહેલા જ બહુ ગંભીર, સાત્ત્વિક તથા ધૈર્ય ગુણવાલા હોવાથી સર્વે જીવોની સાથે પરમ મિત્ર જેવા હોય છે

૧૩ જ્ઞાનયોગ-અતિ શ્રેષ્ઠ હોવાના કારણે સર્વથા નિષ્પાપ હોય છે જ્યા સર્પ, શંખ, ડમરૂં, મૃગચર્મ, બળદ, ભાંગ, ચરસ, ચલમ, ચીપીઓ, ધુની વગેરે કોઈ પણ વસ્તુની જરૂરત હોતી નથી.

૧૪ ભક્તિયોગ—નિષ્કલંક હોવાથી પોતાના આત્મ સ્વરૂપના લક્ષ્યને સિદ્ધ કરાવનાર હોય છે આવા યોગને સિદ્ધ કરવા માટે ભક્તોની, પૂજકોની, પ્રશંસકોની મુદ્દલ આવશ્યકતા નથી:

પ્રકૃતિથી વિરૂદ્ધ કંઈ પણ કરવાનુ હોતુ નથી, જે સર્વથા અલૌકિક હોય છે, તેમનો વ્યવહાર પણ અલૌકિક હોય છે. તેમનુ ભાષણ પણ અલૌકિક હોય છે, માટેજ સૌના પૂજ્ય એવા મહાદેવ ભગવાન મહાવીર સ્વામી જ છે

૧૫ પરમેશ્વર—"**परमश्चासौ इश्वरश्चेति परमेश्वरः**" આ વ્યાખ્યાથી જેમનામા માનવીય દોષ મુદ્દલ નથી. તેથી જ સર્વોત્કૃષ્ટ ઐશ્વર્યના માલિક, પરમેશ્વર-અરિહંત હોય છે.

૧૬. પુરૂષોત્તમ—એટલે पुरिसुत्तमाण' જન્મથી જ તેઓ વિકાર વિનાના હોવાથી, તેમના બાહ્ય અને આભ્યન્તર લક્ષણો અદ્વિતીય હોય છે.

૧૭. પ્રભુ—અદૂષિત જ્ઞાન અને વૈરાગ્ય દ્વારા જેઓ અન્તરંગ શત્રુ કામ, ક્રોધાદિ ઉપર પ્રભુત્વ ધરાવનારા હોય છે.

૧૮. ભૂતેશ—ભૂત એટલે પ્રાણી. તેમના ઉપર એટલે કે જીવ માત્ર ઉપર અસીમ દયાવાળા હોવાના કારણે સમ્પૂર્ણ જીવરાશિના હિતસ્વી, હોય છે.

૧૯. "मा" એટલે સમ્યક્-ક્ષાયિક જ્ઞાનરૂપી લક્ષ્મીના પતિ છે. માટે 'માધવ'નો સત્યાર્થ, અરિહંતોમાં જ સમાપ્ત થાય છે. બાહ્ય લક્ષ્મી કામ-ક્રોધ તથા પરિગ્રહની માત્રાને ભડકાવનારી હોવાથી આન્તર જીવનને દૂષિત કરે છે, અને દૂષિત આત્મા તામસ વૃત્તિવાળા હોવાથી "तामसा नरा अधो गच्छन्ति"

૨૦. યાદવપતિ—યદુવંશમાં જન્મીને યાદવોને જ્ઞાન-ધ્યાન અને વૈરાગ્યવાસિત કર્યા છે. માટેજ તે યાદવોના પતિ ભગવાન નેમિનાથ છે.

"यदुवंशसमुद्रेन्दुः कर्मकक्षहुताशनः"

અર્થાત્ યદુવંશરૂપી સમુદ્રને માટે ચન્દ્ર જેવા અને કર્મોના મૂળને માટે અગ્નિ જેવા ભગવાન નેમિનાથ જયવંતા રહો.

૨૧. યોગી—એટલે મનસા-વાચા અને કાયાના પાપોને સમ્યગ્ જ્ઞાન વડે જેમણે રોકયા છે, અને તપશ્ચર્યારૂપી અગ્નિ (ધુની)માં, કામ-ક્રોધ-માન-માયા-લોભરૂપી કર્મ કાષ્ઠોને સંપૂર્ણરીતે ભસ્મસાત્ કર્યા છે, તથા અદ્વિતીય સંવર (સમિતિ-ગુપ્તિરૂપ) યોગની અનુપમ સાધનાવડે ચંડકૌશિક જેવા નાગરાજ જે નરકમાં

જવા માટેજ યોગ્ય હતો તેમાં પણ યોગતત્ત્વ (સામ્યભાવ) ની સ્થાપના કરીને દેવતત્ત્વ પ્રાપ્ત કરાવનાર ભગવાન મહાવીરસ્વામીજ સૌને અભય દેવાવાલા અને જ્ઞાન દેવાવાલા છે માટે "**अभयदयाण**" કહેવાય છે, જીવમાત્ર પ્રત્યે જે "**अभयदयाणं**" હોય છે તેજ વસ્તુત. "**सरणदयाणं बोहिदयाणं** અને **धम्मदयाणं**" વિશેષણોને સાર્થક કરી શકે છે કેમકે—ભયગ્રસ્ત માનવને શરણ આપવું. અજ્ઞાનીને સમ્યગ્જ્ઞાન આપવું અને અધર્મીને સમ્યક્ ચારિત્ર આપવું.

આ ત્રણે ગુણોજ યોગી થવા માટેના પ્રથમ લક્ષણ છે. બાલ્યકાળથીજ ભગવાન મહાવીરસ્વામીના જીવનમાં આ ગુણો હતા.

૨૨. યોગીશ્વર—એટલે "**धम्मवरचाउरंतचक्कवट्टीणं**" નો યથાર્થત્વ પ્રાપ્ત કરેલો હોવાથી ભગવાન યોગીશ્વર છે. યોગિઓના નાથ છે.

૨૩. વિષ્ણુ વિભુ—**विष्णोति व्याप्नोति जगत् ज्ञानद्रष्ट्येति विष्णुः** એટલે સિદ્ધશિલામાં બિરાજમાન થઇને જ્ઞાનદષ્ટિથી પૂર્ણ જગતને જોઈ શકે તે વિષ્ણુ કહેવાય છે. કૃતકૃત્ય હોવાથી તીર્થંકર પરમાત્માઓ પોતાના જ્ઞાનથી જ જગત્વ્યાપક હોય છે. શરીરદષ્ટિએ જગત્વ્યાપકત્વ તર્ક સગત નથી.

૨૪. શંકર—એટલે કે "**भुवनत्रयश करत्वात्**" જગતના જીવમાત્રને પરમસુખ—અવ્યાબાધ સુખ કરાવનારા હોવાથી ભગવાન મહાવીરસ્વામી શકર છે.

૨૫. બુદ્ધ—દેવો તથા ઇન્દ્રોએ પણ તીર્થંકર દેવોના પાદપીઠને પૂજ્યા છે માટે બુદ્ધ છે.

૨૬. બ્રહ્મા—શિવમાર્ગ એટલે મોક્ષમાર્ગનો રસ્તો સૌને બતાવનારા હોવાથી ભગવાન બ્રહ્મા છે બ્રહ્માને ચાર મુખ હોય છે.

તે જ પ્રમાણે સમવસરણમાં બિરાજમાન થતાં મહાવીર સ્વામી પણ ચતુર્મુખી હતાં.

૨૭. ભગવાન—અર્થાત્ સંપૂર્ણ ઐશ્વર્ય–ધર્મ–યશ–લક્ષ્મી–વૈરાગ્ય અને મોક્ષના અર્થમા ' ભગ ' શબ્દ વપરાય છે **' भगोऽस्त्यस्येति भगवान् "** એટલે અનંત ઐશ્વર્ય, અહિંસા પૂર્ણ ધર્મ, પૂર્ણ યશસ્વી, આન્તર લક્ષ્મીના સ્વામી, પરમ વૈરાગ્યવાન્ અને મોક્ષ પ્રાપ્ત કરનાર અને કરાવનાર ભગવાન છે.

૨૮. નિર્ગુણી—અર્થાત્ **"विअट्टछउमाण"** જેમના છદ્મસ્થ ભાવાદિ દોષો નાશ પામ્યા હોવાથી ભગવાન નિર્ગુણી છે.

૨૯ અક્ષત—અક્ષયપદને પ્રાપ્ત થયેલા હોવાથી ભગવાન અક્ષત છે.

૩૦ ઋષિકેશ—અર્થાત્ **"इन्द्रियाणां ईश इतिऋषिकेशः"** ઈન્દ્રિયોને જીતવાવાલા હોવાથી ભગવાન મહાવીર સ્વામી. ઋષિકેશ કહેવાય છે.

૩૧ કેશવઃ—એટલે **"प्रशस्ताः केशा यस्येति केशवः"** આદિનાથ ભગવાનના માથા ઉપરના કેશ ઘણા જ સુન્દર હતા માટે ઈન્દ્ર મહારાજની વિનંતીથી ભગવાને પોતાના પાછલનાં વાળોનો લોચ કર્યો નથી. માટે કેશવનો તાત્પર્યાર્થ તીર્થંકર દેવોમાં જ હોય છે.

આ પ્રમાણે ભગવાન મહાવીર સ્વામીના ગુણોનુ વર્ણન કરતી પર્ષદા પોત પોતાના ઘેર ગઈ છે.

અભૂતપૂર્વ, જ્ઞાનગર્ભિત, વૈરાગ્યોત્પાદક ભગવાનની વાણી સાંભળ્યા પછી અને ફરીથી આવી વાણી સાંભળવા કયારે મળશે ?

આ પ્રકારની ભાવનાને લઈ ને રાજગૃહ નગરીના માનવો નીચે પ્રમાણેની સ્તવના કરતાં પોતાના દિવસો પસાર કરવા લાગ્યા છે.

(૧) આધિ-વ્યાધિ અને ઉપાધિ રૂપ દાવાનલથી દગ્ધ થયેલા સંસારના પ્રાણિઓને માટે મેઘના નીર જેવા ભગવાન મહાવીર સ્વામીને અમારા વન્દન હોજો

(૨) સંસારની માયાને સેવનારા જીવાત્માની ચારે બાજુ ઉત્પન્ન થયેલી મોહકર્મ રૂપી ધૂલને નાશ કરવામાં પવનની જેવા દેવાધિદેવને અમે મન, વચન અને કાયાથી નમીએ છીએ.

(૩) જગતની માયા રૂપી પૃથ્વીના પેટાલને ફોડવા માટે હળની જેવા પતિત પાવન ભગવાનને અમે વારવાર સ્તવીએ છીએ.

(૪) કલ્પાત કાળના વાવાઝોડાથી પણ ચલાયમાન નહીં થનારા માટે મેરૂ પર્વતની જેવા ભગવાન મહાવીર સ્વામીને અમે ત્રિકાલ પ્રણમીએ છીએ

(૫) સર્વશ્રેષ્ઠ ધ્યાનની પ્રક્રિયા રૂપી તાપ વડે સૂર્યની જેમ અનંતકાળથી ઉપાર્જન કરેલા કર્મના વિપાક રૂપી કાદવને જે વર્ધમાનસ્વામીએ સૂકવી દીધા છે, તે ભગવાન મહાવીર સ્વામી સૌ જીવોને હર્ષ દેવાવાલા થાઓ

(૬) પોતાના શરણે આવેલા જીવોના શુભ કાર્યોને કરવાવાલા માટે જે બ્રહ્મા જેવા, અને જન્મ, મૃત્યુના ચક્રાવામાંથી સૌને બચાવવામાં વિષ્ણુ જેવા, તથા પાપિઓના પાપને ખ ખેરી નાખવામાં શંકર જેવા હે પ્રભો ! તમે અમને મોક્ષનો માર્ગ દેખાડવાવાલા થાઓ.

(૭) જન્મ-જરા-મૃત્યુથી ભયગ્રસ્ત બનેલા સંસારના પ્રાણીમાત્રને દુ:ખી જોઈને, હે કરૂણાસાગર ! તમે રાજપાટનો ત્યાગ

કર્યો. અને જીવ માત્રને સુખી બનાવવા માટે પરિષહો સહન કર્યા, પછી કેવળજ્ઞાન મેળવ્યું છે. એવા હે પરમ દયાલુ! ભગવાન અમે તમારી પાસે દયાની યાચના કરીએ છીએ.

(૮) નિષ્કારણ વૈરી બનેલો સંગમદેવ જ્યારે આપશ્રીને ભયંકર ઉપસર્ગો કરી રહ્યો હતો તે સમયે તમારા આત્માના પ્રદેશોમાં અનાદિકાળથી જ સત્તા સ્થાનને જમાવી બેઠેલો 'ક્રોધ' પોતામાજ ધમધમી રહ્યો હતો. અને કહેતો હતો કે અનાદિકાળનાં મારા માલિક આ વર્ધમાનસ્વામી મને થોડોક ઈસારો કરે તો આખના પલકારે આ સગમદેવના હાડકે હાડકા ખોખરા કરી નાખુ! પણ સંસારના અદ્વિતીય યોદ્ધા એવા હે મહાવીર! તમે જીવલેણ હુમલા કરનાર સંગમદેવ પ્રત્યે દયાભાવ લાવ્યા. અને અન્તરગ શત્રુ જેવા પોતાના ક્રોધનેજ મારી મારીને સમૂળ નાશ કર્યો એવા હે મહાવીર સ્વામીના! મારા ભવોભવને માટે સાર્થવાહક જેવા બનીને મને પણ તેવી શક્તિ આપો એજ મારી પ્રાર્થના છે.

(૯) ક્ષાત્ર તેજે ઝલહલતા, ત્રિશલા રાણીના પુત્ર, સિદ્ધાર્થ રાજાના નન્દન, જ્ઞાતવંશ જેવા ઉત્તમ ખાનદાનને શોભાવનારા, સુવર્ણ સમાન કંચન કાય, ઋષભનારાચસંઘયણને ધારનાર, સમચતુરસ્ત્ર સંસ્થાનથી દેદીપ્યમાન, શરીરથી કોમળ અને આત્માથી વજ્ર જેવા મારા મહાવીરસ્વામી મને શ્વાસોશ્વાસે સ્મરણમાં આવો.

(૧૦) લોભીઓને લોભરૂપી રાક્ષસથી મુકાવનારા. કામીઓને કામરૂપી ગુંડાથી બચાવનારા. ક્રોધીઓને ક્રોધરૂપી ચંડાલથી રક્ષણ આપનારા. માયારૂપ નાગણના ઝેરથી નાશ પામનારા માનવીઓને દેશનારૂપી અમૃત પાનારા.

હે જગઉદ્ધારક ! દયાના સાગર ભગવાન મહાવીરસ્વામી મારા કષાયોને પણ નાશ કરનારા થાઓ.

(૧૧) હે ! યથાર્થવાદી ભગવાન અમે તમારા યથાર્થવાદને સ્વીકારીએ છે. અને શ્રદ્ધાપૂર્વક સ્વીકારીએ છીએ. તોએ એટલું તો કહેવુ જ પડશે કે, તમારા આ યથાર્થવાદને સમજવા માટે માયાવાદ, શૂન્યવાદ, પ્રકૃતિ-પુરુષવાદ, જૈમિનીનો વૈદિક હિંસાવાદ, ચાર્વાકનો નાસ્તિકવાદ તથા અનીશ્વરવાદીનો ઇશ્વર નિરાકરણવાદ આદિ વાદોની પરંપરાને જાણ્યા પછી તમારા યથાર્થવાદનુ અમે દર્શન કરી શકયા છીએ.

## પાંચમા શતકનું સમાપ્તિ વચન

નવયુગ પ્રવર્તક, દીર્ઘદ્રષ્ટા, અનેક સંસ્થાઓના સંસ્થાપક, તીર્થોદ્ધારક, શાસ્ત્રવિશારદ, જૈનાચાર્ય શ્રી ૧૦૦૮ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ સાહેબના શિષ્યરત્ન શાસનદીપક, પ્રખર વક્તા, અહિંસા અને સમ્યક્જ્ઞાનના મહાન્ પ્રચારક પૂજ્યપાદ ૧૦૦૮ શ્રી વિદ્યાવિજયજી મહારાજ સાહેબે પોતાના સ્વાધ્યાય માટે ભગવતીસૂત્ર જેવા ગહન વિષય ઉપર સક્ષેપમાં જે વિવરણ લખ્યુ હતું. તેના ઉપર વિસ્તૃત ટિપ્પણ લખીને તેમના સુશિષ્ય ન્યાય-વ્યાકરણ કાવ્યતીર્થ પં. શ્રી પૂર્ણાનંદવિજયજી (કુમારશ્રમણ) મહારાજે પોતાની અલ્પમતિથી સંશોધન કર્યું છે.

भद्रं भूयात् भूतानाम् ॥

પાચમુ શતક સમાપ્ત

# આભાર દર્શન

"શ્રી ભગવતી સૂત્ર સાર સંગ્રહ" ગ્રંથના પ્રકાશન અર્થે નીચેની સંસ્થાઓ તેમજ મહાનુભાવો તરફથી નીચે મુજબ આર્થિક સહાય પ્રાપ્ત થઇ છે, અને તેઓ સૌનો આ તકે અમે આભાર માનીએ છીએ.

રૂ.

૨૦૦૦ શ્રી ગોડીજી ટેમ્પલ ટ્રસ્ટ સંઘ, ગુરુવાર પેઠ, પૂના.
૧૦૦૦ શ્રી પોરવાલ ટેમ્પલ ટ્રસ્ટ સંઘ, શુક્રવાર પેઠ, પૂના.
૭૫૦ શેઠ ખીમજીભાઇ પ્રેમજીભાઇ પૂના.
૫૦૧ ગોઠી ધડો ઓસવાલ મંદિર, શુક્રવાર પેઠ, પૂના.
૩૦૦ શ્રી એ. વી. ગાંધી હા. છગનમલજી ભંડારી પૂના.
૨૫૧ શ્રી આદિનાથ સોસાયટી ટેમ્પલ ટ્રસ્ટ પૂના.
૨૫૧ શેઠ ચીમનભાઈ ચાવાલા, રવિવાર પેઠ, પૂના.
૨૫૦ શ્રી લાલચંદજી અન્નરાજજી પૂના.
૨૫૦ શ્રી દેહગામ જૈન સંઘ.
૨૫૦ શ્રી મહુધા જૈન સંઘ.
૨૫૦ શ્રી બાલી ( રાજસ્થાન ) જૈન સંઘ
૨૫૦ પૂ. ગણિવર્ય શ્રી લબ્ધિવિજયજી મ. સા. હસ્તક.
૨૦૧ પૂ. સાધ્વીજી શ્રી કનકપ્રભાશ્રીજી હસ્તક.
૨૦૦ શેઠ હિમ્મતમલજી પરમાર, રવિવાર પેઠ, પૂના.

પ્રકાશક

૬૭૦૪

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૨૪ | કાયાનુ | કાયાને |
| ૧૮ | ૧૭ | ननेव | मनेन |
| ૨૪ | ૬ | આવવ | આવવા |
| ૨૯ | ૪ | સ યન | સંયમ |
| ૩૧ | ૩ | પારિગ્ર | પારિગ્રા |
| ૩૪ | ૩ | અસ નિ | અસંજ્ઞિ |
| ૩૬ | ૪ | પરિણમે | ચરિણામે |
| ૩૭ | ૨ | આસ્તિ | અસ્તિ |
| ૩૮ | ૧૭ | પયાયો | પર્યાયો |
| ૬૯ | ૧૯ | શત્રુન્ | શત્રૂન્ |
| ૭૩ | ૧૯ | કહી | કરી |
| ૭૬ | ૯ | ત્રિકાળ | ત્રિકાળા— |
| ૭૭ | ૧૦ | સર | રસ |
| ૭૮ | ૧૫ | અનાથી | એનાથી |
| ૭૯ | ૪ | સમટે | સમયે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૯ | ૧૧ | અમનોત | અમનોજ |
| ૮૦ | ૧૯ | હેઠે | ઠેઠ |
| ૮૩ | ૪ | ણાવા | ણામવા |
| ૮૪ | ૧૭ | પૂર્વ ૭વે | ૭વે પૂર્વ |
| ૯૬ | ૧૯ | ખા , | ખાવી, |
| ૧૩૪ | ૬ | સજા | સજાગ, |
| ૧૩૬ | ૫ | સર્વથ | સર્વથા |
| ૧૩૭ | ૧૫ | ૩દીર્ણના | ઉદીર્ણામાં |
| ૧૪૦ | ૨૫ | નકળે | નીકળે |
| ૨૪૧ | ૧૯ | ૦ | દ્રવ્ય |
| ૧૫૩ | ૧૧ | जगस्स | जणस्स |
| ૧૫૯ | ૭ | સત્યા | સત્ય |
| ૧૫૯ | ૭ | સત્યા | સત્ય |
| ૧૫૯ | ૯ | અસિ | અસ |
| ૧૬૧ | ૮ | ક વામાં | કરવામાં |
| ૧૬૧ | ૨૨ | ઇ | કોઈ |
| ૧૬૧ | ૨૪ | મૃપાવાદન | મૃપાવાદને |
| ૧૬૩ | ૮ | सत्याऽमृषा | सत्यासत्यमृषा |
| ૧૬૩ | ૧૦ | ૧૭૦ | ૧૦૭૦ |
| ૧૬૩ | ૨૫ | ભવનોમ | ભવનો માં |
| ૧૭૨ | ૧૨ | અજીર | અજીવ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૭૪ | ૧૫ | હેલા છે | રહેલા છે |
| ૧૭૫ | ૨ | રૂપીયા | રૂપીને |
| ૧૮૧ | ૬ | અરપી | અરૂપી |
| ૧૮૮ | ૧૦ | તથા | ૦ |
| ૧૯૪ | ૧૧ | ગ્નાન | કાન |
| ૧૯૬ | ૨ | ભાગી છે | ભાગી જાય છે |
| ૧૯૬ | ૬ | ભગવાન થાય છે | ભગવાન નાથ થાય છે |
| ૨૧૨ | ૫ | મોહા | મોકા |
| ૨૧૨ | ૧૧ | વો | દેવો |
| ૨૧૫ | ૧૧ | ૮ હજાર | ૮૦ હજાર |
| ૨૨૫ | ૧૭ | નો કર્મ | નોકર્મ |
| ૨૨૫ | ૧૮ | નો કર્મની | નોકર્મની |
| ૨૩૭ | ૨૨ | સત્કર્મિકાં | સત્કર્મિતા |
| ૨૬૩ | ૩ | ભવ | લવ |
| ૨૬૪ | ૨૩ | હો | હત ! |
| ૨૬૫ | ૨૫ | કારણો | કારણે |
| ૨૬૬ | ૧૪ | એકર | એદર- |
| ૨૬૬ | ૧૯ | વોગ | યોગ |
| ૨૮૩ | ૧૧ | મુવકી લીને | મુઠી વાલીને |
| ૨૯૦ | ૧૫ | કરનારા | કરનારી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯૦ | ૨૫ | કલી | કલીબ |
| ૨૯૩ | ૨૩ | સય | સમ્ય |
| ૩૦૧ | ૧૯ | વસ્તુ હુ | વસ્તુ, |
| ૩૦૨ | ૨૫ | કેરો | કેગે |
| ૩૦૫ | ૧૫ | ઉપર્યુક્ત | ઉપયુક્ત |
| ૩૦૯ | ૧૯ | ઉદ્દાસ | ઉદાત્ત |
| ૩૧૦ | ૧૩ | વર્ણન છે | ૦ |
| ૩૧૧ | ૧૬ | આત્મા | આત્મ |
| ૩૧૧ | ૨૪ | પ્રત્યાખ્યાન | • |
| ૩૨૦ | ૨૨ | પ્રેમકાયિક | પ્રેતકાયિક |
| ૩૩૩ | ૨૧ | માવા | મારવા |
| ૩૩૪ | ૫ | મિથ્યકલ્પના | મિથ્યાકલ્પના |
| ૩૩૫ | ૫ | કંકાસને | કંકાસનું |
| ૩૪૨ | ૧૮ | વાટકા પીએ | વાટકા દૂધ પીએ |
| ૩૪૨ | ૨૨ | ધર્મસ્ત્ર | ધર્મસ્ય |
| ૩૪૫ | ૯ | ઉપર્યુક્ત | ઉપયુક્ત |
| ૩૫૧ | ૧૮ | भाजिनो | मोजिनो |
| ૩૫૨ | ૭ | मोगायतनं शरीरे | मोगायतनं शरीरं |
| ૩૬૮ | ૧૭ | વાવદૂક | વક્તા |
| ૩૭૩ | ૧૭ | નમના | નામના |
| ૩૯૩ | ૨૪ | અડજ | અંડજ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૯૭ | ૨૩ | ચારિત્ર | ચારિત્રં |
| ૪૧૭ | ૯ | કેળની | કેવળી |
| ૪૨૧ | ૧૩ | હોઈ છે | હોય છે |
| ૪૨૪ | ૨૫ | કેવળ | કેવળ |
| ૪૨૪ | ૨૫ | કેવળ | કવળ |
| ૪૨૫ | ૫ | આગળ | આગમ |
| ૪૨૬ | ૧૬ | ડમરા | ડમરૂ |
| ૪૪૮ | ૯ | ખન | ખાન |
| ૪૫૧ | ૯ | રાસા | राखा |
| ૪૫૧ | ૧૦ | चाख | चाखा |
| ૪૫૬ | ૧૩ | मेउण | મેહુણ |
| ૪૫૭ | ૫ | ત્રણે | ત્રણે |
| ૪૬૩ | ૧૪ | આવેશમા | આવેશ |
| ૪૬૪ | ૧૫ | કર્યો | કર્મો |
| ૪૬૫ | ૨૨ | કેટલુ | કેટલો |
| ૪૬૯ | ૧૧ | મન સાંપ્ર | મનમા સાપ્ર |
| ૪૬૯ | ૧ | મોહમા | મોહ |
| ૪૭૨ | ૧૮ | દબાતી | દબાવી |
| ૪૮૮ | ૭ | ધર | ઘટ |
| ૪૮૮ | ૨૦ | કહે છે | કરે છે |
| ૪૯૮ | ૧૯ | બધુક | બદુક |